श्रीमान् देवेंद्रसूरि विरचित

# श्री धर्मरत्न प्रकरण.

(मूल अने गुजराती भाषांतर)

प्रथम भाग.



शेठ खीअसी करमणना स्मरणार्थे

छपावी प्रसिद्ध करनार

श्री जैन धर्म विद्या प्रसारक वर्ग

पालीताणा.




लींबडी मध्येः—वकील गणेशजी जेठाभाइना
श्री जशवंतसिंहजी प्रिन्टींग प्रेसमां
मेनेजर हंसराज संघजी दुबले छाप्युं.

संवत १९६१ इ. स. १९०५

प्रथमावृत्ति. प्रत. १०००

कींमत रु. १-०-०. ३५/-

# અર્પણ પત્રિકા.

પરમ પૂજ્ય, શીરછત્ર, તીર્થરૂપ, સ્વર્ગસ્થ પિતાશ્રી
ખીઅસી કરમણ

પૂજ્ય શ્રી,

આપ એક ઉત્તમોત્તમ પિતા, વડીલ, નેતા અને ગુરૂ હતા. આપે અમારામાં બાલ્યાવસ્થામાં જે શુભ સંસ્કારોનાં બીજ રોપ્યા હતાં તેના યોગે આજ અમે સન્માર્ગમાં પ્રવર્તીએ છીએ. આપના ઉપકારો અનંત, અપાર અને અવર્ણનીય છે. આપના જેવા ખરેખરા સન્માર્ગ દર્શક વડીલો થોડાજ મનુષ્યોને પ્રાપ્ત થતા હશે. આપના કરેલા ઉપકારોનો યત્કિંચત્ પણ બદલો વાળવાનો પ્રયત્ન કરવો તે હાસ્ય જનક છે, કારણ કે માત પિતાના કરેલા ગુણોનો બદલો શ્રવણ અને રામ જેવા મોટા મોટા પિતૃભક્ત પુત્ર પુત્રીઓ પણ વાળી શકવાને સમર્થ થયા નથી તો અમારૂં શું ગજું? યદ્યપિ આપ જેવા પવિત્ર વડિલના ચરણમાં કૃતજ્ઞતા રૂપે યત્કિંચિત્ કુસુમાંજલી અર્પણ કરવી એવા ઈરાદાથી આપના સ્મારકનો આ ગ્રંથ આપના સ્વર્ગમાં વિરાજતા આત્માને સમર્પણ કરીને અમો કૃતકૃત્ય થઇએ છીએ.

અમે છીએ,

આપના આજ્ઞાંકિત સંતાનો,

ડોસાભાઇ ખીઅસી.
ખેતશી ખીઅસી.
સોજપાળ ખીઅસી.
હેમરાજ ખીઅસી.
દેવજી લધા ખીઅસી.

# પ્રસ્તાવના.

શ્રી ધર્મરત્ન પ્રકરણ ગ્રંથ—જેવા ગ્રંથને પ્રસ્તાવનાની જરૂરજ નથી. કારણ કે તેના કર્તાની લેખીનીમાં એવું અપૂર્વ અને અસરકારક ભાષા-બળ રહેલું છે કે તે આપોઆપ પોતાની શક્તિથી વાચકોનાં હૃદય રંજન કરીને તેમને પ્રિય થવાને સમર્થ છે. આ ગ્રંથના રચનાર શ્રીમાન્ દેવેંદ્ર સૂરિ જૈન ધર્મના એક મહાન્ અને સમર્થ વિદ્વાન થઈ ગયા છે. તેમણે આ ગ્રંથ અસલ માગધી અને સંસ્કૃત ભાષામાં લખેલો છે, આ ગ્રંથની ભાષા અને વાક્યરચના અપૂર્વ છે અને વર્ણન શૈલી એવી સુંદર સ્વાભાવિક અને પ્રાસાદિક છે કે મર્મજ્ઞ વાચક વિદ્વાનો ગ્રંથને સાદ્યંત વાંચી રહ્યા પછી કર્તાને હર્ષપૂર્વક ખરા અંતઃકરણથી ધન્યવાદ આપ્યા વગર રહેતા નથી. જે લેખકના લેખો કે ગ્રંથો વાચકના હૃદય ઉપર સજ્જડ છાપ પાડી શકતા નથી તેવા ગ્રંથો અલ્પાયુષ ભોગવીને થોડા કાળમાં લોકોની સ્મૃતિમાં નામ રૂપે પણ રહેતા નથી. અનેક ગ્રંથોની આવી દશા થઈ છે, થાય છે. અને હવે પછી પણ થશે. પરંતુ જે ગ્રંથોના પ્રણેતા સમર્થ સાક્ષરો હતા, તેમના ગ્રંથો ગમે તે દેશકાળમાં જેવા ને તેવા અજર, અમર, કિર્તીમાન્ અને લોકપ્રિય રહે છે. ગ્રંથ કર્તૃત્વનું સાર્થક પણ ગ્રંથના ઉક્ત પ્રતિના અમરત્વ અને લોકપ્રિયતામાંજ રહેલું છે.

હવે પ્રસ્તુત ગ્રંથ "ધર્મરત્ન પ્રકરણ" કેવી પ્રતિનો ગ્રંથ છે તેની તુલના વાચકો પોતાની મેળે કરી શકશે. સ્વલ્પ લાયકાત ધરાવનારા ગ્રંથોને સર્ટીફીકેટોની, સીફારસની અને લોકોના આશ્રયની જરૂર પડે છે, પરંતુ જે ગ્રંથો પોતેજ પોતાની યોગ્યતાના પ્રમાણ પત્રો છે તેમનો યશ સુગંધ સ્વતઃ દશ દિશામાં કોઈની યત્કિંચિત પણ સહાય શિવાય ફેલાય છે. આવા ગ્રંથોમાં સમાયેલું વસ્તુ લોકોના હૃદયમાં વાસ કરવાને સદા સર્વદા શક્તિમાન છે. હવે આવી પ્રતિના પુસ્તકોને પ્રસ્તાવનાની કે પ્રમાણ પત્રોની વા પ્રશંસાની જરૂર છે ખરી?

ધર્મરત્ન પ્રકરણ પણ ઉંચી પ્રતિનો ઉત્તમ શૈલીવાળો ગ્રંથ છે. તે ગ્રંથ અને તેના કર્તાનું નામ અજર, અમર અને ચિરસ્થાપી થયું છે. જ્યાંસુધી જૈન ધર્મના ગ્રંથોનું સ્મરણ લોકોમાં રહેશે ત્યાંસુધી પ્રસ્તુત ગ્રંથનું અને તેના સાક્ષર લેખકનું નામ પણ અમરત્વ ભોગવશે એ નિઃસંશય વાત છે.

આવો ઉત્તમ ગ્રંથ સંસ્કૃત અને માગધી ભાષામાં હોવાથી તેનો લાભ સામાન્ય શિક્ષણ પામેલા મનુષ્યો લઇ શકતા નથી. તેવા સામાન્ય કેળવણી પામેલાને પણ તેના વાચનનો લાભ મળે તેવા ઇરાદાથી અમે તેનું મૂળ સાથે ગુર્જર ભાષાંતર તૈયાર કરાવીને પ્રસિદ્ધ કર્યું છે. ભાષાંતર તૈયાર કરવામાં મૂળ લેખકનો આશય સ્પષ્ટ રીતે સમજાય તેને માટે બનતી કાળજી રાખવામાં આવી છે.

ગ્રંથનો આ પ્રથમ ભાગ છે તેમાં શ્રાવકના એકવીશ ગુણો ઉપર એકવીશ કથાઓ વર્ણવેલી છે. તે સર્વ કથાઓ એવી રસીક, બોધક અને ઉત્તમ આશયથી પૂર્ણ છે કે વાચકના હૃદયને આનંદ આવ્યા વગર રહેનાર નથી.

કચ્છ સુથરીના રહીશ સ્વર્ગસ્થ શેઠ ખીઅશી કરમણના સ્મરણાર્થે આ પુસ્તક તેમના સુપુત્રોએ પ્રસિદ્ધ કરાવ્યું છે અને તેની છપામણી વિગેરેના ખર્ચના રૂપિઆ એક હજાર આપ્યા છે. પોતાના વડીલનું આવું શુભસ્મારક કરવા માટે ઉકત સુપુત્રોને ખરેખરો ધન્યવાદ ઘટે છે. કારણ કે જ્ઞાન દાન અપાવવાનું પ્રિય જનોનું સ્મારક કરવું તેના જેવું બીજું કયું ઉત્તમ કૃત્ય હોઈ શકે ?

જૈન કોમના અન્ય શ્રીમંતોએ ઉકત શેઠ ખીઅસી કરમણના સત્પુત્રોના શુભ કૃત્યનું અનુકરણ કરવાની પૂરી જરૂર છે. કારણ કે ઉત્તર ક્રિયામાં નાતો જમાડીને અને મેળા ઉજાણી કરીને હજારો રૂપીઆનો ધૂમાડો કરવા કરતાં થોડા રૂપિઆ ખરચીને આવા ગ્રંથો પ્રસિદ્ધ કરાવવા તે કેટલું બધું ઉપકારક અને પુન્યપ્રદ કાર્ય છે ? અન્ય શ્રીમંતોને પણ આવા શુભ માર્ગે દ્રવ્ય વાપરવાની સદ્બુદ્ધિ સુઝે એમ અમારી પ્રાર્થના છે.

છેવટે પ્રસિદ્ધ કર્તા જણાવવાની રજા લે છે કે છાપવાની ઉતાવળને લીધે અને હસ્તદોષ તથા નજર ચુકથી જે ભૂલો વાચકોને આ ગ્રંથમાં નજરે પડે તે ક્ષમા કરવા કૃપા કરવી અને પ્રસિદ્ધ કર્તાને જણાવવાની મહેરબાની કરવી કે જેથી કરીને દ્વીતિયાવૃત્તિમાં સુધારો કરી શકાય.

વીર સંવત ૨૪૩૨. પ્રસિદ્ધ કર્ત્તા.

## અનુક્રમણિકા.

# श्री धर्मरत्न प्रकरण.[1]

## सटीक.[2]

(ઉપોદ્ઘાત.[3])

આપણા જૈન ગ્રંથકારોની એવી શૈલી છે કે, શરૂઆતમાં મંગળાચરણ કરવું જોઇએ, એથી ટીકાકાર પહેલાં સામાન્ય મંગળ કરે છેઃ—

॥ ॐ[4] ॥

॥ नमः प्रवचनाय[5] ॥

પ્રવચનને નમસ્કાર[6] [થાઓ.]

---

૧ મૂળ ગ્રંથની આદિમાં "धम्मरयणस्स जुग्गो" એવું પદ છે, તે પરથી ગ્રંથનું તેજ નામ પાડેલ છે.

૨ મૂળ ગ્રંથપર જે વિવેચન લખાય તેને ટીકા અથવા વૃત્તિ કહેવામાં આવે છે, તેપરથી જે ગ્રંથ ટીકા સહિત હોય તે સટીક કહેવાય.

૩ ઉપોદ્ઘાત એટલે પ્રસ્તાવના અર્થાત્ કોઈ પણ બાબતનું આદિ મંડાણ.

૪ પ્રાચીન જૈન ગ્રંથોની પ્રતોની આદિમાં આ સાંકેતિક ચિન્હ વપરાય છે. આ ચિન્હ મારા ધારવા મુજબ ઓંકાર અથવા ઐંકાર બતાવનાર હોવું જોઇએ.

૫ પ્રવચન એટલે ઉત્કૃષ્ટ વચન—ઉત્તમ વચન, અર્થાત્ જિન વચન—જિનાગમ—જિન સિદ્ધાંત.

૬ આ સામાન્ય મંગળ વખતે પ્રત લખનાર લેખકે પોતા માટે લખેલ હોય, તોપણ હોય.

## ટીકાકારનું ખાસ મંગળાચરણ.

सद्ज्ञान लोचन विलोकित सर्व भावं
निःसीमभीमभवकाननदाहदावम् ।
विश्वार्चितं प्रवरभास्वर धर्म्मरत्न-
रत्नाकरं जिनवरं प्रयतः प्रणौमि* ॥ १ ॥

સમ્યક્ જ્ઞાનરૂપ ચક્ષુવડે સર્વ પદાર્થોને જોનાર, સીમા રહિત ભયંકર સંસારરૂપ વનને બાળવા માટે દાવાનળ સમાન, જગત્પૂજ્ય, ઉત્તમ અને ઝગમગતા ધર્મરૂપ રત્નના માટે રત્નાકર [ સમૂદ્ર ] સમાન, ( એવા ) જિનેશ્વરને ( હું ) સાવધાન [ રહી ] સ્તવું છું.

### હવે ટીકાકાર અભિધેય[૧] તથા પ્રયોજન[૨] બતાવે છે.

श्री धर्मरत्न शास्त्रं[३] बह्वर्थं स्वल्प शब्द संदर्भं
स्वपरोपकार हेतो[४] र्विवृणोमि यथाश्रुतं[५] किंचित्[६] ॥ २ ॥

ઝાઝા અર્થવાળા અને થોડી શબ્દ રચનાવાળા શ્રી ધર્મરત્ન નામના

---

* આ કાવ્યનો છંદ વસંતતિલકા છે, તેનું લક્ષણ આ પ્રમાણે છેઃ— **उक्ता वसन्ततिलका तभजाजगौगः—** આ કાવ્યમાં જિનેશ્વરનાં ચાર વિશેષણો આપી ચાર અતિશય બતાવ્યા છે, તે આ પ્રમાણે—

પહેલા વિશેષણથી જ્ઞાનાતિશય એટલે ઉત્કૃષ્ટ જ્ઞાન.
બીજા વિશેષણથી અપાયાપગમાતિશય—એટલે ઉત્કૃષ્ટ નિર્દોષિતા.
ત્રીજા વિશેષણથી પૂજાતિશય—એટલે ઉત્કૃષ્ટ પૂજ્યતા.
ચોથા વિશેષણથી વાગતિશય—એટલે ઉત્કૃષ્ટ વાણી.

૧ જે બાબત કહેવાની હોય તે અભિધેય કહેવાય.
૨ જે અર્થે પ્રવૃત્તિ કરાય તે પ્રયોજન કહેવાય.
૩ આ પદથી અભિધેય બતાવ્યું છે.
૪ આ પદથી પ્રયોજન બતાવ્યું છે.
૫ આ પદથી સ્વમતિ કલ્પના દૂર કરી છે.
૬ આ પદથી એમ બતાવવાનું છે કે, હજુ વધુ વિવરણ થઈ શકે, પણ

શાસ્ત્રને, સ્વપરના ઉપકારમાટે, જેમ મેં સાંભળ્યું છે તેમ કાંઈક વર્ણન કરૂં છું.*

## હવે ટીકાકાર મૂળ ગ્રંથની પ્રથમ ગાથામાટે અવતરણ લખે છે.

**इहहि हेयोपादेयादिपदार्थसार्थपरिज्ञानप्रवीणस्य जन्मजरामरणरोगशोकादिदुर्गदौर्गत्यनिपीडितस्य भव्यसत्त्वस्य स्वर्गापवर्गादिसुखसंपत्संपादनावंध्यनिवंधनं सद्धर्मरत्न मुपादातु मुचितं[1]**

આ જગતમાં છાંડવા આદરવા યોગ્ય વિગેરે પદાર્થોની સમજ ધરનાર, છતાં જન્મ–જરા–મરણ–રોગ–શોકાદિ વિષમ પંચાતીથી પીડાયેલા ભવ્ય પ્રાણીએ, સ્વર્ગ–મોક્ષાદિ સુખ સંપદાનું મજબૂત કારણભૂત સદ્ધર્મરૂપી રત્ન ગ્રહણ કરવું જોઇએ.

**तदुपादानोपाय श्च गुरूपदेश मंतरेण न सम्यग् विज्ञायते[2]**

તે [સદ્ધર્મ રત્ન] ગ્રહણ કરવાનો ઉપાય ગુરૂના ઉપદેશ વિના બરોબર જાણી શકાતો નથી.

**नचानूपायप्रवृताना मभीष्टार्थसिद्धिः[3]**

અને ઉપાય જાણ્યા વગર પ્રવૃત્તિ કરનારાઓને ઇચ્છિત અર્થની સિદ્ધિ

---

ગ્રંથ વધી પડે તેથી હું કાંઇક વર્ણન કરીશ. આ આર્યા છંદ છે.

* શાસ્ત્રની આદિમાં મંગળ, અભિધેય, પ્રયોજન તથા સંબંધ એમ ચાર બાબતો બતાવવી જોઇએ, જેમાની ત્રણ તો પાધરી બતાવી છે. ચોથો સંબંધ સામર્થ્યગમ્ય એટલે કે, પોતાના જોરેજ જણાઈ શકે તેમ છે. તે આ પ્રમાણે કે, આ ગ્રંથના શબ્દો વાચક છે, અને એની જે મતલબ તે વાચ્ય છે; તેથી વાચ્ય વાચકભાવરૂપ સંબંધ પોતાની મેળે સમજી શકાય તેમ છે. એનેજ ઉપાયોપેય અથવા સાધ્યસાધન સંબંધ પણ કહે છે.

૧—૨—૩ આ ત્રણ ઉલ્લેખોનો ટુંકામાં સારાંશ એ છે કે, ઇચ્છિત અર્થની સિદ્ધિને માટે ગુરૂ પાસેથી ઉપાય મેળવી ધર્મ અંગીકાર કર્યાથી ચતુર પુરૂષ જન્મ—જરા—મરણથી છૂટીને સ્વર્ગ મોક્ષાદિકનાં સુખ અવસ્ય મેળવી શકે છે; માટે તેવા જનોને ગુરૂએ ઉપાય બતાવવો જોઇએ

થતી નથી.

इत्यतःकारुण्यपुण्यचेतस्तया धर्मार्थिनां धर्मोपादानपालनोपदेशं दातुकामः सूत्रकारः शिष्टमार्गानुगामितया[1] पूर्वं ताव दिष्टदेवतानमस्कारादि[2] प्रतिपादनार्थ मिमां गाथा माह ॥ छं[3] ॥

એથી કરીને સૂત્રકાર કરૂણાથી પવિત્ર અંતઃકરણવાળા હોવાથી ધર્માર્થિ પ્રાણીઓને ધર્મ ગ્રહણ કરવા તથા તેનું પાલન કરવાનો ઉપદેશ દેવા ઇચ્છતા થકા સત્પુરૂષોના ધોરણને અનુસરી પહેલાં આદિમાં ઈષ્ટ દેવતા નમસ્કાર વિગેરે બાબતો બતાવવા ખાતર આ ગાથા કહે છે.

## (મૂળ ગાથા.)

नमिऊण सयल गुण रयण-
कुलहरं[4] विमल केवलं वीरं।
धम्मरयण त्थियाणं
जणाण वियरेमि उवएसं ॥ १ ॥

[ મૂળ ગાથાનો અર્થ ]

સકળ ગુણરૂપી રત્નોના ઉત્પત્તિ સ્થાન સમાન નિર્મળ કેવળ જ્ઞાનવાન વીર પ્રભુને નમીને ધર્મ રત્નના અર્થિ જનોને ઉપદેશ આપું છું.

---

૧ શિષ્ટ એટલે શિક્ષા પામેલા—કેળવાયેલ જનો, તેમનો માર્ગ એટલે ધોરણ—પદ્ધતિ; શિષ્ટ જનોનું એ ધોરણ છે કે મંગળ પૂર્વક પ્રવર્ત્તવું; તેથી સૂત્રકાર પણ તેમજ કરે છે.

૨ આદિ શબ્દથી અભિધેય પણ બતાવે છે.

૩ વાક્યનો પ્રસંગ પૂર્ણ થાય ત્યારે આ છકારનું ચિન્હ સંસ્કૃત—પ્રાકૃતમાં વપરાય છે. એ પૂર્ણવિરામનો અર્થ સારે છે.

૪ કુળગૃહ—કુળઘર—ઉત્પત્તિસ્થાન,

[ પ્રથમ ગાથાની ટીકા. ]

इह पूर्वार्द्धेना[१] भीष्ट[२]देवतानमस्कारद्वारेण विघ्नविनायकोपशांतये[३] मंगल मभिहित मुत्तरार्द्धेन चाभिधेय मिति ।

આ ગાથાના પૂર્વાર્દ્ધવડે અભીષ્ટ દેવતાને નમસ્કાર કરવાના દ્વારે કરીને વિઘ્નવિનાયક ( દેવ ગણ ) ની ઉપશાંતિના અર્થે મંગળ કહી બતાવ્યું છે, અને ઉત્તરાર્દ્ધવડે અભિધેય કહી બતાવ્યું છે.

संबंधप्रयोजने पुनः सामर्थ्यगम्ये । तथाहि ।

સંબંધ અને પ્રયોજન તો સામર્થ્ય ગમ્ય છે, એટલે કે પોતાના જોરથીજ જણાય છે, તે આ રીતેઃ—

संबंध. स्ताव दुपायोपेयलक्षणः[४] साध्यसाधनलक्षणो वा । तत्रेदं शास्त्र मुपायः साधनं वा । साध्य मुपेयं वा शास्त्रार्थपरिज्ञान मिति ।

ત્યાં સંબંધ તે ઉપાયોપેય સ્વરૂપ અથવા સાધ્યસાધન રૂપ જાણવો. ત્યાં આ શાસ્ત્ર છે તે [ તેના અર્થનો ] ઉપાય અથવા સાધન છે, અને શાસ્ત્રના અર્થનું પરિજ્ઞાન છે તે ઉપેય અથવા સાધ્ય છે.

---

૧ ગાથાનાં પહેલાં બે પદ તે પૂર્વાર્દ્ધ અને છેલાં બે પદ તે ઉત્તરાર્દ્ધ ગણાય છે.

૨ અભીષ્ટ દેવતા એટલે જે પ્રકારનું શાસ્ત્ર હોય, તે પ્રકાર માટે અનુકુળ દેવતા.

૩ વિઘ્નવિનાયક એટલે વિઘ્નો ઉપર સત્તા ચલાવનાર અર્થાત્ વિઘ્ન કરનાર તથા ટાળનાર દેવગણ.

૪ ઉપાય એટલે જેવડે શાસ્ત્રાર્થનું પરિજ્ઞાન થઈ શકે તે, અર્થાત્ ખુદ શાસ્ત્ર તે ઉપાય છે, અને ઉપેય એટલે જે ઉપાયવડે પ્રાપ્ત થઈ શકે તે, અર્થાત્ શાસ્ત્રાર્થનું પરિજ્ઞાન.

प्रयोजनं[1] तु द्विविधं:—कर्तुः श्रोतुश्च । पुनरनंतर[2]परंपर[3]भेदा देकैकं द्वेधा ।

પ્રયોજન તો બે પ્રકારનાં છે:— કરનારનું અને સાંભળનારનું, તે હરેક પાછું અનંતર અને પરંપરા ભેદે કરીને બે પ્રકારનું છે.

तत्रानंतरं कर्तुः सत्त्वानुग्रहः—परंपर मपवर्गप्राप्तिः । तथा चोक्तं ।

ત્યાં શાસ્ત્ર કરનારને અનંતર પ્રયોજન ભવ્ય જીવોપર અનુગ્રહ કરવો એ છે, અને પરંપર પ્રયોજન મોક્ષ પ્રાપ્તિરૂપ છે: જે માટે કહેલું છે કે:—

( શ્લોક. )

" सर्वज्ञोक्तो पदेशेन, यः सत्त्वाना मनुग्रहं
करोति दुःख तप्तानां, स प्राप्नोत्यचिराच्छिवं, " इति ।

સર્વજ્ઞના કહેલા ઉપદેશવડે કરીને જે પુરૂષ દુઃખથી તપેલા જીવો ઉપર અનુગ્રહ કરે તે થોડા વખતમાં મોક્ષ પામે છે.

श्रोतुः पुनरनंतरं शास्त्रार्थपरिज्ञानं, परंपरं तस्या प्यपवर्गप्राप्तिः । उक्तंच ।

સાંભળનારને તો અનંતર પ્રયોજન શાસ્ત્રાર્થ પરિજ્ઞાન છે. અને પરંપર પ્રયોજન તો તેને પણ મોક્ષ પ્રાપ્તિરૂપ છે. કહેલું છે કે:—

( શ્લોક. )

" सम्यक् शास्त्रपरिज्ञाना, द्विरक्ता भवतो जनाः
लब्ध्वा दर्शनसंशुद्धिं, ते यांति परमां गतिं "—मिति

---

૧ પ્રયોજન એટલે ફળ કે અર્થ.

૨ અનંતર એટલે તરતનું અર્થાત્ હમણાં ને હમણાંનું, તાત્કાલિક.

૩ પરંપર એટલે લાંબા વખતે પેદા થનાર અર્થાત્ આખરી.

શાસ્ત્રના સમ્યક્ પરિજ્ઞાનથી સંસારથી વિરક્ત થએલા જનો સમ્યક્ત્વની શુદ્ધિ મેળવીને પરમગતિ [ મોક્ષગતિ ] પામે છે.

## सांप्रतं सूत्रव्याख्या

## હવે મૂળની ગાથાની વ્યાખ્યા કરીએ છીએ.

नत्वा—प्रणम्य, कं—वीरं—कर्मविदारणा, त्तपसा विराजना, द्वर्यवीर्ययुक्तत्वाच्च, जगति यो वीर इतिख्यातः-यदुक्तादिः—

" विदारयति यत्कर्म, तपसा च विराजते
तपोवीर्येण युक्त श्च, तस्मा द्वीर इति स्मृतः "

तं वीरं श्रीमद्वर्द्धमानस्वामिनं

નમીને એટલે પ્રણામ કરીને, કોને એટલે વીરને, કર્મને વિદારણ કરવાથી, તપવડે વિરાજમાન હોવાથી, અને ઉત્તમ વીર્યે કરી યુક્ત હોવાથી જગતમાં જે વીર એવા ઇલકાબથી પ્રખ્યાતિ પામેલ છે, જે માટે કહેવામાં આવ્યું છે કેઃ—

જે માટે કર્મને વિદારણ કરે છે, તપથી વિરાજે છે, અને તપ વીર્યથી યુક્ત છે, તે માટે વીર એવા નામથી સંભારાય છે.

તે વીરને એટલે કે શ્રીમાન્ વર્ધ્ધમાન સ્વામીને,

किं विशिष्टं—सकलगुणरत्नकुलगृहं—सकलाः समस्ता ये गुणाः क्षमामार्दवार्जवादय—स्तएव रौद्रदारिद्यमुद्राविद्रावकत्वात् सकलकल्याण. कलापकारणत्वा च्च रत्नानि—सकलगुणरत्नानि, तेषां कुलगृह—मुत्प. त्तिस्थानं-तं सकलगुणरत्नकुलगृहं

કેવા વીરને-( ત્યાં વિશેષણ આપે છે કે ) સકળ ગુણ રત્ન કુળગ્રહ-( એટલે કે ) સકળ-સમસ્ત જે ગુણો-ક્ષાંતિ માર્દવ આર્જવાદિક-તેઓજ ભયંકર દારિદ્રની છાપને ગાળનાર હોવાથી તેમજ સકળ કલ્યાણ પરંપરાના કારણભૂત હોવાથી રત્નરૂપે ( મનાયાથી ) સકળ ગુણ રત્નો [ કહેવાય છે

તેમના જે કુળગૃહ એટલે ઉત્પત્તિસ્થાન છે, એવા તે વીરને,

पुनः किंविशिष्टं—विमलकेवलं—विमलं सकलतदावारकर्माणु-रेणुसंपर्कविकलत्वेन निर्मलं केवलं केवलाख्यं ज्ञानं यस्य स विमलकेवल-स्तं,

ફરીને કેવા વીરને-[ ત્યાં બીજું વિશેષણ આપે છે કે ] વિમળ કેવળ એટલે કે વિમળ અર્થાત્ જ્ઞાનને ઢાંકનાર તમામ કર્મ પરમાણુ રજના સંબંધથી રહિત હોવાથી નિર્મળ, કેવળ અર્થાત્ કેવળ નામે જ્ઞાન છે જેને તે વિમળકેવળ-એવા તે વીરને,

त्त्वा प्रत्ययस्य चोतरक्रियासापेक्षत्वा दुत्तरक्रिया माह .

સંબંધક ભૂતકૃદંતનો ક્ત્વા પ્રત્યય ઉત્તર ક્રિયાપદની અપેક્ષા રાખનાર હોવાથી ઉત્તરક્રિયા કહે છે, [ મતલબ કે સકળ ગુણરત્ન કુળગૃહ વિમળકેવળજ્ઞાની વીરને નમી કરીને પછી શું કરનાર છું તે બતાવે છે ].

वितरामि—प्रयच्छामि, क—मुपदेशं—उपदिश्यत इत्युपदेशो हिताहित प्रवृत्ति निवृत्तिनिमित्तवचनरचनाप्रपंच स्तं,

વિતરામિ એટલે આપું છું, શું ?-ઉપદેશ-કહેવું તે ઉપદેશ અર્થાત્ હિતમાં પ્રવર્त्तવા અને અહિતથી નિવૃત્ત થવા માટે જે વચન રચનાની ગોઠવણી તે ઉપદેશ.

केभ्यो जनेभ्यो लोकेभ्यः—कथंभूतेभ्यो—धर्मरत्नार्थिभ्यः

કોને ઉપદેશ આપુંછું ? જનોને-લોકોને, કેવા જનોને ? ધર્મરત્નના અર્થિઓને.

दुर्गति प्रपतंतं प्राणिगणं धारयति सुगतौ धत्ते चेति धर्म्मः। उक्तंच ।

दुर्गतिप्रसृतान् जंतून्, यस्मा द्धारयते ततः
धत्ते चैतान् शुभस्थाने, तस्माद्धर्म इति स्मृतः—इति

દુર્ગતિમાં પડનાર પ્રાણિઓને (પડતાં) ધરી રાખે અને શુગતિમાં પહોચાડે તે ધર્મ જે માટે કહેલું છે કેઃ—

જે માટે દુર્ગતિમાં પડતા જંતુઓને તેનાથી ધરી રાખે છે.

અને શુભસ્થાનમાં તેમને પહોચાડે છે માટે તે ધર્મ કહેવાયો છે.

**स एव रत्नं प्राग्व्यावर्णित शब्दार्थं, तदर्थयंते मृगयंत इत्येवंशीलायेते धर्मरत्नार्थिन स्तेभ्यः**

તે ધર્મજ રત્ન ગણાય—રત્ન શબ્દનો અર્થ પૂર્વે વર્ણવ્યો છે. તે ધર્મરત્નને જેઓ ચાહે તેવા સ્વભાવવાળા જે હોય તે ધર્મરત્નાર્થિ કહેવાય તેવા જનોને—

**सूत्रे च षष्ठी चतुर्थ्यर्थे प्राकृत लक्षणवशाद् यदाहुः प्रभु श्री हेमचंद्र सूरिपादाः[1] स्वकृत प्राकृत लक्षणे "चतुर्थ्याः षष्ठी" इति गाथाक्षरार्थः ।**

મૂળ ગાથામાં પ્રાકૃતના નિયમ પ્રમાણે ચોથીના અર્થે છઠી વિભક્તિ વાપરેલ છે. જે માટે પ્રભુ શ્રી હેમચંદ્ર સૂરિ મહારાજે પોતાના પ્રાકૃત વ્યાકરણમાં કહ્યું છે કે "ચતુર્થીના બદલે ષષ્ઠી કરવી" આ રીતે ગાથાનો અક્ષરાર્થ બતાવ્યો.

**भावार्थः पुनरयं;—**

ભાવાર્થ તો આ પ્રમાણે છે;—

**नत्वेति पूर्वकालाभिधायिनाऽक्षिप्तोत्तर कालक्रियेण स्याद्वाद[2]शार्दूलनादसंवादिना पदेनैकांत नित्यानित्यवस्तुविस्तारिवादिप्रवादिमृगयो र्मुखबंधो व्यधायि ।**

[1] વિશેષ નામની સાથે પાદ શબ્દ જોડ્યાથી પાદ શબ્દનો અર્થ પૂજ્ય થાય છે અને તે બહુવચનમાંજ વર્તે છે.

[2] સ્યાદ્વાદ એટલે કથંચિત્ વાદ અર્થાત્ કોઇક અપેક્ષાએ એમ પણ હોય અને કોઇક અપેક્ષાએ તેમ પણ હોય એમ ઉભયકોટિને ગ્રહણ કરનાર કથન.

"નમીને" એ પૂર્વકાળ દર્શક અને ઉત્તરકાળની ક્રિયા સાથે સંબંધ રાખનાર એ રીતે સ્યાદ્વાદરૂપી સિંહનાદ સમાન પદે કરીને એકાંત નિત્ય તથા એકાંત અનિત્ય વસ્તુ સ્થાપન કરનાર વાદિ પ્રતિવાદીરૂપ બન્ને હરણોનું મુખ બંધ કરેલ છે.

यतो नैकांतेन नित्योऽनित्यो वा कर्त्ता क्रियाद्वयं कर्तु मीष्टे; क्रियाभेदे कर्तृभेदात्, ततो द्वितीयक्रियाक्षणे कर्तु रनित्यनित्यत्वाभावप्रसंगाभ्यां द्वयो रप्यपाकृति रिति ।

કારણ કે એકાંત નિત્ય અથવા એકાંતઅનિત્ય કર્તા જૂદી જૂદી બે ક્રિયા કરી શકે નહિ, કેમકે જૂદી જૂદી ક્રિયા થતાં કર્ત્તા પણ જૂદા જૂદા થઇ જાય. તેથી બીજી ક્રિયા કરવાના ક્ષણમાં કર્ત્તાને કાં તો અનિત્યપણાના અભાવનો પ્રસંગ લાગુ પડશે અથવા તો નિત્યપણાના અભાવનો પ્રસંગ લાગુ પડશે. એ રીતે બે પ્રસંગોએ કરીને એકાંત નિત્યપણા તથા એકાંત અનિત્યપણાનું ખંડન કરવું.*

હવે વિશેષણોનો ભાવાર્થ બતાવતાં ચાર અતિશય જણાવે છે.

---

* આ ન્યાયની પંક્તિ છે માટે તેનો વિશેષ અર્થ જણાવીયે છીયે. જો વસ્તુને એકાંત નિત્ય માનીયે તો નિત્ય વસ્તુ હમેશાં એક સ્વભાવે રહે તેથી તેજ પદાર્થ એક ક્ષણે એક ક્રિયા કરી બીજે ક્ષણે બીજી ક્રિયા નહિ કરી શકે; તેમજ જો એકાંત અનિત્ય માનિયે તો પદાર્થ ક્ષણ વિનાશી થતાં બીજે ક્ષણે શી રીતે બીજી ક્રિયા કરી શકે તેથી એકાંત અનિત્ય વાદિને તેજ પદાર્થ બીજે ક્ષણે બીજી ક્રિયા કરતો બતાવી તેણે માનેલા અનિત્યપણાના અભાવનો પ્રસંગ લાગુ પાડી તેનું ખંડન કરવું અને એકાંત નિત્ય વાદિને તે જ પદાર્થ બીજે ક્ષણે બીજી ક્રિયા કરતો બતાવી સ્વભાવ ભેદ સિદ્ધ કરી તેણે માનેલા નિત્યપણાના અભાવનો પ્રસંગ લાગુ પાડી તેનું ખંડન કરવું.

માટે સારાંશ એ છે કે જો સ્યાદ્વાદથી વસ્તુને નિત્યાનિત્યપણું માનીયે તો જ "હું આમ કરીને આમ કરૂં છું" એમ એક કર્ત્તા બે ક્રિયા સાથે જોડાઇ શકાય, માટે આવી જાતના વાકગથી સ્યાદ્વાદની સિદ્ધિ થાય છે

सकलगुणरत्नकुलगृह मित्यनेन भगवतः श्रीमदपश्चिमतीर्थाधिनाथस्य पूजातिशयः प्रकाश्यते, तथाच पूज्यंत एवा हंप्रथमिकाविधीयमानावनामवशसमुत्पन्नशिरःकोटीरकोटीविटंकसंघट्टैः सुरासुरनरनिकरनायकै रपि गुणवंत उक्तंच,

सव्वो गुणेहि गण्णो, गुणाहियस्सजह लोगे वीरस्स
संभंत–मउड–विडवो, सहस्सनयणो सयय मेइ । इति[१] ।

'સકળગુણરત્ન કુળગૃહ' એ પદે કરીને છેલ્લા તીર્થ નાયક ભગવાન વીર પ્રભુનો પૂજાતિશય બતાવવામાં આવે છે; કેમકે ગુણવાન્ પુરૂષોને દોડમ દોડા કરી કરવામાં આવતા પ્રણામના લીધે માથાં ઉપરના મુગટોની અણીઓના ઝણઝણુ કરતા મેલાપ સાથે દેવો અને દાનવોના ઇંદ્રો પણ પૂજ્યા કરે છે જ; કહેલું છે કે,

આ લોકમાં સર્વ કોઈ ગુણોના લીધે (માનનીય)
ગણાય છે, દાખલા તરીકે જુઓ કે ગુણે કરીને અધિક
એવા વીર પ્રભુની પાસે ઝૂળતી મુગટની અણીઓ વડે ઇંદ્ર
(પણ) હમેશાં આવ્યા કરે છે.

विमलकेवल मित्यमुना तु ज्ञानातिशयसंपन्नतया प्रसिद्धसिधार्थपार्थिवकुलविमलनभस्तलनिशीथिनीनाथस्य जिननाथस्य वचनातिशयः प्रपंच्यते, यतः केवलज्ञानेसत्यवश्यंभाविनी भगवतां तीर्थकृतां सद्देशनाप्रवृत्तिः, स्तीर्थंकरनामकर्मण इत्थमेव वेद्यमानत्वात् । यदुक्तं श्रीभद्रबाहुस्वामिपादैः–

"तंच कहं वेइज्जइ, अगिलाए धम्मदेसणाईहिं" । इत्यादि[२] ।

'વિમળ કેવળ' એ પદે કરીને તો જ્ઞાનાતિશય સહિતપણું બતાવ્યાથી પ્રખ્યાત સિદ્ધાર્થ રાજાના કુળરૂપ નિર્મળ આકાશ પ્રદેશમાં ચંદ્ર

---

૧ સંસ્કૃત છાયા;— सर्वो गुणै गण्यो, गुणाधिकस्य यथा लोके वीरस्य
संभ्रांतमुकुटविटपः सहस्रनयनः सततं मेति

૨ સં० છા०—तच्च कथं वेद्यते, अग्लान्या धर्मदेशनादिभिः (આવશ્યક નિર્યુક્તિ)

સમાન વીર જિનેશ્વરનો વચનાતિશય (પણ) જણાવાય છે, કારણ કે કેવળ જ્ઞાન પ્રાપ્ત થતાં તીર્થંકર ભગવાન્ અવશ્યપણે ઉત્તમ દેશના આપવા પ્રવર્તે છે, કેમકે એ રીતે જ તીર્થંકર નામ કર્મ વેદી શકાય છે. જે માટે પૂજ્ય શ્રી ભદ્રબાહુ સ્વામીએ કહેલું છે કે;—

"તે (તીર્થંકરનામ કર્મ શી રીતે વેદાય? (તેનું ઉત્તર એ કે) અગ્લાનીથી અર્થાત્ વગર થાકવે ધર્મદેશનાદિક કર્યાથી." વગેરે.

**वीर मिति सान्वयपदेन च भगवतः समूलकाषंकषितनिःशेषापायनिबंधनकर्मशत्रुसंघातस्य चरमजिनेश्वरस्या पायापगमातिशयःप्रस्पष्टं निष्टंक्यते, यतोऽपायभुतंभवभ्रमणकारणत्वात् सर्व मपि कर्म । तथाचा गमः—**

**"सव्वं पावं कम्मं, भामिज्जइ जेण संसारे[1] । इति ।**

'વીર' એવા યૌગિકપદે કરીને સર્વ અપાયના હેતુભૂત કર્મરૂપી શત્રુના સમૂહને મૂળથી ઊખેડનાર ભગવાન્ ચરમ જિનેશ્વર વીર પ્રભુનો અપાયાપગમાતિશય ખુલ્લી રીતે ટાંકી બતાવેલો છે, કારણ કે તમામ કર્મ સંસારમાં ભ્રમણ કરવાના કારણ હોવાથી અપાયરૂપે રહેલ છે. જુવો આગમમાં લખ્યું છે કે

"સર્વ કર્મ (પરમાર્થે) પાપરૂપ છે, કેમકે તેનાવડે (જીવ) સંસારમાં ભટક્યા કરે છે"

**धर्मरत्नार्थिभ्य इत्येतेन श्रवणाधिकारिणा मर्थित्व मेव मुख्यं लिंग मित्य भाणि । यदुक्तं परोपकारभूरिभिः श्री हरिभद्रसूरिभिः—**

**"तत्थ हिगारी अत्थी, समत्थओ जो न सुत्तपडिकुट्ठो**
**अत्थी उ जो विणीओ, समुट्ठिओ पुच्छमाणो य" । इति[2] ।**

---

१ सं० छा०—**सर्वं पापं कर्म, भ्राम्यते येन संसारे**

२ (सं० छा०) **तत्राधिकारी अर्थी, समर्थोयो न सूत्रप्रतिकुष्टः ।**
**अर्थी तु यो विनीतः समुत्थितः पृच्छमान श्च ।**

'ધર્મરત્નાર્થિ' એ પદે કરીને એમ સૂચવ્યું છે કે સાંભળવાના અધિકારિનું મુખ્ય લિંગ અર્થિપણુંજ છે-અર્થાત્ જે અર્થિ હોય તેજ સાંભળવાનો અધિકારી ગણાય; જે માટે બહુ પરોપકાર કરનાર શ્રી હરિભદ્ર સૂરિએ નીચે મુજબ કહેલું છેઃ—

"ત્યાં જે અર્થી હોય, સમર્થ હોય, અને સૂત્રમાં વર્ણવેલા દોષથી રહિત હોય તે (સાંભળવાનો) અધિકારી જાણવો. અર્થી તે કે જે વિનીત થઈ સાંભળવા આતુર થાય અને પૂછવા માંડે."

जनाना मित्यनेन बहुवचनांतेने द्द मुदितं भवति, यथा नैक मेवे श्वरादिक माश्रित्यो पदेशदाने मवर्त्तितव्यं—किंतु सामान्येन सर्वसाधारणतया। तथाचाह भगवान् सुधर्मस्वामी—

जहा पुन्नस्स कत्थइ तहा तुच्छस्स कत्थइ
जहा तुच्छस्स कत्थइ तहा पुन्नस्स कत्थइ । इति[1] ।

'જનોને' એવા બહુવચનાંત પદથી એમ જણાવ્યું છે કે ફક્ત એકલા મોટા માણસનેજ ઉદ્દેશી ઉપદેશ આપવાનું નહિ રાખવું, કિંતુ સામાન્યપણે સર્વને સરખી રીતે ઉપદેશ આપવો. જે માટે સુધર્મ સ્વામિએ કહ્યું છે કે—

"જેમ તવંગરને કહેવું તેમ ગરીબને કહેવું જેમ ગરીબને કહેવું તેમ તવંગરને કહેવું."

वितराम्यु पदेश मिती हाय माशयो—न निजप्रज्ञाभिमानेन, न परपरिभवाभिप्रायेण, न कस्यचि दुपार्जनायप्रवर्त्ते—किंतर्हि कथं नु नामा मी जंतवःसद्धर्ममार्ग मासाद्या पर्यवसितं महानंदामंदानंदसंदोह मवाप्स्यंती त्यनुग्रहबुद्ध्यापरेषा मात्मन श्च । यद्भाणि—

१ (सं॰ ७१॰) यथा पुर्णस्य कथ्यते तथा तुच्छस्य कथ्यते (આચારાંગ)

"ઉપદેશ આપું છું" એમ કહેવાનો એ આશય છે કે પોતાની બુદ્ધિ બતાવવા ખાતર, અથવા બીજાને હલકો પાડવા ખાતર અથવા કોઇને કમાવી આપવા ખાતર હું પ્રવર્ત્તતો નથી,—કિંતુ શી રીતે આ પ્રાણીઓ સદ્ધર્મમાર્ગ પામીને અનંત મુક્તિ સુખ રૂપ મહાન્ આનંદના સમૂહને પામી શકે એવી રીતે પોતાપર અને બીજાઓપર અનુગ્રહ બુદ્ધિ લાવીને (ઉપદેશ આપું છું). જે માટે કહેલું છે કે,—

" शुद्धमार्गोपदेशेन, यः सत्त्वाना मनुग्रहं
करोति नितरांतेन, कृतः स्वस्या प्यसौमहान्" ।

तथा
" न भवति धर्मः श्रोतुः सर्वस्यै कांततो हितश्रवणात्
ब्रुवतो नुग्रहबुध्या वक्तु स्त्वेकांततो भवति " ।
इत्युक्तः सभावार्थः सकलोपि गाथार्थः ॥ छ ॥

"જે પુરૂષ શુદ્ધ માર્ગનો ઉપદેશ કરી બીજા પ્રાણિઓપર અનુગ્રહ કરે છે તે પોતાના આત્મા ઉપર અતિશય મહાન્ અનુગ્રહ કરે છે."

હિતોપદેશ સાંભળવાથી સર્વ સાંભળનારાઓને કંઇ એકાંતે ધર્મ પ્રાપ્તિ થતી નથી, પણ અનુગ્રહ બુદ્ધિથી ઉપદેશ આપનારને તો એકાંતે—અવશ્ય ધર્મપ્રાપ્તિ થાય છે.

આ રીતે ભાવાર્થ સહિત પ્રથમ ગાથાનો તમામ અર્થ કહ્યો.



## હવે બીજી ગાથા માટે ટીકાકાર અવતરણ આપે છે.

**अथ यथाप्रतिज्ञातं बिभणिषुः प्रस्तावय न्नाह ॥ छ ॥**

**હવે સૂત્રકાર પોતાની પ્રતિજ્ઞા મુજબ કહેવા ઇચ્છતા થકા પ્રસ્તાવના કરે છે.**

# ( મૂળ ગાથા. )

भवजलहिंमि अपारे,
दुलहं मणुयत्तणं पि जंतूणं;
तत्थवि अणत्थहरणं,
दुलहं सद्धम्मवररयणं ॥ २ ॥

( મૂળ ગાથાનો અર્થ. )

અપાર સંસારરૂપ સાગરમાં ( ભમતા ) જંતુઓને મનુષ્ય પણું ( મળવું ) પણ દુર્લભ છે, તે ( મનુષ્યપણા ) માં પણ અનર્થને હરનાર એવું સદ્ધર્મરૂપી રત્ન ( મળવું ) દુર્લભ છે.

( ટીકા. )

भवंत्य स्मिन् नारकतिर्यङ्नरामररूपेण कर्मवशवर्त्तिनः प्राणिन इति भवः संसारः, सएव जन्मजरामरणादिजलधारणा ज्जलधि स्तस्मिन्ननादिनिधनतयाऽपारेऽदृष्टपर्यंते वंभ्रम्यमाणाना मिति शेषः—

( ભૂ ધાતુનો અર્થ ઉત્પન્ન થવું હોવાથી ) પ્રાણિઓ કર્મના વશે કરીને નારકતિર્યંચ–નર–તથા દેવરૂપે ઉત્પન્ન થતા રહે છે જેમાં તે ભવ–સંસાર જાણવો. તેજ ભવ જન્મજરા મરણાદિરૂપ જળને ધરનાર હોવાથી જળધિ ગણી શકાય, હવે તે ભવજળધિ આદિ અને અંતથી રહિત હોવાના કારણે અપાર એટલે છેડા વિનાનો રહેલ છે, તેમાં 'ભમતા' એટલું પદ અધ્યાહાર કરી જોડવાનું છે–( તેથી એ અર્થ થયો કે અપાર સંસારરૂપ સાગરમાં ભમતા જંતુઓને— )

दुर्लभं दुरापं मनुजत्व मपि—मनुष्यभावोपि, दूरे ताव देशकुलजातिप्रभृतिसामग्री त्यपे र्थः ।

મનુજત્વ–મનુષ્યપણું પણ દુર્લભ=દુઃખે મળી શકે છે. પણ કહેવાની એ મતલબ કે દેશ–કુળ–જાતિ વગેરેની સામગ્રી મળવી દુર્લભ છે એ વાત તો દૂરજ રહી, પણ ખુદ મનુષ્યપણું મળવું પણ દુર્લભ છે.

**यज्जगदे जगदेकबंधुना श्री वर्द्धमान स्वामिना अष्टापदादागतं श्री गौतमहामुनिं प्रति—**

જે માટે જગતના ખરેખરા બંધુ શ્રી વર્દ્ધમાન સ્વામિએ અષ્ટાપદ પર્વતપરથી આવેલાં શ્રી ગૌતમ મહામુનિને (નીચે મુજબ) કહેલું છે;—

"दुलहे खलु माणुसे भवे,
चिरकालेण वि सव्वपाणिणं;
गाढा य विवागकम्मुणो—
समयं गोयम मा पमायए." इति

"સર્વ પ્રાણિઓને લાંબા વખતે કરીને પણ મનુષ્ય ભવ (મળવું) ખરેખર દુર્લભ છે; કર્મના વિપાક આકરા (ભયંકર) છે–માટે હે ગૌતમ તું ક્ષણ માત્ર (પણ) પ્રમાદ–આલસ્ય નહિ કરજે."

**अन्यै रप्युक्तं—**

"संसारकांतार मपास्तपारं, वंभ्रम्यमाणो लभते शरीरी-
कृच्छ्रेण नृत्वं सुखसस्यबीजं, प्ररूढ दुःकर्मशमेननूनं"

**બીજા મતવાળાએ પણ કહ્યું છે કે—**

"અપાર સંસારરૂપ અરણ્યમાં ભટકતો પ્રાણી (ત્યાં) ઊગેલા દુઃકર્મરૂપ (તૃણોને) બાળીને સુખરૂપ પાક-

---

૧ (સં૦ છા૦) दुर्लभः खलु मानुषो भवः, चिरकालेना पि सर्वप्राणिनां;
गाढा श्च विपाकाः कर्मणः– समयं गौतम मा प्रमाद्यस्व
(ઉત્તરાધ્યયન)

ના બીજભૂત મનુષ્યપણાને ખરેખર કષ્ટે કરીનેજ પામી શકે છે."

"नरेषु चक्री त्रिदशेषु वज्री,
मृगेषु सिंहः प्रशमो व्रतेषु,
मतो महीभृत्सु सुवर्णशैलो,
भवेषु मानुष्यभवः प्रधानः"

"મનુષ્યોમાં ચક્રવર્તી પ્રધાન છે, દેવોમાં ઇંદ્ર પ્રધાન છે, પશુઓમાં સિંહ પ્રધાન છે, વ્રતોમાં પ્રશમ–શાંતિભાવ પ્રધાન છે, પર્વતોમાં મેરૂ પ્રધાન છે, અને ભવોમાં મનુષ્યભવ પ્રધાન છે."

तथा

"अनर्घ्याण्यपि रत्नानि, लभ्यंते विभवैः सुखं—
दुर्लभो रत्नकोट्यापि, क्षणोपि मनुजायुषः" इति

"અમૂલ્ય રત્નો પણ પૈસાના જોરે સહજમાં મેળવી શકાય છે, પણ ક્રોડ રત્નોવડે કરીને પણ મનુષ્યના આયુનો ક્ષણમાત્ર પણ મેળવવો દુર્લભ છે."

जंतुनां प्राणिनां—तत्रापि मनुजत्वे सत्यप्य—नर्थहरण मिति—नार्थ्यंते नाभिलष्यंते ये दारिद्रक्षुद्रोपद्रवादयोऽपाया स्ते ह्रियंते विध्वस्यंते येन तदनर्थहरणं दुर्लभं दुःप्रापं—किंत दित्याह, सत्—साधुः पूर्वापरा विरोधप्रभृतिगुणगणालंकृतत्वेन परप्रावादुकपरिकल्पितधर्मापेक्षया शोभनो धर्मः—सद्धर्मः—सम्यक्दर्शनादिकः—सएवै हिकार्थमात्रप्रदायीतररत्नापेक्षया शाश्वतानंतमोक्षार्थदानृत्वेन वरं प्रधानं रत्नं सद्धर्मवररत्न मिति ॥छ॥ २ ॥

જંતુઓને એટલે પ્રાણિઓને–ત્યાં પણ અર્થાત્ મનુષ્યપણામાં પણ અનર્થ હરણ એટલે અનર્થ કહેતાં જેની અર્થના–અભિલાષા ન કરીયે એવા દારિદ્રય તથા નીચ ઉપદ્રવો વગેરે અપાય–તેમને હરાય–નાશ થાય જેનાવડે–તે અનર્થ હરણ, તે શું તે કહે છે,–સત્–સારો એટલે કે પૂર્વાપર અવિરોધ વગેરે ગુણગણથી અલંકૃત હોવાના લીધે બીજા વાદિઓએ કલ્પેલા ધર્મોની

અપેક્ષાએ શોભન એવો જે ધર્મ તે સદ્ધર્મ–અર્થાત્ સમ્યક્દર્શનાદિક ધર્મ–તે સદ્ધર્મજ શાશ્વત અને અનંત મોક્ષરૂપ અર્થને દેનાર હોવાથી આ લોકનાજ અર્થને સાધનાર બીજા રત્નોની અપેક્ષાએ વર એટલે પ્રધાન હોવાથી સદ્ધર્મ વરરત્ન કહેવાય તે દુર્લભ–દુષ્પ્રાપ છે. (૨)



## મૂળની ત્રીજી ગાથા માટે અવતરણ.

**अथा मु मेवार्थं दृष्टांतविशिष्टं स्पष्टयन्नाह ॥छ॥**

## ( मूळ गाथा. )

जह चिंतामणिरयणं,
सुलहं नहु होइ तुच्छविहवाणं;
गुणविहववज्जियाणं,
जियाण तह धम्मरयणं पि ॥३॥

[ મૂળ ગાથાનો અર્થ ]

જેમ ધનહીન જનોને ચિંતામણિરત્ન મળવું સુલભ નથી, તેમ ગુણરૂપી ધને કરીને રહિત જીવોને ધર્મરત્ન પણ મળી શકતું નથી.

( ટીકા )

यथा—येन प्रकारेण, चिंतामणिरत्नं—सुप्रतीतं, सुलभं—सुप्रापं, नहु—नैव, भवति—जायते, तुच्छविभवानां—तुच्छः—स्वल्पो विभवः—कारणे कार्योपचाराद् विभवकारणं पुण्यं येषां ते तुच्छविभवाः स्वल्पपुण्या इत्यर्थः तेषां । तथाविधपशुपालवत् ।

જેમ-જે પ્રકારે, જાણીતું ચિંતામણીરત્ન, સુલભ એટલે સુખે પામી શકાય તેવું, નથી એટલે નથીજ થતું, (કોને?) થોડા વિભવવાળાને એટલે ઇહિં કારણમાં કાર્યનો ઉપચાર કરેલો હોવાથી વિભવ શબ્દે વિભવનું કારણ પુણ્ય લેતાં થોડા પુણ્યવાળા જે હોય તેમને તેવા પ્રકારના અર્થાત્ પુણ્યહીન પશુપાળની માફક (એની વાત આગળ કહેવામાં આવશે.)

**तथा गुणा अक्षुद्रतादयो वक्ष्यमाणस्वरूपा, स्तेषां विशेषेण भवनं सत्ता गुणविभवोऽथवा गुणाएव विभवो विभूतिर्गुणविभव, स्तेन वर्जितानां रहितानां जीवानां पंचेंद्रियप्राणिना—मुक्तंच,—**

**प्राणा द्वित्रिचतुः प्रोक्ता भूतानि तरवः स्मृताः**
**जीवा पंचेंद्रिया ज्ञेयाः शेषाः सत्त्वा इती रिताः (१)**

તેજ રીતે ગુણો એટલે આગલ કહેવામાં આવનાર અક્ષુદ્રતા વગેરે, તેમનું જે વિશેષે કરીને ભવન કહેતાં હોવું તેને કહિયે ગુણવિભવ અથવા ગુણરૂપી વિભવ એટલે રીદ્ધિ તે ગુણવિભવ, તેણે કરીને વર્જિત એટલે રહિત જીવોને એટલે પંચેંદ્રિય પ્રાણિઓને, (ઇહાં જીવ શબ્દે પંચેંદ્રિય પ્રાણિઓ લેવા) કહેલું પણ છે કે,—

પ્રાણ એટલે દ્વી ત્રીય, તથા ચતુરિંદ્રિય જાણવા,
ભૂત એટલે તરૂ સમજવા,
જીવ એટલે પંચેંદ્રિય જાણવા,
બાકીના પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ તે સત્ત્વ કહેલા છે.

**अपिशब्दस्य वक्ष्यमाणस्ये ह संबंधा देवं भावनाकार्या—एकेंद्रिय-विकलेंद्रियाणां ताव द्धर्मप्राप्तिर्नास्ति, पंचेंद्रियजीवानामपि तत्तद्योग्यताहेतु-गुणसामग्री विकलानां—तथातेन प्रकारेण—धर्मरत्नं सुलभं न भवती ति प्रकृते संबंध इति**

મૂળ ગાથાના અંતે લગાડેલા अपि શબ્દનો સંબંધ જીવ શબ્દની સાથે કરવાનો છે, તેથી ઇહાં આ રીતે પરમાર્થ યોજના કરવી કે એકેંદ્રિય તથા વિકળેંદ્રિયોને તો મૂળે ધર્મપ્રાપ્તિ રહેલ નથી, પણ પંચેંદ્રિય જીવો પણ જે તેવી તેવી યોગ્યતાના કારણ જે ગુણ તેની સામગ્રીથી રહિત હોય તેમને તેજ રીતે ધર્મરત્ન મળવું સુલભ નથી, ચાલતી વાતનો સંબંધ છે.

**पूर्वसूचित पशुपाल दृष्टांत श्रायं**

वहुविबुधजनोपेतं–हरिरक्षित मप्सरः शतसमेतं,
इह अत्थि हत्थिणउरं–पुरं पुरंदरपुरं व वरं १.

**પ્રથમ જણાવેલ પશુપાળનો દૃષ્ટાંત આ મુજબ છે.**

બહુ વિબુધજન (દેવતાઓ) થી યુક્ત, હરિ (ઈંદ્ર) થી રક્ષિત, સેંકડો અપ્સર (દેવાંગનાઓ) થી શોભિત ઈંદ્રપુરી માફક ઇહાં બહુ વિબુધજન (પંડિતો) થી યુક્ત, હરિ (એ નામના રાજા) થી રક્ષિત, સેંકડો અપ્સર (પાણીના તળાવો) થી શોભિત હસ્તિનાપુર નામે ઉત્તમ નગર હતું. (૧)

तत्र श्रेष्ठिगरिष्ठः–पुंनागो नागदेवनामा सीत्,
निम्मलसीलगुणधरा–वसुंधरा गेहिणी तस्स २

ત્યાં પુરૂષોમાં હાથી સમાન ઉત્તમ નાગદેવ નામે મોટો શેઠ હતો, તેની નિર્મળ શીળવાળી વસુંધરા નામે સ્ત્રી હતી (૨)

तत्तनयो विनयोज्वल–मतिविभवभरो वभूव जयदेवः
दक्ख रयणपरिक्खं–सिक्खइ सो वारस समाओ. ३

તેમનો વિનયવાન્ અને તેથીજ નિર્મળ બુદ્ધિની સમૃદ્ધિવાળો જયદેવ નામનો પુત્ર હતો, તે સ્વભાવે ચતુર હોઈ બાર વર્ષ લગી રત્નોની પરીક્ષા શીખતો રહ્યો. (૩)

---

(સં૦ છા૦) इहा स्ति हस्तिनापुरं पुरं पुरंदरपुर मिव वरं १
निर्मल शीलगुणधरा वसुंधरा गेहिनी तस्य २
दक्षो रत्नपरीक्षां शिक्षते स द्वादश समाः ३

विजितान्यहास ममलं-वित्रासं चिंतितार्थदानपट्टुं,
चिंतामणिं पमुत्तुं-सेसमणी गणइ उवलसमे. ४

જેનાપર કોઇથી હસાય નહિ એવા નિર્મળ છેકા રહિત અને મનવંછિત પૂરણ કરનાર ચિંતામણિ રત્ન શિવાય બીજા મણિઓને તે પત્થર સમાન ગણવા લાગ્યો. (૪)

चिंतामणिरत्नकृते-सुकृती स कृतोद्यमः पुरे सकले,
हट्टंहट्टेण घरं-घरेण भमिओ अपरितंतो. ५

તે ભાગ્યશાળી પુરૂષ ઉદ્યમી થઇને ચિંતામણિ રત્ન માટે આખા નગરમાં હાટેહાટ અને ઘરેઘર થાક્યા વગર ફરી વળ્યો. (૫)

नंच त मवाप दुरापं-पितरा त्वूचे च य न्मया त्र पुरे,
चिंतामणी न पत्तो-नो जामि तयत्थ मन्नत्थ. ६

છતાં તે તે દુર્લભ મણિને મેળવી શક્યો નહિ. ત્યારે તે પોતાના માબાપને કહેવા લાગ્યો કે હું આ નગરમાં ચિંતામણી પામી શક્યો નહિ તો હવે તેના માટે બીજા સ્થળે જાઉછું. (૬)

ताभ्या मभाणि वत्स-स्वच्छमते कल्पनै व खल्वे षा,
अन्नत्थवि कत्थइ नत्थि-एस परमत्थओ भवणे. ७

તેમણે કહ્યું કે હે પવિત્ર બુદ્ધિવાળા પુત્ર, ચિંતામણિ તો ખાલી કલ્પના માત્રજ છે, માટે જગત્માં કલ્પના શિવાય બીજા કોઇપણ સ્થળે તે ખરેખર રહેલ નથી. (૭)

---

(સં૦ છા૦) चिंतामणिं प्रमुच्य, शेषमणीन् गणयति उपलसमान्. ४
हट्टंहट्टेन गृहंगृहेण भ्रांतः अपरितांतः ५
चिंतामणि र्न प्राप्तः-नद् यामि तदर्थ मन्यत्र. ६
अन्यत्रापि कुत्रचित् नास्ति एप परमार्थतः भवने ७

त द्रत्नै रसपत्नै-र्यथेष्ट मन्यै रपि व्यवहरस्व,
निम्मलकमलाकलियं-भवणं ते होइ जेण मिणं ८

(ग्रं. १०० )

તે માટે બીજા સરસ રત્નોથીજ જેમ તને ફાવે તેમ વ્યાપાર ચં-લાવ, કે જેથી તારૂં ઘર નિર્મળ લક્ષ્મીથી ભરપૂર થાય. (૮)

इत्युक्तो पि स चिंता-रत्नाप्तौ रचितनिश्चय श्चतुरः,
वारिज्जंतो पियरेहिं-निग्गओ हत्थिणपुराओ. ९

આમ કહીને માબાપોએ વાર્યા છતાં પણ તે ચતુર કુમાર ચિંતામ-ણિ મેળવવા માટે દૃઢ નિશ્ચય કરીને હસ્તિનાપુરથી રવાને થયો. (૯)

नगर निगमग्रामाकर-कर्वटपत्तनपयोधितीरेषु,
तम्मग्गणपवणमणो-सुइरं भंतो किलिस्संतो १०

તે નગર, નિગમ, ગામ, આગર, ખેડા, પાટણ, તથા દરિયાના કિ-નારાઓમાં તે ચિંતામણિની શોધમાંજ મન રાખીને દુઃખો વેઠી બહુ કાળ ભમતો રહ્યો. (૧૦)

त मलभमानो विमना-श्चिंत्यौ किं नास्ति सत्य मेवे दं,
अहवा तस्स त्थित्तं-न अन्नहा होइ सत्थुत्तं ११

પરંતુ ક્યાં પણ તેને તે નહિ મળવાથી તે ઉદાસ થઈ વિચારવા લાગ્યો કે શું તે નહિજ હોય એ સાચી વાત હશે? અથવા તો શાસ્ત્રમાં તેનું અસ્તિત્વ જણાવેલ છે તે ખોટું કેમ બને? (૧૧)

---

(સં॰ છા॰) निर्मलकमलाकलितं भवनं तव भवति येने दं ८
वार्यमाणः पितृभ्यां निर्गतः हस्तिनापुरात्. ९
तन्मार्गण प्रवणमनाः सुचिरं भ्रांतः क्लिश्यन्. १०
अथवा तस्या स्तित्वं नान्यथा भवति शास्त्रोक्तं ११

इति निश्चित्य स चेतसि-निपुणं बंभ्रमितु मारभत भूयः
पउराओ मणिखाणीउ-पुच्छापुच्छि नियच्छंतो. १२

એમ મનમાં નિશ્ચય કરીને તે ફરીને પૂછી પૂછીને મણિઓની અનેક ખાણીઓ જોતો થકો ખૂબ ફરવા લાગ્યો. (૧૨)

वृद्धनरेणै केन च-सोऽभाणि यथा मणीवती हा स्ति,
खाणी मणीण तत्थय-पवरमणी पावइ सपुन्नो. १३

ફરતાં ફરતાં તેને એક વૃદ્ધ માણસ મળ્યો તેણે તેને કહ્યું કે ઇહાં એક મણીવતી નામે મણિની ખાણ છે, ત્યાં તે પવિત્ર ઉત્તમ મણિ મળી શકે છે. (૧૩)

तत्रच जगाम मणिगण-ममल मनारत मथो मृगयमाणः,
एगो य तस्स मिलिओ-पसुवालो वालिसो अहियं १४

ત્યારે જયદેવ નિરંતર તેવી મણિઓની શોધ ચલાવવા માટે ત્યાં જઈ પહોચ્યો, તેવામાં ત્યાં તેને એક અતિશય મૂર્ખ પશુપાળ મળ્યો. (૧૪)

जयदेवेन निरैक्षत-वर्त्तुल उपल श्च करतले तस्य:
गहिओ परिच्छिओ तह-नाओ चिंतामणि त्ति इमो. १५

તે પશુપાળના હાથમાં જયદેવે એક ગોળ પત્થરો જોયો, ત્યારે તે લઇને તેણે તપાશી જોતાં તેને ચિંતામણિ માલમ પડયો. (૧૫)

सोऽयाचि तेन समुदा-पशुपालः प्राह किं ममुना कार्यं,
भणइ वणी सगिहगओ-बालाणं कीलणं दाहं. १६

ત્યારે તેણે હર્ષ પામી તેના પાસેથી તે પત્થરો માગ્યો, ત્યારે પશુપાળ બોલ્યો કે એનું તારે શું કામ છે? એટલે તે વાણીઓ બોલ્યો કે ઘેર જઇ નાના બાળકોને રમકડા તરીકે આપીશ. (૧૬)

---

--(સં૦ છા૦) प्रचुरा मणिखानीः पृष्टापृष्ट्या पश्यन् १२
खानि र्मणीनां तत्रच प्रवरमणिः प्राप्यते स पूर्णः १३
एक श्च तस्य मिलितः पशुपालो बालिशः अधिकं १४
गृहीतः परीक्षित स्तथा-ज्ञातः चिंतामणिः इति अयं १५
भणति वणिक् स गृहगतः बालानां क्रीडनकं दास्ये १६

सोऽजल्प दीदृशा इह-ननु बहवः संति किं न गृह्णसि,
सिट्ठिसुओ भणइ अहं-समुस्सुओ नियगिहगमणे. १७

પશુપાળ બોલ્યો કે એવા તો ઇહાં ઘણા પડયા છે તે કાં નથી લઈ લેતો, ત્યારે શેઠનો પુત્ર બોલ્યો કે મારે મારા ઘરેં જવાની ઊતાવળ છે. (૧૭)

त देहि मह्य मेनं-त्व मन्य मपि भद्र लप्स्यसे ह्यत्र,
अपरोवपारसील-त्तणेणं तहविहु न सो देइ. १८

તે માટે હે ભદ્ર, તું આ પત્થર મને આપ, કારણકે તને તો ઇહાં બીજું પણ જડી જશે, (એમ જયદેવે માગ્યા છતાં) તે પશુપાળને પરોપકાર કરવાની ટેવજ નહિ હોવાથી તે તેણે તેને આપ્યો નહિ. (૧૮)

तत एतस्या पि च वर-मय मुपकर्त्ता स्तु मा स्म भू दफलः,
इय करुणारसियमई-सिठिसुओ भणइ आभीरं १९

ત્યારે જયદેવે વિચાર કર્યો કે ત્યારે ભલે આ રત્ન એનું ભલું કરો, પણ અફળ રહે તે સારૂં નહિ, એમ કરૂણાવાન થઇને તે શ્રેષ્ઠીપુત્ર તે ભરવાડને કહેવા લાગ્યો. (૧૯)

यदि भद्र मम न दत्से-चिंतामणि मे न मात्मनापि ततः
आराहसु जेण तुहंपि-चिंतियं देइ खलु एसो. २०

હે ભદ્ર, જો તું આ ચિંતામણી મને નથી આપતો તો હવે તુંજ એની આરાધના કરજે કે જેથી એ તું જે ચિંતવીશ તે આપશે. (૨૦)

(સં० છા०) श्रेष्ठि सुतो भणति अहं समुत्सुकः निजकगृहगमने. १७
अपरोपकारशीलत्वेन तथापि च न स ददाति. १८
इति करुणारसितमतिः श्रेष्ठिसुतः भणति आभीरं १९
आराधय येन तवापि चिंतितं ददाति खलु एषः २०

इतरः भोचे यदि सत्य-मेष चिंतामणि मेषाऽर्चिति,
ता बोरकयरकव्वर-पमुहं मह देउ लहु बहुयं. २१

પશુપાળ બોલ્યો વારૂ જો આ ચિંતામણિ છે એ વાત ખરી હોય તો હું ચિંતવું છું કે એ મને જલ્દી ઘણા બોર. કેર, તથા કાંમાડો વગેરે આપો. ૨૧

अथ हसितविकसित मुखः-श्रेष्टि सुतः स्माह चिंत्यते नैवं,
किंतु ववासतिगंतिम-रयणिमुहे लित्तमहिवीढे. २२

ત્યારે હસીને શ્રેષ્ટિ પુત્ર બોલ્યો કે એમ ચિંતવાય નહિ; કિંતુ (એને માટે તો આ પ્રમાણે વિધિ છે કે) ત્રણ ઉપવાસ કરી છેલી રાતના પહેલા પોહોરે લીંપેલી જમીન ઊપર. ૨૨

शुचिपट्टनिहितसिचये-स्नपितविलिप्तं मणिं निधायो च्चैः
कप्पूर कुसुम माईहिं-पुइउं नमिय विहिपुव्वं. २३

પવિત્ર બાજોટ ઊપર પાથરણું પાથરી તેપર આ મણિને ન્હવરાવી ચંદનથી ચર્ચિત કરીને સ્થાપિત કરવી. પછી કપૂર તથા પુષ્પ વગેરેથી તેની પૂજા કરીને વિધિપૂર્વક તેને નમસ્કાર કરવો. ૨૩

तदनु विचिंसत इट्ठं-पुरोऽस्य सर्व मपि लभ्यते प्रातः,
इय सोउं सो बालो वि-छालिआगाम मभिचलिओ. २४

ત્યારબાદ એની આગળ જે પોતાને ઇષ્ટ હોય તે ચિંતવવું એટલે પ્રભાતે તે સઘળું મળે, આવું સાંભળીને તે ભરવાડ મૂર્ખ છતાં પણ પોતાના બકરીઓવાળા ગામ તરફ ચાલ્યો. ૨૪

---

(સં૰ છા૰) तदा बदरकरीरकर्बुरप्रमुखं मह्यं ददातु लघु बहुकं. २१
किंतु प्रवासत्रिकांतिमरजनिमुखे लिप्तमहीपीठे. २२
कर्पूरकुसुमादिभिः पूजयित्वा नत्वा विधिपूर्वं. २३
इति श्रुत्वा स बालोपि छालिका ग्राम मभिचलितः २४

नस्छास्यति हस्ततले, मणिरत्नं नून मूनपुण्यस्य,
इय चिंतिय सिठिसुओ वि, तस्स पुठिं न छदेइ. २५

હીન પુણ્યના હાથમાં અચિંત (આ) મણિ રત્ન રહેશે નહિ—એમ ચિંતવીને શ્રેષ્ઠિ પુત્રે પણ તેની પૂઠ નહિ છોડી—અર્થાત પાછળ પાછળ ચાલ્યા કર્યું. ૨૫

गच्छन् पथि पशुपालः, प्राह मणे छागिका इमा अधुना,
विक्किणिय किणिय घणसार, माइ काहामि तुह पूयं. २६

રસ્તે ચાલતાં પશુપાળ કહેવા લાગ્યો કે હે મણિ! હવે આ બકરીઓ વેંચીને ચંદન કપૂર વગેરે ખરીદી (હું) તારી પૂજા કરીશ. ૨૬

मच्चिंतितार्थपूर्त्या, सान्वयसंज्ञो भवे स्त्वमपि भुवने,
एव मणि मुल्लवंतेण, तेण भणियं पुणो एयं २७

માટે મારા મનોરથ પૂરીને તું પણ જગતમાં તારૂં નામ સાર્થક કરજે એમ તેણે મણિના સામે કહીને ફરી નીચે મુજબ કહ્યું. ૨૭

दूरे ग्राम स्तावन्, मणे कथां कथय कांचन ममाग्रे—
अह न मुणसि तो हं तुह, कहेमि निसुणेसु एगग्गो. २८

ગામ હજુ દૂર છે (ત્યાં લગણ) હે મણિ! તું મારી આગળ કંઈક વાર્તા કહે અગર તું નહિ જાણતો હોય તો હું તને કહું છું, તું એકાગ્ર થઈ સાંભળ. ૨૮.

---

(સં૦ છા૦) इति चिंतयित्वा श्रेष्ठिसुतोपि तस्य पृष्टिं न जहाति. २५
विक्रीय क्रीत्वा घनसारादि करिष्यामि तव पूजां. २६
एवं मणि मुल्लपता तेन भणितं पुन रेतत्. २७
अथ न जानासि तर्हिअहं ते कथयामि श्रृणु एकाग्रः २८

देवगृह मेकहस्तं, चतुर्भुजो वसति तत्र देव स्तु.
इय पुणरुत्तं वुत्तोवि, जंपए जाव नेव मणी. २९

એક હાથનું દેહેરૂં છે, તેમાં ચાર હાથનો દેવ રહે છે*–એમ વારંવાર કહેતાં છતાં પણ મણિ તો કશું ન બોલ્યો. ૨૯

ताव दुवाच स रुष्टो, यदि हुंकृतिमात्र मपि न मे दत्से,
ता चिंतियत्थसंपायणंमि तुह केरिसी आसा ३०

તેટલે તે ગુસ્સે થઈ બોલ્યો કે જો તું મને હુંકારો પણ નથી આપતો તો પછી મનવંછિત સિદ્ધ કરવામાં તારી શી આશા રાખી શકાય. ૩૦

त चिंतामणि रिति ते, नाम मृषा सत्यमेव यदिवेदं,
जं तुह संपत्तीए वि, न मह फिट्टेइ मणे चिंता. ३१

માટે તારૂં ચિંતામણિ નામ જૂઠું છે, અથવા તો તે ખરૂંજ છે+–કેમકે તું મળ્યા છતાં પણ મારા મનમાં ચિંતા તૂટી નથી. ૩૧

किंच क्षणमपि योहं, रब्धातंक्रे विंना नहि स्थातुं,
सत्तो सोहं कह मिह, उववासतिगेण न मरामि. ३२

---

(सं॰ छा॰) इति पुनरुक्तं उक्तोपि जल्पते यावत् नैव मणिः २९
तदा चिंतितार्थ संपादने तव कीदृशी आशा ३०
यत् तव संप्राप्त्यापि न मम नश्यति मनसि चिंता ३१
शक्तः सोहं कथ मिह उपवासत्रिकेण न म्रिये. ३२

* એક હાથના દહેરામાં ચાર હાથનો દેવ—એ દેખીતો વિરોધ છે, તેનો પરિહાર એ છે કે ચાર હાથનો એટલે ચાર હાથવાળો દેવ એમ અર્થ લેવો.

+ ચિંતામણિનો અર્થ એમ કરીયે કે ચિંતાને પૂરનાર મણિ તો તે નામ ખોટું છે પણ ચિંતાનોજ મણિ તે ચિંતામણિ એમ અર્થ કરીયે તો તે નામ સાચું છે એમ તે પશુપાળના કહેવાની મતલબ છે.

વળી જે હું રાબ અને છાસ વગર એક ક્ષણ પણ રહી શકું નહિ—તે હું ત્રણ ઉપવાસ કરૂં, તો કેમ અહિં મરી નહિ જાઉં. ૩૨

तन् मम मारणहेतो, र्वणिजा रे वर्णितो सि तद्गच्छ,
जत्थ न दीससि इय भणिय, लंखिओ तेण सो सुमणी. ३३

તે માટે મને મારવા ખાતર અરે તે વાણિયાએ તને વખાણ્યો લાગે છે. માટે જ્યાં પાછો ન દેખાય ત્યાં જતો રહે એમ કહી તેણે તે ઉત્તમ મણિ નાખી દીધો. ૩૩

जयदेवो मुदितमनाः, संपूर्ण मनोरथः प्रणतिपूर्वं.
चिंतामणिं गहित्ता, नियनयराभिमुह मह चलिओ. ३४

(આ વખતે) શ્રેષ્ઠિ પુત્ર જયદેવ (જે તે પશુપાળની પાછળ ચાલ્યો આવતો હતો) તે પોતાનો મનોરથ પૂર્ણ થવાથી હર્ષિત થઈ પ્રણામ પૂર્વક તે ચિંતામણિ ઉપાડીને પોતાના નગર તરફ ચાલ્યો. ૩૪

मणिमाहात्म्या दुल्लसित, वैभवः पथि महापुरे नगरे,
रयणवइनामधूयं परिणीय सुबुद्धि मिट्ठिस्स ३५

वऊपरिक्करपरिकरितो—जननिवहै गीयमान सुगुणगणः,
हत्थिणपुरम्मि पत्तो—पणओ पियराण चलणेसु. ३६

હવે તે જયદેવ ચિંતામણિના પ્રભાવથી ધનવાન્ થઇ રસ્તામાં મહાપુર નામે નગરમાં રહેતા સુબુદ્ધિ શેઠની રત્નવતી નામે પુત્રીને પરણીને ઘણા ચાકર નોકરો સાથે લઇને ચાલતો થકો અને લોકોએ વખણાતો થકો પોતાના હસ્તિનાપુર નામે શહેરમાં આવીને માબાપના ચરણે પડયો. ૩૫–૩૬

---

૧ (સં૦ છા૦) यत्र न दृश्यसे इति भणित्वा, निक्षिप्त स्तेन स सुमणिः ३३
चिंतामणिं गृहित्वा, निजनगराभिमुख मथ चलितः ३४
रत्नवतीनाम्नीं पुत्रीं परिणीयं सुबुद्धिश्रेष्ठिनः ३५
हस्तिनापुरे प्राप्तः प्रणतः पित्रोः चरणयोः ३६

अभिनंदितः स ताभ्यां-स्वजनैः सन्मानितः सवहुमानैः,
थुणिओ सेसजणेणं-भोगाणं भायणं जाओ. ३७

ત્યારે માબાપે તેને આશીષ આપી અને સગાવહાલાઓએ તેને બહુ માન આપ્યું, તથા નગરના લોકોએ તેના વખાણ કર્યા-એમ તે જય-દેવ મોજમઝાને પાત્ર થયો. ૩૭

ज्ञातस्या स्यो पनयो य, मुच्चकै रमरनरकतिर्यक्षु,
इयरमणीण खणीसु व. परिभ्रमंतेण कहकहवि ३८

जीवेन लभ्यत इयं, मनुजगतिः सन्मणीवतीतुल्या,
तत्थवि दुल्लहो चिंता-मणि, व्व जिणदेसिओ धम्मो. ३९

આ દૃષ્ટાંતની ખાસ મેળવણી એ છે કે ઇતર એટલે સામાન્ય મણિઓની ખાણ સમાન દેવ-નારક-તિર્યંચ રૂપ ગતિઓમાં ભમતાં થકાં જેમ તેમ કરીને જીવ આ ઉત્તમ મણિવાળી ખાણ સમાન મનુષ્ય ગતિ પામી શકે છે, અને ત્યાં પણ ચિંતામણિના માફક જિન ભાષિત ધર્મ પામવો (બહુ) દુર્લભ રહેલ છે. ૩૮-૩૯

पशुपालो त्र यथाखलु, मणिं न लेभे नुपात्तसुकृतधनः
जह पुण्णवित्तजुत्तो, वणिपुत्तो पुण तयं पत्तो. ४०

तद्वद् गतगुण त्रिभवो, जीवो लभते न धर्मरत्न मिदं,
अविकलनिम्मलगुणगण, विहवभरो पावइ तयं तु. ४१

વળી જેમ સુકૃત નહિ કરનાર પશુપાલ તે મણિ ટકાવી

(સં॰ છા॰) स्तुतः शेषजनेन भोगानां भाजनं जातः ३७
इतरमणीनां खनिष्विव परिभ्रमता कथंकथमपि. ३८
तत्रापि दुर्लभ श्चिंतामणि रिव जिनदेशितो धर्मः ३९.
यथा पुण्यवित्तयुक्तो वणिकपुत्रः पुनस्तत्प्राप्तः ४०
अविकलनिर्मलगुणगणविभवभरः प्राप्नोति तत्तु. ४१

શક્યો નહિ, પણ પુણ્ય રૂપ ધનવાન્ વણિક્પુત્ર તેને મેળવી શક્યો, તેમ ગુણ રૂપ ધને કરીને હીન જીવ આ ધર્મરત્ન પામી શકતો નથી, પણ સંપૂર્ણ નિર્મળ ગુણરૂપ બહુ ધનવાન્ (જ) તેને પામી શકે છે. ૪૦—૪૧

दृष्टांत मेनं विनिशम्य सम्यक्, सद्धर्मरत्नग्रहणे यदीच्छा,
अमुद्रदारिद्र्यविनाशदक्षं, तत् सद्गुणद्रव्य मुपार्जयध्वं. ४२

આએ દૃષ્ટાંત બરોબર સાંભળ્યા બાદ જો તમને સદ્ધર્મ રૂપ રત્ન ગ્રહણ કરવામાં ઇચ્છા હોય તો, બેહદ દરિદ્રતાને દૂર કરવામાં સમર્થ એવા સદ્ગુણ રૂપી ધનને ઉપાર્જન કરો. ૪૨

इति पशुपालकथेति गाथार्थः ॥ छ ॥ ३ ॥
એ રીતે પશુપાળની કથા છે.
અને એ રીતે ગાથાનો અર્થ પૂર્ણ થયો. ૩

## (હવે ચોથી ગાથાનું અવતરણ કરે છે;—)

कतिगुणसंपन्नः पुन स्तत्प्राप्तियोग्य इति प्रश्न माशंक्या ह—

હવે કેટલા ગુણવાળો હોય તે ધર્મ પામવાને યોગ્ય થાય? એ પ્રશ્ન મનમાં લાવીને ઉત્તર આપે છે;—

## (મૂળ ગાથા.)

इगवीसगुणसमेओ—
जुग्गो एयस्स जिणमए भणिओ,
तदुवज्जणंमि पढमं—
ता जइयव्वं जओ भणियं[1]. ४

---

[1] 'जओ भणियं' એમ ઉલ્લેખ કર્યાથી સ્પષ્ટ થાય છે કે મૂળની પાંચમી, છઠ્ઠી, તથા સાતમી એ ત્રણ ગાથાઓ લાંબી પરંપરાથી ચાલતી આવેલી છે; અને તે પ્રાચીન ગાથાઓના આધારે જ આ ધર્મરત્ન પ્રકરણ યોજવામાં આવેલ છે.

( મૂળ ગાથાનો અર્થ. )

એકવીશ ગુણોથી જે સહિત હોય તે પહેલ પ્રથમ એ ધર્મ-રત્નને યોગ્ય ગણાય એમ જિનશાસનમાં કહેલું છે, માટે તે એક-વીશ ગુણોના ઉપાર્જનમાં યત્ન કરવો જોઇયે; જે માટે પૂર્વાચાર્યોએ આગળ મુજબ કહેલું છે.

( ટીકા. )

एभि रेकविंशतिगुणै र्वक्ष्यमाणैः समेतो युक्तः—पाठांतरेण समृद्धः संपूर्णः—समिद्धो वा देदीप्यमानो—योग्य उचित—एतस्य प्रस्तुतधर्मरत्न-स्य—जिनमतेऽर्हच्छासने—भणितः प्रतिपादित—स्तदभिज्ञै रिति शेषः।

આ એકવીશ ગુણો જે આગળ કહેવામાં આવશે તેણે કરીને (જે) સમેત કહેતાં યુક્ત હોય અગર પાઠાંતરમાં ('समिद्धो' એવો શબ્દ લઇયે તો તેનો એ અર્થ થાય કે) સમૃદ્ધ એટલે સંપૂર્ણ હોય અથવા સમિદ્ધ એટલે દેદીપ્યમાન હોય-તે એને એટલે પ્રસ્તુત કરેલા ધર્મરત્નને યોગ્ય એટલે ઉચિત જિન મતમાં એટલે અર્હત્‌નાના શાસનમાં ભણેલો એટલે પ્રતિપાદન કરેલો છે-( કોણે ભણેલો છે? એનાં ઉત્તરમાં) તે વાતના જાણ-કારોએ-એટલું ઉપરથી લઈ લેવું.

ततः कि मित्याह—तदुवज्जणंमि त्ति—तेषां गुणानां—उपार्जने वि-ढपनेप्रथम मादौ—तस्माद्वेतो र्यतितव्यं।

તેથી શું ( સિદ્ધ થયું ) તે કહે છે-તેના ઉપાર્જનમાં એટલે કે તે ગુણોના ઉપાર્જન એટલે વધારવાના કામમાં-પહેલાં એટલે સૌથી આદિમાં તે માટે યત્ન કરવો.

इहा य माशयो, यथा प्रासादार्थिनः शल्योद्धारपीठबंधाद्या वाद्रियंते, तदविनाभावित्वा द्विशिष्टप्रासादस्य—तथा धर्मार्थिभि रेते गुणाः सम्य गु-

पार्जनीया, स्तदधीनत्वा द्विशिष्टधर्मसमृद्धे रिति । यतो यस्माद्—भणितं गदितं—पूर्वसूरिभि रिति गम्यत इति ।

ઇહાં એ આશય છે કે જેમ મેહેલ બાંધવા ઇચ્છનારાઓ જમીન સાફ કરી પાયા વગેરેની મજબૂતી કરે છે, કેમકે તેમ કર્યાથી જ તેઓ મજબૂત મેહેલ બંધાઇ શકે છે–તેમ ધર્મ કરવાના અર્થિઓએ પણ આએ ગુણો બરોબર ઉપાર્જિત કરવા, કારણ કે તેમ કર્યાથીજ વિશિષ્ટ ધર્મની સમૃદ્ધિ મેળવી શકાય છે, જે માટે ( આગળ કહેવામાં આવશે તે પ્રમાણે ) ભણેલું એટલે કહેલું છે. ( કોણે કહેલું છે તો કે ) પૂર્વાચાર્યોએ એટલું ઉપરથી સમજી લેવું.

भणित मेवाह—

શું કહેલું છે તેજ કહે છે;—

धम्मरयणस्स जुगो,
अक्खुद्दो, रुववं, पगइसोमो;
लोगपिओ, अक्कूरो,
भीरू, असढो, सुदक्खिण्णो. ५

लज्जालुओ, दयालू,
मज्जत्थो, सोमदिठि, गुणरागी,
सक्कह सुपक्खजुत्तो,
सुदीहदंसी, विसेसन्नू. ६

---

धर्मऽरत्नस्य योग्यः अक्षुद्रोरूपवान् प्रकृतिसोमः
लोकप्रियः अक्रूरः भीरू, अशठः सुदाक्षिण्यः ५
लज्जालुः दयालुः मध्यस्थः सोमदृष्टिः गुणरागी,
सत्कथसुपक्षयुक्तः सुदीर्घदर्शी विशेषज्ञः ६

वुड्ढाणुगो, विणीओ,
कयण्णुओ, परहियत्थकारीय,
तहचेव लद्धलक्खो,
इगवीसगुणेहिं संपन्नो. ७

( મૂળનો અર્થ. )

જે પુરૂષ અક્ષુદ્ર, રૂપવાન્, શાંત પ્રકૃતિવાળો, લોકપ્રિય, અક્રૂર, પાપ ભીરૂ, નિષ્કપટી, દાક્ષિણ્યતાવાન્, શરમાળ, દયાળુ, મધ્યસ્થ, થંડી નજરવાળો, ગુણરાગી, સારા સગા સાથે પ્રીતિ રાખનાર, દીર્ધદર્શી, ગુણદોષજ્ઞ, વૃદ્ધ જનને અનુસરનાર, વિનીત, કૃતજ્ઞ, પરોપકારી અને સમજદાર, એમ એકવીશ ગુણવાળો હોય તે ધર્મ રૂપ રત્નને પાત્ર થઇ શકે છે. ૫-૬-૭

( ટીકા )

धर्म्माणां मध्ये यो रत्नमिव वर्त्तते जिनप्रणीतो देशविरतिसर्वविरतिरूपो धर्मः स धर्मरत्नः—तस्य योग्य उचितो—भवति इत्यध्याहार—एकविंशत्या गुणैः संपन्न इति तृतीयगाथांते संबंधः ।

ધર્મોમાં જે રત્ન માફક વર્તે છે તે જિન ભાષિત દેશ વિરતિ અને સર્વ વિરતિરૂપ ધર્મ તે ધર્મરત્ન કહેવાય-તેને ચોગ્ય એટલે ઉચિત-તે થાય કે જે 'એકવીશ ગુણે કરી સંપન્ન હોય' એમ ત્રીજી ગાથાના અંતે પદ છે તે સાથ જોડવું.

---

वृद्धानुगः विनीतः कृतज्ञः परहितार्थकारि च
तथाचैव लब्धलक्षः एकविंशतिगुणैः संपन्नः ७

तानेव गुणान् गुणगुणिनोः कथंचि दभेद इतिदर्शनाय गुणिप्रति-पादनद्वारेणाह—अक्खुद्दो इत्यादि ।

तत्रा क्षुद्रो नुतानमतिः १

रूपवान् प्रशस्तरूपः स्पष्टपंचेंद्रिय इत्यर्थः—मतोः प्रशंसावाचित्वात्, रूपमात्राभिधाने पुन रिन्नेव, यथा-रूपिणः पुद्गलाः प्रोक्ता—इति २

प्रकृतिसोमः स्वभावतोऽपापकर्मा ३

लोकप्रियः सदासदाचारचारी ४

अक्रूरोऽक्लिष्टचित्तः ५

તેજ ગુણોને ગુણગુણિનો કેટલીક રીતે અભેદ બતાવવા માટે ગુણ વાચક વિશેષણોથી કહી બતાવે છે–અહીં 'अक्खुद्दो' ઇત્યાદિ પદ બોલવા.

ત્યાં અક્ષુદ્ર એટલે અનુત્તાન મતિવાળો હોય–અર્થાત્ જે ક્ષુદ્ર એટલે છીછાંછળો કે ટુંક બુદ્ધિ ન હોય તે અક્ષુદ્ર જાણવો. ૧

રૂપવાળો એટલે સારા રૂપવાળો અર્થાત્ જે ચોખી પાંચ ઇંદ્રિયોવાળો હોય–ઇહાં मतु પ્રત્યય પ્રશંસાનો અર્થ જણાવે છે, ફક્ત રૂપ માત્ર જણાવવું હોય તો इन् પ્રત્યયજ આવે, જેમકે રૂપિ પુદ્ગળો કહેલા છે (એ ઠેકાણે રૂપિ એટલે રૂપવાળા એટલોજ અર્થ થાય છે.) ૨

પ્રકૃતિ સોમ એટલે કે સ્વભાવથીજ પાપના કામથી દૂર રહેનાર હોવાથી જે શાંત સ્વભાવવાળો હોય. ૩

લોક પ્રિય એટલે કે હમેશાં સદાચારમાં પ્રવર્ત્તનાર હોવાથી જે સૌ લોકને પ્રિય હોય. ૪

અક્રૂર એટલે કે ચિત્તમાં ગુસ્સો નહિ રાખતો હોવાથી જે શાંત મનવાળો હોય. ૫

भीरु रैहिकामुष्मिकापायभीलुकः ६

अशठः परावंचकः ७

सुदाक्षिण्यः प्रार्थनाभंगभीरु रिति ८

लज्जालुओ इत्यादि

लज्जालु रकार्यवर्जकः ९

दयालुः सत्त्वानुकंपकः १० 

मध्यस्थो रागद्वेषरहितोऽतएवासौ सोमदृष्टि र्यथावस्थितधर्मविचारविन्त्वाद्दूरं दोषत्यागी, सोमदृष्टि रित्यत्र विभक्तिलोपः] प्राकृतत्वात् । इह पदद्वयेनाप्येक एव गुणः ११

ભીરૂ એટલે કે આ ભવ અને પરભવના નુકશાનથી જે બીનાર હોય. ૬

અશઠ એટલે કે જે પરને ઠગનાર નહિ હોવાથી નિષ્કપટી હોય. ૭

સુદાક્ષિણ્ય એટલે કે કોઇની પણ પ્રાર્થનાનો ભંગ કરતાં ડરનાર હોવાથી જે દાક્ષિણ્ય ગુણવાળો અર્થાત્ લાલચ ખાઇજનાર હોય. ૮

અહીં એ ગાથા બોલવી.

લજ્જાલુ એટલે અકાર્ય આચરતાં શરમ ખાઇ તેને જે વર્જનાર હોય. ૯

દયાલુ એટલે પ્રાણિઓ પર અનુકંપા રાખનાર હોય. ૧૦

મધ્યસ્થ એટલે રાગ દ્વેષ રહિત હોય–એથીજ તે સોમદૃષ્ટિ એટલે ખરેખરી રીતે ધર્મ વિચારને સમજનાર હોવાથી (શાંત નજરથી) દોષને દૂર કરનાર હોય છે. મૂળમાં 'सोमदिट्ठि' એ ઠેકાણે પ્રાકૃતપણાથી વિભક્તિનો લોપ કર્યો છે. આ જગોએ મધ્યસ્થ અને સોમદૃષ્ટિ એ બે પદોથી એકજ ગુણ લેવાનો છે. ૧૧

गुणरागी गुणपक्षपाती १२

सती धर्मकथा भीष्टा यस्य स सत्कथः १३

सुपक्षयुक्तः सुशीलानुकूलपरिवारोपेतः १४

सुदीर्घदर्शी सुपर्यालोचितपरिणामसुंदरकार्यकारी १५

विशेषज्ञोऽपक्षपातित्वेन गुणदोषविशेषवेदी ति १६

वुड्ढाणुगो इत्यादि

वृद्धानुगः परिणतमतिपुरुषसेवकः १७

विनीतो गुणाधिकेषु गौरवकृत् १८

कृतज्ञः परोपकाराविस्मारकः १९

ગુણ રાગી એટલે ગુણોનો પક્ષપાતી અર્થાત્ ગુણો તરફ ઢળનાર હોય. ૧૨

સારી કથા એટલે ધર્મકથા તે જેને અભીષ્ટ હોય તે સત્કથ અર્થાત્ ધર્મકથા કહેનાર હોય. ૧૩

સુપક્ષયુક્ત એટલે કે સુશીલ અને વિનીત પરિવારવાળો હોય. ૧૪

સુદીર્ઘદર્શી એટલે બરોબર વિચારીને જેનો પરિણામ સુંદર આવે તેવા કાર્યનો કરનાર હોય. ૧૫

વિશેષજ્ઞ એટલે કે અપક્ષપાતી હોઇને ગુણ દોષના વિશેષને જાણનાર હોય. ૧૬

આ જગોએ એ ગાથા બોલવી.

વૃદ્ધાનુગ એટલે વૃદ્ધોને અનુસરનાર અર્થાત્ પાકી બુદ્ધિવાળા પુરૂષોને સેવનાર હોય. ૧૭

વિનીત એટલે કે અધિક ગુણવાળાને માન આપનાર હોય. ૧૮

કૃતજ્ઞ એટલે બીજાએ કરેલ ઉપકારને ભૂલી નહિ જનાર હોય ૧૯

परहितार्थकारी निरीहःसन् परार्थकृत्—सुदाक्षिण्ये ह्यभ्यर्थित एव परोपकारं करोत्य, यं पुनः स्वतएव परहित मिति विशेषः २०

तहचेव त्ति तथाशब्दः प्रकारार्थः, चः समुच्चये, एवो वधारणे—ततश्च यथैते विंशति स्तथैव तेन प्रकारेण लब्धलक्ष्य श्च धर्माधिकारी ति पदयोगः

पदार्थ स्तु, लब्ध इव प्राप्त इव लक्ष्यो लक्षणीयो धर्मानुष्ठान व्यवहारोयेन स लब्धलक्ष्यः मुशिक्षणीयः २१

इत्येकविंशत्या गुणैः संपन्नो धर्मरत्नयोग्य इति योजित मेवेति द्वारगाथात्रयार्थः।

પરહિતાર્થકારી એટલે નિઃસ્વાર્થપણે પરના કામ કરનાર હોય—પ્રથમ સુદાક્ષિણ્ય એવું વિશેષણ આપ્યું છે તેમાં અને આ વિશેષણમાં એટલો ફેર જાણવો કે સુદાક્ષિણ્ય એટલે સામો માગણી કરે ત્યારે તેનું કામ કરી આપે અને આ તો પોતાની મેળે પરાયું હિત કરે. ૨૦

'तहचेव' એ શબ્દમાં તથા શબ્દ પ્રકાર અર્થે છે, ચશબ્દ સમુચ્ચય અર્થે છે અને એવશબ્દ અવધારણ અર્થે છે, તેથી એનો અર્થ એ છે કે જેમ એ વીસ ગુણો કહ્યા તેમજ તે પ્રકારે લબ્ધલક્ષ્ય પણ હોવો જોઇએ અને જે એવો હોય તે ધર્મનો અધિકારી થાય એમ પદયોગ કરવો.

લબ્ધલક્ષ્ય એ પદનો અર્થ આ પ્રમાણે છે કે લબ્ધ કહેતાં લગભગ પામેલો છે લક્ષ્ય એટલે ઓલખવા લાયક ધર્માનુષ્ઠાનનો વ્યવહાર જેણે તે લબ્ધલક્ષ્ય અર્થાત્ સમજદાર હોવાથી જેને સુખે શીખાવી શકાય તેવો હોય. ૨૧

એમ એકવીશ ગુણોએ કરીને જે સંપન્ન હોય તે ધર્મ રત્નને યોગ્ય થાય એમ (પૂર્વે) જોડયું જ છે. એ રીતે ત્રણ દ્વાર ગાથાઓનો અર્થ થયો.

આ રીતે ઉપોદ્ઘાત પૂર્ણ થયો.



(પ્રથમ ગુણ.)

## (આઠમી ગાથાનું અવતરણ કરે છે.)

भावार्थं पुनः सूत्रकृदेव व्याख्यातुकाम स्ताव दक्षुद्र इति प्रथमगुणं प्रकटय न्नाह् । छ ।

હવે સૂત્રકાર પોતેજ ભાવાર્થ વર્ણવવા ઇચ્છતા થકા અક્ષુદ્ર-એ પહેલો ગુણ ખુલાસાથી બતાવે છેઃ—

## (मूळ गाथा.)

खुद्दो त्ति अगंभीरो-
उत्ताणमई न साहए धम्मं,
सपरोवयारसत्तो-
अक्खुद्दो तेण इह जुग्गो. ८

[ મૂળ ગાથાનો અર્થ ]

ક્ષુદ્ર એટલે અગંભીર અર્થાત્ છીછાંછળી બુદ્ધિવાળો જે હોય તે ધર્મ સાધી શકે નહિ, માટે જે સ્વપરનો ઉપકાર કરવા સમર્થ રહે એવો અક્ષુદ્ર એટલે ગંભીર હોય તે ઇહાં યોગ્ય જાણવો. ૮.

(ટીકા)

यद्यपि क्षुद्रशब्द स्तु क्रूरदरिद्रलघुप्रभृतिष्व र्थेषु वर्त्तते, तथापीह क्षुद्र इत्य गंभीर उच्यते—तुच्छ इति कृत्वा स पुन रुत्तानमति र निपुणधिषण इतिहेतोर्न साधयति धर्मं, भीमवत् तस्य सूक्ष्ममतिसाध्यत्वाद् । उक्तंच ।

જોકે ક્ષુદ્ર શબ્દ તો ક્રૂર-દરિદ્ર-લઘુ વગેરે અર્થોમાં વપરાય છે તો પણ ઈહાં ક્ષુદ્ર શબ્દે અગંભીર કહેલ છે—તે તુચ્છ હોવાથી ઉત્તાનમતિ એટલે ઊપર ટપકાની બુદ્ધિવાળો હોય છે તેથી તે ભીમની માફક ધર્મ સાધી શકે નહિ, કારણ કે ધર્મ તો સૂક્ષ્મ બુદ્ધિવાળાથીજ સાધી શકાય, જે માટે કહેલું છે કે;—

"सूक्ष्मबुद्ध्या सदा ज्ञेयो, धर्मो धर्मार्थिभि र्नरैः,
अन्यथा धर्मबुद्ध्यैव, तद्विघातः प्रसज्यते. १

गृहीत्वा ग्लानभैषज्य, प्रदानाभिग्रहं यथा,
तदप्राप्तौ तदंते स्य, शोकं समुपगच्छतः २

गृहीतो भिग्रहः श्रेष्ठो-ग्लानो जातो नच क्वचित्,
अहो मेऽधन्यता कष्टं-नसिद्ध मभिवांछितं. ३

एव मेतत् समादानं-ग्लान भावाभिसंधिना,
साधूनां तत्त्वतोयत्त-दुष्टं ज्ञेयं महात्मभिः। इति। ४

एतद्विपरीतः पुनः स्वपरोपकारकरणे शक्तः समर्थो—भवतीति शेषः—अक्षुद्रः सूक्ष्मदर्शी सुपर्यालोचितकारी, तेन कारणेने ह धर्मग्रहणे योग्योऽधिकारी स्यात्, सोमवत्।

ધર્માર્થિ જનોએ હમેશાં સૂક્ષ્મબુદ્ધિ વાપરી ધર્મને જાણવું જોઇયે, નહિતો ધર્મબુદ્ધિ વડે જ ઉલટો તે ધર્મનો વિઘાત થઇ પડે છે. ૧

જેમ કોઇક ટૂંકી બુદ્ધિવાળો પુરૂષ માંદાને ઔષધ આપવાની અભિગ્રહ લઈ માંદો નહિ મળતાં આખરે તે શોક કરવા લાગે કે– ૨

અરે મેં ઉત્તમ અભિગ્રહ લીધો—પણ કોઈ માંદો થયો નહિ તેથી હું અધન્ય છું કે મારો અભિગ્રહ સફળ થયો નહિ. ૩

એવી રીતે સાધુઓની માંદગી થવાના અભિપ્રાયે કરીને જે નિયમ ગ્રહણ કરવું તેને મહાત્મા પુરૂષોએ પરમાર્થે દુષ્ટ સમજવું. ૪

એ ક્ષુદ્રથી વિપરીત અક્ષુદ્ર પુરૂષ સૂક્ષ્મ વાતને સમજનાર અને બરોબર વિચારીને કામ કરનાર હોવાથી પોતાને અને પરને ઉપકાર કરવા શક્ત—સમર્થ થાય છે, તેથી કરીને તેજ ઇહાં એટલે ધર્મ ગ્રહણ કરવામાં યોગ્ય એટલે અધિકારી [illegible]

( भीम सोम कथैवं— )

ભીમ અને સોમની કથા આ પ્રમાણે છે;—

नरगणकलियं सुजइं-छंदंपि व कणयकूडपुर मत्थि,
तत्थासि वासवो वा सबुद्ध विबुहप्पिओ राया. १

कमला य कमलसेणा-सुलोयणा नाम तिन्नि तरुणीओ,
भूमीवइदुहियोओ-दुस्सहपियविरहदुहियाओ. २

अन्नायसरूवाओ-अन्नुन्नंपि हु तहिं रुयंतीओ,
समदुहदुहिय त्ति ठिया-एगत्थ गमंति दिवसाइं ३

નગણ તથા રગણે કરી સહિત સારા યતિપદવાળા છંદની માફક નરગણકળિત એટલે મનુષ્યના સમૂહે કરી સહિત અને સુયતિ એટલે સારા મુનિવરો અથવા સારા વિશ્રામ સ્થળોવાળું કનકકૂટ નામે નગર છે, તેમાં વિબુધપ્રિય એટલે દેવતાઓને વલ્લભ વાસવ કહેતા ઇંદ્ર તેની માફક વિબુધપ્રિય એટલે પંડિતોને પ્રિય એવો વાસવ નામનો રાજા હતો. ૧

તે રાજાની પુત્રી કમળા તથા કમળસેના, અને સુલોચના નામે બીજી બે રાજપુત્રીઓ મળીને ત્રણ તરૂણીઓ દુઃખે સહી શકાય એવા પ્રિય વિરહ-

---

नरगणकलितं सुयति छंदोइव कनककूटपुर मस्ति
तत्रा सीद् वासवो वासवइव विबुधप्रियो राजा १

कमलाच कमलसेना सुलोचना नाम तिस्रस्तरुण्यः
भूमिपतिदुहितरो दुःसहप्रियविरहदुःखिताः २

अज्ञातस्वरूपा अन्योन्यमपि च तत्र रुदंत्यः,
समदुःखदुखिता इति स्थिता एकत्रगमयंति दिवसान् ३

થી દુઃખિત હતી તેઓને એક બીજાના સ્વરૂપની પણ ખબર ન હતી, પણ ત્યાં રોતી થકી સરખા દુઃખે દુઃખિત હોઇને એક ઠેકાણે રહી દિવસો પસાર કરતી. ૨—૩

तत्थेगो सुगुणेहिं-अवामणो वामणो उ रूवेण,
सम्मं निययकलाहिं-रंजइ निवपभिइ सयलपुरं ४

कइयावि निवेणु त्तो-सो जह इह विरह दुहियतरुणीओ,
जइ रंजिहिही नूणं-तो तुह नज्जइ कलुकरिसो. ५

थोव मिणं ति भणिरो-रन्नो णुन्नाइ बहुवयंसजुओ,
पत्तो ताणं भवणे-कहेइ विविहे कहालावे ६

ત્યાં એક સુગુણોએ કરીને અવાચન અર્થાત્ પરિપૂર્ણ-પણ દેખાવે કરી વામન પુરૂષ પોતાનિ કલાઓવડે કરીને રાજા વગેરે તમામ નગર લોકને બરોબર ખુશી કરતો હતો. ૪

તે વામનને એક વખતે રાજાએ કહ્યું કે જો તું વિરહ દુઃખિત ત્રણ તરૂણીઓને (કોઇપણ રીતે) રંજિત કરે તો ખરેખર તારી કલાની હુશિયારી માલમ પડે. ૫

(ત્યારે તે વામન બોલ્યો કે) એ કામ તો તદન સહેલું છે એમ કહીને તે રાજાની રજા મેળવી ઘણા મિત્રો સહિત તે ઘરે જઇને વિવિધ કથાઓ કહેવા લાગ્યો. ૬

---

तत्रैकः सुगुणै रवामनो वामन स्तु रूपेण,
सम्यक् निजककलाभि-रंजयति नृपप्रभृति सकलपुरं ४

कदापि नृपेणो क्तः स यथा इह विरहदुःखिततरुणीः
यदि रंजयिष्यसि नूनं तदा तव ज्ञायते कलोत्कर्षः ५

स्तोक मिद मिति मभणन्, राज्ञो नुज्ञया बहुवयस्ययुतः,
प्राप्तः तासां भवने, कथयति विविधान् कथालापान्. ६

एगेण वयंसेणं-वुत्तं कि मिमाहि मित्त वत्ताहिं,
किंपि सुइसुहयचरियं-कहसु तओ कहइ इयरो वि ७

महिमहिलाभालत्थल, तिलयं व पुरं इह त्थि तिलयपुरं,
तत्थय पूरियमग्गण, मणोरहो मणिरहो राया. ८

सुइसुरहिसीलजियविमल, मालई मालइ त्ति से दइया,
पुत्तो य भुवण अक्कमण, विक्कमो विक्कमो नाम ९

એવામાં એક મિત્રે કહ્યું કે હે મિત્ર એવી વાતોનું કામ નથી, કિંતુ કાંઇક કાનને સુખ આપનાર ચરિત્ર કહી બતાવ ત્યારે પેહેલો વામન કહેવા મંડયો. ૭

જમીનરૂપ સ્ત્રીના કપાળમાં જાણે તિલક હોય તેવું તિલકપુર નામે એક નગર હતું; ત્યાં માગણ લોકોના મનોરથને પૂરનાર મણિરથ નામે રાજા હતો. ૮

પવિત્ર અને પ્રશંસનીય શીળે કરીને નિર્મળ માલતીને જીતનાર માલતી નામે તેની રાણી હતી, અને તેમનો જગત્‌ને દાબમાં રાખનાર જોરવાળો વિક્રમ નામે પુત્ર હતો. ૯

---

एकेन वयस्येन, उक्तं कि मिमाभि र्मित्र वार्त्ताभिः,
किमपि श्रुतिसुखद्‌चरितं, कथय ततः कथयती तरो पि ७

महीमहिलाभालस्थल, तिलकमिव पुर मिहास्ति तिलकपुरं,
तत्रच पूरितमार्गण, मनोरथो मणिरथो राजा ८

शुचिसुरभिशीलजितविमलमालती मालती ति तस्य दयिता, पुत्र श्च भुवनाक्रमण विक्रमो विक्रमो नाम. ९

नियमंदिरसंनिहिए, गिहंमि कम्मिवि कयावि संज्झाए,
सो सुणइ सवण सुहयं, केणवि एवं पढिज्जंतं १०

नियपुन्नपमाणं गुण, वियड्डिमा सुजण दुज्जण विसेसो,
नज्जइ ने गत्थ ठिएहि, तेण निउणा नियंति महिं. ११

तं सुणिय सुणिय मवगणिय, परियणं देसदंसण सतण्हो;
कुमरो रयणीइ पुरा उ, निग्गओ खग्गवग्गकरो. १२

તે રાજકુમાર પોતાના મેહેલની પડોશમાં રહેલા કોઇક ઘરમાં કોઇક સંધ્યાવેળાએ કોઇકે બોલેલું કાનને સુખ આપનાર (નીચે મુજબનું વાક્ય) સાંભળવા લાગ્યો. ૧૦

પોતાનું પુણ્ય કેટલું છે તેનો તોલ, ગુણોનો વધારો તથા સુજન દુર્જનનું અંતર (એ ત્રણે વાના) એક ઠેકાણે રહેનાર માણસથી જાણી શકાય નહિ–તેથી ચતુરજનો પૃથ્વી પર્યટન કરે છે. ૧૧

તે સાંભળેલા વાક્યને સમજી કરીને પરિજનની દરકાર કર્યા વગર (જૂદા જૂદા) દેશો જોવા ઉત્કંઠિત થયો થકો, તે રાજકુમાર રાતે (છાનો માનો) હાથમાં તરવાર લઇ શહેરથી બાહેર નીકળ્યો. ૧૨

---

निजमंदिरसंनिहिते गृहे कस्मिन्नपि कदापि संध्यायां स श्रृणोति श्रवणसुखदं केनाप्येवं पठ्यमानं. १०

निजपुण्यप्रमाणं गुणवार्द्धिमा सुजन दुर्जनविशेषः, ज्ञायते नैकत्र स्थितैः तेन निपुणा नियांति महीं. ११

तत् ज्ञात्वा श्रुतं अवगणय्य, परिजनं देशदर्शनसतृष्णः
कुमारो रजन्यां पुरात्, निर्गतः खड्ग व्यग्रकरः १२

सो वच्चंतो संतो, अग्गे मग्गे निएइ कंपि नरं,
निठुरपहारविहुरं, पिवासियं महियले पडियं. १३
तो सरवराउ सलिलं, गहितु उप्पन्नपुन्नकारुन्नो,
तं पाइत्ता पवण, प्पयाणओ कुणइ पउणतणुं. १४
पुच्छइय भो महायस, को सि तुमं किं इमा अवत्था ते,
सो भणइ सुयणसिररयण, सुणसु सिध्धु त्ति हं जोई. १५
विज्जावलिएण विपक्ख, जोइणा छलपहारिणा अहयं,
एय मवत्थं नीओ, तए पुणो पगुणिओ, सगुण. १६

તેણે રસ્તે ચાલતા થકાં–આગળ માર્ગમાં એક આકરા ઘાથી જખમી થએલ અને તરસેલા માણસને જમીનપર પડેલા જોયો. ૧૩

ત્યારે તેને બહુ કરૂણા આવ્યાથી તેણે તળાવમાંથી પાણી આણીને, તેને પીવરાવી (તથા તે સાથે તેનાપર) પવન નાખી તેને સાવધાન કર્યો. ૧૪

પછી રાજકુમાર તેને પૂછવા લાગ્યો કે હે મહાયશ તું કોણ છે અને આમ તારી શી રીતે અવસ્થા થઇ છે? ત્યારે તે ઘાયલ માણસ કહેવા લાગ્યો કે હે સુજન શિરોમણિ–સાંભળ હું સિદ્ધ નામે યોગી છું. ૧૫

તે હું મારાથી અધિક વિદ્યા બળવાળા મારા એક દુશ્મન યોગીએ આ અવસ્થાપ્રતે પહોચાડેલો છું–છતાં હે ગુણવાન તેં મને હુશિયાર કરેલો છે. ૧૬

स व्रजन् सन्, अग्रे मार्गे पश्यति कमपि नरं,
निष्ठुरप्रहारविधुरं, पिपासितं महीतले पतितं १३
ततः सरोवरात् सलिलं, गृहीत्वा उत्पन्नपूर्णकारुण्यः
तं पाययित्वा पवन, प्रदानतः करोति प्रगुणतनुं १४
पृच्छति च भो महायशः, को सि त्वं किं इमा अवस्थां ते,
स भणति सुजनशिरोरत्न, शृणु सिद्ध इति अहं योगी. १५
विद्यावलिना विपक्षयोगिना, छलप्रहारिणा अहकं,
एता मवस्थां नीतः, त्वया पुनः प्रगुणितः सगुण. १६

तो सो तोसेणं गरुड, मंत मप्पित्तु नरवरसुयस्स,
सट्ठाणं संपत्तो, कुमरो पुणं इत्थ नयरंमि. १७

निसि मयणगिहे वुत्थो, चिठ्ठइ जा सुठु जग्गिरो कुमरो,
ता तत्थे गा तरुणी, समागया पूइउं मयणं. १८

बहिं नीहरिउं जंपइ, अम्मो वणदेवया सुणहसम्मं,
इह वासवनरवइणो; सुहिया कमल त्ति हं दुहिया. १९

પછી ખુશી થઈ રાજકુમારને ગરૂડ મંત્ર આપીને પોતાના મુકામે ગયો, અને તે રાજકુમાર આ નગરમાં આવ્યો. ૧૭

રાત પડતાં તે કામદેવના મંદિરમાં રાતવાસો રહ્યો—ત્યાં તે હજુ બરોબર જાગતો થકો આલોટેલો હતો, તેવામાં ત્યાં એક તરૂણ સ્ત્રી કામદેવની પૂજા કરવા આવી. ૧૮

પછી તે બાહેર નીકળીને કહેવા લાગી—હે વનદેવતા માતાઓ! તમે બરોબર સાંભળો, હું અહીંના વાસવ નામના રાજાની કમળા નામે એક સુખી પુત્રી છું. ૧૯

---

ततः स तोषेण गरुडमंत्र मर्पयित्वा नरवरसुतस्य,
स्वस्थानं संप्राप्तः, कुमारः पुन रत्र नगरे. १७

निशि मदनगृहे अवात्सीद्, तिष्ठति यावत् सुष्ठुजागरः कुमारः
तावत् तत्र का तरुणी, समागता पूजयितुं मदनं. १८

बहिः निःसृत्य जल्पति, अंबा वनदेवताः, श्रृणुत सम्यक्,
इह वासवनरपतेः, सुखिता कमला इति अहं दुहिता. १९

मणिरहसुयस्स विक्कम, कुमरस्सु ज्जलगुणाणुराएण,
दिन्ना पिउणा सो पुण, इण्हि न नज्जइ कहिंपि गओ. २०

जइ मह इह नऊ जाओ, सो भत्ता तो परत्थवि हविज्जा,
इय पभणिय उल्लंवइ, वडविडविणि जाव सा अप्पं. २१

मा कुणसु साहसं इय, भणिरो छुरियाइ छिंदिउं पासं,
कमलं कमलसुकोमल, वयणेहिं संठवइ कुमरो. २२

મારા પિતાએ મને મણિરથ રાજાના પુત્ર વિક્રમ કુમારને તેના ઉ-જ્વલ ગુણોથી આકર્ષાઇને આપેલી છે છતાં તે કુમાર હાલ ક્યાં ગયો છે તે માલમ પડતું નથી. ૨૦

માટે જો આ ભવે તે મારો ભર્ત્તાર ન થયો તો હવે વળતા ભવે તે થજો, એમ કહીને તે તરૂણી વડના ઝાડમાં ફાંસો બાંધીને તેમાં પોતાનું ગળું નાખવા લાગી. ૨૧

એટલામાં વિક્રમ કુમાર (ત્યાં દોડી જઈ) 'સાહસ મેં કર' એમ બોલતો થકો ફાંસને છુરીવડે કાપી નાખીને કમળ જેવા સુકોમળ વચનોએ ક-રીને કમળાને અટકાવવા લાગ્યો. ૨૨

---

मणिरथसुतस्य विक्रमकुमारस्य उज्वलगुणानुरागेण,
दत्ता पित्रा स पुनः, इदानीं न ज्ञायते कुत्रापि गतः २०

यथा मम इह नैव जातः–स भर्त्ता ततः परत्रापि भवेत्,
इति प्रभण्य उल्लंबयति, वटविटपिनि यावत् सा आत्मानं २१

मा कुरु साहसं इति, भणन् छुरिकया छित्त्वा पाशं,
कमलां कमलसुकोमल वचनैः संस्थापयति कुमारः २२

इत्तो तस्सुद्धिकए, भडचडगरपरिवुडो तहिं पत्तो,
वासवनिवो वि कुमरं, दट्टुं हिट्ठो भणइ एवं २३

तिलयपुरे अम्हेहिं, गएहिं मणिरह समित्तमिलणत्थं,
तं वालत्ते दिट्ठो, दक्खिन्नसुपुन्न वरकुमर. २४

निच्चणुरत्ता एसा, पइ[1] कमला कमलिणि व्व दिणनाहे,
तुह दाहिणकरमेलण, वसा सुहं लहउ मह उहिया, २५

એટલામાં પોતાની પુત્રીને શોધવા ખાતર સુભટ તથા ચાકરો લઇને નીકળેલો વાસવ રાજા પણ ત્યાં આવી પહોચ્યો, અને તે કુમારને જોઈ હર્ષિત થઈ આ મુજબ કહેવા લાગ્યો. ૨૩

અમે જ્યારે અમારા મિત્ર મણિરથને મળવા માટે તિલકપુરમાં આવેલા, ત્યારે હે દાક્ષિણ્યપૂર્ણ કુમાર! તને અમે બાળપણમાં જોયલો છે. ૨૪

માટે સૂર્ય સાથે પ્રેમ રાખનાર કમળિનીના માફક આ પતિ સાથે હમેશાં પ્રેમ રાખતા શીખેલી કમળા નામે મારી પુત્રી તારા દક્ષિણ કરને મેળવીને સુખી થાઓ. ૨૫

---

इतः तच्छुद्धिकृते भटचटकरपरिवृतः तत्र प्राप्तः,
वासवनृपोपि कुमारं दृष्ट्वा हृष्टो भणति एवं. २३

तिलकपुरे अस्माभिः, गतैः मणिरथस्वमित्रमिलनार्थं,
त्वं वालत्वे दृष्टो, दाक्षिण्यसुपूर्ण वरकुमर. २४

नित्यानुरक्ता एषा पत्यां कमला कमलिनीव दिननाथे,
तव दक्षिण करमेलन, वशात् सुखं लभतां मम दुहिता. २५

૧ ઇહાં અર્થ કરતાં સાતમી વિભક્તિ લેવી.

इय महुरगहिरभणिईइ पत्थिओ वासवेण नरवइणा,
विक्कम कुमरो कमलं, परिणेइ ति विक्कमु व्व तओ. २६

गोसे तोसेण पुरे, पवेसिओ निवइणा सभज्जो सो,
तीइ समं कीलंतो, चिट्ठइ निवदिन्नपासाए २७

तो किं अग्गे कमलाइ, जंपिए भणिय रायसेवाए,
समउ त्ति गओ खुज्जो, बीयदिणे कहइ पुण एवं. २८

એમ મધુર અને ગંભીર વાણીએ કરીને વાસવ રાજાએ પ્રાર્થના કરવાથી, ત્રિવિક્રમ એટલે શ્રી કૃષ્ણ જેમ કમલા એટલે લક્ષ્મીને પરણ્યા હતા તેમ વિક્રમ કુમાર કમળાને પરણ્યો. ૨૬

વળતી પ્રભાતે હર્ષ કરીને રાજાએ તે વર વહુને નગરમાં પ્રવેશ કરાવ્યો, અને તે ત્યાં રાજાએ દીધેલા પ્રાસાદમાં ક્રીડા કરતા થકા રહેવા લાગ્યા. ૨૭

(આ રીતે પેલા વામન પુરૂષે વાત કરી ત્યારે) કમળા પૂછવા લાગી કે વારૂ આગળ શું થયું તે કહો ત્યારે વામન બોલ્યો કે હમણાં તો રાજ સેવાનો સમય થયો છે એમ કહી જતો રહ્યો—વળતા બીજે દિને આવીને તેણે નીચે મુજબ વાત ચલાવી. ૨૮

---

इति मधुरगभीरभणित्वा प्रार्थितो वासवेन नरपतिना,
विक्रमकुमारः कमलां परिणयति त्रिविक्रम इव ततः २६

गोषे तोषेण पुरे, प्रवेशितो नृपतिना सभार्यःसः
तया समं क्रीडन्, तिष्ठति नृपदत्त प्रसादे २७

ततःकिंअग्रे कमलया जल्पिते भणित्वा राजसेवायाः,
समय इतिगतःकुब्जो द्वितीयदिने कथयति पुनरेवं २८

कइयावि सुणिय रयणीइ, कलुणसद्दं रुयंतरमणीए,
तस्सद्दणुसारेणय, स गओ कुमरो मसाणंमि २९

दिट्ठा बाहजलाविल, विलोलळोयणजुया तहिं जुवई,
तीए पुरओ जोइ, तह कुंडं जलिरजलणजुयं ३०

होउं लयंतरे पउर, पउरिसो जाव चिट्ठए कुमरो,
विसमसरपसरविहुरो, तो जोई भणइ तं बालं. ३१.

હવે એક વેળાએ રાતે રોતી સ્ત્રીનો કરૂણ શબ્દ સાંભળીને તે શબ્દના અનુસારે ચાલતો થકો કુમાર મશાણમાં પહોચ્યો. ૨૯

ત્યાં તેણે આંસુઓથી ભીંજાયલા અને ભયભીત નેત્રવાળી જુવાન સ્ત્રી જોઇ, તથા તેના આગળ ઊભેલો એક યોગિ જોયો તેમજ બળતી આગવાળું કુંડ જોયું. ૩૦

ત્યારે બહુ બળવાન્ કુમાર (તે મામલો જોવા ખાતર) ક્ષણભર છાના પ્રદેશમાં ઊભો રહ્યો, એટલામાં વિષમ કામના જોરથી પીડાયલો યોગી તે બાળાને કહેવા લાગ્યો. ૩૧

---

कदापि श्रुत्वा रजन्यां करुणशब्दं रुदत्यारमण्याः,
तच्छब्दानुसारेण स गतः कुमारः श्मशाने. २९

दृष्टा बाप्पजलाविल. विलोललोचनयुगा तत्र युवतिः
तस्याः पुरतो योगी, तथा कुंडं ज्वलिर ज्वलनयुतं ३०

भूत्वा लयांतरे प्रचुर, पौरुषो याव त्तिष्ठति कुमारः
विषमसर प्रसरविधुर, स्तावत् योगी भणति तां बालां ३१

पसिंयच्छिप सियसयवत्त, पत्तनयणे ममं करिय दइयं,
चूलामणि व्व तं होसु, सयलरमणीयरमणीणं ३२

सा रुयमाणी पभणइ, किं अप्प मणत्थयं कयत्थेसि;
जइसि हरी मयणोवा, तहावि तुमए न मे कज्जं ३३

अह रुट्ठो सो जोई, वला वि जा गिण्हिही करेण तयं,
ता पुक्करियं तीए, हहा अणाहा इमा पुहवी. ३४

હે શ્વેત શત્રપત્રના પત્ર જેવા નેત્રવાળી મને તારો દયિત માનીને પ્રસાદ કરી અઠક કે જેથી સકળ રમણીય રમણીઓના અંદર તું ચૂડામણી સમાન ગણાશે. ૩૨

ત્યારે રોતી બાળા બોલી કે તું શામાટે ફોકટ તારા આત્માને બગાડે છે, તું કદાચ ઇંદ્ર અગર કામદેવ હોય તોપણ તારા સાથે મારે કામ નથી. ૩૩

આવું સાંભળીને રૂઠેલો જોગી જોર કરીને પોતાના હાથવડે તેને જેવો પકડવા લાગ્યો કે તે બાળાએ પોકાર કર્યો કે હાયહાય આ પૃથ્વી નધણિયાતી છે. ૩૪

---

प्रसद्य स्पृश सित शत्रपत्र, पत्रनयने मां कृत्वा दयितं
चूडामणि रिव त्वं भविष्यसि सकलरमणीयरमणीनां. ३२

सा रुदती प्रभणति, किं आत्मानं अनर्थकं कदर्थयसि,
यद्यपि हरि र्मदनो वा, तथापि त्वया न मे कार्यं. ३३

अथ रुष्टः सयोगी बलादपि यावद् गृह्णाति करेण तां,
तावत् पूत्कारितं तया हहा अनाथा इमा पृथ्वी. ३४

जं सिरिपुरपहुजयसेण, निवइदुहिया अहं कमलसेणा,
दिन्ना पिउणा मणिरह, निवसुयविक्कमकुमारस्स. ३५

संपइ विज्जाबलिओ, अहह अखत्तं करेइ कोवि इमो,
इय निसुणिय पयडियकोव, विब्भमो भणइ कुमरो तं. ३६

पुरिसो हवेसु सत्थं, करेसु सुमरेसु देवयं इट्ठं,
परमहिल महिलसंतो, रे रे पाविट्ठ नट्ठो सि. ३७

કારણ કે હું શ્રીપુર નગરના જયસેન રાજાની કમળસેના નામે પુત્રી છું અને મારા પિતાએ મને મણિરથ રાજાના પુત્ર વિક્રમ કુમાર વેરે આપેલી છે. ૩૫

હાય હાય (તે મુજના ઉપર) હમણા આ કોઈ વિદ્યા બળવાળો જુલમ ગુજારવા તૈયાર થયો છે, આવું સાંભળી સંતાઇ ઊભેલો વિક્રમ કુમાર સજ્જડ કોપ બતાવતો થકો ત્યાં આવી તેને કહેવા લાગ્યો. ૩૬

જો મર્દ હોય તો હથિયાર લઇ લે અને તારા ઇષ્ટ દેવને સંભારી લે કારણ કે હે પાપિષ્ઠ તું પરાઇ સ્ત્રીને અભિલષે છે માટે પોતાને મરેલોજ સમજી લે. ૩૭

---

यत् श्रीपुरप्रभुजयसेननृपति दुहिता अहं कमलसेना,
दत्ता पित्रा मणिरथ, नृपसुत विक्रम कुमारस्य. ३५

सं प्रति विद्याबली, अहह अक्षत्रं करोति कोपि अयं,
इति श्रुत्वा प्रकटितकोप, विभ्रमो भणति कुमार स्तं ३६

पुरुषो ऽसि शस्त्रं कुरुष्व स्मर देवतां इष्टां.
परमहिला मभिलषन् रे रे पापिष्ठ नष्टो सि. ३७

तो खलभलिओ जोई, भणइ परित्थीपसंग वारणओ,
निवडंतो हं नरए, साहु तए रक्खिओ कुमर. ३८

उवयारओ त्ति दाउं, रूवपराविक्तिकारिणिं विज्जं,
पभणइ जोगी मन्ने, गुरुविक्कम साहसगुणेहिं. ३९.

तुह पइ इमीइ दिट्ठी, वलणेणं तं सि विक्कमकुमारो,
इयरोवि साहइ अहो, तुहिं गियागारकुसलत्तं. ४०

तो जोगिपत्थिओ तं, वालं परिणित्तु तं विसज्जेउं,
तीए जुओ कुमारो, नियभवणुज्जाण मणुपत्तो. ४१

ત્યારે યોગી ભયભીત્ થઇ કહેવા લાગ્યો–હે કુમાર તેં મને પરસ્ત્રીને અડકતો અટકાવીને ખરેખર નરકમાં પડતાં બચાવ્યો છે. ૩૮

વળતો તે યોગી તેને ઉપકારક ગણીને રૂપપરાવૃત્તિ કરનારી વિદ્યા આપીને કહેવા લાગ્યો કે તારા ભારે પરાક્રમ અને સાહસના ગુણોએ કરીને, તથા તારા પ્રતે વળેલી આ કુમરીની નજરથી કરીને હું ધારૂં છું કે તું વિક્રમ કુમાર છે–ત્યારે વિક્રમ કુમાર પણ કહેવા લાગ્યો કે તું ઇંગિત આકાર ઓળખવામાં ખાસ હુશિયાર દેખાય છે. ૩૯—૪૦

પછી તે યોગીની પ્રાર્થનાથી વિક્રમ કુમાર તે બાળાને પરણી યોગીને રજા આપી સ્ત્રી સંઘાતે પોતાના ઘરના બગીચામાં આવી પહોચ્યો. ૪૧

---

ततः क्षुब्धः योगी, भणति परस्त्री प्रसंगवारणतः
निपतन् अहं नरके साधु त्वया रक्षितः कुमार ३८

उपकारक इति दत्त्वा रूपपरावृत्तिकारिणीं विद्यां,
प्रभणत्ति योगी मन्ये गुरु विक्रमसाहसगुणैः ३९

त्वां प्रति अस्याः दृष्टेर्वलनेन त्व मसि विक्रमकुमारः
इतरोपि कथयति अहो तवें गिताकार कुशलत्वं. ४०

ततः योगिप्रार्थित स्तां बालां परिणीय तं विसृज्य,
[illegible] कुमारो निजभवनोद्यान मनुप्राप्तः ४१

ता किं जायं तस्स, ग्गओ त्ति पुट्ठंमि कमलसेणाए,
ओलग्गाए वेल त्ति, जंपिउं निग्गओ खुज्जो,. ४२

अह तइयवासरंमी, आगंतुं कहइ तत्थ पुण एवं,
कुमरो जावुज्जाणे, कीलइ सह कमलसेणाए. ४३

परकज्जसज्ज महकज्ज, मज्ज कुणसु त्ति ताव तं कोइ,
आह कुमारो वि भणइ, करेमि जीवियफलंएअं ४४

આટલું સાંભળી કમળસેના પૂછવા લાગી કે વારૂ તે પછી તેનું શું થયું, ત્યારે પેલો વામન રાજસેવાનો વખત થયો છે એમ કહી ત્યાંથી રવાને થયો. ૪૨

હવે ત્રીજે દિવસે વામન ત્યાં આવીને ફરીને આ રીતે કહેવા લાગ્યો કે વિક્રમ કુમાર જેવો ઉદ્યાનમાં આવી કમલસેના સાથે રમવા લાગ્યો–૪૩

તેટલામાં તેને કોઇએ આવીને કહ્યું કે હે પરકાર્ય કરવા તૈયાર રહેનાર કુમાર આજ મારૂં કાર્ય પણ કરી આપ ત્યારે કુમાર બોલ્યો કે તૈયાર છું. કારણ કે જીવવાનું ફળજ એ છે. ૪૪

---

ततः किंजातं तस्याग्रत इति पृष्टे कमलसेनया,
अवलगनस्य वेले ति जल्पित्वा निर्गतः कुब्जः ४२

अथ तृतीयवासरे आगत्य कथयति तत्र पुनरेवं,
कुमारो यात्र दुद्याने क्रीडति सह कमलसेनया. ४३

परकार्यसज्ज मम कार्यं अद्य कुरुष्व इति तावत् तं,
कोपि आह कुमारोपि भणति करोमि जीवितफल मेतत् ४४

तयणु विमाणारूढो कुमरो वेयड्ढिकणयपुरपहुणो,
विजयनिवस्स समीवे नीओ सो तेण इय भणिओ. ४५

कुमर मह अत्थि सत्तू, भद्दिलपुरसामि धूमकेउ निवो,
तं अक्कमिउं आराहियाइ कुलदेवयाइ मए. ४६

तव्विजयखमो तं कुमर, पभणिओ गिण्ह ता इमा विज्जा,
आगासगामिणी माइयाउ तहचेव सो कुणइ. ४७

अह साहियवहुविज्जं, हयगयघडसुहडकोडिसंघडियं,
कुमरं इंतं निसुणिय, संखुद्धो धूमकेउनिवो. ४८

ત્યારે તે કુમારને વિમાનપર ચડાવી વૈતાઢ્ય પર્વતમાં આવેલ કનકપુરના વિજય નામના રાજા પાસે લઇ ગયો, ત્યાં તે રાજાએ તેને આ પ્રમાણે કહ્યું. ૪૫

હે કુમાર ભદ્દિલપુરનો ધણી ધૂમકેતુ રાજા મારો દુશ્મન છે, તેને જીતવા માટે મેં કુલ દેવતાને આરાધી તો તેણે તેને જીતવા માટે તને સમર્થ જણાવ્યો છે માટે આ આકાશ ગામિની વગેરે વિદ્યાઓ લે તેથી કુમારે તે વિદ્યાઓ ગ્રહણ કરી. ૪૬-૪૭

હવે બહુ વિદ્યાઓ સાધીને ઘોડા, હાથી અને સુભટોનું મોટું લ-

---

तदनुविमानारूढः कुमारो वैताढ्ये कनकपुरप्रभोः
विजयनृपस्य समीपे नीतः सतेन इति भणितः ४५

कुमार ममा स्ति शत्रुः भद्दिलपुरस्वामि धूमकेतुनृपः
तमा क्रांतुं आराधितया कुलदेवतया मया. ४६

तद्विजयक्षमः त्वं कुमार प्रभणितः गृहाण तत इमा विद्याः
आकाशगामिन्यादिकाः तथाचैव स करोति. ४७

अथ साधित बहुविधं, हयगजघटा सुभटकोटि संघटितं,
कुमार मियंतं श्रुत्वा संक्षुब्धः धूमकेतुनृपः ४८

શ્કર લઈ ચડી આવતા વિક્રમ કુમારની વાત સાંભળીને ધૂમકેતુ રાજા ગભરાયો. ૪૮

अतुच्छलच्छिविच्छड्डु, मंडियं छंडिउं गओ रज्जं,
तं गहिय महियसत्तू, पत्तो कुमरोवि सट्ठाणं. ४९

हरिसु करिसपरेणं, रन्नावि सुलोयणं निययधूयं,
परिणाविओ कुमारो, चिट्ठइ तत्थेव कइवि दिणे. ५०

दट्ठुं पुव्वपियाओ, कयावि कुमरो सुलोयणासहिओ,
इत्थेव पुणो नयरे, नियभवणुज्जाण मोइन्नो. ५१

અને મ્હોટી લક્ષ્મીથી ભરપૂર એવા પોતાના રાજ્યને છોડી નાશી ગયો, તેથી તે રાજ્યને કબજે કરી શત્રુને દાબી દઈને કુમાર પણ પાછો સ્વસ્થાને પ્રાપ્ત થયો. ૪૯

ત્યારે વિજય રાજાએ પણ બહુ હર્ષિત થઈને પોતાની સુલોચના નામે પુત્રી તે કુમારને પરણાવી, તેથી કેટલાક દિન તે ત્યાંજ રહ્યો. ૫૦

હવે તે કુમાર પોતાની પ્રથમની પ્રિયાઓ જોવાને એકવાર સુલોચના સંઘાતે આજ નગરમાં ફરીને પોતાના ઘરના બગીચામાં આવી પહોચ્યો. ૫૧

---

अतुच्छ लक्ष्मी विच्छर्दमंडितं, त्यक्त्वा गतो राज्यं,
तं गृहीत्वा मथित शत्रुः प्राप्तः कुमारोपि स्वस्थानं. ४९

हर्षोत्कर्षपरेण राज्ञापि सुलोचनां निजकपुत्रीं,
परिणायितः कुमार स्तिष्ठति तत्रैव कत्यपि दिनानि ५०

दृष्टुं पूर्वप्रियाः कदापि कुमारः सुलोचना सहितः
अत्रैव पुनः नगरे निजभवनोद्यान मवतीर्णः ५१

सो कत्थ गओ त्ति सुलोयणाइ पुट्ठंमि वामणो हसिरो,
नो तुम्हे विव अम्हे, खणिया इय वुत्तु नीहरिओ. ५२

नियनियचरियसवणओ, नियनियतणुनिउणफुरणओ ताहिं,
कयरूव परावत्तो, नियभत्ता तक्किओ खुज्जो. ५३

अह रायपहे खुज्जो, गच्छंतो सुणिय कंमिवि गिहंमि,
करुणसरं तो कं पि हु, पुच्छइ रोइज्जए किं मिह. ५४

ત્યારે સુલોચના પૂછવા લાગી કે તે કુમાર ક્યાં ગયો છે તે કહે ત્યારે વામન હસતો થકો બોલ્યો કે તમે જેમ નવરા છો તેમ અમે કંઈ નવરા નથી એમ કહીને ત્યાંથી ઊઠી નીકળ્યો. ૫૨

પોતપોતાનું ચરિત્ર સાંભળવાથી તેમજ પોતપોતાના અનુકૂળ અંગસ્ફુરણ ઊપરથી તે તરૂણીઓએ તર્ક કર્યો કે આ વામન તે બીજો કોઈ નહિ પણ રૂપ બદલાવીને રહેલો અમારો ભર્ત્તાર હોવો જોઇયે. ૫૩

હવે એક વખતે રાજ માર્ગમાં ચાલતો તે વામન કોઈક ઘરમાં કરૂણસ્વરે રૂદન થતું સાંભળી કોઇકને પૂછવા લાગ્યો કે ઈહાં રૂદન શામાટે કરાય છે. ૫૪

---

स कुत्र गत इति सुलोचनया पृष्टे वामनः हसन्,
नो यूय मिव वयं क्षणिका इतिउक्त्वा निःसृतः ५२

निजनिजचरित श्रवणतः निजनिजतनुनिपुण स्फुरणतः ताभिः
कृतरूपपरावर्त्तः निजभर्त्ता तर्कितः कुब्जः ५३

अथ राजपथे कुब्जः गच्छन् श्रुत्वा कस्मिन्नपि गृहे,
करुणस्वरं ततः कमपिच पृच्छति रुद्यते किमिह ५४

सो भणइ तिलयमंतिस्स, पुत्तिया सरसइ त्ति नामेण,
भवणोवरि कीलंती, डक्का कसिणेण उरगेण. ५५

चत्ता नरिंदविंदारएहि तो तीइ मायपियसयणा,
उम्मुक्ककंठ मुक्कंठवज्जिया इह रुयंति बहुं. ५६

तं सोउ भणइ खुज्जो, गच्छामो भद्द मंतिगेहंमि,
पिच्छामि तयं बालं, अह मवि उंजेमि तह किंपि. ५७

इय वुत्तु मंतिभवणंमि, वामणो तयणु तेण सह पत्तो,
प-णेइ पोढमंत, प्पभावओ झत्ति तं बालं ५८

તે બોલ્યો કે તિલકમંત્રીની સરસ્વતી નામે પુત્રી ઘર ઊપર રમતી હતી તેવામાં તેણીને કાળા સર્પે ડસી છે. ૫૫

તેથી તેણીને વિષ વૈદ્યોએ (પણ) છોડી દીધી છે, તેથી તેના માબાપ અને સગાઓ આશા છૂટી ગયાથી મોકળે કંઠે ઇહિં બહુ રૂદન કરે છે. ૫૬

તે સાંભળીને વામન કહેવા લાગ્યો કે હે ભદ્ર! ચાલો આપણે મંત્રિના ઘરમાં જઇયે, (કે જેથી) તે બાળાને હું જોઉં અને બને તેમ હું પણ કંઇક ઉદ્યમ-ઉપાય કરૂં. ૫૭

એમ કહીને ત્યારબાદ તેના સંઘાતે વામન મંત્રિના ઘરમાં પહો-

---

स भणति तिलकमंत्रिणः पुत्रिका सरस्वतीति नाम्ना,
भवनस्योपरि क्रीडंती दष्टा कृष्णेन उरगेण. ५५

त्यक्त्वा नरेंद्रवृंदारकैः ततः तस्याः मातृपितृस्वजनाः
उन्मुक्त कंठं उत्कंठावर्जिता इह रुदंति बहु. ५६

तद् श्रुत्वा भणति कुब्जो, गच्छामो भद्र मंत्रिगेहे,
प्रेक्षे तां बालां, अहमपि उद्यच्छामि तथा किमपि. ५७

इत्युक्त्वा मंत्रिभवने, वामन स्तदनु तेन सहप्राप्तः,
प्रगुणयति प्रौढमंत्र प्रभावतो झटितिं तां बालां. ५८

રચ્યો, અને પ્રૌઢ મંત્રના પ્રભાવે કરીને ઝટવારમાં તે બાળાને હુશિયાર કરવા લાગ્યો. ૫૮

नियविन्नाणं व तुमं, सरूव मवि दंससु त्ति सचिवेण,
सो पत्थिओ खणेणं, नडु व्व जाओ सहावत्थो. ५९

तस्स पहाणं रूवं, दठुं अइविम्हिओ तिलयमंती,
जा चिठ्ठइ ता पढियं, मागहविंदेण पयड मिमं. ६०

मणिरहनिवकुलससहर, हरहारकरेणुधवलजसपसर,
पसरियतिहुयणविक्कम, विक्कम वरकुमर जय सुचिरं. ६१

ત્યારે મંત્રિએ પ્રાર્થના કરી કે જેમ તેં તારૂં વિજ્ઞાન બતાવ્યું તેમ તારૂં ખરૂં રૂપ પણ દર્શાવ, તેથી તેણે ક્ષણવારમાં નટના માફક પોતાનું મૂળરૂપ પ્રગટ કર્યું. ૫૯

તેનું ઉત્તમ રૂપ જોઇને તિલકમંત્રી અતિ વિસ્મય પામી રહ્યો, તેટલામાં ચારણ લોકોએ પ્રગટપણે નીચે મુજબ જયઘોષ કર્યો. ૬૦

મણિરથ રાજાના કુળમાં ચંદ્રમા સમાન, મહાદેવ હીરાના હાર અને

---

निजविज्ञान मिव त्वं, स्वरूप मपि दर्शयेति सचिवेन,
समर्थितः क्षणेन नटइव जातः स्वभावस्थः ५९

तस्य प्रधानं रूपं दृष्ट्वा अतिविस्मित स्तिलकमंत्री.
याव त्तिष्ठति तावत् पठितं मागधवृंदेन प्रकट मिदं. ६०

मणिरथ नृपकुलशशधर, हरहारकरेणुधवलयशः प्रसर,
प्रसृतत्रिभुवनविक्रम विक्रम वरकुमर जय सुचिरं. ६१

સફેદ હાથણુના માફક સ્વચ્છ જશવાળા, ત્રણ જગત્‌માં ફેલાયલ પરાક્રમવાન્–એવા હે વિક્રમ કુમાર તું ચિરંકાળ જયવંત રહો. ૬૧

तो मंती वरकुलरूव, विक्कमं विक्कमं निएऊण,
कुमरीइ पाणिगहणं कारावइ हट्ठतुट्ठमणो. ६२

तं सुणिय जाणिउं निय, सुयाइ कमलाइ पियपमं हिट्ठो,
वासवराया कारइ, महूसवं सव्वनयरंमि. ६३

तत्तो मंतिगिहाओ, नीओ नियमंदिरे विभूइए,
सो सव्वपियाहि जुओ, सुहेण चिट्ठइ सुरुव्व तहिं ६४

ત્યારે મંત્રીએ વિક્રમ કુમારને ઉત્તમ કુળ ઉત્તમ રૂપ અને ઉત્તમ પરાક્રમવાળો જોઇને હર્ષતોષથી તેના સાથે પોતાની પુત્રી પરણાવી. ૬૨.

તે વાત સાંભળીને પોતાની પુત્રી કમળાને તેને ભર્ત્તાર જાણી હર્ષિત થએલા વાસવ રાજાએ આખા નગરમાં મહોત્સવ કરાવ્યો. ૬૩

ત્યારબાદ રાજાએ તે કુમારને મંત્રીના ઘરથી આડંબર સાથે પોતાના ઘરે તેડાવ્યો, ત્યાં તે પોતાની બધી પ્રિયાઓ સંઘાતે રહી દેવની માફક સુખે રહેવા લાગ્યો. ૬૪

---

ततो मंत्री वरकुलरूपविक्रमं विक्रमं निरीक्ष्य, कुमार्याः
पाणिग्रहणं कारापयति हृष्टतुष्टमनाः ६२

तद् श्रुत्वा ज्ञात्वा निजसुतायाः कमलायाः प्रियतमं हृष्टः
वासवराजा कारापयति महोत्सवं सर्वनगरे ६३

ततो मंत्रिगृहाद् नीतो निजमंदिरे विभूत्या,
स सर्वप्रियाभि र्युतः सुखेन तिष्ठति सुर इव तत्र. ६४

कइयावि जणयलेहेण, पेरिओ पुच्छिउं ससुररायं,
चउहि वि भज्जाहि समं, कुमरो पत्तो तिलयनयरे. ६५

पणओय जणणिजणए, इत्तो उज्जाणपालएण निवो,
विन्नत्तो सिरि अकलंक, सूरिआगमण कहणेण. ६६

तो भासुरभूइजुओ, स कुमारो मारसासणु व्व निवो,
चलिओ गुरुनमणत्थं, रायपहे नियइ नर मेगं. ६७

હવે કોઇક વેળાએ વિક્રમ કુમારના પિતા તરફથી લેખ આવતાં તેથી ઉશ્કેરાઇને કુમાર પોતાના સસરા રાજાની રજા મેળવી ચારે ભાર્યાઓ સાથે તિલકનગરમાં આવી પહોચ્યો. ૬૫

(ત્યાં આવી) કુમાર માબાપના પગે પડયો—એટલામાં ઉદ્યાનપાળે આવી રાજાને જણાવ્યું કે શ્રી અકલંક નામના સૂરિ (ઉદ્યાનમાં) પધાર્યા છે. ૬૬

ત્યારે કામદેવના માફક ઝળકતા ઠાઠમાઠથી કુમાર સહિત રાજા ગુરૂને નમવા માટે ચાલ્યો થકો માર્ગમાં એક માણસને જોતો હવો. ૬૭

---

कदापि जनकलेखेन प्रेरितः पृष्ट्वा श्वशुरराजानं.
चतुर्भि रपि भार्याभिः समं कुमारः प्राप्त स्तिलकपुरे ६५

प्रणत श्च जननी जनकौ (प्रति), इत उद्यानपालकेन नृपः
विज्ञप्त श्री अकलंक सूरि आगमन कथनेन. ६६

ततो भास्वरभूतियुतः स कुमारो मारशासन इव नृपः
चलितो गुरुनमनार्थं राजपथे पश्यति नर मेकं. ६७

अइसलवलंतकिमिवहुल, जाल मच्छिन्नमच्छियाछन्नं,
निकिठकुठ सल्रिर, सिरहर मइदीणहीणसरं ६८

तं दठुमणिठ मरिठ, मंडलं पि व विसायमलिणमुहो,
पत्तो गुरूपपासे, नमिउं निसुणेइ धम्मकहं. ६९

जीवो अणाइतणुकम्म, वंधसंजोगओ सया उहिओ,
भमइ अणाइवणस्सइ, मज्जगओ णंतपरियट्टे. ७०

તે માણુસ કિલવિલ કરતા કીડાની જાળથી ભરેલ, માખીઓથી વ્યાપ્ત, ગંદા કોઢથી ફૂટેલા માથાવાળો અને અતિદીન હીન સ્વરવાલો હતો. ૬૮

તે અરિષ્ટ મંડળની માફક ન દેખવા લાયક માણુસને જોઇને રાજા વિષાદ પામી ઝાંખા મુખવાળો થયો થકો ગુરૂના પાસે આવી નમીને ધર્મ કથા સાંભળવા લાગ્યો. ૬૯

(ગુરૂ દેશના દેવા લાગ્યા કે-) આ જીવ અનાદિકાળથી શરીર સાથે કર્મબંધના સંયોગથી જોડાઇને હમેશાં દુઃખી થયો થકો અનાદિથી સૂક્ષ્મ વનસ્પતિકાયમાં રહી અનંતા પુદ્‌ગળ પરાવર્ત્ત ત્યાં પૂરા કરે છે. ૭૦

---

अति सर्पत्कृमिवहुलजाल मच्छिन्न पक्षिकाच्छन्नं,
निकृष्टकुष्टशलियत, शिरोधर मतिदीन हीनस्वरं. ६८

तं दृष्ट्वा मनिष्ट मरिष्टमंडल मिव विषादमलिनमुखः
प्राप्तो गुरूपपार्श्वे नत्वा निश्रृणोति धर्मकथं. ६९

जीवो नादितनुकर्मबंधसंयोगतः सदा दुःखितः
भ्रमति अनादिवनस्पति मध्यगतो नंतपरावर्त्तान्. ७०

तो बायरेसु तत्तो, तसत्तणं कहवि पावए जीवो,
लहुकम्मो य तओ जइ, पावइ पंचिंदियत्तं च. ७१

पुन्नविहूणो य तओ, न अज्जखित्ते लहेइ मणुयत्तं,
लद्धेवि अज्जखित्ते, न कुलं जाइं बलं रूवं. ७२

एयंपि कहवि पावइ, अप्पाऊ वा हविज्ज वाहिल्लो,
दीहाउओ निरोगो, हविज्ज जइ पुन्नजोएण. ७३

पत्ते नीरोगत्ते, दंसणनाणस्स आवरणओ य,
नय पावइ जिणधम्मं, विवेयपरिवज्जिओ जीवो. ७४

બાદ બાદર સ્થાવરોમાં આવી ત્યાંથી જેમ તેમ કરી જીવ ત્રસપણું પામે છે. ત્યાંથી જો હલકા કર્મવાળો થાય તો પંચેંદ્રિયપણું પામે છે. ૭૧

ત્યાં પણ હજુ પુણ્યહીન હોય તો આર્ય ક્ષેત્રમાં મનુષ્યપણું પામી શકતો નથી. કદાચ આર્ય ક્ષેત્રમા જન્મે તોપણ કુળ જાતિ બળ અને રૂપ મળવાં મુશ્કેલ થઇ પડે છે. ૭૨

એ બધું કદાચ પામે-તોપણ અલ્પાયુ અથવા વ્યાધિગ્રસ્ત થાય, બાકી દીર્ઘાયુષી અને નિરોગી તો પુણ્ય યોગેજ થઈ શકે. ૭૩

નિરોગીપણું પામ્યાં છતાં પણ-જ્ઞાનાવરણ તથા દર્શનાવરણ કર્મના જોરથી વિવેકહીન જીવ જિન ધર્મ પામી શકતો નથી. ૭૪

---

ततो वादरेषु त्रसत्वं कथमपि प्राप्नोति जीवः
लघुकर्मा च ततोयदि प्राप्नोति पंचेंद्रियत्वं च ७१

पुण्यविहीन श्च ततो न आर्यक्षेत्रे लभते मनुजत्वं,
लब्धेपि आर्यक्षेत्रे न कुलं जातिं बलं रूपं. ७२

एतदपि कथमपि प्राप्नोति, (तथापि) अल्पायु र्वा भवेत् व्याधितः
दीर्घायु र्नीरोगो भवेत यदि पुण्ययोगेन. ७३

प्राप्ते नीरोगत्वे दर्शनज्ञानस्य आवरणत श्च,
नच प्राप्नोति जिनधर्मं विवेकपरिवर्जितो जीवः ७४

लध्धूणवि जिणधम्मं, दंसणमोहणियकम्मउदएणं,
संकाइकलुसियमणो, गुरुवयणं नेव सद्दहइ ७५

अह निम्मल संमत्तो, जहट्ठियं सद्दहेइ गुरुवयणं,
नाणावरणस्सु दए, संसिज्जंतं न बुज्जेइ. ७६

अह संसियंपि बुज्जइ, संयपि सद्दहइ बोहए अन्नं,
चारित्तमोहदोसेण, संजमं नय सयं कुणइ. ७७

જિન ધર્મ પામીને પણ દર્શન મોહનીય કર્મના ઉદયના લીધે જીવ શંકાદિકથી કલુષિત હૃદય થઈને ગુરૂ વચનને ગ્રહી શકતો નથી. ૭૫

હવે નિર્મળ સમ્યક્‌ત્વ પામી ગુરૂના વચનને ખરૂં કરી માને, તોપણ જ્ઞાના વરણના ઉદયથી ગુરૂએ કહેતાં છતાં પણ તેનું મર્મ સમજી શકે નહિ. ૭૬

કદાચ કહેલા (મર્મને) પણ સમજે તેમજ પોતે શ્રદ્ધી બીજાને પણ બોધિત કરે, તોપણ ચારિત્ર મોહના દોષે કરીને પોતે સંયમ કરી શકે નહિ. ૭૭

---

लब्ध्वापि जिनधर्मं दर्शनमोहनीयकर्मोदयेन,
शंकादिकलुषितमना गुरुवचनं नैव श्रद्धत्ते ७५

अथ निर्मलसम्यक्त्वो यथास्थितं श्रद्धते गुरुवचनं,
ज्ञानावरणस्यो दये शंस्यमानं न बुध्यते. ७६

अथ शंस्यमान मपि बुध्यते स्वयमपि श्रद्धत्ते बोधयति अन्यं,
चारित्रमोहदोषेण संयमं नच स्वयं करोति ७७

खीणे चरित्तमोहे, विमलतवं संजमं च जो कुणइ,
सो पावइ मुत्तिसुहं, इय भणियं खीणरागेहिं. ७८

१ २ ३ ४ ५ ६ ७
चुल्लग पासग धन्ने, जूए रयणे य सुमिण चक्के य,
८ ९ १०
चम्म जुगे परमाणू, दस दिठंता सुयपसिद्धा. ७९

एएहि इम सव्वं, मणुयत्ताई कमेण दुल्लंभं,
लध्धुं करेह सहलं, काऊण जिणिंदवरधम्मं ८०

अह समए भणइ निवो, भयवं किं दुक्कयं कयं तेण,
उक्किठकुठिएणं, तो इह जंपेइ मुणिनाहो. ८१

ચારિત્ર મોહનીય ક્ષીણ થતાં જે પુરૂષ નિર્મળ તપસંયમ કરે તે મુક્તિ સુખ પામે એમ વીતરાગે કહેલું છે. ૭૮

ચૂલો, પાશો, ધાન્ય, યૂથ, રત્ન, સ્વપ્ન, ચક્ર, ચર્મ, ધૂસરૂં, અને પરમાણુ, એ દશ દૃષ્ટાંતો શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. ૭૯

એ દશ દૃષ્ટાંતોએ કરી આ બધું મનુષ્ય ભવાદિક અનુક્રમે દુર્લભ છે, માટે તે પામીને જિનેશ્વરનો ધર્મ કરી તેને સફળ કરો. ૮૦

હવે (દેશના પૂરી થયાથી) અવસર પામી રાજા (ગુરૂને) કહેવા લાગ્યો કે હે ભગવન્ મેં જોયલા તે અતિશય દુષ્ટ રોગવાળાએ (પૂર્વ ભવમાં)

---

क्षीणे चारित्रमोहे विमल तपः संयमं च यः कुरुते,
स प्राप्नोति मुक्तिसुखं इति भणितं क्षीणरागैः ७८

चुल्लक-पाशक-धान्यानि यूथो रत्नं च स्वप्नचक्रे च
चर्म्म-युगे परमाणु दश दृष्टांताः श्रुतप्रसिद्धाः ७९

एतै रिदं सर्वं मनुजत्वादि क्रमेण दुर्लभ्यं,
लब्ध्वा कुरुत सफलं कृत्वा जिनेंद्रवर धर्मं. ८०

अथ समये भणति नृपो भगवन् किं दुष्कृतं कृतं तेन,
उत्कृष्टकुष्ठिना तत इह जल्पति मुनिनाथः ८१

શું પાપ કર્યું હશે? ત્યારે આ સ્થળે તે મુનીશ્વર (નીચે મુજબ) ઉત્તર આપવા લાગ્યા. ૮૧

मणिसुंदरमंदिररेहिरंमि मणिमंदिरंमिं नयरंमि,
दो सोमभीमनामा, कुलउत्ता निच्च मविउत्ता. ८२.

पढमो णुत्ताणमई, अक्खुद्दो भद्दओ विणीओ य,
तव्विवरीओ बीओ, परपेसणजीविणो दोवि ८३

अन्नदिणे दिणमणि किरण, भासुरं सुरगिरिं व उत्तुंगं,
कत्थवि वच्चंतेहिं तेहिं जिणमंदिरं दिठं. ८४

મણિઓથી શણગારેલા મંદિરોવડે શોભતા મણિમંદિર નગરમાં સોમ અને ભીમ નામના બે કુળ પુત્ર હતા, તેઓ (એક બીજાના મિત્ર હોઈ) હમેશાં સાથે રહેતા. ૮૨

તેઓ બે, પરાઈ ચાકરી કરી આજીવિકા ચલાવતા હતા, તેમાંનો સોમ ઊંડી બુદ્ધિવાળો હોવાથી અક્ષુદ્ર ભદ્રપરિણામી અને વિનીત હતો, જ્યારે ભીમ તેથી ઉલટાજ ગુણવાળો હતો. ૮૩

તે બે જણાએ એક દિવસે ક્યાંક જતાં થકાં સૂર્યના કિરણોથી ઝગઝગિત અને મેરૂ પર્વત માફક ઊંચું જિન મંદિર જોયું. ૮૪

---

मणिसुंदरमंदिरराजिते मणिमंदिरे नगरे,
द्वौ सोमभीमनामानौ कुलपुत्रौ नित्य मवियुक्तौ. ८२

प्रथमो नुतानमति रक्षुद्रो भद्रको विनीत श्च,
तद्विपरीतो द्वितीयः परप्रेष्य जीविनौ द्वावपि. ८३

अन्यदिने दिनमणिकिरणभास्वरं सुरगिरि मिवो तुंगं,
कुत्रापि व्रजभ्यां ताभ्यां जिनमंदिरं दृष्टं. ८४.

सुहुममई सोमो भणइ, भीम सुकयं कयं न किंपि पुरा,
अम्हेहि तेण नूणं, परपेसत्तण मिणं पत्तं. ८५

जं तुल्लेवि नरत्ते, एगे पहुणो पयाइणो अन्ने,
तं सुकयदुक्कयफलं, अकारणं हवइ किंकज्जं. ८६

तो पणमामो देवं, देमो य जलंजलिं दुहसयाणं,
उत्ताणमई वायाल, भावओ भणइ अह भीमो. ८७

ત્યારે સૂક્ષ્મ બુદ્ધિવાળો સોમ ભીમને કહેવા લાગ્યો કે, આપણે આગલા ભવે કશું સુકૃત કરેલ નથી. તેથીજ આ પરાઈ ચાકરી કરવી પડે છે. ૮૫.

જે માટે મનુષ્યપણું તો બધાનું સરખું છે, છતાં એક સ્વામી થાય છે, અને બીજા તેના પગે ચાલતા ચાકર થાય છે. તે વિના કારણે કેમ બને? માટે તે સુકૃત અને દુષ્કૃતનુંજ ફળ છે. ૮૬

માટે ચાલો દેવને નમીયે, અને દુઃખોને જળાંજળિ આપી દૂર કરીયે. ત્યારે છિછાંછળ બુદ્ધિવાળો ભીમ વાચાળ હોવાથી (નીચે મુજબ) બોલવા લાગ્યો. ૮૭

---

सूक्ष्ममतिः सोमो भणति भीम सुकृतं कृतं न किमपि पुरा,
आवाभ्यां तेन नूनं परप्रेष्यत्व मिदं प्राप्तं. ८५.

यत् तुल्येपि नरत्वे एके प्रभवः पदातयः अन्ये,
तत् सुकृत दुष्कृतफलं अकारणं भवति किंकार्यं. ८६

ततः प्रणमावो देवं दद्व श्च जलांजलिं दुःखशतानां,
उत्तानमति वाचालभावतो भणति अथ भीमः ८७

नय अत्थि भूयपंचग, पवंचअहिओ जिउ च्चिय जयंमि,
हे सोम वोमकुसुमं व, तयणु देवाइणो किहणु. ८८

पासंडितुंडअइचंड, तंडवाडंबरेहि किं मुद्ध,
देवो देवु त्ति मुहा कयत्थसे अप्प मप्पमई. ८९

इय वारिओवि तेणं, सोमो सोमु व्व सुद्धमइजुण्हो,
गंतुं जिणभवणे भुवण, बंधवं नमइ समियतमो. ९०

હે સોમ! આ જગત્‌માં પાંચ ભૂતની ગડબડ શિવાય આકાશના ફૂલની માફક બીજો કોઇ જીવ નામનોજ પદાર્થ નથી, તો પછી દેવ વગેરે તે શેના હોય? ૮૮

માટે હે ભોળા! તું પાખંડિઓના ભેજાના અતિ ભયંકર ધુજારાના આડંબરથી અંજાઇને ટુંકી બુદ્ધિવાળો થઈ દેવ દેવ પોકારીને પોતાને કાં હેરાન કરે છે? ૮૯

એવી રીતે તે ભીમે નિવારણ કરતાં છતાં પણ સોમ (ચંદ્ર) ના માફક નિર્મળ બુદ્ધિરૂપ ચાંદરણીવાળો સોમ જિન મંદિરમાં જઇ જગત્ બંધુ જિનેશ્વરને નમીને પાપ તોડતો હવો. ૯૦

---

नचास्ति भूतपंचकप्रपंचाधिको जीव एव जगति,
हे सोम व्योमकुसुम मिव तदनु देवादयः क्वनु. ८८

पाषंडितुंडातिचंडतांडवाडंबरैः किं मुग्ध,
देवो देव इति मुधा कदर्थयसे आत्मान मल्पमतिः ८९

इति वारितोपि तेन सोमः सोमइव शुद्धमतिज्योत्स्नः
गत्वा जिनभवने भुवनबांधवं नमति शमिततमाः ९०

गहिउं रूवगकुसुमे, पुएइ जिणं पराइ भत्तीए,
तप्पुण्णवसा अज्जइ, सबोहिबीयं नराउजुयं. ९१

मरिउं स एस सोमो जाओ मणिरहनरिंद तुह पुत्तो,
पडिपुन्नपुन्नसारो मारो इव विक्कमकुमारो. ९२

भीमो उण खुद्दमई, जिणाइ निंदणपरायणो मरिउं,
जाओ एसो कुट्ठी, पुरओ भमिही भव मणंतं. ९३

વળી એક રૂપિયાના ફૂલ લઇને તેણે ઉત્કૃષ્ટ ભક્તિથી જિનેશ્વરની પૂજા કરી, તે પુણ્યના લીધે તેણે મનુષ્યના આયુષની સાથે બોધિ બીજ ઉપાર્જન કર્યું. ૯૧

તે આ સોમ ત્યાંથી મરીને હે મણિરથ રાજા! તારો પૂર્ણ પુણ્યશાળી અને (રૂપે કરીને) કામદેવ સમાન વિક્રમ કુમાર નામે પુત્ર થએલો છે. ૯૨

અને ટુંકી મતિવાળો ભીમ જિનાદિકની નિંદામાં પરાયણ રહી મરીને આ કોઢિઓ થયો છે, અને તે હજુ અનંત ભવ ભમશે. ૯૩

---

गृहीत्वा रूपककुसुमानि पूजयति जिनं परया भक्त्या,
तत्पुण्यवशा दर्जयति स बोधिबीजं नरायुर्युतं. ९१

मृत्वा स एष सोमो जातो मणिरथनरेंद्र तव पुत्रः
प्रतिपूर्णपुण्यसारो मार इव विक्रमकुमारः ९२

भीमः पुनः क्षुद्रमतिः जिनादिनिंदनपरायणो मृत्वा,
जात एष कुष्ठी, पुरतो भ्रमिष्यति भव मनंतं. ९३

अह जायजाइसरणो, कुमरो हरिसुल्लसंतरोमंचो,
नमिउं गुरुपयकमलं, गिण्हइ गिहिधम्म मइरम्मं. ९४

मणिरहनिवोवि विक्कम, कुमरे संकामियरज्जपब्भारो,
गहियवओ उप्पाडिय, केवलनाणो गओ सिद्धिं. ९५

जिणमंदिरजिणपडिमा, जिणरहजत्ताकरावणुज्जुत्तो,
मुणिजणसेवणसत्तो, दढसंमत्तो विमलचित्तो. ९६

संपुन्नकलो पडिपुन्न, मंडलो हणियदुरियतमपसरो,
विक्कमराया राउ व्व, कुवलयं कुणइ सुहकलियं. ९७

(ગુરૂએ કહેલી આ વાત સાંભળીને) વિક્રમ કુમાર જાતિસ્મરણ જ્ઞાન પામી હર્ષથી ઉલ્લસતા રોમાંચવાળો થઈ ગુરૂના ચરણ કમળને નમીને અતિ રમણીય શ્રાવક ધર્મને ગ્રહણ કરતો હવો. ૯૪

મણિરથ રાજા પણ વિક્રમ કુમારને રાજ્યભાર આપીને દીક્ષા લઈ કેવળજ્ઞાન પામી મોક્ષે પહોંચ્યો. ૯૫

જિન મંદિર-જિન પ્રતિમા-તથા જિનની રથયાત્રા કરાવવામાં તત્પર રહેતો, મુનિઓની સેવામાં આસક્ત, દૃઢ સમ્યકત્વવંત, નિર્મળ ચિત્ત ધર-

---

अथ जातजाति स्मरणः, कुमारो हर्षोल्लसद्रोमांचः
नत्वा गुरुपदकमलं, गृह्णाति गृहिधर्म मतिरम्यं. ९४

मणिरथनृपोपि विक्रमकुमारे संक्रामित राज्यप्राग्भारः
गृहीतव्रत उत्पादित केवलज्ञानो गतः सिद्धिं. ९५

जिनमंदिर जिनप्रतिमा, जिनरथयात्राकारापणोद्युक्तः
मुनिजन सेवनसक्तो, दृढसम्यक्त्वो विमलचित्तः ९६

संपूर्णकलः प्रतिपूर्णमंडलो हतदुरिततमःप्रसरः
विक्रमराजा राजा इव कुवलयं करोति सुखकलितं. ९७

નાર, એવો વિક્રમ રાજા પૂર્ણ કળાવાન્ પ્રતિપૂર્ણ મંડળવાળા અને ખરાબ અંધકારના ફેલાવાને હણનાર ચંદ્રમા જેમ કુવળયને વિકાસિત કરે, તેમ પૂર્ણ કળાથી સમસ્ત મંડળ વશ કરી પાપરૂપ અંધકારને હણીને પૃથ્વીના વળયને સુખમય કરવા લાગ્યો. ૯૬-૯૭

अन्नंमि दिणे निवई, नियपुत्तनिहित्तगरुयरज्जधुरो,
अकलंकसूरिपासे पवज्जं संपवज्जेइ. ९८

अक्खुद्दो गंभीरो, सुहुममई सुय महिज्जिउं बहुयं,
विहिणा मरिउं पत्तो, दिवंमि लहिही कमेण सिवं. ९९

श्रुत्वे ति गंभीरगुणस्य वैभवं-महांत सुत्तानमते श्च वै भवं,
श्रद्धाधनाः श्राद्धजनाः समाहिता-अक्षूद्रतां धत्त सदा समाहिताः १००

इति श्री सोम भीम कथा ॥छ॥

પછી કેટલેક દિવસે તે વિક્રમ રાજા પોતાના પુત્રને રાજ્ય ધુરાનો ભાર સોંપીને અકલંક સૂરિના પાસે દીક્ષા ગ્રહણ કરતો હવો. ૯૮

એમ અક્ષુદ્ર એટલે ગંભીર અને સૂક્ષ્મ બુદ્ધિમાન્ થઈ ઘણું જ્ઞાન ભણી વિધિથી મરણ પામી સ્વર્ગે પહોચ્યો અને અનુક્રમે મોક્ષે પહોચશે. ૯૯

આ રીતે અક્ષુદ્ર ગુણવાનની સમૃદ્ધિ અને ક્ષુદ્રજનનો વધી પડેલો સંસાર સાંભળીને શ્રદ્ધાવાન શાંત વૃત્તિવાળા શ્રાવકજનોએ હમેશાં શાંત રહી અક્ષુદ્રપણું ધારણ કરવું જોઇએ. ૧૦૦

આ રીતે સોમ અને ભીમની કથા છે.

---

अन्यस्मिन् दिने नृपतिः निजपुत्रनिहितगुरुकराज्यधुरः
अकलंकसूरिपार्श्वे प्रवज्यां संप्रपद्यते. ९८

अक्षूद्रः गंभीरः सूक्ष्ममतिः श्रुत मधीत्य बहुकं,
विधिना मृत्वा प्राप्तः दिवं लप्स्यति क्रमेण शिवं. ९९



( દ્વિતીય ગુણ. )

उक्तो ऽक्षुद्र इति प्रथमो गुणः, संप्रति द्वितीयं रूपवद् गुण माह ।

અક્ષુદ્રપણા રૂપ પહેલો ગુણ કહી બતાવ્યો, હવે રૂપવાળાપણા રૂપ બીજો ગુણ કહે છે.

## ( મૂળ ગાથા. )

संपुन्नंगोवंगो–
पंचिंदियसुंदरो सुसंघयणो,
होइ पभावणहेऊ–
खमो य तह रूववं धम्मे ९

( મૂળનો અર્થ. )

સંપૂર્ણ અંગોપાંગવાળો, પાંચ ઇંદ્રિયોથી સુંદર દેખાતો અને સારા સંહનન (બાંધા) વાળો હોય તે રૂપવાન્ ગણાય, તેવો પુરૂષ શાસનને શોભાવવાનો કારણભૂત થાય છે, અને ધર્મ પાળવામાં પણ સમર્થ રહે છે. ૯

ટીકા.

संपूर्णान्य न्यूना—न्यंगानि शिरउदरप्रभृतीनी—उपांगानि चांगुल्या दीनि यस्य स संपूर्णांगोपांगोऽव्यंगितांग इत्यर्थः

સંપૂર્ણ એટલે અન્યૂન છે–અંગ એટલે મસ્તક પેટ વગેરે–અને ઉપાંગ એટલે આંગળીઓ વગેરે જેના તે સંપૂર્ણાંગોપાંગ કહેવાય. મતલબ કે અખંડિત અંગવાળો.

पंचेंद्रियसुंदरः काणकोकरबधिरमूकत्वादिविकल इत्यभिप्रायः

सुसंघयणु त्ति—शोभनं संहननं शरीर सामर्थ्यं यस्य, न पुन राद्य मेव, संहननांतरेपि धर्मप्राप्तेः

" सव्वेसु वि संठाणेसु लहइ एमेव सव्वसंघयणे "
इतिवचनात्.

सुसंहनन स्तपः संयमाद्यनुष्ठानसामर्थ्योपेत इत्याकूतं.

एवंविधस्य धर्मप्रतिपत्तौ फल माह.

भवति जायते प्रभावना हेतु स्तीर्थोन्नतिकारणं-तथा क्षम श्च समर्थो रूपवान् धर्मे धर्मकरणविषये स्यात्, सुसंहननत्वा च्चास्येति । सुजातवत् ।

પંચેંદ્રિય સુંદર એટલે કે કાણો ખોખરો બહેરો મૂંગો ન હોતાં પાંચે ઇંદ્રિયોથી શોભતો.

સુસંહનન એટલે શોભન સંહનન કહેતાં શરીરબળ (બાંધો) છે જેનો તે સુસંહનન જાણવો, બાકી એમ ન સમજવું કે પેહેલા સંહનનવાળો જ ધર્મ પામે, કેમકે બાકીના સંહનનોમાં પણ ધર્મ પામી શકાય છે, જે માટે કહેલું છે કેઃ—

" સર્વ સંસ્થાન અને સર્વ સંહનનોમાં ધર્મ પામી શકે "

સારા સંહનનવાળો હોય તો તે તપસંયમાદિક અનુષ્ઠાન કરવામાં સમર્થ રહી શકે એમ એ વિશેષણ આપવાનો અભિપ્રાય છે.

એવો પુરૂષ ધર્મ સ્વીકારે તો શું ફળ થાય તે કહે છે.

એવો પુરૂષ પ્રભાવનાનો હેતુ એટલે તીર્થની ઉન્નતિનું કારણ થાય છે, તેમજ રૂપવાન્ પુરૂષ ધર્મમાં એટલે કે ધર્મ કરવાની બાબતમાં સમર્થ થઇ શકે છે, કારણ કે તે સારા શરીર સામર્થ્યવાળો હોય છે. ઇહાં સુજાતનો દૃષ્ટાંત બતાવશું.

नच नंदिषेणहरिकेशबलादिभि र्व्यभिचार उद्भावनीय, स्तेषा मपि संपूर्णांगोपांगत्वादियुक्तत्वात् ।

प्रायिकं चैतत्—शेषगुणसद्भावे कुरूपस्य गुणांतराभावस्य चादुष्ट-त्वात्, अतएव वक्ष्यति,

" पायद्धगुणविहूणा एएसिं मज्जिमा वरा नेया " इति ।

નંદિષેણ અને હરિકેશિબળ વિગેરા તો કુરૂપવાન્ હતા છતાં ધર્મ પામ્યા છે એમ કહી રૂપવાન્પણાનો વ્યભિચાર બતાવવો ન જોઇયે, કેમકે તેઓ પણ સંપૂર્ણ અંગોપાંગાદિકે કરીને યુક્ત હોવાથી રૂપવાન્ જ ગણાય.

અને આ વાત પણ પ્રાયિક છે, કારણ કે બીજા ગુણનો સદ્ભાવ હોય તો પછી કુરૂપપણું અથવા કોઈ બીજા અમુક ગુણનો અભાવ હોય તેથી કંઇ દોષ આવતો નથી. એથી જ આગળ મૂળ ગ્રંથકાર જ કહે-વાના છે કે;—

" ચોથાભાગ ગુણે હીન હોય તે મધ્યમ પાત્ર અને અર્ધા ગુણે હીન હોય તે અધમ પાત્ર જાણવા. "



## सुजात कथा चेयं

रिउचक्कअकंपाए, चंपाइ पयावविजियमित्तपहो,
मित्तपहो नामनिवो, सधम्मिणी धारणी तस्स. १

## સુજાતની કથા આ પ્રમાણે છે.

દુશ્મનોના દળથી અકંપિત ચંપા નામની નગરીમાં પ્રતાપથી સૂ-

---

रिपुचक्राकंप्यायां चंपायां प्रतापविजितमित्रप्रभः
मित्रप्रभोनामनृपः सधर्मिणी धारणी तस्य. १

ર્યની પ્રભાને જીતનાર મિત્ર પ્રભ નામે રાજા હતો-અને તેની ધારણી નામે રાણી હતી. ૧

सिट्ठी य धम्मरत्तो, धणमित्तो सुयणकमलवणमित्तो,
भज्जा तस्स धणसिरी, सिरी व वररूवलावन्ना. २

ताणं जाओ पुत्तो, वहुओवाइयसएहि सुपवित्तो,
संजणियजणचमक्को, तणुप्पहा पडलचिच्चिक्को. ३

जं जाओ इह रिद्धे. कुलंमि हे जाय तं तुह सुजायं,
भण्ण इजणेण तेणं, नाम कयं से सुजाओ त्ति. ४

ત્યાં ધર્મ પરાયણ અને સુજનરૂપ કમળ વનને આનંદ આપવા સૂર્ય સમાન ધન મિત્ર નામે શેઠ હતો, તેની લક્ષ્મી સમાન ઉત્તમ રૂપ લાવણ્ય-વાળી ધનશ્રી નામે ભાર્યા હતી. ૨

તેમને સેંકડો ઉપાયોથી લોકોના ચિત્તને ચમત્કાર કરનાર તેમજ શરીરની કાંન્તીથી ચકચકિત એક પવિત્ર પુત્ર પ્રાપ્ત થયો. ૩

તે પુત્ર રિદ્ધિવાળા કુળમાં જન્મ્યો તેથી લોકો કહેવા લાગ્યા કે એનું જન્મ સુજાત છે તેથી તેનું સુજાત એવું નામ પાડવામાં આવ્યું. ૪

---

श्रेष्ठी च धर्मरक्तो धनमित्रः सुजनकमलवनमित्रः
भार्या तस्य धनश्री श्री रिव वररूप लावण्या. २

तयो र्जातः पुत्रो वहूपाय शतैः सुपवित्रः
संजनितजनचमत्क स्तनुप्रभापटलचैचित्र्यः ३

यद् जात इह ऋद्धे कुले हेजात तत् तव सुजातं,
भण्यते जनेन तेन नाम कृतं तस्य सुजात इति. ४

पडिपुन्नंगोवंगो, निरुवमलवणिमसुरूवरूव धरो,
सो सव्वकलाकुसलो, कमेण तरुणत्त मणुपत्तो. ५

कइयावि पवित्तंतो, जिणथुइपूयाहि वाणिपाणितलं,
गुरुपयकमलं विमलं, कयात्रि भमरा व्व सेवंतो. ६

काहेविय जिणपवयण, पभावणं पावणं पुण कुणंतो,
सवणपुडेहि पियंतो, कयाइ जिणसमयअमयरसं, ७

તે પ્રતિપૂર્ણ અંગોપાંગવાળો તથા અનુપમ લાવણ્ય અને રૂપવાળો હોઇને સર્વ કળામાં કુશળ થઈ અનુક્રમે યૌવન અવસ્થાને પામ્યો. ૫

તે સુજાત ક્યારેક જિનેશ્વરની સ્તુતિ તથા પૂજામાં વાણી અને પાણિ (હાથ) ને પ્રવર્ત્તાવતો અને ક્યારેક ભમરાની માફક ગુરૂના નિર્મળ પદકમળને સેવતો. ૬

(વળી ક્યારેક) જિન પ્રવચનની પ્રભાવના કરાવી પોતાને પવિત્ર કરતો, (અને) ક્યારેક જિન સિદ્ધાંતરૂપ અમૃત રસને પોતાના કર્ણપુટવડે કરી પીતો હતો. ૭

---

प्रतिपूर्णांगोपांगो निरुपमलावणिमसुरूपरूपधरः
स सर्वकलाकुशलः क्रमेण तरुणत्व मनुप्राप्तः ५

कदापि प्रवर्त्तयत् जिनस्तुतिपूजायां वाणीपाणितलं,
गुरुपदकमलं विमलं कदापि भ्रमर इव सेवमानः ६

कारापयित्वा जिनप्रवचनप्रभावनां पावनं पुनः कुर्वन्,
श्रवणपुटैः पिवन् कदाचित् जिनसमयामृतरसं. ७

ललिएहिंयं मणहरेहिं, सहिययहिंगमेहि भणिएहिं,
नयरे नयरेहिल्ले, कस्स न सो कासि तोसभरं. ८

इत्तो तत्थेव पियंगु, नामिया धम्मघोसमंतिपिया,
पेसणपहियाउ चिरा, गयाउ तज्जेइ दासीओ. ९

ताओ भणंति सामिणि, मा कुप्पसु अम्ह जयअपडिरूवं,
दठुं सुजायरूवं, कस्स न मोहिज्जए हिययं. १०

વળી લલિત મનહર અને સહૃદય (મર્મજ્ઞ) જનના હૃદયને પકડનાર વાક્યોવડે કરીને ન્યાયથી વિરાજતા નગરમાં તે સર્વ જનને આનંદ આપતો. ૮

હવે તેજ નગરમાં ધર્મ ઘોષ નામના મંત્રીની પ્રિયંગુ નામની પ્રિયા હતી તેણી દળણું દળવા મોકલેલી દાસીઓને બહુ મોડી પાછી વળવાથી ઠપકો દેવા લાગી. ૯

ત્યારે તે દાસીઓ કહેવા લાગી કે હે સ્વામિની, તું અમારાપર ગુસ્સે થા મા, કારણ કે જગતમાં જેની જોડી મળતી નથી એવું સુજાત કુમારનું રૂપ જોવા કોનું હૃદય મોહિત નહિ થાય (તેથી અમને વાર લાગી) ૧૦

---

ललितै र्मनोहरैः सहृदयहृदयंगमैः भणितैः
नगरे नयराजिते कस्य न स अकार्षीत् तोषभरं. ८

इतस्तत्रैव प्रियंगुनामिका धर्म घोषमंत्रिप्रिया,
पेषणप्रहिता श्चिरागता स्तर्जयति दासीः ९

ता भणंति स्वामिनि मा कुप्य नः जगदप्रतिरूपं,
दृष्ट्वा सुजातरूपं कस्य न मुह्यते हृदयं. १०

सा पडिभणइ हलाओ, जया स गच्छिज्ज णेण मग्गेण,
ताहे मम साहिज्जह, तं सुहयं जेण पिच्छामि. ११

गुणिजणअवयंसवयंस, परिगयं तं कयाइ तंमि पहे,
जंतं दासीकहियं, नियइ पियंगू सवत्तिजुया. १२

वम्महरूवमडुप्फर, भंजणपवणं निएवि तं एसा,
पभणइ धन्ना स च्चिय, नारी जीसे वरो एसो. १३

(આવું સાંભળી) તે મંત્રિપ્રિયા દાસીઓને કહેવા લાગી કે હે દાસીઓ જ્યારે તે કુમાર આ રસ્તેથી જતો જુઓ ત્યારે મને ચેતવજો કે જેથી તે કેવો રૂપવાન છે તે હું જોઇ શકું. ૧૧

હવે એક વેળાએ સુગુણ શિરોમણિ મિત્રોએ વીંટાયલો સુજાત કુમાર તે રસ્તે થઈ જતો હતો તેવામાં દાસીએ ચેતવ્યાથી પ્રિયંગુ નામની મંત્રિપ્રિયા પોતાની સોંકયો સાથે મળીને તેને જોવા લાગી. ૧૨

ત્યારે કામદેવના રૂપના જોરવાળા ઓફાણને ભાંગવામાં પવન સમાન તે સુજાતને જોઇને એ મંત્રિની સ્ત્રી કહેવા લાગી જગત્માં તેજ સ્ત્રી નશીબદાર છે કે જેનો આ વર છે. ૧૩

---

सा प्रतिभणति हलाः यदा स गच्छे दनेन मार्गेण,
तदा मम साधयत तं सुभगं येन प्रेक्षे. ११

गुणिजनावतंसवयस्यपरिगतं तं कदापि तस्मिन्,
पथि यांतं दासीकथितं पश्यति प्रियंगुः सपत्नी युता. १२

मन्मथरूपमदोत्फर, भंजनपवनं दृष्ट्वा तं एषा,
प्रभणति धन्या साचैव नारी यस्या वर एषः १३

काउं सुजायवेसं, अइसाइ कयावि सा अभिरमे इ,
अन्नाण सवत्तीणं, मज्जे तव्वयणचिठाहिं. १४

इत्तो पत्तो मंती, गिहदारं निठणं ति कलिऊण,
अवसप्पिऊण सणियं, कवाडछिद्देण पिच्छेइ. १५

अंतेउरचिठं दठु, चिंतए हा विणठयं एयं,
होही रहस्सभेए, सुइरं ता होउ पच्छन्नं. १६

વળતી કોઈ વેળાએ તેણી ભભકાદાર સુજાત કુમારનો વેષ ધારણ કરી બીજી સોકયોની વચ્ચે તે કુમારના વાક્ય અને ચાળા કરી ફરવા લાગી. १४

એવામાં મંત્રી ત્યાં આવી ચડયો—તે ઘરનો દરવાજો બંધ કરેલો જાણી ધીમે ધીમે પાસે આવી કમાડના બાંકોરામાંથી જોવા મંડયો. १५

પોતાના જનાનખાતાની ચેષ્ટા જોઇને મંત્રી વિચારવા લાગ્યો કે બાહેર વાત ફૂટશે તો આ જનાનખાનાની સદંતર આબરૂ જશે માટે લાંબા વખત સૂધી આ વાત છાની રખાવવી. १६

---

कृत्वा सुजातवेषं, अतिशायि कदापि सा अभिरमते,
अन्यासां सपत्नीनां मध्ये तद्वचनचेष्टाभिः १४

इतः प्राप्तो मंत्री गृहद्वारं निष्ठित मिति कलयित्वा,
अवसर्प्य शनैः कपाटच्छिद्रेण प्रेक्षते. १५

अंतःपुरचेष्टां दृष्ट्वा चिंतयति हा विनष्ट मेतत्,
भविष्यति रहस्यभेदे सुचिरं तद् भवतु प्रच्छन्नं. १६

अह लिहइ कूडलेहं, सुजाय तुमए महं इमं कहियं,
जह बंधिय अप्पिस्सं, मित्तपहं दसदिणस्संते. १७

किंतु विलंबसि अज्जवि, इच्चाइ निदंसए निवस्स ग्गे,
चिंतइ निवोवि हद्धवी, एयंमि इमं कहं घडइ. १८

अहवा लोहंधाणं, नराण किं अकरणिज्ज मिह भुवणे,
ता हंतव्वो एसो, रक्खेयव्वो जणववाओ. १९

હવે તે મંત્રીએ એક ખોટો લેખ લખ્યો તેમાં લખ્યું કે "હે સુજાત તેં મને એમ કહેલું હતું કે દશ દિનની અંદર મિત્રપ્રભ રાજાને બાંધી આણીશ છતાં હજુ કાં વિલંબ કરે છે!" ઇત્યાદિક વિગત લખીને તે લેખ રાજાને બતાવ્યો, ત્યારે રાજા પણ વિચારમાં પડ્યો કે હાય હાય આવો ભલો માણસ આવું કામ કેમ કરે. ૧૭-૧૮

અથવા લોભાંધ મનુષ્યોને આ જગતમાં કંઇ અકર્ત્તવ્ય નથી. માટે આ સુજાતને મારવો જોઇયે અને તે એવી રીતે કે જેથી લોકોમાં પણ કશી હોહા નહિ થાય. ૧૯

---

अथ लिखति कूटलेखं सुजात त्वया मह्यं इदं कथितं,
यथा बद्धा अर्पयिष्यामि मित्रप्रभं दशदिनस्यांते. १७

किंतु विलंबसे अद्यापि, इत्यादि निदर्शयति नृपस्याग्रे,
चिंतयति नृपोपि हाधिक्, एतस्मि न्निदं कथं घटते. १८

अथवा लोभांधानां नराणां किं अकरणीय मिह भुवने,
ततो हंतव्य एष रक्षितव्यो जनापवादः १९

त्तो निवकज्जमिसेणं, स लेह मप्पिय सपेसिओ रन्ना,
नयरी अररकुरीए, चंदज्जयनिवइपासंमि. २०

सो दठु निवाएसं, तस्सय रूवं विचिंतए चित्ते,
न घडइ एरिसरूवे, इमंमि नरवइविरुद्ध मिणं. २१

यत उक्तं

विषमसमै र्विषमसमा, विषमै र्विषमाः समैः समाचाराः
करचरणदंतनासिक, वक्त्रोष्ठनिरीक्षणैः पुरुषाः २२

તેથી રાજાએ પોતાનું કામ બતાવવાના મિષે કરીને તેને લેખ સાથે અરરંકુરી નગરીના ચંદ્રધ્વજ રાજા પાસે મોકલાવ્યો. ૨૦

ચંદ્રધ્વજે રાજાનો હુકમ જોયો-પણ સુજાતનું રૂપ જોતાં તે ચિત્તમાં વિચારવા લાગ્યો કે આવા રૂપવાન્ પુરૂષમાં આવું રાજ વિરૂદ્ધ કામ ઘટી શકેજ નહિ. ૨૧

જે માટે કહેલું છે કે

"હાથ, પગ, દાંત, નાક, મુખ, હોઠ, અને કટાક્ષ એ જેના કાંઇક વાંકા અને કાંઇક સીધા હોય તો તે માણસ પોતે પણ તેવોજ વાંકો સીધો નિવડવાનો, જો તદ્દન વાંકા હોય તો તે તદ્દન વાંકો હોય તો તે તદ્દન વાંકો નિવડવાનો અને જો સીધા હોય તો સીધો નિવડવાનો. ૨૨

---

ततो नृपकार्यमिषेण स लेख मर्पयित्वा संप्रेषितोराज्ञा,
नगर्यां अररकुर्यां चंद्रध्वजनृपतिपार्श्वे. २०

स दृष्ट्वा नृपादेशं तस्य च रूपं विचिंतयति चित्ते,
न घटते ईदृग्रूपे अस्मिन् नरपति विरुद्ध मिदं. २१

अह ओसारिय सव्वं, साहइ दंसेइ निवइलेहं च,
भणइ सुजाओ नरवर, कुणसु तुमं सामिआएसं. २३

चंदज्जओ वि जंपइ, न तुमं मारेमि किंतु पसिऊण,
अच्छिन्नपुन्न अच्छिन्न, कित्ति पच्छन्न मत्थाहि. २४

इय भणिऊणं तेणं, चंदजसा नामिया निया भइणी,
तयदोसदूरियतणू, दिन्ना से गरुयहरिसेण. २५

હવે તે ચંદ્રધ્વજે બીજા બધાને રજા આપી (એકાંતમાં) સુજાતને સઘળી વાત કહી રાજાનો લેખ બતાવ્યો, ત્યારે સુજાત બોલ્યો કે હે નરવર તને જે પ્રમાણે તારા સ્વામિનો હુકમ છે તે પ્રમાણે કર. ૨૩

ત્યારે ચંદ્રધ્વજ બોલ્યો કે તારા ઉપર પ્રસન્ન થઇ હું તને મારતો નથી, માટે તું પુણ્ય અને કીર્તિને તોડયા વગર ઇહાં છાનો માનો રહે. ૨૪

એમ કહીને તેણે ચંદ્રયશા નામની પોતાની બેન કે જે ત્વચાના દોષથી કોઢ રોગે કરી દૂષિત થએલી હતી તે ઘણી ખુશી સાથે તેને પરણાવી. ૨૫

---

अथ अपसार्य सर्वं साधयति दर्शयति नृपतिलेखं च,
भणति सुजातो नरवर कुरुष्व त्वं स्वाम्यादेशं २३

चंद्रध्वजोपि जल्पति, न त्वां मारयामि किंतु प्रसीद्य,
अच्छिन्नपुण्य अच्छिन्नकीर्त्ते प्रछन्न मातिष्ठ. २४

इति भणित्वा तेन चंद्रयशानामिका निजा भगिनी,
त्वग्दोषदूषिततनुः दत्ता तस्य गुरुकहर्षेण. २५

त स्संसग्गवसेणं, सा सावयधम्मनिच्चला जाया,
निक्किठकुठविहुरा, सुचंगसंवेगरंगिल्ला २९

गहियाणसणा संमं, तेणं निज्जामिया इमा मरिउं,
भासुरवरबुंदिधरो, जाओ सोहम्मसग्गसुरो. २७

पत्तो स पउत्तोही, नमिउं जांणाविउं च अप्पाणं,
भणइ सुजायं सामिय, कहेसु किं ते करेमि पियं. २८

તે ચંદ્રયશા સુજાતની સોબતથી દુષ્ટકુષ્ટ રોગથી પીડાયલી છતાં ઉત્તમ સંવેગથી રંગિત થઇ શ્રાવક ધર્મમાં નિશ્ચળ થઈ. ૨૬

તેણીએ અણુસણુ લીધું અને સુજાત તેની નિર્યાપના કરવા લાગ્યો એ રીતે તેણી મરણુ પામીને સૌધર્મ દેવલોકમાં દેદીપ્યમાન શરીર ધારણુ કરનાર દેવતા થઈ. ૨૭

તે દેવ અવધિ જ્ઞાનથી પૂર્વ ભવ જાણીને ત્યાં આવી સુજાતને નમીને પોતાની ઓળખ આપી કહેવા લાગ્યો કે હે સ્વામિન્ તમારૂં શું પ્રિય કરૂં તે કહો. ૨૮

---

तत्संसर्गवशेन सा श्रावकधर्मनिश्चला जाता,
निकृष्टकुष्टविधुरा सुचंगसंवेगरंगवती. २६

गृहीतानशना सम्यक् तेन निर्यामिता इयं धृत्वा,
भास्वरवरबोंदिधरो जातः सौधर्मस्वर्गसुरः २७

प्राप्तः स प्रयुक्तावधिः नत्वा ज्ञापयित्वा चात्मानं,
भणति सुजातं स्वामिन् कथय किं ते करोमि प्रियं. २८

सो चिंतइ जइ पियरे, पिच्छं ता हं गहेमि पव्वज्जं,
तब्भाव मिणं नाउं, अमरो चंपापुरीउवरिं. २९

विउलं सिलं विउव्वइ, तो निवपमुहा जणा भिसं भीया,
धूवकडुच्छुयहत्था, भणंति सिरमिलियकरकमला. ३०

भो भो खमेह सो जस्स, किंचि अम्हेहि चिठियं दुठु,
अह वित्तासइ तियसो, कहिं गमिस्सह हहा दासा. ३१

ત્યારે સુજાત (પોતાના મનમાં) ચિંતવવા લાગ્યો કે જો હું મારા માબાપને એકવાર જોઉં તો પછી પ્રવ્રજ્યા ગ્રહણ કરૂં, ત્યારે તેનો આ વિચાર દેવ જાણી લઈ ચંપાપુરી ઉપર નીચે મુજબ સંકટ પાડવા લાગ્યો. ૨૯

શહેરના ઉપર એક મહોટી શિળા વિકુર્વી—તે જોઈ રાજા વગેરે લોકો બહુ ભય પામ્યા, તેથી ધૂપના કડચ્છા હાથમાં ધરીને હાથ મસ્તકે મેળવી કહેવા લાગ્યા. ૩૦

હે દેવ હે દેવ, અમે જો કોઈનું માઠું કર્યું હોય તો તે અમને માફ કરો, ત્યારે તે દેવ બીવરાવવા લાગ્યો કે તમો ગુલામ થયા છો હવે કયાં જઈ શકશો. ૩૧

---

स चिंतयति यदि पितरौ प्रेक्षे तदा हं गृह्णामि,
प्रव्रज्यां तद्भाव मिदं ज्ञात्वा अमर श्चंपापुर्याउपरि. २९

विपुलां शिलां विकुरुते, ततो नृप प्रमुखा जना भृशं भीताः
धूपकडुच्छकहस्ता भणंति शिरोमिलितकरकमलाः ३०

भो भो क्षमतां स यस्य किंचि दस्माभि श्चेष्ठितं दुष्टु,
अथ वित्रासयति त्रिदशः कुत्र गमिष्यथ हहा दासाः ३१

पावेण अमच्चेणं, सुसावओ दूसिओ अकज्जेण,
चूरेमि तेण तुरियं, अज्ज अणज्जे तुमे सव्वे. ३२

छुट्टह जइ तं खामह, नरसिररयणं तओ जणो भणइ,
सो संपइ कत्थ सुरो, भणेइ इत्थेव उज्जाणे. ३३

नायरजण सहिएणं, निवेण सो खामिओ तहिं गंतुं,
आरोविओ य सिंधुर मइउद्धरकंधरं झत्ति. ३४

(પછી કહેવા લાગ્યો કે) પાપી મંત્રીએ સુશ્રાવક ઊપર અકાર્યનો આરોપ મેલી તેને દૂષિત કર્યો છે તેથી આજ તમો બધા અનાર્યોને ચૂરીશ. ૩૨

માટે તે ઉત્તમ નરને જો તમે ખમાવો તો છૂટો-ત્યારે લોકો બોલ્યા કે તે હાલ કયાં છે એટલે દેવ બોલ્યો કે આજ નગરના ઉદ્યાનમાં છે. ૩૩

ત્યારે નગર લોકના સાથે રાજાએ ત્યાં જઇને તેની માફી માગી અને અતિ ઊંચા હાથી ઊપર ઝટ તેને ચડાવ્યો. ૩૪

---

पापेन अमात्येन सुश्रावको दूषितः अकार्येण,
चूरयामि नेन त्वरितं अद्य अनार्यान् युष्मान् सर्वान् ३२

छुट्यत यदि तं क्षामयत नरशिरोरत्नं ततो जनो भणति,
स संप्रति कुत्र, सुरो भणति, अत्रै वो द्याने. ३३

नागरजनसहितेन नृपेण स क्षामित स्तत्र गत्वा,
आरोपित श्च सिंधुर मत्युद्धरकंधरं झटिति. ३४

सो सोहंतो सिरउवरि, धरिय हिमधामधवलछत्तेण,
वीइज्जंतो सुरसरि, लहरीसरसेयचमरेहिं. ३५

थुवंतो जलभरभरिय, जलयगुरुसद्दवंदिविंदेण,
दिंतो दाणं मणतक्कियाहियं तक्कियजणाण. ३६

धम्मुदया तुह रूवं, तुह उदओ धम्महेउ इय पीई,
अन्नुन्नं होउ थिरा, इय जणवयणाइं निसुणंतो. ३७

લોકો તેના મસ્તકપર હિમાલય જેવું ધવળ છત્ર ધરવા લાગ્યા અને ગંગાની લહેરો તથા મહાદેવ જેવા શ્વેત ચામરોથી તેને વીંજવા લાગ્યા. ૩૫

વળી સજળ મેઘના માફક ગાજતા બંદિઓ તેને સ્તવવા લાગ્યા, અને તે સુજાત શેઠ તાર્કિક લોકોને તેમના ધારવા કરતાં પણ અધિક દાન દેવા લાગ્યો. ૩૬

લોકો બોલવા લાગ્યા કે ધર્મના ઉદયથી તારૂં રૂપ થયું છે અને તારા ઉદયથી ધર્મ વૃદ્ધિ પામે છે એમ એ બે બનાવને અરસપરસ સ્થિર સંબંધ રહેલ છે. ૩૭

---

स शोभमानः शिरसउपरि धारित हिमधामधवलछत्रेण,
वीज्यमानः सुरसरिल्लहरीश्वर श्वेतचामरैः ३५

स्तूयमानो जलभरभृत जलदगुरुशब्दवंदिवृंदैः
यच्छन् दानं मनस्तर्किताधिकं तार्किक जनेभ्यः ३६

धर्मोदयात् तव रूपं, तवो दयो धर्महेतु रिति प्रीतिः
अन्योयं भवतु स्थिरा इति जिनवचनानि निश्रृण्वन्. ३७

धन्नो अहो इमो खलु, जस्स सुरा अवि कुणंति आएसं,
धम्मो वि एस पवरो, कुणंति जं एरिसा पुरिसा. ३८

इच्चाइ जइणसासण, पभावणं सो कुणंतओ सगिहे,
पत्तो प्रणमइ अम्मा, पिऊण पयकमल ममलमणो. ३९

इत्तो य धम्मघोसो, मंती वज्जो निवेण आणत्तो,
मोयाविओ सुजाएण, कारिओ तहवि निव्विसओ, ४०

अह दाउ निययदव्वं, धम्मे पुच्छिय निवं तह सुजाओ,
पियरेहिं समं दिक्खं, गिण्हइ दुविहं तहा सिक्खं. ४१

(વળી લોકો કહેવા લાગ્યા કે) અહો આ પુરૂષ ખરેખર ધન્ય છે કે દેવતાઓ પણ જેનો હુકમ બજાવે છે, વળી આવા પુરૂષો જે ધર્મ પાળે છે તે ધર્મ પણ ઉત્તમ હોવો જોઇયે. ૩૮

ઈત્યાદિક જિન શાસનની પ્રભાવના કરાવતો થકો તે પોતાને ઘરે આવી માબાપના ચરણ કમળમાં નિર્મળ મન ધરી નમવા લાગ્યો. ૩૯

હવે રાજાએ પહેલા ધર્મઘોષ મંત્રીને મારવાનો હુકમ કર્યો ત્યારે સુજાતે વચ્ચે પડી તેને મૂકાવ્યો, છતાં રાજાએ તેને દેશનિકાલ કર્યો. ૪૦

બાદ તે સુજાતે પોતાનું દ્રવ્ય ધર્મમાં વાપરી રાજાની રજા લઇ

धन्यः अहो अयं खलु यस्य सुरा अपि कुर्वंत्यादेशं,
धर्मो प्येष प्रवरः कुर्वंति य मीदृशाः पुरुषाः ३८

इत्यादिजैनशासनप्रभावनां स कुर्वन् स्वगृहे,
प्राप्तः प्रणमति मातापित्रोः पदकमल ममलमनाः ३९

इत श्च धर्मघोषो मंत्री वध्यो नृपेण आज्ञप्तः
मोचित सुजातेन, कारित स्तथापि निर्विषयः ४०

अथ दत्वा निजकद्रव्यं धर्म्मे पृष्ट्वा नृपं तथा सुजातः
पितृभ्यां समं दीक्षां गृह्णाति द्विविधां तथा शिक्षां. ४१

પોતાના માબાપના સાથે દીક્ષા લીધી તથા ચરણ શિક્ષા અને કરણ શિક્ષા પામી હુશિયાર થયો. ૪૧

कयदुक्करतवचरणा, निम्मलकेवलकलाहि कंतिल्ला,
तिन्निवि तिन्नपइन्ना, सिव मयल मणुत्तरं पत्ता. ४२

मंती वि धम्मघोसो, रायगिहगओ फुरंतवेरग्गो,
गुरुमूलगहियदिक्खो, पवन्नपडिमाविहारोय. ४३

वारत्तपुरे भयसेण, रायवारत्तमंतिगेहंमि,
निवडियबिंदुं खीरं सघयमहुं अगहिओ चलिओ. ४४

યે ત્રણે જણ દુષ્કર તપચરણ કરીને નિર્મળ કેવળ જ્ઞાન પામી પ્રતિજ્ઞા પૂર્ણ કરી અચળ સર્વોત્તમ મોક્ષપદ પામ્યા. ૪૨.

હવે દેશનિકાળ થએલો ધર્મઘોષ મંત્રી પણ રાજગૃહનગરમાં જઈ વૈરાગ્ય પામી ગુરૂ પાસે દીક્ષા લઈ સાધુની બાર પ્રતિમાઓ પાળવા લાગ્યો. ૪૩

તે મુનિ વારત્તપુરમાં અભયસેન રાજાના વારત્ત નામના મંત્રીના ઘરમાં વહોરવા ગયો ત્યાં તેમણે ઘી સાકરવાળી ખીર વહોરાવતાં તેમાંથી બિંદુ નીચે પડયો એટલે મુનિ તે લીધા વગર ચાલતો થયો. ૪૪

---

कृतदुष्करतपश्चरणा, निर्मलकेवलकलाभिः कांताः
त्रयोपि तीर्ण प्रतिज्ञाः शिव मचल मनुत्तरं प्राप्ताः ४२

मंत्री अपि धर्मघोषः, राजगृहगतः स्फुर द्वैराग्यः
गुरुमूलगृहीतदीक्षः प्रपन्नप्रतिमाविहार श्च. ४३

वारत्तपुरे अभयसेन राजवारत्तमंत्रिगृहे,
निपतितबिंदु क्षीरं सघृतमधु अगृहीत्या चलितः ४४

किं नहु गहिया भिक्खा, मुणिणा इय जाव चिंतए मंती,
निज्जूहठिओ ता तत्थ, मच्छियाओ निलीणाओ. ४५

पिच्छइ घरकोइलिया, तं सरडो तंपि दुठमज्जारो.
तं पच्चंतियसुणओ, तंपिय वत्थव्वओ सुणओ. ४६

ते कलहंते दट्ठुं, उवठिया तप्पहू पहूयवला,
जायं च महाजुज्जं, तो मंती चिंतए चित्ते. ४७

ત્યારે ટોળામાં બેઠેલો મંત્રી વિચાર કરવા લાગ્યો કે મુનિએ ભિક્ષા શામાટે લીધી નહિ હશે એટલામાં તો તે બિંદુ ઉપર માખીઓ બેશવા લાગી. ૪૫

તે માખીઓને ઘરોળી જોવા લાગી, તેને સરડો જોવા લાગ્યો, સરડાને બિલાડે જોયું, બિલાડાને બાહેરથી આવેલા કૂતરાએ જોયું, અને તેને ત્યાં વસતા કૂતરાએ જોયું. ૪૬

તેઓ લડવા માંડ્યા, તેમને જોઈ તેમના બહુ બળવાળા ધણીઓ ત્યાં દોડી આવ્યા અને ત્યાં મોટી મારામારી થઇ પડી, ત્યારે મંત્રી મનમાં નીચે મુજબ વિચાર કરવા લાગ્યો. ૪૭

---

किं नैव गृहीता भिक्षा मुनिना इतियावत् चिंतयति मंत्री,
निर्यूथस्थितः तावत् तत्र मक्षिका निलीनाः ४५

(ताः) प्रेक्षते गृहकौलिका तां सरटः तमपि दुष्टमार्जारः
तं प्रात्यंतिकशुनकः तमपिच वास्तवाकः शुनकः ४६

तान् कलहमानान् दृष्ट्वा उपस्थिता तत्प्रभवः प्रभूतबलाः
जातं च महायुद्धं ततो मंत्री चिंतयति चित्ते. ४७

इय कारणा न गहिया, भिक्खा तेणं ति सुद्धभाववसा,
जाइसरो गहियवओ, पत्तो सो सुंसुमारपुरे. ४८

तत्थ निवधुंधुमारो, अंगारवई सुया य से तंच,
परिणयणकए मग्गइ, पज्जोओ देइ नय इयरो. ४९

अह रुठो पज्जोओ पवलवलो रुंभए तयं नयरं,
अप्पवलो मज्जनिवो पुच्छइ नेमित्तियं भीओ. ५०

તે મુનિએ ઉપરના કારણે ભિક્ષા ન લીધી એમ વિચારી વિશુદ્ધ ભાવના યોગે જાતિ સ્મરણ પામી તે મંત્રી દીક્ષા લઈ સુંસુમારપુરમાં આવ્યો. ૪૮

ત્યાં ધુંધુમાર નામે રાજા હતો–તેની અંગારવતી નામે પુત્રી હતી, તેને પરણવા માટે પ્રદ્યોતન રાજાએ માગો મોકલ્યો પણ ધુંધુમાર આપવા ઇચ્છતો નહતો. ૪૯

તેથી પ્રદ્યોતન રાજા ક્રોધાયમાન થઈ ભારે લશ્કર લઈ તે નગરને રોકવા લાગ્યો, ત્યારે થોડા બળવાળા અંદરના ધુંધુમાર રાજાએ બી જઇને નિમિત્તિયાને પૂછયું. ૫૦

---

इति कारणात् न गृहीता, भिक्षा तेन इति शुद्धभाववशात्,
जातिस्मरो गृहीतव्रतः प्राप्तः स सुंसुमारपुरे. ४८

तत्र नृपधुंधुमारः अंगारवती सुता च तस्य तांच,
परिणयनकृते मार्गयते प्रद्योतः ददाति नच इतरः ४९

अथ रुष्टः प्रद्योतः प्रवलवलो रुध्यते तत् नगरं,
अल्पवलो मध्यनृपः पृच्छति नैमित्तिकं भीतः ५०

सो वि निमित्तनिमित्तं, भेसइ डिंभाणि, ताणि भीयाणि,
नागहरे वारत्तयचरणे सरणं पवन्नाणि. ५१
तो सहसाकारेणं, मा वीहेह त्ति पभणियं मुणिणा,
नेमित्तिएण कहियं, निवस्स, जं तुह जओ नूणं. ५२
वीसत्थो मज्जह्ने, पज्जोओ धित्तु धुंधुमारेणं,
नीओ नियनयरीए, अंगारवई य से दिन्ना. ५३
पुरि भमिरो पज्जोओ. अप्पवलं दठु धुंधुमारनिवं,
कह गहिओ हं पुठा, दइया सा कहइ मुणिवयणं. ५४

તે નિમિત્તિયાએ નિમિત્ત જોવા ખાતર નાના છોકરાઓને બીવરાવ્યા ત્યારે તે બીધેલા છોકરા દોડીને નાગ મંદિરમાં ઊભેલા વારત્ત મુનિના શરણે ગયા. ૫૧

ત્યારે સહસાત્કારે મુનિ બોલી ગયા કે બીઓમાં, તે પરથી નિમિત્તિયાએ ધુંધુમાર રાજાને કહ્યું કે તારો ખચિત જય થશે. ૫૨

બાદ બપોરની વેળાએ વીસામો લેતા પ્રદ્યોતનને ધુંધુમારે પકડી પાડ્યો, અને તેને પોતાના નગરમાં લાવી અંગારવતી પરણાવી. ૫૪

પછી પ્રદ્યોતને શહેરમાં ફરતા ધુંધુમારનું ઓછું લશ્કર જોઇ પોતાની પરણેતરને પૂછ્યું કે હું પકડાયો શી રીતે ત્યારે તેણીએ મુનિનું વચન કહી સંભળાવ્યું. ૫૪

---

सोपि निमित्तनिमित्तं भापयति डिंभानि, तानि भीतानि,
नागगृहे वारत्तकचरणे, शरणं प्रपन्नानि. ५१
ततः सहसात्कारेण मा विभेत इति प्रभणितं मुनिना.
नैमित्तिकेन कथितं नृपस्य, यत् तव जयो नूनं. ५२
विश्वस्तो मध्यान्हे प्रद्योतः गृहीत्वा धुंधुमारेण,
नीतो निजनगर्यां अंगारवती च तस्य दत्ता. ५३
पुरि भ्रमन् प्रद्योतः अल्पवलं दृष्ट्वा धुंधुमारनृपं,
कथं गृहीतो हं पृष्टा दयिता सा कथयति मुनिवचनं. ५४

कहइ निवो तुज्ज नम्मो, नेमित्तियखवग, सोवि उवउत्तो,
आपव्वज्जं सुमरइ, चेडयसंवइयरं नवरं ५५

आलोइय पडिकंतो, वारत्तरिसी परं पयं पत्तो,
भणिय मिणं तु पसंगा, सुजायचरिएण इह पगयं ५६

एवं च धर्मोन्नतिहेतु रुच्चैः जातः सुजातः शुचिरूप रूपः
त द्युक्त मुक्तं यदभीष्टरूपो, जीवो भवे द्धर्मसुरत्न योग्यः ५७

इति सुजात कथा.

ત્યારે પ્રદ્યોતન રાજા તે મુનિ પાસે જઇ કહેવા લાગ્યો કે હે નૈમિત્તિક તપસ્વી, તને નમસ્કાર કરૂં છું, આમ સાંભળી તે મુનિએ પ્રવ્રજ્યા લીધી ત્યાંથી માંડી ઉપયોગ આપતાં તે છોકરાઓ તરફ કહેલું વાક્ય યાદ કર્યું. ૫૫

તેથી તે વાક્યને આલોચી પડિકમી વારત્ત મુનિ મોક્ષ પામ્યા, આ રીતે પ્રસંગમાં આ વાત કહી પણ ઇહાં દૃષ્ટાંતમાં તો સુજાતના ચરિત્રનીજ જરૂર છે. ૫૬

આ રીતે પવિત્ર રૂપશાળી સુજાત ધર્મની અતિશય ઉન્નતિનો હેતુ થયો, માટે મનોહર રૂપવાન્ જીવ ધર્મરત્નને યોગ્ય થાય એમ જે કહેવામાં આવ્યું છે તે બરોબર છે. ૫૭

એ રીતે સુજાતની કથા છે.



कथयति नृपः तुभ्यं नमो नेमित्तिकक्षपक सो प्युपयुक्तः
आप्रव्रज्यां स्मरति चेटकमंव्यतिकरं नवरं. ५५

आलोचितप्रतिक्रांतः वारत्तऋषिः परं पदं प्राप्तः
भणित मिदं तु प्रसंगात् सुजातचरितेन इह प्रकृतं. ५६

## ત્રીજો ગુણ.

**उक्तो रूपवा निति द्वितीयो गुणः-अथ तृतीयं प्रकृतिसो-मत्वगुण माह.**

રૂપવાન્‌પણા રૂપ બીજો ગુણ કહ્યો-હવે પ્રકૃતિ સોમપણા રૂપ ત્રીજા ગુણને કહે છેઃ—

# ( मूळ गाथा. )

पयई सोमसहावो-
न पावकम्मे पवत्तए पायं,
होइ सुहसेवणिज्जो-
पसमनिमित्तं परेसिं पि. १०

### ( મૂળનો અર્થ. )

સ્વભાવે શાંત સ્વભાવવાળો પ્રાયે પાપ ભરેલા કામમાં નહિ પ્રવર્ત્તે અને સુખે સેવાઇ શકાય તેમજ બીજાઓને પણ શાંતિનો આપનાર થઇ પડે છે. ૧૦

### ( ટીકા. )

प्रकृत्याऽकृत्रिमभावेन, सौम्यस्वभावोऽभीषणाकृति र्विश्वसनीयरूप इत्यर्थः न नैव, पापकर्म ण्याक्रोशवधादौ हिंसा चौर्यादौ वा प्रवर्त्तते व्याप्रियते, प्रायो बाहुल्येना निर्वाहादिकारण मंतरेणा, तएव भवति-सुख सेवनीयोऽक्लेशाराध्यः प्रशमनिमित्त मुपशमकारणं च-अपिशब्दस्येह समुच्चायकस्य योगात्—परेषा मन्येषा मनीदृशानां भवेद् । विजय श्रेष्ठिवत् ।

પ્રકૃતિએ કરીને એટલે અકૃત્રિમપણાથી, જે સૌમ્ય સ્વભાવવાળો એટલે જેનો ભયાનક આકાર ન હોવાથી તેનો વિશ્વાસ કરી શકાય એવો હોય

તે પુરૂષ પાપકર્મ એટલે મારફાડ વગેરે અથવા હિંસા ચોરી વગેરે દુષ્ટ કામોમાં પ્રાયે કરીને એટલે ઘણું કરીને નહિજ પ્રવર્ત્તે પ્રાયે કહેવાની એ મતલબ કે નિર્વાહજ ન થઇ શકતો હોય તો જૂદી વાત છે પણ તે શિવાય નજ પ્રવર્ત્તે, અને એથીજ કરીને તે સુખ સેવનીય કહેતાં વગર કલેશે આરાધી શકાય એવો તથા પ્રશમનું નિમિત્ત એટલે ઉપશમનું કારણ પણ થાય છે–આ જગોએ મૂળમાં અપિ શબ્દ વાપરેલ છે તે સમુચ્ચય અર્થે વાપરેલો હોવાથી 'प्रशमनिमित्तं च' એમ અન્વયમાં જોડવો. (કોને પ્રશમનું નિમિત્ત થાય તે કહે છે) પરને એટલે તેવા જેઓ ન હોય એવા બીજા જનોને–દાખલા તરીકે વિજય શેઠની માફક—

—⊷—

तत्कथा चैवं:–

इह विजयवद्धणपुरे, अत्थि विसालु त्ति विस्सुओ सिट्ठी,
कयकोहजोहविजओ, विजओ नामेण से पुत्तो. १

सो उज्झायमुहाओ कयाइ आयन्नई इमं वयणं,
"अप्पहिअेण नरेणं, खमा पहाणणे होय व्वं." २

તે વિજય કુમારની કથા આ પ્રમાણે છે:—

ઇહાં (ભારત ક્ષેત્રમાં) વિજય વર્ધન નામના નગરમાં વિશાળ નામે એક સુપ્રસિદ્ધ શેઠ હતો, તેને ક્રોધરૂપ યોદ્ધાનો વિજય કરનાર વિજય નામે પુત્ર હતો. ૧

તે કુમારે પોતાના શિક્ષકના મુખથકી કોઇક વેળાએ આવું વચન સાંભળ્યું કે, "પોતાનું હિત ઇચ્છનાર માણસે ક્ષમાવાન્ થવું." ૨

---

इह विजयवर्द्धनपुरे अस्ति विशाळ इति विश्रुतः
श्रेष्ठी, कृतक्रोधयोधविजयो विजयो नाम्ना तस्य पुत्रः १

स उपाध्याय मुखात् कदाचित् आकर्णयति इदं वचनं,
आत्मह्रितेन नरेण क्षमाप्रधानेन भवितव्यं. २

जओ

खंती सुहाण मूलं, मूलं कोहो दुहाण सव्वाणं,
विणओ गुणाण मूलं, मूलं माणो अणत्थाणं. ३

"जिणजणणीरमणीणं, मणीण चिंतामणी जहा पवरो,
कप्पलया य लयाणं, तहा खमा सव्वधम्माणं." ४

"इह इक्कं चिय खंतिं, पडिवज्जिय जियपरीसहकसाया,
सायाणंत मणंता, सत्ता पत्ता पयं परमं." ५

જે માટે કહેલું છે કે

"સર્વ સુખોનું મૂળ ક્ષમા છે, સર્વ દુઃખોનું મૂળ ક્રોધ છે. સર્વ ગુણોનું મૂળ વિનય છે. અને સર્વ અનર્થોનું મૂળ માન છે." ૩

"સઘળી સ્ત્રીઓમાં તીર્થંકરની માતા ઉત્તમ ગણાય છે, સઘળી મણિઓમાં ચિંતામણિ ઉત્તમ ગણાય છે, સઘળી લતાઓમાં કલ્પલતા ઉત્તમ ગણાય છે. તેમ સઘળા ધર્મોમાં ક્ષમા એજ ઉત્તમ ધર્મ ગણાય છે." ૪

"અહીં એકલી ક્ષમાને સ્વીકાર કરી પરીષહો તથા કષાયોને જીતીને અનંત જીવો અનંત સુખમય પરમપદને પામ્યા છે." ૫

---

क्षांतिः सुखानां मूलं, मूलं क्रोधो दुःखानां सर्वेषां,
विनयो गुणानां मूलं, मूलं मानो नर्थानां. ३

जिनजननी रमणीनां, मणीनां चिंतामणि र्यथा प्रवरः
कल्पलता च लतानां, तथा क्षमा सर्वधर्माणां. ४

इह अेकां चैव क्षांतिं प्रतिपद्य जितपरीषहकषायाः
सातानंत मनंताः सत्त्वाः प्राप्ताः पदं परमं. ५

पीऊसवरिससरिसं, तं सो संगिणइ तत्तबुद्धीअे,
जाओ विउसो कमसो, पत्तो य सुतारतारुन्नं. ६

पियरेहिं वसंतपुरे, सागरसिट्ठिस्स गोसिरिं धूयं,
परिणाविओ तहिंचिय, मुत्तु पियं नियपुरं पत्तो. ७

ससुरगिहाउ कयाइवि, घित्तु पियं नियगिहंमि सो इंतो,
अद्धपहे पडिभणिओ, नियपियरुक्कंठियपियाअे. ८

કુમાર તત્ત્વ બુદ્ધિથી તે વચનને અમૃતની વૃષ્ટિ સમાન ગણવા લાગ્યો, અને અનુક્રમે ભણીને વિદ્વાન થઈ મનોહર યૌવનપણું પામ્યો. ૬

તે કુમારને તેના માબાપે વસંતપુરમાં સાગર શેઠની ગોશ્રી નામની પુત્રી સાથે પરણાવ્યો, તે સ્ત્રીને ત્યાં પિયરમાંજ રહેવા દઇ વિજય કુમાર પોતાના શહેરમાં આવ્યો. ૭

હવે કયારેક સસરાના ઘરથી પોતાની પ્રિયાને તેડીને તે પોતાના ઘર તરફ આવતો હતો, તે જેવો અર્ધે રસ્તે આવી પહોચ્યો કે ગોશ્રીને પોતાના પિયરમાં રહેવાની ઉત્કંઠા થવાથી તેણી તેને કહેવા લાગી. ૮

---

पीयूषवर्षसदृशं तत् स संगणयति तत्त्वबुद्ध्या,
जातो विद्वान् क्रमशः प्राप्त श्च सुतारतारुण्यं. ६

पितृभ्यां वसंतपुरे सागरश्रेष्ठिनो गोश्रियं पुत्रीं,
परिणायितः तत्रैव मुक्त्वा प्रियां निजपुरं प्राप्तः ७

श्वशुरगृहात् कदाचिदपि गृहीत्वा प्रियां निजगृहे स इयन्,
अर्द्धपथे प्रतिभणितो निजपितृगृहोत्कंठित प्रियया. ८

बाहइ तिसापिसाई, भिसं ममं नाह, तो इमो तुरियं;
पत्तो कूवे सद्धिं, णुमग्गलग्गाइ दइयाए. ९

जा कड्ढइ वारि तओ, ता अवडे तं खिवितु सा पत्ता,
जणयगिहे भणइ अहं, न तेण नीया असउणत्ता. १०

निवडंतो स तदुब्भव, तरुंमि लग्गिय विणिग्गओ तत्तो,
चिंतइ सहावसोमो, किं तीइ अणुल्लिओ अहयं. ११

હે નાથ, મને બહુ આકરી તરસરૂપી પિશાચણી પીડે છે, ત્યારે આ કુમાર તરત પાછળ ચાલતી તે પ્રિયાની સાથે કૂવા પાસે આવ્યો. ૯

કુમાર તે કૂવામાંથી જેવો પાણી કાઢવા લાગ્યો કે તેને તેમાં ધક્કો મારી તે ગોશ્રી આપના ઘરે પાછી વળી આવી અને કહેવા લાગી કે અપશુકન થવાના કારણે તમારો જમાઇ મને તેડી નહિ ગયો. ૧૦

કૂવામાં પડેલો કુમાર તેમાં ઊગેલા ઝાડને પકડી તેમાંથી બાહેર આવ્યો, અને સૌમ્ય સ્વભાવવાળો હોવાથી વિચારવા લાગ્યો કે શામાટે મને તેણીએ કૂવામાં નાખ્યો હશે? ૧૧

---

बाधते तृषापिशाची भृशं ममनाथ तदा अयंत्वरितं,
प्राप्तः कूपे सार्द्धं अनुमार्गलग्नया दयितया. ९

यावत् कर्षयति वारि ततः, तावत् अवटे तं क्षिप्त्वा सा प्राप्ता,
जनकगृहे भणति अहं, न तेन नीता अपशकुनत्वात्. १०

निपतन् स तदुद्भवतरौ, लगित्वा विनिर्गत स्ततः
चिंतयति स्वभावसौम्यः, किं तया क्षिप्तः अहं. ११

हुं नायं पियगिहगमण, पवण चित्ताइ ता अरे जीव,
मा कुणसु तीई उवरिं, रोसं सोसं च दे हस्स. १२

सव्वो पुव्वकयाणं, कमाणं पावअे फलविवागं,
अवराहेसु गुणेसुय, निमित्तमित्तंपरो होइ. १३

जइ खमसि दोसवंते, ता तुह खंतीइ होइ अवयासो,
अह न खमसि नो तुह अवि, सया अखंतीइ वावारो. १४

હા જાણ્યું, પિયર જવાના ઈરાદાથી તેણીએ એમ કર્યું, માટે હે જીવ, તેણીના ઊપર રોષ મ કર. કેમકે તેમ કર્યાથી પોતાના શરીરનુંજ શોષ થાય છે. ૧૨

સર્વ કોઇ પોતાના પૂર્વકૃત કર્મોનો ફળ વિપાક પામે છે, માટે અપરાધ અથવા ઉપકાર કરવામાં સામો માણસ તો નિમિત્ત માત્ર રૂપે રહેલ છે. ૧૩

જો તું દોષવાળા ઊપર ક્ષમા કરે તોજ તને ક્ષમા કરવાનું ટાંકણું મળે, પણ જો ત્યાં તું ક્ષમા નહિ કરે, તો પછી તને હમેશાં અક્ષમાનોજ વાવરો રહેશે—અર્થાત્ ક્ષમા કરવાનો અવકાશજ નહિ મળશે. ૧૪

---

हुं ज्ञातं पितृ गृहगमन, प्रवणचित्तया ततः अरे जीव,
मा कुरु तस्याउपरि रोषं शोषं च देहस्य. १२

सर्वः पूर्वकृतानां कर्मणां प्राप्नोति फलविपाकं,
अपराधेषु गुणेषुच निमित्तमात्रं परो भवति. १३

यदि क्षमसि दोषवत स्तदा तव क्षांत्या भवति अवकाशः
अथ न क्षमसि ततः तवापि सदा अक्षांत्या व्यापारः १४

(આ ગાથાનો બીજી રીતે પણ અર્થ થઇ શકે છે, તે આ પ્રમાણે કે) જો તું દોષવાળા ઊપર ક્ષમા કરે, તો તારા ઊપર પણ ક્ષમા કરવાનો પ્રસંગ આવશે. (એટલે કે તું ક્ષમા કરશે તો, બીજા પણ તારા ઊપર ક્ષમા કરશે) પણ જો તું ક્ષમા નહિ કરે, તો પછી તારાપર પણ હમેશાં અક્ષમાજ વાપરવામાં આવશે. (અર્થાત્ તારા ઊપર પણ કોઇ ક્ષમા નહિ કરવાનો.)

इय चिंतिय नियगेहं, पत्तो जणणीइ पुच्छिओ भणइ,
अवसउणकारणा मे, सुणहा नो आणिया अंब. १५

बहुआ* बहुआणयणे, पिऊहि भणिओवि सो न उच्छहइ,
को तीइ वराईए, काहिइ दुक्खं ति काऊण. १६

कइयावि भिसं मित्तेहिं, पेरिओ सो गओ ससुरगेहे,
ठाऊण कइवयदिणे, घित्तुं पियं सगिह मणुपत्तो. १७

એમ ચિંતવીને તે પોતાના ઘરે વળી આવ્યો ત્યારે માતાએ પૂછતાં કહેવા લાગ્યો કે, અપશુકન થવાના કારણે હે માતા! હું વહુને તેડી આવ્યો નહિ. १५

બાદ ઘણી વેળાએ માબાપ વહુને તેડવા માટે તેને કહેતા, તોપણ તે તૈયાર નહિ થતો, અને વિચારતો કે, તે બાપડીને કોણ દુઃખી કરે? १६

છતાં એક વેળાએ મિત્રોએ બહુ પ્રેરણા કરવાથી તે સસરાના ઘરે

---

इति चिंतयित्वा निजगेहं प्राप्तो जनन्या पृष्टो भणति,
अपशुकनकारणाद् मया स्नुषा नो आनीता अंब. १५

बहुवेलं वध्वानयने पितृभ्यां भणितोपि स न उत्सहते,
क स्तस्या वराकयाः करिष्यति दुःख मिति कृत्वा. १६

कदापि भृशं मित्रैः प्रेरितः स गतः श्वशुरगृहे,
स्थित्वा कतिपय दिनानि गृहीत्वा प्रियां स्वगृह मनुप्राप्तः १७

* बहुआ એ રૂપ બહુ શબ્દપર કાળાર્થે પ્રાકૃતમાં દા પ્રત્યય લગાવતાં થાય— પણ જો बहुहा એવો પાઠ માનિયે તો बहुधा શબ્દનો તે બરોબર રૂપ થાય.

ગયો, ત્યાં કેટલાક દિવસ રહીને પ્રિયાને તેડી પોતાને ઘેર આવ્યો. ૧૭

पियरेसु उवरअेसुं, जायं तेसिं गिहस्स सामित्तं,
पिम्मपराण कमेणं, चउरो तणया समुप्पन्ना. १८

पयईसोमसहावो, विजओ पाअेण हणियवहुपावो,
जाओ सुसेवणिज्जो, परियण सुहिसयणपभिईण. १९

तस्संसग्गि वसेणं, पसमिक्कधणो धणो जणो जाओ,
जं संगाउ जियाणं, गुणागुणा हुंति भणियं च. २०

ત્યારકેડે માબાપ ચાલી ગયા બાદ, તેઓ ઘરના ધણી થયા, અને અરસપરસ પ્રેમ ધરી રહેવા લાગ્યા. તેમને અનુક્રમે ચાર પુત્રો થયા. ૧૮

મૂળ પ્રકૃતિએ શાંત સ્વભાવવાળો હોવાથીજ પ્રાયે વિજય બહુ પાપ તોડી શકતો હતો, અને તેમ હોવાથી પરિજન, મિત્ર, તથા સગાંવહાલાં વગેરા તેને સુખે સેવી શકતા હતા. ૧૯

તેની સોબતના યોગથી ઘણા લોક પ્રશમ ગુણ પામ્યા, કારણ કે સોબતના લીધેજ જીવોને ગુણ દોષ પ્રાપ્ત થાય છે, જે માટે કહેલું છે કે;—૨૦

---

पित्रोः उपरतयोः जातं तयोः गृहस्य स्वामित्वं,
प्रेमपरयोः क्रमेण चत्वार स्तनयाः समुत्पन्नाः १८

प्रकृति सौम्यस्वभावो विजयः प्रायेण हतवहुपापः
जातः सुसेवनीयः परिजन सुहृत्स्वजन प्रभृतीनां. १९

तत्संसर्गवशेन, प्रशमैकधने घनो जातः
यद् संगाद् जीवानां, गुणागुणौ भवतः भणितं च. २०

(काव्य.)

संतप्तायसि संस्थितस्य पयसो नामापि न ज्ञायते-
मुक्ताकारतया तदेव नलिनीपत्रस्थितं राजते,

स्वातौ सागरशुक्तिसंपुटगतं तज्जायते मौक्तिकं-
प्रायेणा धममध्यमोत्तमगुणः संसर्गतो दृश्यते. २१*

निव्वुइदाणपहाणं, खमागुणं मुणिय मुहमणो विजओ,
जइ नियइ कंपि कलहंतयं, तओ भणइ इय वयणं. २२

विलसिरपरमपमोया, खमापहाणा भवेह भो लोया,
मा कुणह कहवि कोहं, ओहं पि व भवसमुद्दस्स. २३

તપેલા લોહ ઉપર પાણી રાખીયે તો, તેનું નામ પણ જણાશે નહિ, કમળિનીના પાંદડાપર રાખતાં તે જળબિંદુ મોતી જેવું દેખાઈ રહેશે, સ્વાત નક્ષત્ર વરસતાં દરિયાઇ છીપમાં પડીને તેજ પાણી ખુદ મોતી થાય છે. માટે અધમ-મધ્યમ અને ઉત્તમ ગુણો પ્રાયે સોબતના લીધેજ થાય છે. ૨૧

ક્ષમા ગુણને મુક્તિ મેળવવાનું પ્રધાન કારણ જાણીને શુભ ચિત્ત-વાળો વિજય જો કોઈને કળહ કરતો દેખતો તો આવાં વચન કહેતો. ૨૨

હે લોકો, તમે પરમ પ્રમોદમાં મગ્ન રહી ક્ષમાવાળા થાઓ, અને કોઇ પણ પ્રકારે ક્રોધ મ કરો. કારણ કે ક્રોધ એ ભવ સમુદ્રનો પ્રવાહ રૂપજ છે. ૨૩

---

* આ કાવ્ય ભર્તૃહરીના નીતિશતકનું છે.

निर्वृत्तिदानप्रधानं क्षमागुणं ज्ञात्वा शुभमना विजयः
यदि पश्यति कमपि कलहायंतं ततो भणति इति वचनं. २२

विलसत्परमप्रमोदाः क्षमा प्रधाना भवत भो लोकाः
मा कुरुत कथमपि क्रोधं ओघ मिव भवसमुद्रस्य. २३

धम्मत्थकाममुक्खाण, हारणं कारणं दुहसयाणं,
कलहं कलहंसा इव, कलुसजलं चयह भो भविया. २४

सव्वस्सावि हिलीयं, अजंपियं जंपियाउ वर मिहयं,
निउणमइस्स परस्स वि, अपुच्छियं पुच्छियाउ वरं. २५

इय पइदिण मुवएसं, दिंतं जणयं भणेइ जिट्ठसुओ,
किं ताय तुमं पुणरुत्त, मेव मुवइससि सव्वेसिं. २६

ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થને નાશ કરનાર અને સેંકડો દુઃખોના કારણભૂત એવા કલહને રાજહંસો જેમ કલુષિત જળનો ત્યાગ કરે, તેમ તેમ હે ભવ્યો! તમે પણ ત્યાગ કરો. ૨૪

કોઇના પણ દોષ બોલી બતાવ્યા કરતાં ન બોલવા એ સારૂં છે, અને બીજા હુશિયાર માણસે પણ તે બાબત પૂછવા કરતાં ન પૂછવી સારી.* ૨૫

એમ દરરોજ ઉપદેશ આપતા વિજય શેઠને તેનો મોટો પુત્ર પૂ-

---

धर्मार्थकाम मोक्षानां हारणं कारणं दुःखशतानां,
कलहं कलहंसा इव कलुषजलं त्यजत भो भव्याः २४

सर्वस्यापि चालीकं अजल्पितं जल्पिताद् वर मिह,
निपुणमतेः परस्यापि अपृष्टं पृष्टाद् वरं. २५

इति प्रतिदिन मुपदेशं ददंतं जनकं भणति ज्येष्ठ सुतः
किं तात त्वं पुनरुक्त मेव उपदिशसि सर्वेषां. २६

* આ વાતને મળતી કહેવત છે કે "ન બોલ્યામાં નવ ગુણ" मौनं सर्वार्थ साधनं.

છવા લાગ્યો કે હે પિતાજી! તમે બધાને એની એજ વાત કેમ કહો છો ? ૨૬

विजओ जंपइ अणुहव, सिद्ध मिणं वच्छ मज्झ सो आह,
कहणु भणइ तो सिट्ठी, अजंपियं जंपियाउ वरं. २७

गाढायरेण तणएण, पभणिओ अह भणेइ सिट्ठी वि,
तुह जणणींइ पुरा हं, पणुल्लिओ वियडअवडंमि. २८

नय तं तीएवि मए, कहियं जा तं सुहावहं जायं,
तुमए वि तओ एयं, कहियव्वं नेव कस्सावि. २९

વિજય બોલ્યો કે હે વત્સ, મને એ વાત અનુભવ સિદ્ધ થએલ છે. ત્યારે મોટો પુત્ર બોલ્યો કે તે શી રીતે? ત્યારે વિજય બોલ્યો કે તે વાત કહેવા કરતાં ન કહેવી સારી. ૨૭

પુત્રે બહુ આગ્રહ કરીને કહ્યાથી શેઠે વાત કહી કે, પૂર્વે મને તારી માએ વિષમ કૂવામાં નાંખ્યો હતો. ૨૮

આ વાત મેં તેણીને પણ ફરી નથી કહી અને તેથી સઘળું સારૂં થયું છે, માટે તારે પણ એ વાત કોઇને કહેવી નહિ. ૨૯

---

विजयो जल्पति अनुभव सिद्ध मिदं वत्स मम स आह कथंनु,
भणति तत्र श्रेष्ठी अजल्पितं जल्पिताद् वरं. २७

गाढादरेण तनयेन, प्रभणितः अथ भणति श्रेष्ठी अपि,
तव जनन्या पुरा अहं, प्रणुदितः विकटावटे. २८

नच तव तस्याअपि मया कथितं यावत् तत् सुखावहं जातं,
त्वयापि तत अेतत् कथितव्यं नैव कस्यापि. २९

हसिऊण ऊणमइणा, तेणं पुट्ठं कयाइ किं अंमो,
सच्च मिणं जं ताओ, तुमए कुवंमि पक्खित्तो. ३०

कह नाय मिणं तीए, पुट्ठे सो आह तायवयणाओ,
तं सुणिय लज्जिया सा, हिययं फुडिउं धस त्ति मया. ३१

एयं नाउं विजओ, अप्पं अप्पासयं ति निंदंतो,
सोगभरभरियहियओ, करेइ दइआइ मयकिच्चं. ३२

संवेगरंगियमणो, कयावि सिरिविमलसूरिपासंमि,
निरवज्जं पव्वज्जं, सज्जो पडिवज्जए विजओ. ३३

તે ટુંકી બુદ્ધિવાળા પુત્રે કોઈ વેળા હસતાં હસતાં પૂછ્યું કે, હે મા, શું તમે અમારા બાપને કૂવામાં નાખ્યો હતો, એ વાત સાચી છે? ૩૦

તે પૂછવા લાગી કે, તે તેં કેમ જાણ્યું? ત્યારે તે બોલ્યો કે, બાપે વાત કહી તેથી. ત્યારે એ સાંભળીને તે એટલી શરમ પામી કે તેનું હૃદય ફુટી જવાથી તે મરણ પામી. ૩૧

એ વાત જાણીને વિજય પોતાને ટુંકા આશયવાળો ગણી નિંદતો થકો શોકાતુર થઈ તે દયિતાનું અગ્નિસંસ્કારાદિ મૃતકાર્ય કર્યું. ૩૨

બાદ તેનું મન સંવેગથી રંગિત થવાથી અવસર પામી શ્રી વિમળ-

---

हसित्वा ऊनमतिना, तेन पृष्टं कदापि किं अंबे,
सत्य मिदं यत् तातस्त्वया कूपे प्रक्षिप्तः ३०

कथं ज्ञात मिदं, तया पृष्टे स आह, तातवचनात्,
तत् श्रुत्वा लज्जिता सा, हृदयं स्फुटितं झटिति मृता. ३१

एतत् ज्ञात्वा विजयः आत्मानं अल्पाशय मिति (कृत्वा) निंदन्,
शोकभरभृतहृदयः करोति दयितायाः मृतकृत्यं. ३२

संवेगरंगित मनाः कदापि श्री विमळसूरि पार्श्वे,
निरवद्यां प्रव्रज्यां सद्यः प्रतिपद्यते विजयः ३३

સૂરિના પાસે તરત નિરવદ્ય પ્રવ્રજ્યા અંગીકાર કરી. ૩૩

सामन्नं बहुवरिसे, परिपालिय चइय पाटवं देहं,
लहिउं च अमरगेहं, कमेण पाविहि य सिद्धिं पि. ३४

इति निशम्य सुसाम्य निवंधनं विजयवृत्त मुदार मनुत्तरं,
प्रकृतिसौम्यगुणं गुणशालिनः श्रयत भव्यजना जननच्छिदे. ३५

इति विजय कथा ॥ छ ॥

ઘણા વર્ષ સાધુપણું પાળી શાંત સ્વભાવ હોવાથી તંદુરસ્ત રહેલા શરીરને ત્યાગ કરી દેવતા થયો, અને અનુક્રમે સિદ્ધિ પામશે. ૩૪

આ રીતે સામ્ય ભાવજનક ઉદાર અને ઉત્કૃષ્ટ વિજયશેઠનું વૃત્તાંત સાંભળીને ગુણશાળી ભવ્યજનો તમે જન્મનો ઉચ્છેદ કરવા સારૂ પ્રકૃતિ સૌમ્યપણું નામે ત્રીજો ગુણ ધારણ કરો. ૩૫

એ રીતે વિજયશેઠની કથા છે.

ચતુર્થ ગુણ.

**प्ररूपितः प्रकृतिसौम्य इति तृतीयो गुणः। अथ चतुर्थं लोकप्रियगुण माह।**

પ્રકૃતિ સૌમ્યપણારૂપ ત્રીજો ગુણ બતાવ્યો, હવે લોકપ્રિય પણારૂપ ચોથો ગુણ કહે છે.

---

श्रामण्यं बहुवर्षान् परिपाल्य त्यक्त्वा पटुं देहं,
लब्ध्वा चामरगेहं क्रमेण लप्स्यते सिद्धिं च ३४

# ( मूळ गाथा. )

इहपरलोयविरुद्धं,
न सेवए दाणविणयसीलड्ढो,
लोयप्पिओ जणाणं,
जणेइ धम्मंमि बहुमाणं. ११

( મૂળનો અર્થ. )

જે પુરૂષ દાતા વિજયવંત અને સુશીલ થઇ આ લોક અને પરલોકથી જે વિરૂદ્ધ કામો હોય તેને નહિ કરે તે લોકપ્રિય થઇને લોકોને ધર્મ્મમાં બહુ માન ઊપજાવે. ૧૧

(ટીકા.)

इहलोक विरुद्धं परनिंदादि,
ઇહલોક વિરૂદ્ધ એટલે પરનિંદા વગેરે કાર્યો,

यदुक्तं—

सव्वस चेव निंदा, विसेसओ तहय गुणसमिद्धाणं,
उज्जुधम्मकरणहसणं रीढा जणपूयणिज्जाणं. १

જે માટે કહેલું છે કે,—

( લોક વિરૂદ્ધ કાર્યો આ પ્રમાણે છે:— )

સર્વ કોઇની નિંદા કરવી અને તેમાં પણ વિશેષે કરીને ગુણવાન્ પુરૂષોની નિંદા કરવી, ભોળે ભાવે ધર્મ કરનાર ઊપર હસવું, જન પૂજનીય પુરૂષોનું અપમાન કરવું, ૧

---

सर्वस्य चैव निंदा विशेषत स्तथाच गुणसमृद्धानां,
ऋजुधर्मकरणहसनं रीढा जनपूजनीयानां. १

वहुजण विरुद्धसंगो, देसादाचारलंघणं तहय,
उव्वणभोगो य तहा, दाणाइ व्वि पयड मन्नेसिं. २

साहुवसणंमि तोसो, सइसामत्थंमि अपडियारो य,
एमाइयाइं इत्थं, लोग विरुद्धाइं नेयाणि. ३

इति.

બહુ લોકથી જે વિરૂદ્ધ હોય તેની સોબત રાખવી, દેશ કુલ જાત વગેરેના જે આચાર હોય તેનું ઉલ્લંઘન કરવું, ઉદ્ભટ વેષ કે ભપકો રાખવો, બીજા દેખે તેમ (નાદે ચઢી) દાન વગેરે કરવું. ૨

ભલા માણસને કષ્ટ પડતાં રાજી થવું, પોતાનું સામર્થ્ય છતાં ભલા માણસને પડતું કષ્ટ નહિ અટકાવવું, ઇત્યાદિક કાર્યો આ જગોએ લોક વિરૂદ્ધ જાણવા. ૩

परलोकविरुद्धं खरकर्मादि

પરલોક વિરૂદ્ધ કાર્ય તે ખરકર્મ એટલે જે કામ કરતાં સખ્તાઈ વાપરવી પડે તે.

तद्यथा

वहुधा खरकर्मित्व, शीरपतित्वं च शुल्क पालत्वं.
विरति विनापि सुकृती करोति नैवंप्रकारमयं. १

---

वहुजनविरुद्धसंगो देशाद्याचारलंघनं तथाच,
उल्वणभोग श्च तथा दानाद्यपि प्रकट मन्येषां. २

साधुव्यसने तोषः सति सामर्थ्ये अप्रतीकार श्च,
एवमादिकानि लोकविरुद्धानि ज्ञेयानि. ३

(હરિભદ્રસૂરિ.)

તે આ પ્રમાણે છેઃ—

બહુ પ્રકારના ખરકર્મ જેવા કે જળાદનું કામ, જકાત વસુલ કરનારનું. કામ ઇત્યાદિ એવા પ્રકારના કામ સુકૃતી પુરૂષે વિરતિ ન લીધી હોય તોપણ નહિ કરવાં. ૧

उभयलोकविरुद्धं द्यूतादि

ઉભયલોક વિરૂદ્ધ કાર્ય તે જુગાર વગેરે સાત વ્યસનોઃ-

तद्यथा

द्यूतं च मांसं च सुरा च वेश्या, पापर्द्धि चौर्यं परदारसेवा,
एतानि सप्तव्यसनानि लोके पापाधिके पुंसि सदा भवंति १
"इहैव निंद्यते शिष्टै, र्व्यसनासक्तमानसः
मृत स्तु दुर्गतिं याति, गतत्राणो नराधमः" २

अय मभिप्रायः-एतानि कर्माणि लोकवैमुख्यकारणानि परिहर न्नेव शिष्टजनप्रियो भवति-धर्मस्यापि स एवा धिकारी ति ।

तथा दानं त्यागो, विनय उचितप्रतिपत्तिः शीलं सदाचारपरता, एभि रादयः परिपूर्णो यः स लोकप्रियो भवति, उक्तं च—

તે આ પ્રમાણે છે.

જુગાર, માંસ, દારૂ, વેશ્યા, શિકાર, ચોરી, અને પરસ્ત્રી ગમન આ સાત વ્યસનો આ જગત્માં અતિ પામી પુરૂષોમાં હમેશાં રહ્યા કરે છે. ૧

વ્યસની માણસ અહિં પણ સારા જનોમાં નિંદાય છે, અને મરે ત્યારે તે નીચ માણસ વગર અટકાવે દુર્ગતિએ પહોચે છે. ૨

તેથી કહેવાની મતલબ એ છે કે એ કામો કરવાથી લોકોની અપ્રીતિ થાય છે, માટે તેમનો પરિહાર કરે તોજ સારા જનોને પ્રિય થાય અને ધર્મ કરવાનો પણ તેજ અધિકારી ગણાય.

તથા દાન એટલે સખાવત, વિનય એટલે યોગ્ય સત્કાર, તથા શીળ

એટલે સદાચારમાં તત્પર રહેવું તે, એ ગુણોથી જે આઢય કહેતાં પરિપૂર્ણ હોય તે લોકપ્રિય થાય છે. જે માટે કહેલું છે કે—

"दानेन सत्त्वानि वशी भवंति, दानेन वैराण्य पि यांति नाशं,
परोपि बंधुत्व मुपैति दानात्, तस्मा द्धि दानं सततं प्रदेयं ?"

"विणएण नरो गंधेण, चंदणं सोमयाइ रयणियरो,
महुररसेणं अमयं, जणप्पियत्तं लहइ भुवणे. २"

"सुविसुद्धसीलजुत्तो, पावइ किंत्ति जसं च इह लोए,
सव्वजणवल्लहो विय, सुहगइभागी य परलोए ३"

इति.

एतस्य धर्मप्रतिपत्तौ फल माह—

एवंविधो लोकप्रियो, जनानां सम्यगदृशा मपि, जनय त्युत्पादयति, धर्मे यथावस्थितमुक्तिमार्गे, बहुमान मांतरप्रीतिं धर्मप्रतिपत्तिहेतुं बोधिबीजं वा। विनयंधरवत्। तथाचोक्तं—

સખાવતથી દરેક પ્રાણી વશ થાય છે, સખાવતથી વૈરો ભૂલી જવાય છે, સખાવતથીજ ત્રાહિત માણુસ બંધુતુલ્ય થાય છે, માટે હમેશાં સખાવત કરતા રહેવું. ૧

માણુસ વિનયથી લોકોને પ્રિય થાય છે, ચંદન તેના સુગંધથી લોકોને પ્રિય થાય છે, ચંદ્ર તેની ઠંડકથી લોકોને પ્રિય થાય છે, અને અમૃત તેના મીઠાશથી લોકોને પ્રિય થાય છે. ૨

નિર્મળ શીળવાન્ પુરૂષ આ લોકમાં કીર્ત્તિ અને યશ મેળવે છે અને સર્વ લોકને વલ્લભ પણ થાય છે, તથા પરલોકમાં ઉત્તમ ગતિ પામે છે. ૩

એવો લોકપ્રિય પુરૂષ ધર્મ પામે તો તેથી જે ફળ થાય તે કહે છેઃ—

એવી રીતનો લોકપ્રિય પુરૂષ જનોને એટલે સમ્યગ્દૃષ્ટિ જનોને પણ

ધર્મમાં એટલે કે ખરેખરા મુક્તિ માર્ગમાં, બહુ માન એટલે આંતરંગિક પ્રીતિ તેને જણુવે છે એટલે ઊપજાવે છે અથવા જેનાવડે ધર્મ પામી શકાય એવા બોધીબીજને ઉત્પન્ન કરે છે, વિનયંધર માફક જે માટે કહ્યું છે કે

"युक्तं जनप्रियत्वं, शुद्धं सद्धर्मसिद्धि फलद मलं,
धर्मप्रशंसनादे, र्बीजाधानादिभावेन" १ (इति)

ધર્મની પ્રશંસા તથા બીજ ધાનનું કારણ હોવાથી લોકપ્રિયપણું ખરા ધર્મની સિદ્ધિ કરવા સમર્થ છે એ વાત યથાર્થ છે. १

विनयंधर कथा पुनरेवं;—

अत्थि ह सुवन्नरुइरा, चंपा चंपयलय व्व पवरपुरी,
फुरियनयधम्मबुद्धी, तत्थ निवो धम्मबुद्धि त्ति. १

अमरीओ वि जयंती, रुवेण पिया य तस्स विजयंती,
सिट्ठी य इब्भनामो, पुन्नजसा नाम से भज्जा. २

વિનયંધરની કથા આ પ્રમાણે છે.

ઇહાં ચંપકલતા જેમ સુવર્ણ-સારા વર્ણથી મનોહર છે તેમ સુવર્ણ-સોનાંથી ભરપૂર ચંપાનામે મોટી નગરી હતી, તેમાં ન્યાય ધર્મની બુદ્ધિવાળો ધર્મ બુદ્ધિ નામે રાજા હતો. १

તે રાજાની રૂપે કરીને દેવાંગનાઓને પણ જીતનાર વિજયંતી નામે રાણી હતી, અને ત્યાં ઇભ્ય નામે શેઠ હતો અને તેની પૂર્ણયશા નામે ભાર્યા હતી. २

---

अस्ती ह सुवर्णरुचिरा चंपा चंपकलता इव प्रवरपुरी
स्फुरितनयधर्मबुद्धिः तत्र नृपो धर्मबुद्धि रिति. १

अमरी रपि जयंती रूपेण प्रिया च तस्य विजयंती,
श्रेष्ठी च इभ्यनामा पूर्णयशा नाम तस्या भार्या. २

निच्चं गुरुजणपणओ, नियतणुअइकंतकंतिजियकणओ,
उल्लसिरबहुलविणओ, ताणं विणयंधरो तणओ. ३

सो सव्वकला कुसलो, कोमुइनाहु व्व सयलजण इट्ठो,
निरूवमसुंदेरिमरंग, संगयं जुव्वणं पत्तो. ४

सुहसंगहियकलाओ, लवणिमउवहसियतियसरमणीओ,
सावयकुलजम्माओ, पडिवन्नगिहत्थधम्माओ. ५

तारा सिरी य विणया, देवी नामाउ विमलसीलाओ,
जमगं चउरो परिणेइ, पवरसिट्ठीण धूयाओ. ६

હમેશાં ગુરૂ જનને પગે પડનાર, પોતાના શરીરની કાંતિએ કરી સોનાને જીતનાર, અને બહુ વિનયવાન્ એવો વિનયંધર નામે તે શેઠનો પુત્ર હતો. ૩

તે કુમાર સર્વ કળાઓમાં કુશળ થઈ ચંદ્રમાના માફક સર્વ જનને ઈષ્ટ થઈ અનુપમ સૌંદર્યના રંગથી ભરેલી યૌવન અવસ્થા પામ્યો. ૪

(ત્યારે) સુખે કરીને સર્વ કળાઓ શીખેલી, લાવણ્ય ગુણથી દેવાંગનાઓને હસનારી, શ્રાવક કુળમાં જન્મેલી ગૃહસ્થ ધર્મને પાળતી એવી તારા,

---

नित्यं गुरूजनप्रणतो निजतनूतिक्रांत कांतिजितकनकः,
उल्लसद्बहुलविनय स्तयोः विनयंधर स्तनयः ३

स सर्वकलाकुशलः कौमुदीनाथ इव सकळजनेष्ठः
निरूपमसौंदर्यरंगसंगतं यौवनं प्राप्तः ४

सुखसंगृहीतकलाः लावण्योपहसितत्रिदशरमणीः
श्रावककुलजन्माः प्रतिपन्न गृहस्थ धर्माः ५

तारा श्री य विनया देवी (इति) नाम्नीः विमळशीलाः
यमकं चतस्रः परिणयति प्रवरश्रेष्ठिनां पुत्रीः ६

શ્રી, વિનયા, અને દેવી નામની ચાર નિર્મળ શીળવાળી મોટા શેઠોની દીકરીઓને તે એકી વેળાએ પરણ્યો. ૬

ववहारसुद्धिसारो, पायं परिहरियपावपब्भारो,
सो सुहजलहिनिमग्गो, कालं वोलइ अणुव्विग्गो. ७

को अइसुहिओ इहयं, नयरे नयकुलहरे सया सुहिए,
वत्ता इमा पवत्ता, कयावि नरनाहअत्थाणे. ८

एगेण तत्थ भणियं, सुहयाण जणाणमत्थयमणि व्व,
अत्थि इह इब्भपुत्तो, धणियं विणयंधरो नाम. ९

હવે તે વિનયંધર ચોખો વ્યવહાર સાચવી તથા બનતાં લગી પાપના કામોથી દૂર રહી સુખ સાગરમાં ઝીલતો થકો ખુશ મિજાજથી વખત પસાર કરતો. ૭

આ ન્યાય ભરપૂર અને સદા સુખી નગરમાં સૌથી વધારે સુખી કોણ છે? એવી રીતે એક વેળા રાજ સભામાં વાત નીકળી. ૮

ત્યારે એક જણ બોલ્યો કે સઘળા સુભગ જનોમાં શિરોમણિ સમાન ઇભ્ય શેઠનો પુત્ર વિનયંધર ઈહિં અતિશય સુખી છે. ૯

---

व्यवहारशुद्धिसारः प्रायः परिहृतपापप्राग्भारः
स सुखजलधिनिमग्नः कालं व्यतिक्रमयति अनुद्विग्नः ७

को तिसुखित इह नगरे नयकुलगृहे सदा सुखिते,
वार्त्ता इयं प्रवृत्ता कदापि नरनाथास्थाने. ८

अेकेन तत्र भणितं सुभगानां जनानां मस्तकमणि रिव,
अस्ति इह इभ्यपुत्रः वाढं विनयंधरो नाम. ९

जस्स घणं धणयस्स व, जणप्पियं रूव ममरपहुणु व्व,
जीवस्स व अमलमई, करिरायस्स व सया दाणं. १०

जस्सय पियाउ चउरो, अइसयसुंदेरमंदिरं दट्ठुं,
विलियाओ अमरीओ, मन्ने नो इंति दिट्ठिपहं. ११

इच्चाइ बहुपयारं, निरुनिरुवमवन्नणं सुणिय ताणं,
मयणसरपसरविहुरो, राया रायाउरो जाओ. १२

કારણ કે જેના પાસે કુબેર માફક ધન છે, ઇંદ્ર તુલ્ય લોકપ્રિય જેનું રૂપ છે, જીવના માફક નિર્મળ જેની બુદ્ધિ છે, અને મોટો હાથી જેમ હમેશાં દાન (મદજળ) ઝરે તેમ જેનું હમેશાં દાન થયા કરે છે. ૧૦

જેની ચારે પ્રિયાઓ અત્યંત સુંદર રૂપવાળી છે કે, જેમને જોઇને દેવાંગનાઓ છાનીમાની ક્યાંક છુપાઈ રહેલી હોવાથી હું માનું છું કે દૃષ્ટિ ગોચર થતી નથી. ૧૧

ઇત્યાદિક બહુ પ્રકારનું તેમનું અનુપમ વર્ણન સાંભળીને કામબાણના જોરથી પીડાતો રાજા તેઓ તરફ રાગાંધ થઇ પડયો. ૧૨

---

यस्य धनं धनदस्येव जनप्रियं रुप ममरप्रभो रिव,
जीवस्ये न अमलमतिः करिराजस्य इव सदा दानं. १०

यस्यच प्रिया श्चतस्रः अतिशयसौंदर्यमंदिरं दृष्ट्वा,
विलीना अमर्यः मन्ये नो इयंति दृष्टिपथं. ११

इत्यादि बहुप्रकारं निरुपमवर्णनं श्रुत्वा तासां.
मदनशर प्रसर विधुरो राजा रागातुरो जातः १२

तिहुयणमणोहरीओ, कह मह संपज्जिहंति एयाओ,
इय चिंताउरचित्तस्स, तस्स बुद्धी इमा जाया. १३

पच्चाइय पउरजणं, दोसं उप्पाइउं च से वणिणो,
गिह्णामि वला ताओ, न होमि गरिहारिहो जेण, १४

इय निच्छिय एगंते, निभिच्च भिच्चो पयंपिओ तेण,
विणयंधरेण सद्धिं, कुण मित्तिं कवडनेहेण. १५

આએ ત્રણ ભુવનોના મનને હરનારી સ્ત્રીઓ મને શી રીતે પ્રાપ્ત થાય? એમ ચિંતવવા મશ્ગુલ બનેલા તે રાજાને આવો વિચાર સૂજ્યો કે. ૧૩

તે વાણિયા ઊપર તહોમત મેલી નગરના લોકોની ખાતરી કરાવીને પછી જુલમ ગુજારી તેની તે સ્ત્રીઓ લઇ લઉં તો હું નિંદાપાત્ર નહિ બનું. ૧૪

એમ નિશ્ચય કરી એકાંતમાં ખાતરીદાર ચાકરને બોલાવીને તે રાજાએ તેને કહ્યું કે તું કપટ સ્નેહ બતાવી વિનયંધરની સાથે દોસ્તી બાંધ. ૧૫

---

त्रिभूवनमनो हरिण्यः कथं मम संपद्यते एताः
इतिं चिंतातुर चित्तस्य तस्य बुद्धि रियं जाता. १३

प्रत्याय पौरजनं दोषं उत्पादय च तस्य वणिजः
गृह्णामि बलात्ताः न भवामि गर्हार्हो येन, १४

इति निश्चित्य एकांते निभृत्य भृत्यः प्रजल्पित स्तेन.
विनयंधरेण सार्द्धं कुरु मैत्रीं कपटस्नेहेन. १५

तत्तोवि भुज्जखंडे, लहुं लिहाविय इमं तुमं गाहं,
पच्छन्न मेव मज्झं, उवणेहि अयाणियं तेणं. १६

तथा हि.—

" पसयच्छि रइ वियक्खणि, अज्ज अभग्गस्स तुह दुसरविरहे,
सा जामिणी तिजामा तिजामसहस्सि व्व मह जाया. " १७

तेणवि तहेव विहिए, निवेण पउराण पेसियं भुज्जं,
देवीए गंधपुडे, पहियं विणयंधरेणे यं, १८

પછી તેના હાથે ભોજપત્રપર નીચેની ગાથા લખાવીને ઝટપટ તેને માલમ ન પડે તે રીતે છાનામાના તે મારી પાસે લાવી આપ. ૧૬

તે ગાથા આ પ્રમાણે છેઃ—

" હે વિકસ્વર આંખવાળી અને રતિક્રીડામાં કુશળ, તારા અસહ્ય વિરહથી પીડાતા મુજ અભાગ્યાને આજની આ રાત હજારો રાત જેવી થઈ પડી છે. " ૧૭

તે ચાકરે તેમજ કર્યા બાદ રાજાએ તે ભોજપત્ર નગર જનો આગળ મેલ્યું અને કહ્યું કે આ પત્ર વિનયંધરે રાણી તરફ ગંધપુટમાં મોકલાવેલ છે. ૧૮

---

ततोपि भूर्जखंडे लघु लेखयित्वा इमां त्वं गाथां,
प्रच्छन्न मेव मम उपनय अज्ञातं तेन. १६

प्रसदाक्षि रतिविचक्षणे अद्याभाग्यस्य तव दुःसहविरहे,
सा यामिनी त्रियामा त्रियामसहस्री व मे जाता. १७

तेनापि तथैव विहिते नृपेण पौराणां प्रेषितं भूर्जं,
देव्यै गंधपुटे प्रहितं विनयंधरेण एतत्. १८

भो भो लिवीपरिच्छं विहिउण विणिच्छयं कहह मज्झं,
नहु पच्छा कहियव्वं अहह अजुत्तं कयं रन्ना १९

तेवि हु न हुंति दुद्धे, पुयरया तहवि सासणं पहुणो,
कायव्वं ति भणंता, कुणंति हत्थे लिविपरिच्छं. २०

पिच्छिवि लिविसंवायं, भणियं नायरजणेण सविसायं,
जइवि लिवीसंवाओ, नय घडइ इमं तु एयाओ. २१

હે નાગરિકો, લિપિની પરીક્ષા કરી ચોકશ વાત મને કહો, પાછળથી એમ નહિ કહેતા કે રાજાએ ગેરવાજબી કર્યું છે. ૧૯

ત્યારે નગરના શ્રેષ્ઠજનો વિચારવા લાગ્યા કે જો કે દૂધમાં પૂરા નહિ હોય તોપણ રાજાના હુકમને તાબે થવું જોઇયે એમ કહીને પોતાના હાથમાં લેખ લઈ લિપિ પરીક્ષા કરવા લાગ્યા. ૨૦

ત્યારે લિપિ તો બરોબર મળતીજ આવી તેથી દિલગીરી સાથે નગર લોક બોલ્યા કે જો કે લિપિ મળતી આવે છે. છતાં એવા માણસથી એવું કામ થવાનું ઘટતું નથી. ૨૧

---

भो भो लिपिपरीक्षां विधाय निश्चयं कथयत मह्यं,
नैव पश्चात् कथितव्यं अहह अयुक्तं कृतं राज्ञा. १९

तेपि च न भवति दुग्धे पूतरका स्तथापि शासनं प्रभोः,
कर्त्तव्य मिति भणंतः कुर्वंति हस्ते लिपिपरीक्षां. २०

प्रेक्ष्य लिपिसंवादं भणितं नागरजनेन सविषादं,
यद्यपि लिपिसंवादो, नच घटते इदं तु एतस्मात्. २१

जो चरइ मणभिरामे, सल्लइतरुनियरवहलआरामे,
सो कंटइयसरीरे, करी करीरे कहं रमइ. २२

जो दुल्लिओ सलिले, सयावि माणससरस्स अइविमले,
सो कह करेइ किड्डुं, कलहंसो गामनढुंमि. २३

जो अत्थइ तप्पासे, खणमवि पडिपुन्नपुन्नपसरस्स.
वंजुलसंगेण विसं व, पन्नगो मुयइ सो पावं. २४

ता मज्झत्थो होउं, देवो चिंतेउ वत्थुपरमत्थं.
अघडंतयंपि घडियं, एयं केणावि पिसुणेण. २५

કારણ કે જે હાથી શલ્લકીના ઝાડોથી ભરેલા સુંદર વનમાં ફરે તે કાંટાળા કેરામાં શી રીતે રમે ? ૨૨

જે રાજહંસ હમેશાં માનસ સરોવરના અતિ નિર્મળ પાણીમાં રમ્યા કરે તે શી રીતે ગામના રેલામાં ક્રીડા કરે ? ૨૩

તે પરિપૂર્ણ પુણ્યશાળીના પાસે જે ક્ષણવાર પણ જઈ બેસે છે તે વાંસના સંગે જેમ સર્પ વિષને મૂકે તેમ પાપને મૂકી દે છે. ૨૪

માટે હવે તમો નામદારે મધ્યસ્થ થઇને ખરી વાત વિચારવી જોઇયે છીયે કે આ અઘટિત બનાવ કોઇક નીચ માણસે બનાવેલ છે. ૨૫

---

य श्चरति मनोभिरामे सल्लकी तरुनिकरवहुलारामे,
स कंटकित शरीरे करी करीरे कथं रमते. २२

यो दुर्ललितः सलिले सदापि मानस सरसः अतिविमले,
स कथं करोति क्रीडां कलहंसो ग्रामनढे. २३

य स्तिष्ठति तस्य पार्श्वे क्षण मपि प्रतिपूर्ण पुण्य प्रसरस्य.
वंजुलसंगेन विष मिव पन्नगो मुंचति स पापं. २४

ततः मध्यस्थी भूय देव श्चिंतयतु वस्तुपरमार्थं,
अघटमान मपि घटित मेतत् केनापि पिशुनेन. २५

सुद्धोवि फालिहमणी, उवाहिवसओ धरेइ अन्नत्तं,
खलसंगाउ इमस्स वि खलियं अक्खलियसीलस्स. २६

इय भणिरे पउरजणे, पडियारं मयगल व्व अगणंतो,
भंजियमेरालाणो पगओ असमंजसं निवइ. २७

भणइ य रे रे सुहडा, हठेण आणेह तस्स दइयाओ,
मुद्देह हट्टगेहे, निद्धाडिय परियणं दूरे. २८

અગર તો જેમ સ્ફટિકમણિ પોતે સફેદ છતાં ઉપાધિના પ્રમાણે અન્ય રંગ ધારણ કરે તેમ આ વિનયંધર પોતે અખંડિત શીળવંત છે છતાં કોઈ દુર્જનની સોબતથી આ તેની ભૂલ થએલી લાગે છે. ૨૬

આ રીતે નગર લોક બોલતા છતાં જેમ મદમત્ત હાથી મહાવતને ન ગણકારે તેમ મર્યાદારૂપ ખૂટો ભાંજીને રાજા અન્યાય કરવા તરફ તૈયાર થયો. ૨૭

અને પોતાના સુભટોને બોલાવી કહેવા લાગ્યો કે તમો જોરજુલમથી તેની સ્ત્રીઓને પકડી લાવો, અને ચાકર નફરોને બાહેર કાઢી તેના હાટ તથા ઘરને શીલ મારી દો. ૨૮

---

शुद्धोपि स्फटिकमणिः उपाधिवशतः धारयति अन्यत्वं,
खलसंगा दस्यापि स्खलितं अस्खलितशीलस्य. २६

इति भणति पौरजने प्रतिहारं मदगळ इव अवगणयन्,
भंजितमर्यादालानः प्रगतः असमंजसं नृपतिः २७

भणति च रे रे सुभटा हठेन आनयत तस्य दयिताः,
मुद्रयत हट्टगेहे निर्द्धाट्य परिजनं दूरं. २८

तुब्भे पुण नायरया, हंहो दोसिल्ल पक्खवाइल्ला,
तं कारह मह पुरओ, शुद्धं जेणासु मुंचामि. २९

इय पउरं फरुसगिराहिं, ताडिया धाहिया नरिंदेण,
किवणेण मग्गणा इव, पउरा पत्ता सगेहेसु. ३०

(પછી નગર લોકોને રાજા કહેવા લાગ્યો કે) તમો નગર લોકો દોષવાનના પક્ષપાતવાળા થયા છો, પણ તેને મારી આગળ નિર્દોષ ઠરાવો એટલે હું તેને તરત છોડી દઉં. ૨૯

આ રીતે કૃપણ માણસ જેમ યાચકોને નિભ્રંછે છે તેમ રાજાએ અતિશય કર્કશ વાણીથી નગર લોકને તાડિત કર્યાથી તેઓ દોડીને પોતાના ઘરે પહોચ્યા. ૩૦

तो विणंयधरभज्जा, ताओ निरवज्जकज्जसज्जाओ,
आणाविय सुहडेहिं, राया पक्खिवइ ओरोहे. ३१

બાદ વિનયંધરની તે પવિત્ર કામમાં તત્પર ભાર્યાઓને સુભટોથી પકડાવી મગાવી રાજાએ પોતાના અંતઃપુરમાં કેદ કરી. ૩૧

---

यूयं पुन र्नागरकाः हंहो दोषवत् पक्षपातिनः,
तं कारयत मम पुरतः शुद्धं येनाशु मुंचामि. २९

इति प्रचुरं परूषगिराभि स्ताडिता धर्षिता नरेंद्रेण,
कृपणेन मार्गणा इव पौराः प्राप्ताः स्वगेहेषु. ३०

ततो विनयंधरभार्याः ताः निरवद्यकार्यसज्जाः,
आनाय्य सुभटैः राजा प्रक्षिपति अवरोधे. ३१

ताण सुरुवं दट्ठुं, चिंतइ निवई अहो अहं धन्नो,
जं निसुया दिट्ठाओ, मम गेह मिमाउ पत्ताओ. ३२

बहुचाडुवयणपुव्वं, विसए पत्थिंतओ निवो ताहिं,
लज्जोणयवयणाहिं, महासईहिं इमं भणिओ. ३३

पररमणी रमणीयं, रुवं पासंति अहह मूढमणा,
न मणागंपि हु अप्पं, निवडंतं भीमभवकूवे. ३४

તેમનું સુંદર રૂપ જોઇને રાજા ચિંતવવા લાગ્યો કે અહો મારા ભાગ્ય, કે જેમને મેં સાંભળેલી તેમને જોઈ છે અને તે મારા ઘરમાં પ્રાપ્ત થઈ છે. ૩૨

પછી રાજાએ ઘણાં મીઠાં વચનોવડે તેમને વિષય સંબંધી પ્રાર્થના કરતાં શરમથી નીચાં મુખ રાખતી તે મહા સતીઓએ તેને નીચે મુજબ કહ્યું. ૩૩

અહહ અફસોસની વાત છે કે મૂઢ મનવાળા જનો પરસ્ત્રીના રમણીય રૂપ તરફ જુવે છે પણ પોતે ભયંકર સંસારરૂપ કૂવામાં પડે છે તે તરફ લગારે જોતા નથી. ૩૪

---

तासां सुरूपं दृष्ट्वा चिंतयति नृपतिः अहो अहं धन्यः
यत् निश्रुता दृष्टाः मम गेहं इमाः प्राप्ताः ३२

बहुचाटुवचनपूर्वं विषयान् प्रार्थयमानः नृपः ताभिः
लज्जावनतवदनाभिः महासतीभिः इदं भाणितः ३३

पररमणी रमणीयं रूपं पश्यंति अहह मूढमनसः
न मनागपि आत्मानं निपतंतं भीमभवकूपे. ३४

परजुवइ जुवव्वणभरं, जे जोअंते जणे जए जिणइ,
कुसुमसरो वि अणंगो, कह ते वुच्चंति नरसीहा. ३५

परकंतं कामंता, गयसुचरिय जीविया महामलिणा,
गुरुपावकारिणो इव, कह ते दंसंति निययमुहं. ३६

इह विनडियअप्पाणं, कुलं कलंकिय अकित्ति अक्कंता,
अइदुस्सहनरयदुहग्गि, तावतविया भमंति भवे. ३७

પરાઈ સ્ત્રીના યૌવન તરફ નજર નાખનારા લોકોને પુષ્પબાણ ધરનાર અને અંગહીન કંદર્પ પણ જીતતો રહે છે તો પછી તેઓ શૂરવીર ગણાઈ નરસિંહ શેના કહેવાય ? ૩૫

પરસ્ત્રીને ઇચ્છિતા થકા સદાચારરૂપ જીવનથી હીન થએલા મહા મલિન જનો મહા પાપ કરનારાઓની માફક પોતાનું મુખ તે કેમ બતાવી શકતા હશે ? ૩૬

ઇહાં પોતાને બગાડી કુળને કલંકિત કરી અપકીર્ત્તિ પામીને બળતા સંસારમાં અતિ નહિ ખમી શકાય એવી દુઃખરૂપ અગ્નિના તાપમાં તપ્ત થઈ જીવો ભમ્યા કરે છે. ૩૭

---

परयुवति यौवनभरं यान्पश्यतो जनान् जगति जयति,
कुसुमशरोप्यनंगः कथं ते उच्यंते नरसिंहाः ३५

परकांतां कामयमानाः गतसुचरित जीविता महामलिनाः
गुरुपाप कारिण इव कथं ते दर्शयंति निजकमुखं. ३६

इह विनाश्य आत्मानं कुलं कलंकयित्वा अकीर्त्याक्रांताः,
अतिदुस्सह नरक दुःखाग्नि तापतप्ताः भ्रमंति भवे. ३७

इय सुणिय दोसजालं, नराहमाणं विण ट्ठसीलाणं,
मणसावि सीलरयणं, मा मइलसु सुकुलसंभूआ. ३८

इय सुणिय सो विलक्खो, सयलदिणं तं निसं च कहकहवि,
गमिउं गोसे पत्तो तासिं पासे पुणोवि निवो. ३९

ता नियइ ताउ सव्वाउ, जलणजालालिकविलकेसाओ,
अइसयवीभच्छीओ, जरचीवरमलिणगत्ताओ. ४०

परिगलियजुव्वणाओ, रागीण विरागकरणपउणाओ,
चिंतइ य निराणंदो, वेरग्गगओ नरवरिंदो. ४१

આ રીતે શીળભ્રષ્ટ નીચ પુરૂષોના અનેક દોષ સાંભળીને હે કુલીન જનો, તમે મનથી પણ શીળરૂપ રત્નને મેલું કરો મા. ૩૮

એમ સાંભળીને તે રાજા વિલખો થઈ તે આખો દિવસ અને રાત જેમ તેમ વ્યતીત કરી પ્રભાતે પાછો તેમની પાસે આવ્યો. ૩૯

તેવામાં તે સર્વે સ્ત્રીઓ તેને અગ્નિની જ્વાળા માફક પીળા કેશ વાળી અતિશય બીભત્સ અને જૂના વસ્ત્ર અને મેલા શરીર વાળી દેખાવા લાગી. ૪૦

વળી યૌવન રહિત થએલી અને રાગિ જનને વૈરાગ્ય ઉપજાવવા

---

इति श्रुत्वा दोषजालं नराधमानां विनष्टशीलानां,
मनसापि शीलरत्नं मा मलिनय सुकुलसंभूताः ३८

इति श्रुत्वा स विलक्षः सकलदिनं तां निशां च कथंकथमपि,
गमयित्वा गोषे प्राप्तः तासां पार्श्वे पुनरपि नृपः ३९

ततः पश्यति ताः सर्वाः ज्वलनज्वालालिक पिलकेशाः
अतिशयबीभत्साः जरचीवर मलिनगात्राः ४०

परिगलितयौवनाः रागिणां विराग करण प्रगुणाः
चिंतयति निरानंद वैराग्यगतो नरवरेंद्रः ४१

સમર્થ થએલી તે તેને દેખાઇ તેથી ઉદાસ બની વૈરાગ્ય પામી રાજા વિચારવા લાગ્યો. ૪૧

किं अेस दिट्ठिबंधो, मइमोहो वा वि सुविणओ किंवा,
किंवा दिव्वपओगो, अहवा पावप्पभावो मे. ४२

अहह हयासेण मअे, कलंकिय नियकुलं सयाविमलं,
वित्थारिओ य भुवणे, तमाल दलसामलो अयसो. ४३

इच्चाइ बहुविहं जूरिऊण राया विसज्जअे ताओ,
विणयंधरस्स पासे, सज्जो जाया सरूवत्था. ४४

શું આ નજરબંધ છે કે મારો મતિ વિભ્રમ છે કે સ્વપ્ન છે કે કોઈ દિવ્ય પ્રયોગ છે કે અગર મારા પાપનો પ્રભાવ છે. ૪૨

હાય હાય મે કમ અક્કલ બની સદા વિમળ મારૂં કુલ કલંકિત કર્યું અને જગતમાં તમાલના પાંદડાઓની માફક શામળું અપજસ ફેલાવ્યું. ૪૩

ઇત્યાદિક બહુ પ્રકારે પશ્ચાત્તાપ કરી રાજાએ તેમને વિનયંધરના પાસે મોકલાવી, ત્યાં આવતાં તેઓ તત્કાળ જેવી હતી તેવા રૂપવાળી થઈ ગઇ. ૪૪

---

किं एष दृष्टिबंधः मतिमोहो वा पि स्वप्नः किंवा,
किंवा दिव्य प्रयोगः अथवा पाप प्रभावो मे. ४२

अहह हताशेन मया कलंकितं निजकुलं सदाविमलं,
विस्तारित श्च भुवने तमालदलश्यामलं अयशः ४३.

इत्यादि बहुविधं जूरयित्वा राजा विसर्जयति ताः
विनयंधरस्य पार्श्वे सद्यो जाता स्तदवस्थाः ४४

इत्तोय तत्थ नयरे, पत्तो सिरिसूरसेण वरसूरी.
पत्ता गुरुनमणत्थं, निवविणयंधर पउरलोया. ४५

तिपयाहिण पुव्व मपुव्व, भावभावियमणा नमिय गुरुणो,
निसियंति उचियदेसे, इय कहइ गुरूवि धम्मकहं. ४६

धम्मो दुविहो भणिओ, जिणेहि जियरागदोसमोहेहिं,
सिवनयरिगमणगब्भो, सुसाहुधम्मो य गिहिधम्मो. ४७

એવામાં તે નગરમાં શ્રી શૂરસેન નામે મહાન્ આચાર્ય પધાર્યા; તેમને નમવા માટે તેમના પાસે રાજા વિનયંધર અને નગર લોકો પ્રાપ્ત થયા, ૪૫

તેઓ આવીને ત્રણ પ્રદક્ષિણા આપી અપૂર્વ ભાવે કરી ગુરૂને નમીને પોત પોતાને લાયક પ્રદેશમાં બેઠા, હવે ગુરૂએ નીચે મુજબ ધર્મ કથા કહી. ૪૬

રાગ દ્વેષ અને મોહને જીતનાર જિનેશ્વરોએ બે પ્રકારનો ધર્મ બતાવ્યો છે એક સુસાધુનો ધર્મ અને બીજો ગૃહિધર્મ એટલે શ્રાવક ધર્મ તે બન્ને પ્રકારનો ધર્મ મુક્તિપુરીએ લઇ જનાર છે. ૪૭

---

इत श्च तत्र नगरे प्राप्तः श्री सूरसेनवरसूरिः
प्राप्ता गुरुनमनार्थं नृपविनयधर पौर लोकाः ४५

त्रि प्रदक्षिणापूर्वं अपूर्वभावभावितमनसः नत्वा गुरोः
निषीदंति उंचितदेशे इति कथयति गुरु रपि धर्मकथां. ४६

धर्मो द्विविधो भणितः जिनै जिंतरागद्वेषमोहैः
शिवनगरी गमन गर्भः सुसाधुधर्म श्च गृहिधर्मः ४७

तत्थय पढमं सावज्ज, कज्ज परिवज्जणुज्जुओ उज्जू,
पंचमहव्वयपव्वय, गुरुभारसमुव्वहणपवणो, ४८

समिईगुत्तिपवित्तो, अममत्तो सत्तुमित्तसमचित्तो,
खंतो दंतो संतो, अवगयतत्तो महासत्तो, ४९

निम्मलगुणगणजुत्तो, गुरुपयभत्तो करेइ जो सत्तो,
सो अचिरेण पावइ, सुमग्गलग्गो पवग्गपुरं. ५०

ત્યાં જે પ્રાણી સાવદ્યકાર્ય વર્જવા માટે ઉદ્યુક્ત થાય, સરળ રહે, પાંચ મહાવ્રત રૂપ પર્વતનો ભાર ઉપાડવા તૈયાર થાય, ૪૮

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી જે પવિત્ર રહે, મમત્વ રહિત હોય, શત્રુ અને મિત્રમાં સમચિત્ત રાખનાર હોય ક્ષાંત-દાંત-શાંત હોય તત્વને જાણનાર હોય અને મહા સત્ત્વવાન્ હોય. ૪૯

નિર્મળ ગુણો વડે યુક્ત અને ગુરૂ સેવામાં ભક્તિમાન્ હોય એવો જે પ્રાણી હોય તે પહેલા ધર્મને એટલે સાધુ ધર્મને પાળન કરી સુમાર્ગમાં લાગ્યો થકો થોડા કાળમાં મુક્તિ પુરીએ પહોચે છે. ૫૦

---

तत्रच प्रथमं सावद्यकार्यपरिवर्जनोद्युक्तः रुजुः,
पंच महाव्रत पर्वत गुरुभार समुद्वहन प्रवणः ४८

समितिगुप्तिपवित्रः अममत्तः शत्रुमित्र समचित्तः
क्षांतः दांतः शांतः अपगततत्त्वो महासत्वः ४९

निर्मळगुणगण युक्तः गुरुपदभक्तः करोति यः सत्त्वः
स अचिरेण प्राप्नोति सुमार्गलग्नः अपवर्गपुरं. ५०

तक्करणासत्तेहिं, सावगधम्मोवि होइ कायव्वो,
कालेण सोवि सिवमुक्ख, दायगो देसिओ समए. ५१

इय सोउं धम्मकहं, लद्धावसरेण पुच्छियं रन्ना,
भयवं किं कय मसमं, सुकयं विणयंधरेण पुरा. ५२

जं सव्वपिओ एसो, पियाउ एयस्स पवरूवाओ,
केण पओगेण तया, ताउ विरूवाउ जायाओ. ५३

સાધુ ધર્મ જેઓ ન કરી શકે તેઓએ શ્રાવકનો ધર્મ પાળવો જોઇએ, કારણ કે તે પણ કેટલેક કાળે મુક્તિ સુખ આપવા સમર્થ રહેલ છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. ૫૧

એમ ધર્મ કથા સાંભળીને અવસર મેળવી રાજાએ ગુરૂને પૂછયું કે હે ભગવન્ વિનયંધરે પૂર્વ ભવમાં કઇ જાતનું મહાન્ સુકૃત કરેલું છે? ૫૨

જે માટે એ પોતે સર્વ જનને પ્રિય થએલો છે તેમજ એની પ્રિયાઓ અતિશય રૂપવંતી છે. (વળી હે ભગવન્ એ વાત પણ કહો કે) તેઓ મેં કેહ કરી તે વખતે વિરૂપ કેમ બની ગઇ? ૫૩

---

तत्करणाशक्तैः श्रावकधर्मोपि भवति कर्त्तव्यः
कालेन सोपि शिवसौख्यदायको देशितः समए. ५१

इति श्रुत्वा धर्मकथां लब्धावसेण पृष्टं राज्ञा,
भगवन् किं कृतं असमं सुकृतं विनयंधरेण पुरा. ५२

यत् सर्वप्रियः एषः प्रियाः एतस्य प्रवररूपाः
केन प्रयोगेन तदा ताः विरूपाः जाताः ५३

अह भणइ गुरु निव इह, आसी नयरंमि हत्थिसीसंमि,
राया वियारधवलो, धवलजसो, धवलियदियंतो. ५४

तस्स चरो वेयाली, अगन्नकारून्नमाइगुणसाली,
निच्चं परोवयारी, आसि दढं पावपरिहारी. ५५

सो अइउदारयाअे, पइदिवसं असणमाइ समणुन्नं,
दाउं कस्सइ उचियं, पच्छा भुंजइ सयं नियमा. ५६

सो अन्नदिणे विंदुज्जाणे, पडिमाठियं सुविहिनाहं,
उवसमरसं व मुत्तं दट्ठुं तुट्ठो थुणइ एवं. ५७

ત્યારે ગુરૂ કહેવા લાગ્યા કે હસ્તિશીર્ષ નામના નગરમાં પોતાના ઉજ્વળ યશથી દિગંતને ઉજ્વળ કરનાર વિચારધવળ નામે રાજા હતો. ૫૪

તે રાજાનો ચર નામે વૈતાળિક હતો તે અતિશય કરૂણા વગેરે ગુણોવાળો પરોપકારી અને પાપનો પરિહાર કરનાર હતો. ૫૫

તે અતિ ઉદાર હોવાથી દરરોજ મનોજ્ઞ ભોજન કોઇ પણ લાયક પાત્રને દઇ કરીને ત્યાર પછીજ પોતે જમતો. ૫૬

તે એક વેળા બિંદુ નામના ઉદ્યાનમાં કાયોત્સર્ગની પ્રતિમા ધરી ઊ-

---

अथ भणति गुरुः नृप इह आसीत् नगरे हस्तिशीर्षे,
राजा विचारधवलः धवलयशोधवलित दिगंतः ५४

तस्य चरो वैतालिकः अगण्य कारूण्यादि गुणशाली,
नित्यं परोपकारी आसीत् दढं पाप परिहारी. ५५

स अत्युदारतया प्रतिदिवसं असनादि समनोज्ञं,
दत्वा कस्यापि उचितं पश्चाद् भुंक्ते स्वयं नियमात्. ५६

स अन्यदिने बिंदुद्याने प्रतिमास्थितं सुविधिनाथं,
उपशमरस मिव मूर्त्तं दृष्ट्वा तुष्टः स्तौति एवं. ५७

ભા રહેલા જાણે મૂર્ત્તિમય ઉપસમરસ નહિ હોય એવા સુવિધિનાથને જોઇ સંતોષ પામી તેને નીચે પ્રમાણે સ્તવવા લાગ્યો. ५७

## जिन स्तुति काव्य.

बपुरि अंगविन्नासु बपुरि लोयणघणलवणिम,
कटरि भालु सुविसालु कटरि मुहकमलपसन्निम,
अरिरि सरलु भुअजुयलु अरिरि सिरिवत्थहसत्थिम,
अइय चरण भवहरण अइय सव्वंगमुचंगिम,

अरि कुणह नयण घणुरंक धउ, वलि वलि जोइवि एहु पहु,
देवाहिदेव तिहुयणतिलओ,पर मप्पउ जिम लहुहुलहु. ५८*

શો તારો અંગવિન્યાસ છે! શી તારા લોચનની લાવણ્યતા છે!

શો તારો વિશાળ ભાલ છે! શી તારા મુખ કમળની પ્રસન્નતા છે!

અહો તારી ભુજાઓ કેવી સરળ છે! અહો તારા શ્રી વત્સની કેવી સુંદરતા છે!

અહો તારા ચરણ કેવા ભવહરણ છે! અહો તારા સર્વે અંગ કેવા મનહર છે!

ફરી ફરીને આ પ્રભુને જોઇને હે લોકો તમે ત-

---

दृश्यतां अंगविन्यासः दृश्यतां लोचनघनलवणिया,
दृश्यतां भालं सुविशालं दृश्यतां मुखकमलप्रसन्नता,

अहो सरलं भुजयुगलं अहो श्री वत्सशस्तता,
अहो चरणे भवहरणे अहो सर्वांग सुचंगता.

अरे कुरुत नयनं धन रंकं तृप्तं, पुनः पुनः दृष्ट्वा एतं प्रभुं,
देवाधिदेवः त्रिभुवन तिलकः पर मर्प्ययतु यथा लघु लघु. ५८

* આ કાવ્ય અપભ્રંશ એટલે પ્રાચીન ગુજરાતી ભાષાનું છે.

મારાં રાંકડા નેત્રોને તૃપ્ત કરો, જેથી કરીને ત્રિભુવન તિલક દેવાધિદેવ જલદી જલદી તમને પરમપદ આપે. ૫૮

एवं थुणिऊण अणूण, भत्तिराएण सुद्धसद्धिल्लो,
वहुमाण मुव्वहंतो. जिणंमि सगिहं इमो पत्तो. ५९

पुन्नाणुबंधिपुन्नो दएण, अह तस्स भोयणा वसरे,
सिरिसुविहिजिणो भिक्खाइ, आगओ गिहदुवारंमि. ६०

तं सुट्ठु दट्ठु वंदी, अमंद आणंद जायरोमंचो,
पडिलाभेइ जिणिंदं, परिवेसिय कामगुणिएणं. ६१

એ રીતે શુદ્ધ શ્રદ્ધાવાન્ હોઇ પરિપૂર્ણ ભક્તિરાગે કરીને જિનેશ્વરને સ્તવી કરી તે તરફ બહુ માન ધારણ કરતો થકો તે ચર વૈતાળિક પોતાના ઘરે આવ્યો. ૫૯

હવે તેના પુણ્યાનુબંધિ પુણ્યના ઉદયવડે ભોજન વેળાયે તેના ઘરે શ્રી સુવિધિનાથ જિનેશ્વર ભિક્ષા અર્થે પધાર્યા. ૬૦

તે જિનેશ્વરને બરોબર જોઇને તે વૈતાળિકે પૂર્ણ આનંદથી રોમાંચિત થઇને ઉત્તમ આહાર વહોરાવ્યો. ૬૧

---

एवं स्तुत्वा अनूनभक्तिरागेण शुद्ध श्रद्धावान्,
वहुमान मुद्वहन् जिने स्वगृहं अयं प्राप्तः ५९

पुण्यानुबंधिपुण्योदयेन अथ तस्य भोजनावसरे,
श्री सुविधिजिनो भिक्षायै आगतो गृहद्वारे. ६०

तं सुष्टु दृष्ट्वा वंदी, अमंदानंदजातरोमांचः
प्रतिलाभयति जिनेंद्रं, परिवेषितकामगुणितेन. ६१

चिंतइ य अहं धन्नो, अज्ज ममं जम्मजीवियं सहलं,
जं पाणिपुडेण मिणं, दाणं गिण्हइ सयं भयवं. ६२

अह उग्घुट्ठं गयणे, अहो सुदाणं अहो सुदाणं ति,
वियसिय मुहेहि विबुहेहिं, ताडिया अमरभेरीओ. ६३

वहुजणजणियचमक्कं, गंधोदग कुसुम वरिसेणं जायं,
उक्कोसा वसुहारा पडिया भुवणंगणे तस्स. ६४

नर सुरअसुर पहू विहु, वंदिचुं वंदिणो वि से पत्ता,
सुहपरिणामेण तया, जाया समत्तसंपत्ती. ६५

તે સાથે ચિંતવવા લાગ્યો કે હું આજ ધન્ય–કૃતાર્થ થયો છું અને આજે મારૂં જીવિત સફળ થયું છે કે જે માટે ભગવાન્ સ્વહસ્તે આ મારૂં દાન ગ્રહણ કરે છે. ૬૨

એટલામાં આકાશમાં વિકસ્વર મુખવાળા દેવોએ "અહો સુદાન–અહો સુદાન" એવો ઉદઘોષ કર્યો અને દેવદુંદુભિ વગાડી. ૬૩

વળી લોકોના ચિત્તને ચમત્કારકારક ગંધોદક તથા પુષ્પની વૃષ્ટિ થઈ અને તેના ગૃહાંગણમાં મોટી વસુધારા (ધન વૃષ્ટિ) થઇ. ૬૪

વળી તે વૈતાળિકને વાંદવા માટે નરેંદ્ર દેવેંદ્ર તથા અસુરેંદ્ર આવી

---

चिंतयति च अहं धन्यः अद्य मम जन्म जीवितं सफलं,
यत् पाणिपुटेन इदं दानं गृह्णाति स्वयं भगवान्. ६२

अथ उद्घुष्टं गगने, अहो सुदानं अहो सुदान मिति,
विकसितमुखैः विबुधैः ताडिता अमरभेर्यः ६३

वहुजनजनितचमत्कं, गंधोदककुसुमवर्षणं जातं,
उत्कृष्टा वसुधारा पतिता भुवनांगणे तस्य. ६४

नरसुरासुर प्रभवोपि वंदितुं वंदिन मपि अथ प्राप्ताः
शुभपरिणामेन तदा जाता सम्यक्त्व संप्राप्तिः ६५

પધાર્યો. અને તેને શુભ પરિણામે કરીને સમ્યકત્વ પ્રાપ્તિ થઈ. ૬૫

काउं सुपत्त पत्तं, वित्तं चित्तंमि जिण मणुसरंतो,
सो चइय पूइदेहं, पत्तो पढमं अमरगेहं. ६६

तत्तो चविओ एसो, जाओ वियधंरो उ लोयपिओ,
तद्दाणपुन्नवसओ, इमाउ जायाउ जायाओ. ६७

तुह वेरग्गनिमित्तं, तासि सुइसीलरंजियमणाए,
सासणदेवीइ तया, इमा विरूवाउ विहियाओ. ६८

પછી તે પોતાના ધનને સુપાત્રમાં ખરચી મનમાં જિનેશ્વરનું સ્મરણ કરતો થકો આ અશુચિમય શરીરને છોડી પેહેલા દેવલોકે પહોચ્યો. ૬૬

ત્યાંથી ચવીને આ લોક પ્રિય વિનયંધર થયો છે અને તે દાનના પુણ્યના પ્રતાપે તેને આ ચાર સ્ત્રીઓ મળી છે. ૬૭

અને તે સ્ત્રીઓના પવિત્ર શીળથી રંજિત થઇને શાસન દેવતાએ તે વખતે તને વૈરાગ્ય ઊપજાવવા માટે તેમને વિરૂપ કરી હતી. ૬૮

---

कृत्वा सुपात्रप्राप्तं वित्तं चित्ते जिन मनुस्मरन्,
स त्यक्त्वा पूतिदेहं प्राप्तः प्रथमं अमरगेहं. ६६

तत श्च्युत एष जातो विनयंधर स्तु लोकप्रियः
तद्दाणपुण्यवशतः इमाः जाताः जायाः ६७

तव वैराग्यनिमित्तं तासां, शुचिशीलरंजितमनस्कया,
शासन देव्या तदा इमाः विरूपाः विहिताः ६८

इय सुणिय फुरियगुरूचरण, धम्मबुद्धी स धम्मवुद्धिनिवो,
काऊण रज्जसुत्थं, सुत्थमणो गिण्हए दिक्खं. ६९

विणयंधरो वि धम्मे, बहुमाणं वहुजणाण वड्ढंतो,
चउहिं वि भज्जाहिं समं, महाविभूईए पव्वइओ. ७०

पउरा वि ससत्तीए, धम्मं गहिउं वयंति सट्ठाणं,
सूरी वि सपरिवारो, सुहेण अन्नत्थ विहरेइ. ७१

એમ સાંભળીને તે ધર્મબુદ્ધિ રાજા ઉત્કૃષ્ટ ચારિત્ર ધર્મ પાલન કરવાની બુદ્ધિવાળો થઇને રાજ્યની વ્યવસ્થા કરી સ્વસ્થ મનથી દીક્ષા લેવા લાગ્યો. ૬૯

વિનયંધર પણ ઘણા લોકોને ધર્મમાં બહુ માન ઉપજાવતો થકો ચારે સ્ત્રીઓ સાથે મોટા આડંબરથી દીક્ષા લેતો હવો. ૭૦

નગર લોકો પણ પોતપોતાની શક્તિના અનુસારે ધર્મ સ્વીકારીને સ્વસ્થાને પહોચ્યા અને આચાર્ય પણ સપરિવાર સુખ સમાધિથી બીજા સ્થળે વિચરવા લાગ્યા. ૭૧

---

इति श्रुत्वा स्फुरितगुरूचरणधर्मबुद्धिः स धर्मबुद्धिनृपः
कृत्वा राज्यं स्वस्थं स्वस्थमना गृह्णाति दीक्षां. ६९

विनयंधरोपि धर्मे बहुमानं बहुजनानां वर्द्धयन्,
चतुर्भि रपि भार्याभिः समं महाविभूत्या प्रव्राजितः ७०

पौरा अपि स्वशक्त्या धर्मं गृहीत्वा व्रजंति स्वस्थानं,
सूरि रपि सपरिवारः सुखेन अन्यत्र विहरति. ७१

तो धम्मबुद्धिविणयंधर मुणिणो चरिय चरण मकलंकं,
निहणिय असेसकम्मा जाया संकलिय सिवसम्मा. ७२

श्रुत्वे ति वृत्तं विनयंधरस्य, प्रभूतसत्त्वाहित वोधिवीजं,
भो भव्यलोका विलस द्विवेका, लोकप्रियत्वं गुण माश्रयध्वं. ७३

इति विनयंधर कथा समाप्ता ॥ छ ॥

પછી તે ધર્મબુદ્ધિ અને વિનયંધર મુનિ અકલંક ચારિત્ર પાળીને સકળ કર્મ ખપાવી મુક્તિ સુખ પામ્યા. ૭૨

આ રીતે ઘણા જીવોને બોધિબીજ પમાડનાર એવું આ વિનયંધરનું ચરિત્ર સાંભળીને હે વિવેકશાળિ ભવ્ય જનો, તમે લોકપ્રિયપણારૂપ ગુણને ધારણ કરો. ૭૩

આ રીતે વિનયંધરની કથા સમાપ્ત થઇ છે.



પંચમ ગુણ.

इत्युक्तो लोकप्रिय इति चतुर्थो गुणः, सांप्रत मक्रूर इति पंचमं गुणं व्याचिख्यासु राह

આ રીતે લોકપ્રિયપણારૂપ ચોથો ગુણ કહી બતાવ્યો, હવે અક્રુરપણારૂપ પાંચમા ગુણની વ્યાખ્યા કરવા ઇચ્છતા થકા કહે છેઃ—

---

ततः धर्मबुद्धिविनयंधरमुनी चरित्वा चरण मकलंकं,
निहत्य अशेष कर्माणि जाताः संकलित शिवशर्माणः ७२

# ( मूळ गाथा. )

कूरो किलिट्ठभावो,
सम्मं धम्मं न साहिउं तरइ;
इय सो न इत्थ जोगो,
जोगो पुण होइ अक्कूरो. १२

( મૂળનો અર્થ. )

ક્રૂર એટલે ક્લિષ્ટ પરિણામી જે હોય તે ધર્મને સમ્યક્પણે સાધવા સમર્થ થઇ શકે નહિ–તેથી તેવો પુરૂષ આ જગોએ અયોગ્ય જાણવો કિંતુ જે અક્રૂર હોય તેજ યોગ્ય જાણવો.

( ટીકા. )

क्रूरः क्लिष्टभावो मत्सरादि दूषित परिणामः सम्यक् निःकलंकं धर्मं न नैव साधयितु माराधयितुं तरइत्ति शक्नोति, समरविजय कुमारवत् ।

ક્રૂર એટલે ક્લિષ્ટ પરિણામી અર્થાત્ મત્સરાદિકથી દૂષિત પરિણામવાળો જે હોય તે સમ્યક્ રીતે એટલે નિષ્કલંકપણે (અથવા સમ્યક્ નિષ્કલંક એવા) ધર્મને સાધવા એટલે આરાધવા સમર્થ થઇ શકે નહિ; સમર વિજય કુમાર માફક.

इत्य स्मा द्धेतो रसौ नैवा त्र शुद्धधर्मे योग्य उचितो, योग्यः पुनरेवकारार्थ स्ततो योग्योऽक्रूर एव, कीर्तिचंद्रनृपव दिति ।

એ હેતુથી કરીને એવો પુરૂષ ઇહા એટલે આ શુદ્ધ ધર્મનિ જગોએ યોગ્ય એટલે ઉચિત ન જ ગણાય, તે માટે જે અક્રૂર હોય તેજ યોગ્ય જાણવો–( મૂળમાં પુણ શબ્દ છે તે એવકારાર્થે છે). કીર્ત્તિચંદ્ર રાજાની માફક.

कीर्त्तिचंद्रनृप समर विजयकुमार कथा चैवं.

बहुसाहारा पुन्नाग, सो हिया उच्चसालरेहिल्ला,
आराम भूमि सरिसा, चंपा नामेण अत्थि पुरी. १

तत्थ त्थि कित्तिचंदो, नरनाहो सुयणकुमयवणचंदो,
तस्स कणिट्ठो भाया, जुवराया समरविजउ त्ति. २

अह हणियराय पसरो, समियरओ मलिणअंबरो सदओ,
अंगीकयभद्दवओ, पत्तो सुमुणि व्व वणसमओ. ३

કીર્તિચંદ્ર નૃપ તથા સમરવિજય કુમારની કથા આ પ્રમાણે છે.

જેમ આરામ ભૂમિ બહુ શાખાર-ઘણી શાખાવાળા ઝાડોથી ભરેલી, પુન્નાગ શોભિત-પુન્નાગ નામના ઝાડોથી શોભતી અને ઉંચા શાળ વૃક્ષોથી વિરાજતી હોય છે તેમ જે નગરી બહુસાહારા-બહુ સાહુકારોવાળી, પુન્નાગ એટલે ઉત્તમ પુરૂષોથી શોભતી અને ઊંચા સાલ-કિલ્લાથી વિરાજિત ચંપા નામે નગરી હતી. ૧

ત્યાં સુજનરૂપ કુમુદોના વનને આનંદ આપવા ચંદ્રસમાન કીર્તિચંદ્ર નામે રાજા હતો. તેનો નાનો ભાઈ સમરવિજય નામે યુવરાજ હતો. ૨

હવે રાગના જોરને હણનાર, રજસ્-પાપને શમાવનાર, મલિન—મેલા અંબર—વસ્ત્રો ધારણ કરનાર, સદય—દયાવાન્, અંગીકૃત ભદ્રપદ—ભ-

---

बहुसाधुकारा पुन्नाग शोभिता उच्चसाल राजिता,
आरामभूमिसदृशा चंपा नाम्ना अस्ति पुरी. १

तत्रा स्ति कीर्त्तिचंद्रो नरनाथः सुजनकुमुदवनचंद्रः
तस्य कनिष्ठो भ्राता युवराजा समरविजय इति. २

अह हतराजप्रसरः शमितरजाः मलिनांबरः सदयः
अंगीकृत भद्रपदः प्राप्तः सुमुनि रिव घनसमयः ३

લાપણાને સ્વીકાર કરનાર સુમુનિ—સુસાધુના માફક હતરાજ પ્રસર—રાજ યાત્રા અટકાવનાર, શમિત રજસ્—ધૂળને દબાવનાર, મળિનાંબર-વાદલથી ભરેલા આકાશવાળો, સદક-પાણીવાળો, અંગીકૃત ભદ્રપદ-ભદ્રાપદા નક્ષત્રવાળો વર્ષાકાળ આવ્યો. ૩

तंमिय समए नीरंध, नीरपूरेण अइवहु वहंती,
भवणोवरिट्ठिएणं, दिट्ठा सरिया नरिंदेणं. ४

तो कोऊहल आउल, हियओ बंधवजुओ तहिं गंतुं,
चडइ निवो इक्काए, तरीइ सेसासु सेसजणो. ५

जा ते कीलंति तहिं, ता उवरिं जलहरंमि वुट्ठंमि,
सो कोवि नइपवाहो, पत्तो अइतिव्ववेगेण. ६

તે સમયમાં પ્રાસાદ ઊપર રહેલા રાજાએ ભરપૂર પાણીના લીધે જોસથી વહેતી નદી જોઈ. ૪

ત્યારે કુતૂહળના લીધે મન ખેંચાયાથી પોતાના નાનાભાઈ સાથે રાજા તે નદીમાં ફરવા માટે એક હોડીમાં ચડયો અને બીજી હોડીઓમાં બીજા લોકો ચડયા. ૫

તેઓ નદીમાં જેવા ક્રીડા કરવા લાગ્યા કે તેટલામાં તે નદીના ઊપરલા ભાગમાં વરસેલા વરસાદથી એકદમ જોસબંધ પૂર આવી લાગ્યો. ૬

---

तस्मिन् समये नीरंध्र नीरपूरेण अतिवहु वहंती,
भवनोपरिस्थितेन दृष्टा सरिन् नरेंद्रेण. ४

ततः कुतूहलाकुलहृदयो बांधवयुतः तत्र गत्वा,
आरोहति नृप एकस्यां तर्यां शेषासु शेषजनः ५

यावत् ते क्रीडंति तत्र तावत् उपरि जलधरे वृष्टे,
स कोपि नदीप्रवाहः प्राप्तः अतितीव्रवेगेन. ६

निज्जंति कड्डियाओ, अन्नन्नदिसासु जेण वेडीओ,
थेवोवि तत्थ न फुरइ, वावारो कन्नधाराणं. ७

तो सरियामज्झगओ तडट्ठिओ पुक्करेइ पुरलोओ,
अह पडुपवण हया निव, दोणी उ अदंसणं पत्ता ८

लग्गा दीहतमाला, भिहाणअडवीइ सा कहिं रुक्खे,
तत्तो उत्तरइ निवो, कइवय परिवार बंधु जुओ. ९

तेथी ખેંચતાં છતાં પણ હોડીઓ જૂદી જૂદી દિશાઓમાં વિખરાઈ ગઈ. કેમકે પ્રવાહના જોરમાં હોડી ચલાવનારાઓનો કશો જોર ચાલી શકતો ન હતો. ૭

ત્યારે નદીના અંદર રહેલા તથા કિનારે ઊભેલા પૌર લોકોના પોકારો વચ્ચે આકરા પવનના ઝપાટાથી રાજાવાળી હોડી નજરથી દૂર નીકળી ગઈ. ૮

તે હોડી દીર્ઘતમાલ નામની અટવીમાં કોઇક ઝાડમાં ભરાઇને અટકી, ત્યારે કેટલાક પરિવાર તથા નાના ભાઈ સાથે તેમાંથી રાજા નીચે ઊતર્યો. ૯

---

नीयंते कर्षिताः अन्यान्य दिशासु येन नावः
स्तोकोपि तत्र न स्फुरति व्यापारः कर्णधाराणां. ७

ततः सरितामध्यगतः तट स्थितः पूत्करोति पुरलोकः
अथ पटुपवनहता नृपद्रोणी तु अदर्शनं प्राप्ता. ८

लग्ना दीर्घतमालाभिधानाटव्यां सा कुत्रापि वृक्षे,
ततः अवतरति नृपः कतिपयपरिवारबंधुयुतः ९

जा वीसमेइ संतो, तत्तीरे ताव पिच्छइ नरिंदो,
नइपूरखणियदुत्तडि, दरपयडं सुमणिरयणनिहिं. १०

गंतूण तत्थ सम्मं, पासिय दंसेइ समरविजयस्स,
चलियं च तस्स चित्तं, भासुररयणुच्चयं दट्ठुं. ११

चिंतइ सहावकूरो, मारित्तु निवं इमं पगिह्णामि,
तं रज्जं सुहसज्जं, अणिट्ठियं रयणनिहि मेयं. १२

ત્યાં થાકયાથી કિનારાપર રાજા જેવો વીસામો લેવા માંડયો કે તેટલામાં નદીના પૂરથી ખોદાયલી દેતડના ખાડામાં પાધરૂં પડેલું ઉત્તમ મણિરત્નોનું નિધાન તેના જોવામાં આવ્યું. ૧૦

ત્યારે તેને બરોબર જોઇ રાજાએ તે નિધાન પોતાના ભાઈ સમરવિજયને બતાવ્યું તે દેદીપ્યમાન રત્નોનો ઢગલો જોઇ સમરવિજયનું ચિત્ત ચળાયમાન થયું. ૧૧

સમરવિજય સ્વભાવે કરીનેજ ક્રૂર હોવાથી વિચારવા લાગ્યો કે રાજાને મારી કરીને સુખકારક આ રાજ્ય તથા આ અખૂટ ખજાનું લઈ લઉં. ૧૨

---

यावत् विश्राम्यति श्रांतः तत्तीरे तावत् प्रेक्षते नरेंद्रः
नदीपूरखनितं दुस्तटिद्रमकटं सुमणिरत्ननिधिं. १०

गत्वा तत्र सम्यक् दृष्ट्वा दर्शयति समरविजयस्य,
चलितं च तस्य चित्तं भास्वररत्नोच्चयं दृष्ट्वा. ११

चिंतयति स्वभावक्रूरः मारयित्वा नृपं इदं प्रगृह्णामि,
तत् राज्यं सुखसज्जं अनिष्ठितं रत्ननिधि मेवं. १२

रन्नो मुक्को घाओ, पुरीइ लोयंमि पुक्करंतंमि,
हाहा किमियं ति विचिंतिऊण वंचाविओ तेण. १३

भणइ य अक्रूरमणो, निवई बाहाइ तं धरेऊण,
नियकुलअणुचिय मसमं, किं भाय तए इमं विहियं. १४

जइ कज्जं रज्जेणं, निहिणा इमिणा व ता तुमं चेव,
गिण्हाहि आहिमुक्को, समर धरेमो वयं तु वयं. १५

એમ વિચારીને તેણે રાજા ઊપર ઘા કર્યો જે જોઇ શેષ નગર લોકો પોકાર મારવા લાગ્યા કે હાય હાય આ શો કેર થયો! છતાં રાજાએ તે ઘા ચુકાવી પાડયો. ૧૩

હવે રાજા અક્રૂર મનવાળો હોવાથી પોતાની ભુજાઓથી તેને ધરી રાખીને કહેવા લાગ્યો કે હે ભાઇ તેં આ પોતાના કુલને અનુચિત ઉલટું કામ કેમ કર્યું? ૧૪

હે સમર જો તારે આ રાજ્ય અગર આ નિધાન ખપતું હોય તો, ખુશીથી તે સ્વીકાર કર અને અમે વ્રત ગ્રહણ કરીયે. ૧૫

---

राज्ञो मुक्तो घातः पुर्यां लोके पूत्कुर्वति,
हाहा किमिद मिति विचिंत्य वंचापित स्तेन. १३

भणति च अक्रूरमना नृपति र्बाहुभ्यां तं धृत्वा,
निजकुलानुचित मसमं किं भ्रातस्त्वया इदं विहितं. १४

यदि कार्यं राज्येन निधिना अनेन वा तदा त्वं चैव,
गृहाण आधिमुक्तः समर धारयामो वयं तु व्रतं. १५

तं सो निसुणिय अमुणिय, कोवविवागो विवेगपरिमुक्को,
विच्छोडिऊण वाहं, ओसरिओ निवसगासाओ. १६

जस्स निमित्तं अनिमित्त, वइरिणो बंधुणो विं इय हुंति,
अल मिमिणा निहिणा मे, तं मुतु निवो गओ सपुरं. १७

समरो भमरोलिसमा, पुन्नावसाओ पुरट्ठियंपि तयं,
रयणनिहाण मदट्ठुं, चिंतइ रन्ना धुवं नीयं. १८

· તે સાંભળીને ક્રોધના ફળને નહિ જાણનાર અને વિવેકહીન સમરવિજય તે હોડી છોડી દઇને રાજા પાસેથી વેગળો થયો. ૧૯

જેના કારણે ભાઇયો પણ વિના કારણે આ રીતે વૈરી થઇ પડે છે, તેવા આ નિધાનનું મારે કામજ નથી એમ વિચારી તેને છોડી કરી રાજા પોતાના નગર તરફ આવ્યો. ૧૭

હવે સમરવિજય ભ્રમરાની પંક્તિ સમાન પાપના વશથી સામે પડેલા તે રત્ન નિધાનને પણ નહિ દેખી મનમાં ચિંતવવા લાગ્યો કે નકી એ રાજા લઇ ગયો છે. ૧૮

---

तत् स निश्रुत्य अज्ञातकोपविपाकः विवेकपरिमुक्तः
व्युत्सृज्य वाहं अपसृतः नृप शकासात्. १६

यस्य निमित्तं अनिमित्तवैरिणः बंधवोपि इति भवंति,
अल मनेन निधिना मे तं मुकत्वा नृपो गतः स्वपुरं. १७

समर भ्रमरालिसमापुण्यवशात् पुरस्थित मपि तत्,
रत्ननिधान मदृष्ट्वा चिंतयति राज्ञा ध्रुवं नीतं. १८

तो जाओ चारहडो, चरडो लुंटेइ बंधुणो देसं,
सामंतेहिं धरिउं, कयावि नीओ निवसमीवे. १९

मुक्को अणेण, रज्जे, निमंतिओ चिंतिउं गओ एवं,
गहियव्वं रज्ज मिणं, हठेण नहु दिज्जा मेएणं. २०

एवं कयाइ देहे, भंडारे जणवए य सो चुक्को,
पत्तो निवेण मुक्को, रज्जेण ब्भत्थिओ य दढं. २१

પછી તે બહારવટિઓ થઇને ભાઈના દેશને લુંટવા માંડયો, ત્યારે કોઇક વેળાએ સામંત–સરદારોએ પકડીને તેને રાજા પાસે રજુ કર્યો. १९

ત્યારે રાજાએ તેને માફી બક્ષી રાજ્ય આપવા માગણી કર્યા છતાં તે ચિંતવવા લાગ્યો કે રાજી ખુશીથી મારો ભાઈ રાજ્ય આપે તે ન લેતાં પોતાના જોરથી રાજ્ય લેવું. २०

એ રીતે કોઇ વેળા રાજાના શરીરપર ધસી જતો, કોઇ વેળા ખજાનું લૂંટતો, કોઈ વેળા દેશને લૂંટતો અને પકડાતો છતાં રાજા તેને વારંવાર માફી બક્ષી રાજ્ય લેવાને આગ્રહ કરતો. २१

---

ततः जातः चारभटः चरटः लुंटयति बंधो देशं,
सामंतै धृत्वा कदापि नीतः नृपसमीपे. १९

मुक्तः अनेन राज्ये निमंत्रितः चिंतयित्वा गतः एवं,
गृहीतव्यं राज्य मिदं हठेन नैव दत्त मेतेन. २०

एवं कदाचित् देहे भांडागारे जनपदे च स भ्रांत,
प्राप्तः नृपेण मुक्तः राज्येन अभ्यर्थित श्च दढं. २१

तो जाओ जणवाओ, नियह अहो सोयराण सविसेसं,
एगस्स दुज्जणत्तं, असरिस मन्नस्स सुयणत्तं. २२

गुरुवेरग्गो राया, अइविरसे वासरे खिवइ जाव,
ता तत्थ समोसरिओ, पवोहनामा पवरनाणी. २३

चलिओ पमोयकलिओ, तन्नमणत्थं निवो सपरिवारो,
निसुणिय धम्मं पुच्छइ, समए नियबंधव चरित्तं. २४

ત્યારે લોકોમાં ચર્ચા ચાલી કે અહો ભાઈ ભાઈમાં ફરક જુઓ કે એક જ્યારે હડહડતો દુર્જન નિવડ્યો છે ત્યારે બીજાનું નિરૂપમ સૌજન્યપણું દેખાય છે. ૨૨

હવે રાજા ભારે વૈરાગ્યવાન્ રહી ઉદાસપણે દિવસો પસાર કરતો તેટલામાં ત્યાં પ્રબોધ નામના પ્રવર જ્ઞાની પધાર્યા. ૨૩

તેમને નમવા માટે પરિવાર સહિત રાજા આનંદિત થઈ ત્યાં આવ્યો, અને ત્યાં ધર્મ સાંભળી અવસરે પોતાના ભાઈનું ચરિત્ર પૂછવા લાગ્યો. ૨૪

---

ततः जातः जनवादः पश्यत अहो सोदराणां सविशेषं,
एकस्य दुर्जनत्वं असदृश मन्यस्य सुजनत्वं. २२

गुरुवैराग्यो राजा, अति विरसान् वासरान् क्षिपति यावत्,
तावत् तत्र समवसृतः प्रबोधनामा प्रवरज्ञानी. २३

चलितः प्रमोद कलितः तन्नमनार्थं नृपः सपरिवारः
श्रुत्वा धर्मं पृच्छति समये निजबांधव चरित्रं. २४

जंपइ गुरू विदेहेसु, मंगले मंगलावईविजए,
सोगंधिपुरे सागर, कुरंगया मयणसिठिसुया. २५

पढमवयसमुचियाहिं, कीलाहिं ते कयावि कीलंता,
पिच्छंति बालगदुगं, तह एगं बालियं रम्मं. २६

पुट्ठा यं तेहि एए, के तुब्भे ता भणाइ ताणेगो,
अत्थि त्थ मोहनामा, निवई जगनीतलपसिद्धो. २७

तस्स त्थि वइरिकरिकरह, केसरी रायकेसरी तणओ,
तप्पुत्तो हं सागर, महासओ सागरभिहाणो. २८

ગુરૂ બોલ્યા કે મહા વિદેહ ક્ષેત્રમાં મંગળમય મંગળાવતી વિજયમાં સૌગંધિકપુરમાં મદન શેઠના સાગર અને કુરંગ નામે બે પુત્રો હતા. ૨૫

તે બે ભાઇઓએ પોતાની બાલ્યાવસ્થાને ઉચિત રમત કરતાં થકા એક વખતે બે બે બાળક અને એક મનોહર બાળિકા જોઈ. ૨૬

ત્યારે તેમણે તેમને પૂછયું કે તમે કોણ છો? ત્યારે તેઓમાંનો એક બોલ્યો કે, આ જગતમાં સુપ્રસિદ્ધ રહેલો મોહ નામે રાજા છે. ૨૭

તે મોહ રાજાનો દુશ્મન રૂપી હાથીના બચ્ચાને નશાડવામાં કેશરી

---

जल्पति गुरु र्विदेहेषु, मंगळे मंगळावती विजये,
सौगंधिकपुरे सागरकुरंगकौ मदनश्रेष्टिसुतौ. २५

प्रथमवयः समुचिताभिः क्रीडाभिः तौ कदापि क्रीडंतौ,
प्रेक्षाते बालकद्विकं तथा एकां बालिकां रम्यां. २६

पृष्टा श्च ताभ्या मेते के यूयं तदा भणति तेषा मेकः
अस्त्यत्र मोहनामा नृपति र्जगतीतळ प्रसिद्धः २७

तस्या स्ति वैरिकरिकलभ, केशरी रागकेशरी तनयः
तत्पुत्रो हं सागर महाशयः सागराभिधानः २८

સિંહ સમાન રાગકેશરી નામે પુત્ર છે, અને તેનો હું દરિયાની માફક ઊંડા આશયવાળો લોભસાગર નામે પુત્ર છું. २८

मह तणओ फुडविणओ, एसो उ परिग्गहाभिलासु त्ति,
वइसानरस्स धूया, एसा किर कूरया नाम. २९

इय सुणिय हरिसिया ते, कीलंति परुप्परं तओ मित्तिं,
निम्मेइ सागरो सह सिसूहिं नउ कूरयाए वि. ३०

कुणइ कुरंगो मित्तिं, तेहिं समं कूरयाइ सविसेसं,
भायभिभूय त्ति कमा, पत्ता ते तारतारुन्नं. ३१

અને આ એ પરિગ્રહાભિલાષ નામે મારોજ વિનયવાન્ પુત્ર છે. અને આ સાથે રહેલી આ બાળિકા તો મારા ભાઈ ક્રોધવૈશ્વાનરની ક્રૂરતા નામે દીકરી છે. २९

એમ સાંભળી તેઓ ખુશી થઈ અરસપર રમવા લાગ્યા અને તેમાંનો સાગર નામે શ્રેષ્ઠિપુત્ર ક્રૂરતા શિવાય બાકીના બે બાળકો સાથે દોસ્તી કરવા લાગ્યો. ३०

કુરંગ નામનો શ્રેષ્ઠિ પુત્ર તે બાળકો સાથે તથા વિશેષે કરીને ક્રૂરતા

---

मम तनयः स्फुटविनयः एष तु परिग्रहाभिलाष इति,
वैश्वानरस्य पुत्री एषा तु क्रूरता नाम. २९.

इति श्रुत्वा हृष्टौ तौ क्रीडतः परस्परं ततो मैत्रीं,
निर्माति सागरः सह शिशुभ्यां नतु क्रूरतया पि. ३०

करोति कुरंगो मैत्री ताभ्यां समं क्रूरतया (च) सविशेषं,
भयाभिभूतातिक्रमात् प्राप्तौ तौ तारतारुण्यं. ३१

સાથે મૈત્રી કરવા લાગ્યો. હવે તે બન્ને શ્રેષ્ટિ પુત્રો બાળવય અતિક્રમીને મનોહર યૌવન અવસ્થામાં પ્રાપ્ત થયા. ૩૧

अह मित्तपेरियमणा, दविणोवज्जणकए गहियभंडा,
पियरेहि वारिया वि हु, चलिया देसंतरंमि इमे. ३२

भिल्लेहि अंतरा अंतरायवसओ य गहियभूरिधणा,
उद्धरियथेवदव्वा, धवलपुरं पट्टणं पत्ता. ३३

दविएण तेण तहियं, गहिउं हट्टं कुणंति ववसायं,
दीणारसहस्सदुगं, दुकुखसहस्सेहि अज्जंति. ३४

હવે તેઓ મિત્રોની પ્રેરણાથી પૈસો ઉપાર્જન કરવા માટે, માબાપોની મનાઈ છતાં પણ વેચવાનું માલ સાથે લઈને દેશાંતર રવાને થયા. ૩૨

રસ્તામાં તેમના અંતરાય કર્મના ઉદયથી તેમનું ઘણું ધન ભીલોએ લૂંટી લીધું, તેથી થોડું ઘણું જે બચ્યું તે સાથે તેઓ ધોળપુર નગરમાં આવી પહોચ્યા. ૩૩

તે દ્રવ્યવડે ત્યાં તેઓ હાટ માંડીને વેપાર કરવા લાગ્યા, તેમાં તેમણે હજારો દુઃખ વેઠીને બેહજાર સોનામહોર કમાવી. ૩૪

---

अथ मित्र प्रेरित मनसौ द्रव्यार्विणोपार्जनकृते गृहतिभांडौ,
पितृभ्यां वारिता वपि चलितौ देशांतरे इमौ. ३२

भिल्लैः अंतरा अंतरायवशत श्च गृहीतभूरिधनौ.
उध्धृतस्तोकद्रव्यौ धवलपुरं पत्तनं प्राप्तौ. ३३

द्रव्येण तेन तत्र गृहित्वा हट्टं कूरुतः व्यवसायं,
दीनारसहस्रद्विकं दुःखसहस्रैः अर्जयतः ३४

तो वड्ढियबहुतह्णा, कप्पासतिलाइ भंडसालाओ,
पकुणंति करिसणं पि हु, उच्छुक्खित्ताइं कारंति. ३५

तससंसत्ततिलाणं, निपीलणं गुलियमाइ ववहारं,
कारंति एव जाया, ताणं दीणार पणसहसा. ३६

तो तद्दसगे इच्छा, कमेण लक्खे वि जाव तं मिलियं,
अह कोडिपूरणिच्छा, जाया मित्ताणुभावेण. ३७

તે છતાં તેમની તૃષ્ણા બહુ વધી પડી, જેથી તેઓ કપાસિયા અને તલની વખારો ભરવા લાગ્યા. ખેતી કરવા લાગ્યા, અને સેલડીના વાડા કરાવવા લાગ્યા. ૩૫

વળી ત્રસ જીવોથી ભળેલા તલોને પીલાવવા લાગ્યા, ગુળી વગેરેનો વેપાર ચલાવવા લાગ્યા, એમ કરતાં તેઓ પાસે પાંચ હજાર સોનામ્હોર થઈ. ૩૬

ત્યારે તેમને દસ હજારની અને અનુક્રમે લાખ સોનામ્હોરોની ઇચ્છા થઇ, તે મળતાં લોભસાગર નામના મિત્રના પ્રતાપે કરીને ક્રોડ પૂરી કરવાની ઇચ્છા થઇ. ૩૭

---

ततः वर्द्धितबहुतृष्णौ, कर्पासतिलादिभांडशालाः
प्रकुरुतः कर्षण मपि च इक्षुक्षेत्राणि कारयतः ३५

त्रस संसक्ततिलानां निपीलनं गुणिकादिव्यवहारं,
कारयतः एवं जातानि तयोः दीनारपंचसहस्राणि. ३६

ततः तद्दशके इच्छा, क्रमेण लक्षेपि यावत् तत् मिलितं,
अथ कोटि पूरणेच्छा जाता मित्रानुभावेन. ३७

तो गुरुगंतीनिवहा, पहिया देसंतरेसु त्रिविहेसु,
जलहिंमि पोयसंघाय, वत्तिया करहमंडळिया. ३८

गहियाइ निवकुलाओ पट्टेण वहूणि सुंकठाणाइं,
विहिया धणगणियाओ, वद्धा उ हयाइ हेडाओ. ३९

इच्चाइ पावकोडिहिं, जाव कोडि वि तेसि संमिलिया,
तो पावमित्तवसओ, उववन्ना रयणकोडिच्छा. ४०

ત્યારે જૂદા જૂદા દેશોમાં ભારે ગાડાંઓની શ્રેણિઓ મોકલવા લાગ્યા, દરિયામાં વહાણો ચલાવવા લાગ્યા તથા ઊંટોની કતારો ફેરવવા મંડ્યા. ૩૮

વળી રાજદરબાર પાસેથી ઘણી ઘણી જાતના ઇજારા પટ્ટે રાખવા લાગ્યા, તથા કુટ્ટણખાનાઓ રખાવીને પણ ધનાર્જન કરવા લાગ્યા, તથા ઘોડાની સરતોના અખાડાઓ ચલાવવા માંડ્યા. ૩૯

ઇત્યાદિક ક્રોડો પાપના કામો વડે યાવત્ તેમને ક્રોડ સોનામ્હોર પણ મળી, છતાં લોભસાગર નામના પાપમિત્રના વશથી તેમને ક્રોડ રતન મેળવવાની ઇચ્છા થઈ. ૪૦

---

ततः गुरुगंत्रीनिवहाः प्रहिता देशांतरेषु विविधेषु,
जलधौ पोतसंघाताः वर्त्तिताः करभ मंडलिकाः ३८

गृहीतानि नृपकुलात् पट्टेन वहूनि शुल्कस्थानानि,
विहिता धनगणिकाः वद्धा स्तु हयादि हेडाः ३९

इत्यादि पापकोटिभि र्यावत् कोटि रपि तयोः संमिलिता,
तदा पापमित्रवशतः उपपन्ना रत्नकोटीच्छा. ४०

अह खिव्विऊण सव्वं, पोए ते पत्थिया रयणभूमिं,
ता कूरया विलग्गा, गाढं कन्ने कुरंगस्स. ४१

जंपेइ हंत हंतुं, अंसहर मिमं करेसु अप्पवसं,
सयलं दविण मिणं जं, धणिणो सव्वेवि इह सुयणा, ४२

इय सा जंपइ निच्चं, तहेव तं परिणयं इमस्स तओ,
पक्खिवइ सागरं सागरंमि, लहिऊण सो छिद्दं. ४३

તેથી તેઓ બધું ધનમાલ વહાણમાં ભરીને રત્નદ્વીપ તરફ રવાને થયા, તેટલામાં કુરંગ નામના ભાઇના કાનમાં કૂરતા ખૂબ વળગીને નીચે મુજબ કહેવા લાગી. ૪૧

તે કૂરતા કહેવા લાગી કે આ તારા ભાગીદાર ભાઇને મારીને આ સઘળું દ્રવ્ય તું પોતાના સ્વાધીન કર કારણ કે આ જગત્માં સર્વે ધનવાન્ જ સુજન ગણાય છે. ૪૨

આ રીતે કૂરતા હમેશ તેને ઉશ્કેરતી અને તે તેજરીતે તેના મનમાં ઠસતું ગયું, તેથી તેણે લાગ જોઇ પોતાના સાગર નામના ભાઇને સાગરમાં ધક્કો મારી નાખી દીધો. ૪૩

---

अथ क्षिप्त्वा सर्वं पोते तौ प्रस्थितौ रत्नभूमिं,
तावत् क्रूरता विलग्ना गाढं कर्णयोः कुरंगस्य. ४१

जल्पति हंत हत्वा अंश हर मिमं कुरुष्व आत्मवशं,
सकलं द्रविण मिदं यत् धनिनः सर्वेपि इह सुजनाः ४२

इति सा जल्पति नित्यं तथैव तत् परिणतं अस्य ततः
प्रक्षिपति सागरं सागरे लब्ध्वा स छिद्रं. ४३

असुहज्झाणो, वगओ, जलहिजलुप्पीलपीलिय सरीरो,
मरिऊण तइयनरगंमि, नारओ सागरो जाओ. ४४

काउं मयकिच्चं भाउगस्स हिट्ठो कुरंगओ हियए,
जा जाइ किंपि दूरं, ता फुट्टं पवहणं झत्ति. ४५

बुड्डो लोओ गलियं, कयाणगं फलहयं लहिय एसो,
कहकहवि तुरियदिवसे, पत्तो नीरानिहितीरंमि. ४६

अज्जिणिय धणं भोए, भुंजिस्सं इय विचिंतिरो धणियं,
भमिरो वणंमि हरिणा, हणिओ धूमप्पहं पत्तो. ४७

હવે સાગર અશુભ ધ્યાનમાં રહી દરિયાના પાણીથી પીડાઇને મરણ પામી ત્રીજી નરકમાં નારક થઈ ઊપનો. ૪૪

આણીમેર કુરંગ પોતાના ભાઈના મૃત કાર્ય કરી હૃદયમાં રાજી થયો થકો જેટલે થોડોક દૂર ગયો તેટલે વહાણ ઝટ દઇને ફૂટી પડયું. ૪૫

વહાણપર ચડેલા લોકો બૂડી ગયા અને બધું માલ ગળી ગયું, છતાં કુરંગને પાટિયું મળી જવાથી તે જેમ તેમ કરીને ચોથે દિવસે દરિયાને કિનારે આવી ચડયો. ૪૬

(આટલો દુઃખી થયા છતાં) તે વિચારવા લાગ્યો કે હજુ પણ ધન કમાવીને ભોગ ભોગવીશ, એમ ખૂબ વિચારીને વનમાં ભટકવા લાગ્યો, તેટ-

---

अशुभध्यानो पगतः जलधिजलोत्पीडपीडित शरीरः
मृत्वा तृतीय नरके नारकः सागरो जातः ४४

कृत्वा मृतकृत्यं भ्रातृकस्य हृष्टः कुरंगकः हृदये,
यावत् याति किमपि दूरं तावत् स्फुटितं प्रवहणं झटिति. ४५

ब्रुडितो लोकः गलितं क्रयाणकं फलहकं लब्ध्वा एषः
कथंकथमपि तूर्यदिवसे प्राप्तः नीरनिधितीरे. ४६

अर्जयित्वा धनं भोगान् भोक्ष्ये इति विचिंतयन् धनिकं,
भ्रमन् वने हरिणा हतः धूमप्रभां प्राप्तः ४७

લામાં તેને સિંહે મારી નાખ્યો એટલે તે ધૂમપ્રભા નામની નારકીમાં પહો-ચ્યો. ૪૭

तो भमिय भवं ते दोवि, कहवि अंजणनगे हरी जाया,
इक गुहत्थं जुज्झिय, चउत्थनरए गया मरिउं. ४८

तो अहिणो इगनिहिणो, कए कुणंता महत्तयं जुज्झं,
विज्झायसुद्धझाणा, पत्ता धूमप्पहं पुढविं. ४९

अह वहुभवपज्जंते, एगस्स वणिस्स भविय भज्जाओ,
तंमि मए विहवकए, जुज्झिय मरिउं गया छट्ठिं. ५०

પછી તે બન્ને સંસારમાં ભટકીને જેમ તેમ કરી અંજન નામના પર્વતમાં સિંહ થયા, તેઓ એક ગુફાના માટે યુદ્ધ કરીને મરીને ચોથા નરકમાં ગયા. ૪૮

ત્યારબાદ સર્પ થયા ત્યાં એક નિધાનના માટે મહા યુદ્ધ કરતા થકા શુભ ધ્યાનના અભાવે ધૂમપ્રભા નામની નારક પૃથ્વીમાં ગયા. ૪૯

બાદ બહુ ભવો ભમીને એક વાણિયાની સ્ત્રીઓરૂપે થયા ત્યાં તે પતિના મરણબાદ પૈશા માટે લડીલડીને છઠ્ઠી નારકીમાં ગયા. ૫૦

---

ततः भ्रांत्वा भवं तौ द्वावपि कथमपि अंजननगे हरी जातौ,
एकगुहार्थं युद्ध्वा चतुर्थं नरके गतौ मृत्वा. ४८

ततः अही एकनिधेः कृते कुर्वंतौ महत्तरं युद्धं,
विध्यात शुद्ध ध्यानौ प्राप्तौ धूमप्रभां पृथ्वीं. ४९.

अथ वहुभवपर्यंते एकस्य वणिजः भूत्वाभार्ये,
तस्मिन् मृते विभवकृते युधित्त्वा मृत्वा गतौ षष्ठीं. ५०

भमिय भवं पुण जाया, तणया निवइस्स उवरए तंमि,
कलहंता रज्जकए, मरिउं पत्ता तमतमाए. ५१

एवं दव्वनिमित्तं, सहियाओ तेहिं वेयणा विविहा,
नय तं कस्सइ दिन्नं, परिभुत्तं तं सयं नेव. ५२

अह पुव्वभवे काउं, अन्नाणतवं तहाविहं किंपि,
जाओ सागर जीवो, तं निव इयरो उ तुह बंधू. ५३

પાછા કેટલાક ભવ ભમીને ફરી એક રાજાના પુત્ર થયા. તેઓ બાપના મરણબાદ રાજ્યના માટે કલહ કરતા થકા મરીને તમતમા નામની સાતમી નરકમાં ગયા. ૫૧

આ રીતે દ્રવ્ય સારૂં તેમણે અનેક પ્રકારની વેદનાઓ સહન કરી, છતાં તે કોઇને દાનમાં દીધું નહિ અને પોતે પણ ભોગવી શક્યા નહિ. ૫૨

બાદ હે રાજન્ કોઇક ભવમાં તેઓએ કાંઇક તેવા પ્રકારનું અજ્ઞાન તપ કર્યાથી સાગરનો જીવ તે તું રાજા થયો છે, અને કુરંગનો જીવ તે તારો ભાઇ થયો છે. ૫૩

---

भ्रांत्वा भवं पुनर्जातौ तनयौ नृपतेः उपरते तस्मिन्,
कलहायमानौ राज्यकृते मृत्वा प्राप्तौ तमतमायां. ५१

एवं द्रव्यनिमित्तं, सोढा ताभ्यां वेदना विविधाः
न च तत् कस्यापि दत्तं, परिभुक्तं तत् स्वयं नैव. ५२

अथ पूर्वभवे कृत्वा अज्ञानतपः तथाविधं किमपि,
जातः सागरजीवः त्वं नृप इतरोपि तव बंधुः ५३

तुम्हाणवि पच्चक्खो, इओ परं समरविजयवुत्तंतो,
सो काही उवसग्गं, इक्कसि तुह गहिय चरणस्स. ५४

तो कूरयाइ सहिओ, अहिओ तसथावराण जीवाणं,
दुसहदुहदहियदेहो, भमिहीही भव मणंत मिमो. ५५

इय सुणिय गरूयवेरग्ग, परिगओ गिण्हए वयं राया,
नियभाइणिज्जहरिकुमर, वसहसंकमियरज्जधुरो. ५६

હે રાજન્ ત્યાર પછીનો સમરવિજયનો વૃત્તાંત તો તને પણ પ્રત્યક્ષ રીતે માલમજ છે. શિવાય તે તારો ભાઇ તને ચારિત્ર લીધા પછી હજુ એકવાર ઉપસર્ગ કરશે. ૫૪

ત્યારબાદ એ કુરંગનો જીવ ક્રૂરતા સહિત રહીને ત્રસ અને સ્થાવર જીવોનું અહિત કરતો થકો અસહ્ય દુઃખોથી શરીરને બાળતો રહી અનંત સંસાર રઝળશે. ૫૫

એમ સાંભળીને ભારે વૈરાગ્ય પામીને રાજાએ પોતાના ભાણેજ હરિ નામના ઉત્તમ કુમારને રાજ્યનો ભાર સોંપી દીક્ષા લીધી. ૫૬

---

युष्माकमपि प्रत्यक्षः इतः परं समरविजय वृत्तांतः,
स करिष्यति उपसर्गं एकशः तव गृहीतचरणस्य. ५४

ततः क्रूरतया सहितः अहितः त्रस स्थावराणां जीवानां,
दुःसहदुःख दहित देहः भ्रमिष्यति भव मनंत मयं. ५५

इति श्रुत्वा गुरुकवैराग्य परिगतः गृह्णाति व्रतं राजा,
निजभागिनेय हरिकुमार वृषभ संक्रामित राज्यधुरः ५६

कमसो अइतवसोसिय, देहो वहुपढियसुद्धसिद्धंतो,
अब्भुज्जयं विहारं, उज्जयचित्तो पवज्जेइ. ५७

कस्सइ नगरस्स वहिं, पलंववाहू ठिओ य सो भयवं,
दिट्ठो पाविट्ठेणं, समरेणं कहिंवि गमिरेण. ५८

वइरं सुमरंतेणं, हणिओ खग्गेण कंधराइ मुणी,
गुरुवेयणाभिभूओ, पडिओ धरणीयले सहसा. ५९

બાદ અનુક્રમે ભારે તપથી શરીરને સૂકવી તથા ઘણા પવિત્ર સિદ્ધાંતો શીખીને ઉજમાલ થઈ તેણે અતિ આકરો એકલ વિહાર અંગીકાર કર્યો. ૫૭

તે પૂજ્ય મુનીશ્વર કોઈક નગરના બાહેર લાંબી બાહુઓ કરી કાયોત્સર્ગમાં ઊભો રહ્યો હતો તેવામાં પાપિષ્ટ સમરે ત્યાંથી ક્યાંક જતાં થકાં તેને જોયો. ૫૮

ત્યારે વૈર સંભારીને તેણે મુનિના કાંધમાં તરવારનો ઘા કર્યો, જેથી તે મુનિ ભારે પીડા પામીને તત્કાળ પૃથ્વી તળમાં પડી ગયો. ૫૯

---

क्रमशः अतितपः शोषित देहः बहुपठितशुद्ध सिद्धांतः
अभ्युद्यतं विहारं उद्यतचित्तः प्रपद्यते. ५७

कस्यापि नगरस्य वहिः प्रलंबवाहुः स्थिता श्च स भगवान्,
दृष्टः पापिष्टेन समरेण कुत्रापि गच्छता. ५८

वैरं स्मरता हतः खड्गेन कंधरायां मुनिः
गुरुवेदनाभिभूतः पतितः धरणीतले सहसा. ५९

चिंतइ रेजीव तए, अन्नाणवसा विवेगरहिएण,
वियणाओ अमणाओ, नरएसु अणंतसो पत्ता. ६०
गुरुभरवहणंकणदोह, वाहसीउह्ण खुहपिवासाइ,
दुस्सहदुहदंदोली, तिरिएसुवि विसहिया वहुसो. ६१
ता धीर मा विसीयसु, इमासु अइअप्पवेयणासु तुमं,
को उत्तरिउं जलहिं, निव्वुडए गुप्पईनीरे. ६२
वज्जेसु कूरभावं, विसुद्धचित्तो जिएसु सव्वेसु,
वहुकम्मखयसहाए, विसेसओ समरविजयंमि. ६३

મુનિ ચિંતવવા લાગ્યો કે હે જીવ તેં અજ્ઞાનના વશે કરી નિર્વિવેક થઈને નરકમાં અનંતવાર ભારે વેદનાઓ સહન કરી છે. ૬૦

વળી તિર્યંચ ગતિમાં પણ ઘણીવાર તેં ભારે ભાર વહન કરવાની, અંકન કરવાની, દોહાવાની, લાંબે છેટે ચાલવાની તાઢ, તડકો ખમવાની, તથા ભૂખ તરસ વગેરેની અસહ્ય દુઃખ પીડા સહન કરી છે. ૬૧

માટે હે ધીર આત્મન્ આ અલ્પ પીડામાં તું વિષાદ મ કર, કારણ કે દરિઓ તરી પાર કર્યા પછી છીલરના પાણીમાં કોણ બૂડે. ૬૨

તેથી હે જીવ તું વિશુદ્ધ મન રાખીને સર્વ જીવોમાં ક્રૂર ભાવનો ત્યાગ કર, અને આ ઘણાં કર્મ ક્ષય કરાવવામાં સહાય કરનાર સમરવિજયમાં તો સવિશેષે ક્રૂર ભાવનો ત્યાગ કર. ૬૩

---

चिंतयति रे जीव त्वया अज्ञानवशात् विवेग रहितेन,
वेदनाः अमानाः नरकेषु अनंतशः प्राप्ताः
गुरूभरवहनांकनदोहवाहशीतोष्णक्षुत्पिपासादिः
दुस्सह दुःखपीडा तिर्यक्ष्वपि विसोढा बहुशः ६१
तस्मात् धीर मा विषीद इमासु अत्यल्पवेदनासु त्वं,
कः उत्तीर्य जलधिं निब्रुडति गोष्पदीनीरे. ६२
वर्जय क्रुरभावं विशुद्धचित्तः जीवेषु सर्वेषु,
बहुकर्म क्षय सहाये विशेषतः समरविजये. ६३

तं लद्धो इह धम्मो, जं न कया कूरया पुरावि तए,
इय चिंततो चत्तो, पावेण समं स पाणेहिं. ६४

सुहसारे सहसारे, सो उववन्नो सुरो सुकयपुन्नो,
तत्तो चविय विदेहे, लहिही मुत्तिं समुत्तीवि. ६५

श्रुत्वे त्यशुद्ध परिणाम विराम हे तोः—
श्री कीर्त्तिचंद्र नरचंद्र चरित्र मुच्चैः,

भव्या नरा जनन मृत्यु जरादिभीता—
अक्रूरता गुण मगौणधिया दधध्वं. ६६

इति कीर्तिचंद्रनृपकथा समाप्ता.

હે જીવ તેં પૂર્વે પણ ક્રૂરતા નથી કરી તેથી ઈહાં તું ધર્મ પામ્યો છે, એમ ચિંતવતાં થકાં તેણે પાપ નિવારવાની સાથે પ્રાણનો પણ ત્યાગ કર્યો. ૬૪

ત્યાંથી તે સુખમય સહસ્રાર નામના દેવલોકમા સુકૃતના જોરે દેવતા થયો, ત્યાંથી ચવીને તે સંતોષશાળી જીવ મહા વિદેહમાં મનુષ્ય થઈ મુક્તિ પામશે. ૬૫

આ રીતે અશુદ્ધ પરિણામને ટાળવા માટે શ્રી કીર્તિચંદ્ર રાજાનું ચરિત્ર બરોબર સાંભળીને જન્મજરા અને મરણ વગેરાથી બીધેલા હે ભવ્ય જનો, તમે મુખ્ય બુદ્ધિથી અક્રૂરતા નામે ગુણને ધારણ કરો. ૬૬

આ રીતે કીર્તિચંદ્રરાજાની કથા સમાપ્ત થઈ.



---

तत् लब्ध इह धर्मो यत् न कृता क्रूरता पुरापि त्वया,
इति चिंतयन् त्यक्तः पापेन समं स प्राणैः ६४

सुखसारे सहस्रारे स उपपन्नः सुरः सुकृतपूर्णः,
ततः च्युत्वा विदेहे लप्स्यते मुक्तिं समुक्ति रपि. ६५

## षष्ट गुण.

प्रपंचितो ऽक्रूरइति पंचमोगुणः इदानीं भीरु रितिषष्टं गुणं विवृण्वन्नाह ॥ छ ॥

અક્રૂરપણારૂપ પાંચમો ગુણ કહી બતાવ્યો હવે ભીરૂપણારૂપ છઠ્ઠો ગુણ વર્ણવે છે.

# ( मूळ गाथा. )

इह परलोयावाए-
संभावंतोन वट्टए पावे,
बीहइ अजसकलंका-
तोखलु धम्मारिहो भीरू. १३

( મૂળનો અર્થ. )

આ લોકના અને પરલોકના સંકટો વિચારીનેજ પાપમાં નહિ પ્રવર્ત્તે અને અપજશના કલંકથી ડરતો રહે તે ભીરૂ કહેવાય, તેથી તેવો પુરૂષજ ધર્મને યોગ્ય ગણાય છે. ૧૩

( ટીકા. )

इहलोकापायान् राज निग्रह प्रभृतीन् परलोकापायान् नरकगमनादीन्संभावयन् भाविनो मन्यमानो, नवर्त्तते, नप्रवर्त्तते पापे हिंसा नृतादौ.

આ લોકના અપાય એટલે રાજ તરફથી થતી ધર પકડ અને પરલોકના અપાય એટલે નરક ગમનાદિક. તેમને સંભાવતો થકો અર્થાત્ થનારા માનતો થકો, ( જે ભીરૂ હોય તે ) પાપમાં એટલે હિંસા જૂઠ વગેરેમા ન વર્ત્તે એટલે નહિ પ્રવર્ત્તે.

तथा बिभेत्युत्तरस्य त्ययशः कलंका. त्रिजकुल मालिन्यहेतो रपि का-रणात् पापे न प्रवर्त्तते.

તેમજ અપજશના કલંકથી બીહે છે એટલે ડરે છે. અર્થાત્ પોતાના કુળને રએને ડાઘ લાગે. તે કારણથી પણ તે પાપમાં નથી પ્રવર્ત્તતો.

ततस्तस्मात् कारणात, खलुरवधारणे, सचो परिष्टात् संभत्स्यते. ततो धर्मार्हो धर्म योग्यो, भीरु रेव पापभीरु रेव, विमलवत्.

તેથી એટલે તે કારણથી ખલુ એટલે ખરેખર એ શબ્દનો સંબંધ ઊપરલા પદ સાથે જોડવો તે આ રીતે કે ધર્મ ને અર્હ એટલે ધર્મને યોગ્ય જે ભીરૂ એટલે પાપથી બીનાર હોય તેજ ખરેખર છે વિમળની માફક.

---

## विमल दृष्टांत श्चैवं.

सिरि नंदणंस मयरं अत्थि कु सत्थलपुरंमयण सरिसं,
तत्थयकुव लयचंदो चंदो व्व जणपिओ सिट्ठी. १

गय दंदाणं दसिरी, सिरीवपुरि सुत्तमस्ससेभज्जा,
विमल सहदेव नामा, ताणं पुत्तासयाभत्ता. २

### વિમલની કથા આ પ્રમાણે છે.

શ્રી નંદન (લક્ષ્મીના પુત્ર) સમકર (મગરના ચિન્હવાળા) કામદેવના સરખું શ્રી નંદન (લક્ષ્મીથી આનંદ આપનાર) સમકર (સદાકર વેરાવાળું) કુશસ્થળ નામે નગર હતું, ત્યાં ચંદ્રની માફક લોકપ્રિય કુવળચંદ્ર નામે એક શેઠ હતો. ૧

તે શેઠની આનંદશ્રી નામે એક સ્ત્રી હતી કે જે પુરૂષોત્તમ શ્રીકૃષ્ણની સ્ત્રી લક્ષ્મીના માફક અનુપમ હતી. તેમના હમેશાં વિનય ભક્તિ કરનાર વિમળ અને સહદેવ નામના બે પુત્ર હતા. ૨

पगई इपाव भीरु जिट्ठो विवरीयओ कणिट्ठोउ,
कइयाविकी लिउंते उज्जाणगया नियंतिमुणिं. ३

तस्स कमकमल ममलं मुठुपहिट्ठान मित्तु उवविट्ठा,
साहु विकहइ धंमं ताणु चियं सयल जीवहियं. ४

इय सयल कम्मलेवो देवो गुरुणो विसुद्ध गुण गुरुणो,
धम्मो दयाइरंम्मो भुवणे रयणत्तणंएयं. ५

इयमुणिवंतुट्ठेहिं गहि ओसम्मत्तमाइ गिहिधम्मो,
असमत्थेहिंतेहिं दुद्ध रजइधम्म धुर धरणे. ६

ते अनदिणेचलिया गहिउं पणियाइ पुव्व देसंमि,
केणवि पहिएणइमं अद्ध पहेपुच्छिओ विमलो. ७

મોટો ભાઇ વિમળ સ્વભાવથીજ પાપ ભીરૂ હતો અને નાનો ભાઇ સહદેવ તેથી વિરૂદ્ધ સ્વભાવનો હતો તેઓ બન્ને કયારેક વનમાં રમવા ગયા ત્યાં તેમણે એક મુનિને જોયો. ૩

તે મુનિના નિર્મળ ચરણ કમળને નમી કરીને બન્ને જણ બરોબર હર્ષિત થઈ તેના પાસે બેઠા એટલે તે મુનિએ તેમને ઉચિત અને સકળ જીવને હિતકારી ધર્મનો ઉપદેશ કર્યો. ૪

મુનિનો ઉપદેશ. સકળ કર્મ લેપથી રહિત દેવ, વિશુદ્ધ ગુણવાન્ ગુરૂ, અને દયામય ધર્મ એ આ જગતમાં રત્નત્રય કહેવાય છે. ૫

આ ઉપદેશ સાંભળી તેઓએ ખુશી થઇ સમ્યકત્વ વગેરે ગૃહિધર્મ સ્વીકાર કર્યો કારણ કે યતિ ધર્મની દુર્ધર ધુરા ધારણ કરવામાં તેઓ અસમર્થ થયા. ૬

તેઓ એક દિવસે પૂર્વ દેશમાં માલ લેવા અર્થે ચાલ્યા જતા હતા તેવામાં અર્ધે રસ્તે મળેલા કોઇ વટેમાર્ગુએ વિમળને આવી રીતે પૂછયું. ૭

भोक्कइसुपंजलपई घण इंधण नीर नीरणाइजुयं,
विमलो वि दंडभीरु जंपइ अहयं नयाणामि. ८

पभणेइ पुणो पहिओ गामे नयरे वकत्थगंतव्वं,
सिट्ठि तएसोसा इइ अग्घिस्सइ जत्थ नणुपणियं. ९

पुणपहिएणुल्लवियं, नियनय रंकइ सुजत्थ तंवससि,
समण इनि वहाणीए नयनयरं अत्थि म महकिंचि. १०

जइ पभण सिविमलतु मंतए समंएमितेणइयवुत्ते,
सो आहस इच्छाए इंताण तुमाण के अम्हे. ११

अहपत्तो पुरबाहिं पागत्थं जाव जाल एज लणं.
विमलो तापहि एणं भणिओ अप्पे सुमह दहणं. १२

ભલાભાઈ, કયો રસ્તો સીધો અને ઘણા બળતણ, ઘાસ તથા પાણીથી ભરપૂર છે તે અમને બતાવ, ત્યારે અર્થ દંડથી બીતો વિમલ બોલ્યો એ બાબત હું જાણતો નથી. ૮

ત્યારે ફરીને વટેમાર્ગુ બોલ્યો કે હે શેઠ તમારે કયા ગામ કે શહેર તરફ જવાનું છે, ત્યારે વિમલે કહ્યું કે જ્યાં માલ સસ્તું મળશે ત્યાં જશું. ૯

ફરીને વટેમાર્ગુ બોલ્યો કે તમારૂં નગર કયું છે કે જેમાં તમે રહો છો, ત્યારે વિમળ બોલ્યો કે રાજાના નગરમાં રહું છું. મારૂં નગર કોઇ છેજ નહિ. ૧૦

વટેમાર્ગુ બોલ્યો, હે વિમળ જો તું કહેતો હોય તો તારી સાથે હું આવું એમ તેણે માગણી કરતા વિમળ બોલ્યો કે તમારી ઇચ્છાએ તમે આવો તેમાં અમને શું પૂછવાનું છે. ૧૧

હવે તેઓ એક શહેરની બાહેર આવી પહોચ્યા, ત્યાં રસોઇના માટે વિમળે અગ્નિ સળગાવી તેટલામાં વટેમાર્ગુએ આવી વિમળ પાસેથી અગ્નિ માગી. ૧૨

सोवि पयंपइ तंपइ महपासे जि मसु अविय भोपहिय,
नय अगणिपमुहदाणं तु कप्पए समय पडिसेहा. १३

(तथाहि)

महुमज्ज मंसभेसज्ज मूल सत्थग्गिजंत मंताइं,
नकया विहु दायव्वं सड्ढे हिंपाव भीरूहिं. १४

अन्यत्राप्युक्तं

न ग्राह्याणि नदेयानि पंचद्रव्याणिपंडितैः
अग्निर्विषं तथाशस्त्रं मद्यं मांसं चपंचमं. १५

तोसो कुविउव्व अरेरे धिट्ठ निक्किट्ठ दुट्ठ धम्मिट्ठ,
वध्धुत्तराइं पकुणसिमह पुरओ विमल इयभणिउं. १६

ત્યારે વિમળ કહેવા લાગ્યો કે હે પથિક તારે જમવું હોય તો મારા પાસે જમી જા, પણ અગ્નિ વગેરે ભયંકર ચીજ તો મારાથી તને આપી શકાય તેમ નથી કારણ કે શાસ્ત્રમાં એવી ચીજો આપવા કરવા મનાઇ પાડેલ છે. ૧૩

જે માટે કહેલું છે કે:—

મધ, મદિરા, માંસ, ઔષધ[1], બૂટી[2], અગ્નિ[3], યંત્ર[4], તથા મંત્રાદિક[5] વસ્તુઓ પાપથી બીનાર શ્રાવકોએ કદાપિ કોઇને આપવી નહિ. ૧૪

અગ્નિ, વિષ, શસ્ત્ર, મદ્ય અને માંસ એ પાંચ ચીજો ડાહ્યા પુરૂષોએ કોઇ પાસેથી લેવી નહિ અને કોઇને દેવી નહિ. ૧૫

ત્યારે તે વટેમાર્ગુ ગુસ્સે થઇ કહેવા લાગ્યો કે અરે ધીઠા નિષ્કૃપ

૧-૨-૩-૪-૫ સોમલ વગેરે ભયંકર ઝેરી ઔષધો, ઝેરી બુટી, તલવાર, બંદુક, વગેરે ભયંકર હથીઆર, ભયંકર સાંચા તથા ભયંકર મંત્રોની આપ લે કરવા માટે આ મનાઇ છે, એમ ધારી શકાય છે. એવી ચીજો આજના વખતે પણ પરવાના સિવાય વાપરી શકાતી નથી.

અને દુષ્ટ તું ધર્મિષ્ટ પણાનો ડોળ ઘાલી મારી સાથે આવા ઉત્તર પ્રત્યુત્તર કરે છે કે? ૧૬

उत्तासिय सयल जणो कसिण तणुतहय वड्ढिउंलग्गो,
जह तस्स किंचिभीयं वउ वरिहुत्तंगयं गयणं. १७

त हजंपइ विमलं पइरेयाग कए महग्गि मप्पेसु.
जंभुक्खिउम्हिवाढं इहरातेना सिहं पाणे. १८

इयरोविभणइजलल वचलाणपाणाण कारणा,
भद्दकोनामपावभीरु इयए रिसपावमावहइ. १९

अथिरेहिंथिरो समलेहिं गय मलो परवसेहिंसाहीणोपाणेहिं,
जइविढप्प इधम्मो ताकिंन खलुपत्तं. २०

जंजाण सितं पकुणसु नउण निरत्थंकरेमिपावमहं.
तोसो संहरिय तणू नियरुवंकाउ माह तयं. २१

એમ કહી તે લોકોને થથરાવવા એવી રીતે પોતાનું આખું શરીર વધારવા લાગ્યો કે તેથી જાણે આકાશ પણ બી જઇને જલદી ઊંચે ચડી ગયું. ૧૭

તેમજ વિમળને તે કહેવા લાગ્યો કે અરે હું ખૂબ ભૂખ્યો છું માટે રસોઈ કરવા માટે મને અગ્નિ આપ, નહિતો હું તારા પ્રાણ હરીશ. ૧૮

ત્યારે વિમલ બોલ્યો કે આ ચંચળ પ્રાણોના માટે હે ભદ્ર કયો પાપભીરૂ આવું પાપમય પગલું ભરે. ૧૯

જો આ અસ્થિર મલીન અને પરવશ પ્રાણોથી સ્થિર, નિર્મળ અને સ્વાધીન ધર્મ સધાઇ શકાતો હોય તો પછી બીજું શું જોઇએ. ૨૦

માટે તારે કરવું હોય તે કર, પણ હું કશું નિરર્થક પાપ કરનાર નથી, આવું સાંભળી તે વટેમાર્ગુ પોતાના વધારેલા શરીરને ટૂંકું કરીને પોતાનું મૂળ દિવ્યરૂપ પ્રગટાવી તેને આ પ્રમાણે કહેવા લાગ્યો. ૨૧

विमल अइ विमलगुणगण धन्नोसितुमंतुमंचियसउन्ने,
जंसक्कोविप संसइ तुहपय डंपावभीरूत्तं. २२

सावज्ज वयण वज्जण पच्चल निच्चल सुधम्मवरसुवरं,
सो भणइतए दिन्नं दिंतेण सदंसणं मव्वं २३

वरदाण परं अमरे पुणो विजंपइइमो अहोभद्द,
नियमणं अइप उणं करेसुगुणिजणगुणगहणे २४

अहतंमिअइ निरीहे सप्पवि सुच्छायणंमणिं सुमणो,
वंधियत दुत्तरीए वलात्रिपत्तो सयंठाणं. २५

विमलो करेइ सद्दं सहदेवाईणतं वितोपत्ता,
पुच्छंति पहिय चरियं जहट्ठियं सोविसाहेइ. २६

હે અતિ ગુણશાળી વિમળ તને ધન્ય છે અને તુંજ પુણ્યશાળી છે, કેમકે ઇંદ્ર પણ તારૂં પાપભીરૂપણું ખુલ્લી રીતે વખાણે છે. ૨૨

માટે સાવદ્ય વચન વર્જન પરાયણ, હે નિશ્ચળ, હે ઉત્તમ ધર્મવાન્ તારે જે માગવું હોય તે માગ, ત્યારે વિમળ બોલ્યો કે હે દેવ, તેં તારા દર્શન આપ્યા એટલે સઘળું આપ્યું છે. ૨૩

છતાં દેવે વર માટે આગ્રહ કર્યાથી વિમલે કહ્યું કે હે ભદ્ર ત્યારે તું તારા મનને ગુણિજનના ગુણ ગ્રહણ કરવામાં તત્પર રાખ. ૨૪

આ રીતે તે તદન નીરિહ રહેતાં તેના ઉતરીય વસ્ત્રમાં દેવે જોર કરી સર્પના વિષની હરણ કરનારી મણિ બાંધી અને પછી તે સ્વસ્થાને ગયો. ૨૫

ત્યારે વિમળે સહદેવ વગેરેને બોલાવ્યા તેથી તેઓ પણ ત્યાં આવી તે વટેમાર્ગુની વાત પૂછવા લાગ્યા. એટલે તેણે બધી બનેલી હકીકત કહી સંભળાવી. ૨૬

जिणमुणि सुमरण पुव्वं ते भुत्तुं अहगयानयरमज्झे.
तातत्थ पुरे वणिएहि आवणा लहु पिहिज्जंति. २७

चउरंगवलंपवलं इओ तओभमइसमरसज्जंव,
मालिज्जइ पायारो दिज्वंतियगोयर कवाडे. २८

तं असरिच्छंपिच्छिय विमलेणं कोविपुच्छिओ.
पुरि सोभीयंपिवपुरमेयं किंदीसइभद्दसयलंपि. २९

तो विमल सवणमूले ठाऊणभणेइसो विजइइत्थ.
वलिबंधु करो पुरिसुत्त मुव्व पुरिसुत्तमो राया. ३०

इक्को चियसे पुत्तो अरिमल्लो नाम विजियअरिमल्लो,
सोअज्ज केलिभवणे सुत्तोडसिओ भुयंगेण. ३१

બાદ દેવગુરૂનું સ્મરણ કરી જમીને તેઓ નગરમાં ગયા, તેવામાં ત્યાં તેમણે બજારમાં દુકાનદારોને જલદી જલદી દુકાનો બંધ કરતા જોયા. ૨૭

વળી પ્રબળ ચતુરંગી લશ્કર જાણે લડાઈ માટે તમામ તૈયાર થયું હોય તેમ આમતેમ દોડાદોડ કરતું તેમણે જોયું કિલ્લો સાફ કરાતો જોયો, તથા શહેરના દરવાજા બંધ કરાતા જોયા. ૨૮

આવી વિલક્ષણ દોડધામ જોઈને વિમળે કોઇક પુરૂષને પૂછયું કે હે ભદ્ર આ આખું શહેર ભયભ્રાંત જેવું કેમ દેખાય છે? ૨૯

ત્યારે વિમળના કાનમાં રહીને તે પુરૂષે કહ્યું કે ઇહાં બળીરાજાને કેદ કરનાર શ્રીકૃષ્ણની માફક બળી (બળવાખોર) દુશ્મનોને કેદ કરનાર પુરૂષોત્તમ નામે રાજા છે. ૩૦

તેનો જોરાવર દુશ્મનોને જીતનાર અરિમલ્લ નામે એકાએક પુત્ર છે, તે આજ ક્રીડાઘરમાં સૂતો હતો તેવામાં તેને સર્પે ડસ્યો. ૩૧

तप्पण इणी इगाढं पुक्करिए परियणेण मिलिएण,
अइ निउणंपिगविट्ठोनय दिट्ठो विसहरो दुट्ठो. ३२

पत्तो निवोवितहियं मयंव कुमरं निए विरुत्तिगओ,
मुच्छ मतुच्छंपवणाइए हिजाओपुणो पउणो. ३३

किरियाउ वहु विहाओ नरिंदविंदारए हिंविहियाओ,
नय जाओ कोविगुणो तत्तो भणियं निवेण इमं. ३४

जइ कहविकिंपि कुमरस्समं गुलंजाय ए अमच्चवरा,
तोमज्जविनणु मरणं जलणोजाला भरिय गयणा. ३५

तो वुत्तो परिवारो रुयंतिअंते उरीउ करूण सरं,
मामंता विविमन्नाखलभलि ओसयल पुरलोओ. ३६

ત્યારે તેની સ્ત્રીઓએ ભારે બૂમરાણ કર્યાથી ચાકર નફરોએ દોડી આવી દુષ્ટ સર્પને ઘણુંએ જોયું પણ તે તેમના દીઠામાં નહિ આવ્યો. ૩૨

એટલામાં રાજા પણ ત્યાં આવી પહોચ્યો તે કુમારને મરેલા માફક મરેલો જોઈને તરત ભારે મૂર્છા પામ્યો, છતાં પવનાદિક નાખવાથી તે શુદ્ધિમાં આવ્યો. ૩૩

બાદ રાજવિપ વૈદ્યોએ અનેક ઉપચાર ક્રિયાઓ કરી છતાં કંઈ ગુણ થયો નહિ. ત્યારે રાજાએ નીચે મુજબ પોતાનો ઠરાવ જાહેર કર્યો. ૩૪

હે પ્રધાનો જો કોઈપણ રીતે આ કુમારને કંઈ પણ જોખમ થશે. તો હું પણ જળજળતા અગ્નિનુંજ શરણ લઈશ. ૩૫

તે ઠરાવની રાણીઓને ખબર પડતાં તે પણ કરૂણ સ્વરે રૂવે છે, અને સામંત-સરદારો પણ વિષાદ પામેલા છે. તથા સકળ નગરલોક ખળભળી રહ્યું છે. ૩૬

अहदाविओपडहओनि वेणआउ लमणेण इयनयरे,
जोजीवावइकुमरं तस्स अहंदेमि रज्जद्धं. ३७

तंसुणियभणइविमलं सहदेवो भाय कुणसु उवयारं,
ओहालिय मणिछंटसु कुमरंजंजियइलहुएसो. ३८

गरुयं अहिगरण मिणं बंधवकोरज्ज कारणे कुणइ,
इय विमलेणं वुत्ते सहदेवो भणइ भोभाय. ३९

उज्जीविऊण कुमरं अम्ह कुलस्स विदले मुद्दालिद्दं,
कइया जीवि ओकिर करिज्ज कुमरोविजिणधम्मं. ४०

एमाइतंमिभणिरेजा विमलो किंपि उत्तरइ ताव,
चेलं चलाउ इमिणा गहियमणिछित्तओ पडहो. ४१

હવે રાજાએ આકુળ બનીને નગરીમાં પડો ફેરવ્યો છે કે જે કોઇ આ કુમારને જીવાડે તેને હું મારૂં અર્ધું રાજ્ય આપું. ૩૭

તે સાભળીને સહદેવ વિમળને કહેવા લાગ્યો કે હે ભાઈ, આ ઉપકાર કરવા જેવો છે, માટે મણિને ધસીને તું કુમાર ઉપર છાંટ કે જેથી એ જલદી જીવે. ૩૮

વિમલે કહ્યું કે હે બંધુ રાજ્યના કારણે આવું મોટું અધિકરણ કોણ કરે? ત્યારે સહદેવ કહેવા લાગ્યો કે. ૩૯

કુમારને જીવાડીને આપણા કુલનું દારિદ્રય દૂર કર, કારણ કે કુમાર જીવતો રહ્યો થકો કદાચ જિન ધર્મને પણ કરશે. ૪૦

ઈત્યાદિક તેણે બોલતાં તેને જેટલામાં વિમળ કંઈક ઉત્તર આપવા માંડયો, તેટલામાં સહદેવે તેના વસ્ત્રાંચળમાંથી મણિ છોડી લઇ પડહને સ્પર્શ કર્યું. ૪૧

नीओ कुमर समीवे मणिमोहलि ऊण छंटिओ एसो,
मुत्तविउद्दुव्वखणेण उट्ठीओ पुच्छइ नरिंदं. ४२

किंतायए सपुरिसो अंबा अंते उरीउ पुरलोओ,
सव्वोविइत्थमिलिओ तोराया कहइतंसव्वं. ४३

हिट्ठेणं सहदेवो रज्जद्धेणं निमंतिओरन्ना.
सो आहदेव जस्सप्प भावओ जीविओ कुमरो. ४४

सोमहभाया जिट्ठो विमलो विमलासओ स परिवारो,
चिट्ठइ इचउहट्टे तस्सदेमुएयंइ ह्राणेउं. ४५

तोगच्छ इतत्थ निवो सह सहदेवेण करिवरारुढो.
तंदट्ठु मुट्ठु उट्ठो अवगूहिविप भणए एवं. ४६

તેણે પડો છિન્યાથી તેને કુમાર પાસે લઈ જવામાં આવ્યો, ત્યાં તેણે મણિને ઘસીને કુમારને છાંટી એટલે તે ક્ષણવારમાં સૂતેલો માણસ ઊંઘમાંથી ઉઠે તેમ કુમાર ઊઠીને રાજાને પૂછવા લાગ્યો. ૪૨

હે પિતાજી! આ માણસ તથા મારી મા તથા અંતઃપુર તથા આ નગરના લોકો ઇહાં શામાટે ભેગા થયા છે? ત્યારે રાજાએ સઘળી વાત કહી. ૪૩

પછી રાજાએ હર્ષ પામી સહદેવને પોતાના રાજ્યનું અર્ધ લેવાને વિનતી કરી, ત્યારે તે બોલ્યો કે હે રાજન જેના પ્રભાવે કરીને આ કુમાર જીવ્યો છે. ૪૪

તે નિર્મળ આશયવાળો મારો મોટો ભાઈ નો સપરિવાર ચૌવાટે ઉભો રહેલ છે, માટે તેને ઇહાં તેડાવીને આ રાજ્ય આપો. ૪૫

ત્યારે રાજા સહદેવ સાથે એક ઉત્તમ હાથીપર ચડીને ત્યાં ગયો, ત્યાં વિમળને જોઈ ઘણી ખુશીથી તેને ભેટીને તે આવી રીતે બોલ્યો. ૪૬

भो विमल पुत्तभिक्खा दिन्ना मुन्ना सयस्स मज्झ,
तप्तो काऊणय सायं लहुमहगिह मेहिदेहि मुदं. ४७

जह जह जंपइ तंपइ राया वयणा इपणय पउणाइं,
गुरु अहिगरण पवित्ती तह तहमल्लइ विमलहियए. ४८

पडिभणियं तेण नरिंद अनय विसपसर हरणमु नरिंद,
महदेव विलसिय मिणं. नाकिज्जउ उचिय मेयस्स. ४९

आरो विओगयवरे सवंधवो नियगिहे इमोनीओ,
भणिओ यरज्ज विमए रन्नापडिभणइ इय विमलो ५०

इक्कंताखर कम्मं बीयं अइरि तयापरिग हस्स.
ता निवमह नहु कज्जं रज्जेण मवज्ज मूलेण. ५१

હે વિમળ તેં બેઆકળા બનેલા મુજને પુત્રની ભિક્ષા આપી છે, માટે મહેરબાની કરીને જલદી મારા ઘરે પધારી મને રાજી કર. ૪૭

જેમ જેમ રાજા તેના પ્રતિ પ્રીતિ ભરેલાં વચનો કહેવા લાગ્યો તેમ તેમ વિમળના હૃદયમાં મોહોટા અધિકરણ પ્રવત્તિ થવાનો દોષ શાલવા લાગ્યો. ૪૮

તેથી તેણે પ્રત્યુત્તર આપ્યું કે હે નરેંદ્ર હે અન્યાયરૂપ વિષના ફેલાવાને અટકાવનાર ઉત્તમ રાજેંદ્ર આતો બધું સહદેવનું કામ છે, માટે તેનું જે કાંઇ ઉચિત કરવાનું હોય તે કરો. ૪૯

ત્યારે રાજા તે વિમળને તથા સહદેવને હાથીપર ચડાવી પોતાના ઘરે લાવ્યો અને રાજ્ય લેવાની વીનતી કરવા લાગ્યો ત્યારે વિમળે તેને નીચે મુજબ જવાબ વાળ્યો. ૫૦

રાજ્ય લેતાં એકતો ખરકર્મ કરવાં પડે છે તથા બીજી પરિગ્રહવૃદ્ધિ થાય છે, માટે હે રાજન્ પાપમૂળ રાજ્ય સાથે મારે કામ નથી. ૫૧

अह सजि गीसंनाउं सहदेवं तस्सनिय इणा दिन्नं,
हयगयर हभड जणवय पुरपमुहं पिभइ उंसव्वं. ५२

अप्पि ता धवलहरं सरंव कमला उलंउदय कलियं,
विमलो पुण सिट्ठिपए संठवि ओणिच्छ माणोवि. ५३

नियजणय पमुहलोओ समाणिओ तत्थ तेहिं,
अह विमलो कुव्वंतो जिण धम्मं समं मइक्कमइ वहुकालं. ५४

सहदेवो उणरज्जे रट्ठे विमएसु अइसय सयह्लो,
अकरंकरे इवड्ढइपुव्व करे दंडए लोयं. ५५

वियरइपाउवएसे अहिगरणे कुण इहणइ अरिदेसे,
असुह ज्झाणो वगओ कयाविविमलेणतो भणिओ. ५६

ત્યારે સહદેવને કાંઇક ઇચ્છાવાળો જાણીને તેને રાજાએ હાથી, ઘોડા, રથ, પયદલ દેશ-નગર વગેરે સઘળું અરધે અરધું વહેંચી કરીને સ્વાધીન કર્યું. ૫૨

વળી તળાવ જેમ કમળે કરીને ભરેલ હોય તેમ કમળા (લક્ષ્મીથી) ભરપૂર એક ધવળગૃહ તેને રાજાએ આપ્યું, અને વિમળને તેની અનિચ્છા છતાં નગરશેઠનું પદ આપ્યું. ૫૩

હવે સહદેવ તથા વિમળે મળી પોતાના માબાપ વગેરેનું યોગ્ય સત્કાર સન્માન કર્યું બાદ વિમળ ત્યાં રહી જિન ધર્મ કરતો થકો બહુકાળ વ્યતિ ક્રાંત કરવા લાગ્યો. ૫૪

પરંતુ સહદેવ રાજ્યમાં રાષ્ટ્રમા અને વિષયોમાં અતિશય તૃષ્ણાવાળો થઈ પડી નવા કર નાખવા લાગ્યો. જૂના કર વધારવા લાગ્યો, તથા લોકોને સખ્તાઇથી દંડવા લાગ્યો. ૫૫

તેમજ પાપના ઉપદેશો દેવા માંડયો. અનેક અધિકરણ વધારવા લાગ્યો. દુશ્મનોના દેશ ભાગવા લાગ્યો, આવી રીતે અશુભ ધ્યાનમાં ફસી પડયો તેને જોઈ એક વખતે વિમળ તેને આવી રીતે કહેવા લાગ્યો. ૫૬

करि कलहकंन चवलाइ रायकमलाइ कारणाभाय,
कोपावे सुपवत्तइ निय नियम धुरं विराहित्ता. ५७

वरमनलंमिपवेसो फणि मुह कुहरेवरंकरोखित्तो,
वरमस मामयपीडा नहुविरइवि राहणा भाय. ५८

इय निसुणंतो जाओ जल भरिय घणुव्व कसिणवयणोसो,
विमलेण तओमोणंविहियमजोगुत्ति काऊणं. ५९

जिण धम्मेविगयरई विवन्नविरइ फुरंतपावमई,
अइघणमणत्थ दंडं कुव्वंतोवंत संमत्तो. ६०

केणविनरेण पुव्वंविराहिएणं कयाविसहदेवो,
लहिउं छलं छुरीए हणिओपत्तो पढम पुढविं. ६१

हे भाई! हाथीना बच्चाना कान माफक चपळ एवी राज्य लक्ष्मीना कारणे पोताना नियमोनी धुंसरीने भांगी करीने कोण पापमां प्रवर्त्ते. ५७

हे भाई अग्निमां पेसवुं सारूं सर्पना मुखना विवरमां हाथ नाखवो सारो, तथा गमे तेवा विषम रोगनी पीडा सारी, पण व्रतनी विराधना करवी सारी नथी. ५८

एम सांभळीने पाणी भरेला वादळानी माफक सहदेवे काळुं म्होंडुं कर्युं, तेथी विमळे तेने अयोग्य जाणी मौन धारण कर्युं. ५९

पछी सहदेवनी जिन धर्म उपरथी ओछी प्रीत पडती गई, अने पापनी मति स्फुरित थयाथी ते विरतिहीन थयो थको घणा अनर्थ दंड करीने सम्यक्त्व भ्रष्ट थयो. ६०

बाद कोईक प्रथमना दुभायला पुरूषे कयारेक छळ पामीने सहदेवने छुरीथी मारी नाख्यो, एटले ते पहेली नारकीमां पहोच्यो. ६१

तयणु गुरुगहिरभवजल निहिंमि अइस हिय दुसहदुहनिवहं,
कहकहविलहिय नरजंमकम्म हणिउं गमीससिवं. ६२

अच्चंतपावभीरू विमलो पुण पालिउणगिहिधम्मं,
जाओ अमरो पवरो महाविदेहंमिसिज्झिहिइ. ६३

इत्यवेत्य विमलस्य वेष्टितं, वेष्टितं नखलुकर्म कोटिभिः
हे जनाभव तपाप भीरवो धीरवोधि चरणन्यवस्थिताः ६४

इति विमल दृष्टांतः समाप्तः छ.

ત્યારબાદ ભારે ગંભીર સંસાર સમુદ્રમાં ભટકતાં અસહ્ય દુઃખો વેઠીને જેમ તેમ કરી મનુષ્ય ભવ પામીને કર્મો ખપાવી તે મુક્તિ મેળવશે. ૬૨

આણીમેર અત્યંત પાપ ભીરૂ વિમળ ગૃહિધર્મ પાળીને પ્રવર દેવતા થઈ મહાવિદેહમાં જન્મીને સિદ્ધિ પામશે. ૬૩

આ રીતે કર્મની અણીઓથી અસ્પષ્ટ આ વિમળનું 'ચરિત્ર જાણીને હે જનો તમે સમ્યકત્વ અને ચારિત્રમાં ધીર રહી પાપભીરૂ થાઓ. ૬૪

આ રીતે વિમળનો દૃષ્ટાંત સમાપ્ત થયો.



સપ્તમ ગુણ.

उक्तो भीरू रितिषष्ठो गुणः सांप्रत मशठइति सप्तमं गुणं स्पष्टयन्नाह ॥ छ ॥

ભીરૂપણા રૂપ છઠો ગુણ કહી બતાવ્યો, હવે અશઠપણા રૂપ સાતમા ગુણને સ્પષ્ટ કરે છેઃ—

# ( मूळ गाथा. )

असढो परंनवंचइ,
वीससणिज्जो पसंसणिज्जोय;
उज्जमइ भावसारं,
उचिओ धम्मस्स तेणेसो. १४

( મૂળનો અર્થ. )

અશઠ પુરૂષ બીજાને ઠગતો નથી, તેથી તે વિશ્વાસ કરવા યોગ્ય તથા વખાણવા યોગ્ય રહે છે, અને ભાવ પૂર્વક ઉદ્યમ કરે છે, તે કારણથી તે ધર્મને યોગ્ય ગણાય છે. ૧૪.

(ટીકા.)

शठो मायावि तद्विपरीतोऽशठः परमन्यं, नवंचति नातिसंधत्ते,

શઠ એટલે કપટી, તેથી વિપરીત તે અશઠ અર્થાત્ નિષ્કપટી પુરૂષ, પર કહેતાં અન્યને વંચતો નથી, એટલે ઠગતો નથી.

अतएष विश्वसनीयः मत्यस्थानं भवती तरः पुनरवंचन्नपि न विश्वास कारणं.

એથીજ તે વિશ્વસનીય એટલે પ્રતીતિ યોગ્ય થાય છે, પણ કપટી પુરૂષ તો કદાચ નહિ ઠગતો હોય તોપણ તેનો કોઇ વિશ્વાસ કરતું નથી,

यदुक्तं.

माया शीलः पुरुषो, यद्यपि न करोति किंचिदपराधं,
सर्प इवा विश्वास्यो, भवति तथा प्यात्म दोष हतः १.

જે માટે કહેલું છે કે.

કપટી પુરૂષ જો કે કશો અપરાધ નહિ પણ કરે, તોપણ પોતાના તે દોષના જોરે સર્પની માફક અવિશ્વાસ્ય રહે છે. ૧

तथा प्रशंसनीयः श्लाघनयिश्चस्या दशठ इति प्रक्रमः,

વળી સદરહુ અશઠ પુરૂષ પ્રશંસનીય એટલે વખાણવા યોગ્ય પણ થાય છે.

यदवाचि.

यथाचितं तथावाचो, यथा वाच स्तथा क्रिया,
धन्यास्ते त्रितयेयेषां, विसंवादो न विद्यते. १

જે માટે કહેલું છે કે.

જેવું ચિત્ત હોય તેવી વાણી હોય, અને જેવી વાણી હોય તેવી કૃતિ હોય, એ રીતે ત્રણે બાબતમાં જે પુરૂષોનો અવિસંવાદ હોય તેઓ ધન્ય છે. ૧

तथोद्यच्छत्ति प्रवर्त्तते धर्मानुष्टान इतिशेषः भावसारं सद्भाव सुंदरं स्वचितरंजनानुगतं नपुनः परंरंजनायेति दुःप्रापचस्वचित्तरंजनं.

વળી અશઠ પુરૂષ ધર્માનુષ્ટાનમાં ભાવસારપણે એટલે સદ્ભાવ પૂર્વક અર્થાત્ પોતાના ચિત્તને રંજિત કરવા માટે, ઉદ્યમ કરે છે એટલે પ્રવર્ત્તે છે, નહિ કે પરને રંજન કરવા માટે પોતાના ચિત્તને રંજન કરવું એ ખરેખર મુસ્કેલ કામ છે.

तथाचोक्तं.

भुयांसो भुरिलोकस्य चमत्कार करानराः
रंजयंति स्वचित्तंये भुतले ते थ पंचषाः १

જે માટે કહેલું છે કે,—

બીજા ઘણા લોકોના ચિત્તને ચમકાવનારા માણસો ઘણા મળી આવે છે, પણ જેઓ આ પૃથ્વીપર પોતાના ચિત્તને રંજે તેવા તો પાંચ છ જ મળશે. ૧

तथा.

कृत्रिमै र्डंबरैश्चित्रैः शक्य स्तोषयितुं परः
आत्मा तु वास्तवै रेव हतकः परितुष्यति. २

વળી કહ્યું છે કે.

બીજાને તો અનેક તરેહના બનાવટી આડંબરોથી રાજી કરી શકાય છે, પણ આ (હણ્યો) આત્માતો ખરેખરા બનાવોથીજ પરિતોષ પામે છે. ૨

उचितो योग्यो धर्मस्य पूर्व व्यावर्णित स्वरुपस्य, ते न कारणेनै षोडशठः सार्थवाह पुत्र चक्र देववत्

તે કારણે કરીને એ એટલે અશઠ પુરૂષ પૂર્વે વર્ણવેલા સ્વરૂપવાળા ધર્મને ઉચિત એટલે યોગ્ય ગણાય છે; સાર્થવાહના પુત્ર ચક્રદેવની માફક.

चक्रदेव चरितंत्वेवं.

अत्थि विदेहे चंपा वासपुरं पउ रप उरपरि कलियं,
तत्थासि सत्थवाहो अइ रूद्दोरूद्द देवुत्ति. १

तस्सय भज्जा सोमा सहावसोमा कयाइगिहिधम्मं,
सापडिवज्ज इगणिणीइ बालचंदा इपासंमि. २

ચક્રદેવની વાત આ પ્રમાણે છે.

વિદેહ દેશમાં ઘણી વસ્તીથી ભરપૂર રહેલું ચંપા નામે નગર હતું, ત્યાં અતિક્રુર રૂદ્રદેવ નામે સાર્થવાહ હતો. ૧

તે સાર્થવાહની સોમા નામે ભાર્યા હતી, તે સ્વભાવથીજ સૌમ્ય ગુણવાળી હતી, તેણીએ બાળચંદા નામની ગણિની પાસેથી ગૃહીધર્મ અંગીકાર કર્યો હતો. ૨

तंकिंचिविसय विमुहं दट्ठुपउट्ठो भणेइसेभंत्तामुंचपिए,
धम्ममिमं भोगिंपिव भोग विग्घ करं, ३

सासाहइ भोगेहिं रोगेहि वमहकयंइमो आह,
किंचइउं दिट्ठमदिट्ठ कप्पणं कुणसि तंमूढ ४

सा भणइ इमेविसया पसुगण साहारणा विपचक्खा,
आणिस्सरियाइ फलो विकिन्न धम्मोसमक्खोते. ५

उत्तरदाण अ सत्तो विलक्ख वित्तो अइवसविरत्तो,
आलवणाइवितत्तो तीइस मंवयइसव्वत्तो, ६

अन्नंमग्ग इकन्नं सोमा अत्थित्ति लहइ नयतोसो,
तम्मारणहे उमहिं ठवइगिहंतो घडेखिविउं. ७

તેણીને કાંઇક વિષયથી વિમુખ થએલી જોઇને તેણીનો ભર્ત્તા ગુસ્સે થઇ કહેવા લાગ્યો કે સર્પની માફક ભોગમાં વિઘ્ન કરનાર આ ધર્મને મૂકીદે. ૩

તેણીએ ઉત્તર આપ્યું કે રોગો સમાન ભોગોની મારે જરૂર નથી, ત્યારે તે બોલ્યો કે હે મૂર્ખ સ્ત્રી તું દેખીતાને મૂકી અણદેખીતાની શામાટે કલ્પના કરે છે. ૪

તેણી બોલી કે આ વિષયો તો પશુઓ પણ ભોગવી શકે છે એમ પ્રત્યક્ષ જણાય છે અને અનેક પ્રકારનો ધર્મ કરતાં તો સૌ આજ્ઞા ઊઠાવે એવું ઐશ્વર્ય મળે છે એ તમે પ્રત્યક્ષ જુવો છો. ૫

ત્યારે ઉત્તર આપવા અસમર્થ થએલો સોમ વિલક્ષ મન કરીને તેણીના ઊપર અતિશય વિરક્ત થયો થકો તેણીના સંઘાતે બોલવા કરવાનું બંધ રાખી તેણી સાથે દરેક સ્થળે જતો આવતો, ૬

બાદ તેણે બીજી સ્ત્રી પરણવા વિચાર કર્યો પણ સોમા હયાત હોવાના સબબે તે મેળવી શક્યો નહિ, તેથી તેને મારી નાખવા ખાતર એક સર્પને ઘડામાં નાખીને તે ઘડો ઘરમાં રાખી મેલ્યો. ૭

भणइपिए अमुगघडा उद्दाममाणे सुसाविसरलमणा,
जाखिव वइ करं कुंभे ताडक्का कंसिण भुयगेण. ८

डक्काअहंतिपइणोसासंहइसोविगाढ सढयाए,
गारुडिया गारुडिया इच्चाइकरे इहलबोलं. ९

सिग्घंसे उल्लडियं विहुरोहिंनिवडियं चदसणेहिं,
विसभीए हिवयाणेहिं दूर दूरेण ओसरियं १०

अचइय संमासोहंम कप्पलीलावयंसमुविमाणो,
पलिओ वमट्ठिईया सोमासुर सुंदरी जाया. ११

रुद्दोसरुद्ददेवो नागसिरिंनागदत्तसिट्ठिसुयं,
परिणीय नीइवाहाइ भुंजिउं पंचविहविसए. १२

પછી તે સ્રીને કહેવા લાગ્યો કે હે પ્રિયા અમુક ઘડામાંથી ફૂલની માળા લાવી આપ, ત્યારે સરળ મનવાળી સોમાએ ઘડામાં જેવો પોતાનો હાથ નાખ્યો કે તેમાં રહેલા કાળા સર્પે તેણીને ડસી. ૮

તેણીએ પતિને કહ્યું કે મને તો સર્પે ડસી છે, ત્યારે તે ભારે કપટ કરનાર હોવાથી ગારૂડીઓને બોલાવવા માટે બૂમો મારી ભારે ધાંધલ કરવા લાગ્યો. ૯

એટલામાં તો તરત તેણીના કેશ ખરી પડયાં, દાંત પડી ગયા, અને વિષથી જાણે બીધા હોય તેમ પ્રાણ દૂર થયા. ૧૦

તે સોમા સમ્યક્ત્વ કાયમ રાખીને સૌધર્મ દેવલોકના લીલાવતંસક નામના વિમાનમાં પલ્યોપમના આયુષ્યવાળી દેવાંગના થઇ ૧૧

રૂદ્ર પરિણામી તે રૂદ્રદેવ હવે નાગદત્ત શેઠની નાગશ્રી નામે પુત્રીને પરણ્યો અને અનિતિ માર્ગે વર્ત્તતો રહી પાંચ પ્રકારના વિષયો ભોગવવા લાગ્યો. ૧૨

रुद्दज्झाणो वगओ नरयावासंमि पढमपुढवीए.
खाडकूखडा भिहाणे पलिया ऊनारओ जाओ. १३

अहसो सोमाजीवो चविउं सोहंमओ विदेहंमि,
सेलंमिसुं मुमार, जाओ दंती धवल कंती. १४

इयरो वितउव्वट्टिय जाओ कीरोतहिं चियगिरिंमि,
कीरीइ सहरमंतो नर भासाभासिरो भमइ. १५

कइया वितंगइंदं करेणुयानियर परिगयंदट्ठुं,
पुव्व भवभासाओ वहु लीवहुलो विचिंतेइ, १६

विसय सुहाउ इमाओ किहणुमए वंचियव्वओ एस,
एवं उवायचिंतण पवणो पत्तोसए नीडे. १७

તે રૌદ્ર ધ્યાનમાં ગરકાવ રહી મરીને પહેલી નારકીના ખાડખખડ નામના નરકાવાસમાં પલ્યોપમના આયુષ્યથી નારકપણે ઉત્પન્ન થયો. ૧૩

હવે તે સોમાનો જીવ સૌધર્મ દેવલોકથી ચવીને વિદેહ દેશમાં સુંસુમાર પર્વતમાં ધોળી કાંતિવાળો હાથી થયો. ૧૪

પહેલો રૂદ્રદેવનો જીવ પણ નારકીથી નીકળીને તેજ પર્વતમાં શુકરૂપે ઉત્પન્ન થયો, તે મનુષ્યની ભાષા બોલતો થકો શુકી સાથે રમતો ત્યાં ભમતો હતો. ૧૫

તેણે કયારેક તે હાથીને ઘણી હાથણીઓ સાથે ફરતો જોઇને પૂર્વ ભવના અભ્યાસથી બહુ કપટી થઇને નીચે મુજબ વિચાર્યું. ૧૬

આ હાથીને આવા વિષય સુખથી મારે શીરીતે છૂટો પાડવો એ બાબતના ઉપાય ચિંતવતો થકો તે પોતાના માળામાં આવી બેઠો, ૧૭

तात्थचंद लेहाभिहाण खयरिं हरित्तु संपत्तो.
लीलारइति खयरो भयभीओ भणइतं कीरं. १८

भोइत्थ गिरिनिउंजे चिट्ठा मेगोइहाग मीखयरो,
नहुसे कहियव्वो हंगओ यमसो कहेयव्वो. १९.

तोकीर खीरमहुमहुर वयणमहए वमुवकयं तुमए,
तुज्झवि अहंअवस्सं करिस्समणु रुवमुवयारं. २०

अह आगओ सखयरो अद्दट्ठु लीलारइंपडिनियत्तो,
कहियं सुएणएयं इमस्स सोहरिसिओहियए. २१

इत्थं तरंमितत्था गयंगयं तंजहिच्छियाभमिरं,
पासित्तु चिंतइ सुओ अहह अहो सुंदरो वसरो. २२

તેટલામાં ત્યાં ચંદ્રલેખા નામની વિદ્યાધરીને હરીને લીલારતિ નામનો વિદ્યાધર આવી પહોચ્યો, તે ભયભીત હોવાથી તે સૂડાને આ પ્રમાણે કહેવા લાગ્યો. ૧૮

હે શુક અમે આ ઝાડીમાં ભરાઇ બેસીયે છીએ ઈહાં એક બીજો વિદ્યાધર આવનાર છે, તેને મારો પતો દેવો નહિ, અને તે પાછો વળે ત્યારે મને જણાવી દેવું ૧૯

હે દુધ અને મધની માફક મધુર વાણી બોલનાર શુક, જો તું એ રીતે મારો ઉપકાર કરીશ તો હું તારો પણ અવશ્ય યોગ્ય બદલો વાળી આપીશ ૨૦

એટલામાં તે વિદ્યાધર આવી પહોંચ્યો, તે લીલારતિને ત્યાં નહિ દેખવાથી પાછો વળ્યો, ત્યારે શુકે તે વાત છુપાઇ બેઠેલા વિદ્યાધરને જણાવી, તેથી તે હૃદયમાં રાજી થયો. ૨૧

આ દરમ્યાન ત્યાં પોતાની ઇચ્છાએ ભમતો હાથી આવી પહોચ્યો, તેને જોઈ તે શુક વિચારવા લાગ્યો કે આ મઝાની તક છે. ૨૨

तो निवडिनियडिनडिओ ठाउंकरिसंनिहिंमिभणइपियं,
मणियं वसिट्ठ रिसिणा कामिय तित्थं इमंखितं. २३

जोइत्थभिगुनिवायं करे इसो लहइ कामियंखुफलं,
इयभणियपियाईसमं तहिंविपत्तो निलुक्कोय. २४

तव्वयण पेरिओ पुण लीलारइ खेयरोपियासहिओ,
चलचवल कुंड लधरो उप्पइओ गयणमग्गंमि. २५

तंदट्ठु चिंतइकरी कामियतित्थंइमं खुजंइहयंखेयरमिहुणंजायं,
पडियंकिर कीरमिहुणंपि. २६

तो किंइमिणा तिरियत्तणेण मज्जंति चिंतियनगाओ,
झंपावइसोताहियं, अहुदियंकीर मिहुणंतं. २७

તેથી તે ભારે કપટી થઇને હાથીની પાસે રહીને પોતાની પ્રિયાને કહેવા લાગ્યો કે વશિષ્ટ મુનિએ કહ્યું છે કે આ કામિત તીર્થ નામે ક્ષેત્ર છે. ૨૩

ઈહાં જે ભૃગુપાત કરે તે મનવાંછિત ફળ પામે છે, એમ કહીને પ્રિયાની સાથે ત્યાંથી ઝંપાપાતના ઢોંગે પડીને નીચે છુપાઇ રહ્યો. ૨૪

બાદ તેના કહેવાથી લીલારતિ વિદ્યાધર પોતાની પ્રિયા સહિત ચપળ કુંડળો ધરતો થકો આકાશમાં ઊડતો થયો. ૨૫

આ બનાવ જોઇને હાથી વિચારવા લાગ્યો કે આતો ખરેખર કામિત તીર્થ છે, કેમકે ઈહાંથી પડેલું શુકનું જોડું વિદ્યાધરનું જોડું બન્યું છે. ૨૬

માટે મારે પણ આ તિર્યંચપણાનું શું કામ છે? એમ ચિંતવીને પર્વતપરથી તેણે ત્યાં ઝંપાપાત કર્યો એટલે શુકનું જોડું ત્યાથી ઊડી ગયું. ૨૭

संचुन्नियं गुवंगोहत्थी गलहत्थिओव्विवियणाए,
फुरिय मुहज्ज वसाओ जाओवंतर मुरोपवरो. २८

अइसयकिलिट्ठचित्तो विसयपसत्तो सुओविसंपत्ती,
रयणाइलोहियक्खे नरए अइतिक्खदुहलक्खे. २९.

( इतश्च )

अत्थि विदेहे सिरिचक्क वालनयरंमि सत्थ वाहवरो,
अप्पडिहय चक्कक्खो सुमंगलापण इणीतस्स. ३०

'अहसो करिंद जीवो चविऊणं ताणनंदणो जाओ,
नामेण चक्कदेवो सयाविगुरुजणविहिय सेवो. ३१

उव्वट्टिय इयरोविहु जाओ तत्थेव जन्न देवुत्ति,
सोमपुरोहियपुत्तो, दुवेवितरुणत्तमणुपत्ता. ३२

હવે તે હાથીના અંગોપાંગ ચૂરેચૂરા થઈ ગયા અને તેને ભારે વેદના થવા લાગી છતાં તે શુભ અધ્યવસાય રાખીને મહાન વ્યંતર દેવતા થયો. ૨૮

અતિશય ક્લિષ્ટ પરિણામી અને વિષયાશક્ત શુક મરીને પહેલી નારકીના અતિ આકરા દુઃખથી ભરપૂર લોહિતાક્ષ નામના નરકાવાસમાં પહોચ્યો. ૨૯

---

દરમ્યાન વિદેહ ક્ષેત્રમા શ્રી ચક્રવાળ નગરમાં અપ્રતિહત ચક્ર નામનો એક મહાન્ સાર્થવાહ રહેતો હતો અને તેની સુમંગળા નામે સ્ત્રી હતી. ૩૦

હવે તે હાથીનો જીવ વ્યંતરના ભવથી ચવીને તેઓના ઘરે પુત્રરૂપે અવતર્યો, તેનું ચક્રદેવ એવું નામ પાડવામાં આવ્યું, તે હમેશાં પોતાના ગુરૂજનની સેવામાં તત્પર રહેવા લાગ્યો. ૩૧

પેલા શુકનો જીવ પણ નારકીમાંથી નીકળીને તેજ નગરમાં સોમપુરોહિતનો યજ્ઞદેવ નામે પુત્ર થયો. બાદ ચક્રદેવ અને યજ્ઞદેવ બન્ને યૌવન પામ્યા. ૩૨

सब्भाव कइयवेहिं, जायामित्तीइ ते सिमन्नोनं,
पुव्वकय कम्म दोसा कयावि चिंतइ पुरोहिसुओ. ३३

कहए मचक देवो, इमाउ अचुच्छ लच्छि विच्छदु,
पाविहिइ फुडंभंसं, हुं नायं अत्थिइह उवाओ. ३४

चंदण सत्थाहगिहं मुसिउं दविणं खिवित्तु एयगिहे,
कहिउं निवस्सपुरओ भंसिस्सं संपयाउ इमं. ३५

काउं तहेवस भणइ वयंसगोवेमुमज्झदविणमिणं,
नियगेहेसो वितओ एवंचियकुणइ सरलमणो. ३६

वत्ता पुरेपवत्ता मुट्ठं चंदणगिहंतितो पुट्ठो,
सत्थाहमु एणेसोदविणमिणं कस्स भोमित्त. ३७

તે બે જણ વચ્ચે એકની ખરા ભાવથી અને બીજાની કપટ ભાવથી દોસ્તી બંધાઇ બાદ પૂર્વકૃત કર્મના દોષથી પુરોહિતનો પુત્ર એક વેળા આ પ્રમાણે વિચારવા લાગ્યો. ૩૩

તેણે વિચાર્યું કે આ ચક્રદેવને આવી મોટી લક્ષ્મીના વિસ્તારપરથી શી રીતે ભ્રષ્ટ કરવો એમ વિચાર કરતાં કરતાં તેને એક ઉપાય સૂઝ્યો. ૩૪

તેણે નિશ્ચય કર્યો કે ચંદન સાર્થવાહનું ઘર લૂંટીને તેનું ધન આ ચક્રદેવના ઘરે રાખવું અને પછી રાજાને કહીને એને પકડાવી એની સઘળી મિલકત પડાવવી. ૩૫

પછી તેણે તે પ્રમાણે કરીને ચક્રદેવ પાસે આવીને કહ્યું કે હે મિત્ર આ મારૂં દ્રવ્ય તું તારા ઘરમાં સંભાળી રાખ ત્યારે સરળ હૃદયવાળા ચક્રદેવે તે પ્રમાણેજ કર્યું. ૩૬

એવામાં નગરમાં વાત ચાલી કે ચંદન સાર્થવાહનું ઘર લુંટાયું છે, તે સાંભળી ચક્રદેવે યજ્ઞદેવને પૂછ્યું કે હે મિત્ર આ દ્રવ્ય કોનું છે? ૩૭

सोआहमज्झदव्वंतायभया गोवियंतुहगिहंमि.
आसंकानमणागवि कायव्वा चक्कदेवतए. ३८

इत्तोयचंदणेणं अमुगं अमुगं चमह गयंदव्वं,
कहियं निवस्स तेणं नयरे घोसा वियंएवं. ३९

चंदण गिहंप मुट्ठं जेणं केणवि कहेउ सोमज्झ,
इणिह नतस्सदंडो पच्छासारिरिओ दंडो. ४०

अहदिणपणगंमिगए पुरोहिपुत्तो निवंभणइदेव,
जइविनजुज्ज इनियमित्त दोसफुड वियडणंकाउं. ४१

परमइ विरुद्ध मेयंतिधारि उंपारिमोनहिययंमि.
चंदणधणं अवस्सं अत्थिगिहे चक्कदेवस्स. ४२

त्यारे ते बोल्यो के ए मारुं द्रव्य छे, किंतु बापना भयथी तारे घेर छुपाव्युं छे, माटे हे चक्रदेव तारे ए बाबत लगारे शंका धारवी नहि. ३८

आणीमेर चंदन शेठे राजा पासे पोतानुं जे जे द्रव्य चोरायुं हतुं ते नामवार नोंधाव्युं. तेथी राजाए नगरमां नीचे मुजब उद्घोषण कराव्युं. ३९

जे कोइए चंदननुं घर लूटयुं होय ते मने आवीने हमणा ने हमणु कही जशे तो तेने दंडवामां नहि आवे, नहि तो पछी सखत रीते दंड करवामां आवशे. ४०

हवे पांच दिवस वीत्या केडे पुरोहितनो पुत्र यज्ञदेव राजा पासे जइ कहेवा लाग्यो के हे देव, जो के पोताना मित्रनो दोष खोली बताववो वाजबी नथी. ४१

छतां आ अति विरुद्ध काम छे एम धारीने हुं ते मारा हृदयमां छुपावी शकतो नथी के चंदननुं धन अवश्य चक्रदेवना घरमां होवुं जोइए. ४२

(राजा) नणुसोगारिठपुरिसो रायविरुद्धं इमंकहकरिज्ज,
(यज्ञदेवः) गरुयाविलोहमोहियमइणोचिट्ठंति बालव्व. ४३

(राजा)सोसंतोसमुहारस पाणपवणोमुणिज्ज एसययं,
(यज्ञदेवः) अवि तरूणो दविणमिणंपावियपाएहिंपसरंति. ४४

(राजा) नणुसोमहा कुलीणो, (यज्ञदेवः) कोदो सोइहकुलस्स विमलस्स,
अइवहल परिमले मुवि कुसुमे सुनहुंति, किंकिमओ. ४५

(राजा) जइएवंताकिज्जउ समंत ओगेहसोहणं तस्स,
(यज्ञदेवः) एवंकिं देवस्सविपुरओ जंपिज्जएअ एअलियं. ४६

तो निवइणा तलारो चंदण भंडारिएण सह भणिओ,
भोचक्क देवगेहे नट्ठं दव्वं गवेसेहि. ४७

(રાજા બોલ્યો) અરે એતો ભારે આબરૂદાર પુરૂષ છે, તે આવું રાજ્ય વિરૂદ્ધ કામ કેમ કરે?

(યજ્ઞદેવ બોલ્યો) મહારાજા મોહોટા માણસો પણ લોભથી અતિ મોહ પામીને મૂર્ખ બને છે ૪૩

(રાજા બોલ્યો) અરે ચક્રદેવ તો સંતોષરૂપ અમૃત પાનમાં હમેશ પરાયણ રહેલો સાંભળવામા આવે છે. (યજ્ઞદેવ બોલ્યો) મહારાજ તરૂઓ પણ આ દ્રવ્યને પામીને તેને પોતાની પાડોથી વીંટે છે. ૪૪

(રાજા બોલ્યો) અરે ચક્રદેવ તો મહા કુલીન્ સંભળાય છે.

(યજ્ઞદેવ બોલ્યો) મહારાજ, એમાં નિર્મળ કુળનો શો દોષ છે? શું સુગંધી ફુલોમા પણ કીડા નથી થતા કે? ૪૫

(રાજા બોલ્યો) જો એમ છે તો તેના ઘરની ઝડતી લેવરાવીએ.

(યજ્ઞદેવ બોલ્યો) મહારાજ ! તમારી રૂબરૂ શું મારા જેવાથી જૂઠું બોલાય કે. ૪૬

ત્યારે રાજાએ તળવર ( ફોજદાર ) તથા ચંદન શેઠના ભંડારીને બોલાવીને કહ્યું કે તમે ચક્રદેવના ઘરે જઇ ચોરાયલા માલની તપાસ કરો. ૪૭

सोचिंत इनरं वइणा अहह असंभा वणिज्ज माइट्ठं,
किंकइया पाविज्जइ रविबिंबे तिमिरपब्भारो. ४८

अहवा पहुणो आणं करेमिपत्तो तओगिहेतस्स,
पभणइ चंदणदव्वं नट्ठं जाणेसि भोभद्द. ४९

(चक्रदेवः) नहुनहु मुणेमिकिंचिवि (तलवरः)
तोभो तुमएन कुप्पियव्वंमे जंराय सासणेणं तुहगेहंकिंपि जोइस्सं. ५०

(चक्रदेवः) कोवस्सकोणु भमओ सयापया पालणत्थ मेवजओ,
नयकुल हरस्स देवस्स एस सयलोवि संरंभो. ५१

तो तलवरो गिहंतो पविसिय जानिउणयं निहालेइ,
ताकंचण वासणयं चंदण नामं कियंलद्धं. ५२

ત્યારે તળવર વિચારવા લાગ્યો કે અરેરે આતો અણુસંભવતી વાતનું હુકમ કરવામાં આવે છે. શું સૂર્યના બિંબમાં અંધકારનો ભરાવ પામી શકાય કે? ૪૮

અથવા સ્વામિનો હુકમ બજાવવોજ જોઇએ એમ ચિંતવી તે ચક્રદેવના ઘરે આવ્યો અને કહેવા લાગ્યો કે હે ભદ્ર ચંદનના ચોરાયલા માલની તને કંઈ ખબર છે? ૪૯

(ચક્રદેવ બોલ્યો) નાના, મને કશી ખબર નથી.

(તળવર બોલ્યો) ત્યારે તારે મારાપર કશો કોપ ન કરવો. કેમકે હું રાજાના હુકમ પ્રમાણે તારૂં ઘર કાંઇક તપાશીશ. ૫૦

(ચક્રદેવ બોલ્યો) એમાં કોપ કરવાનું શું કામ છે? કારણ કે ન્યાયવાન્ મહારાજાનો આ સઘળો વહીવટ કેવળ પ્રજાના પાળન અર્થેજ છે. ૫૧

ત્યારે તળવર તેના ઘરમાં પેસીને બરોબર જોવા લાગ્યો તો તેણે ચંદનના નામવાળું સોનાનું વાસણ જોયું. ૫૨

तो भणइ सदुक्खमिमो कुओ तए चक्कदेव पत्तमिणं,
किहमित्तत्थ वणियंपायडे मिनियय्ंतिसोभणइ. ५३

(तलवरः)कहचंदण नामंकं(चक्रदेवः)नामविवज्जासओकहविजायं,
(तलवरः) जइएवंता कित्तियमित्तंइह वासणे कणगं. ५४

(चक्रदेवः) चिरगोवियंतिनतहा सुमरेमिअहंसयंचियनिएह,
(तलवरः) भंडारियकिंसंखं धणमिहसोआहअजुयमियं. ५५

तो छोडावियन डलेनेयंति सव्वंतहेवतंमिलियं,
भणइपुणो रक्खिपहूभोभद्द फुडक्खरंकहसु. ५६

अहवीसत्थं सहयं सुकीलियं कीलियं पंचितंमि,
मित्तंदूसे मिकहंती चक्कदेवोपुणाह नियं. ५७

ત્યારે દિલગીર થઇ તળવર તેને પૂછવા લાગ્યો કે હે ચક્રદેવ તને આ વાસણ ક્યાંથી મળ્યું છે? ત્યારે ચક્રદેવ વિચારવા લાગ્યો કે મિત્રની થાપણને કેમ પ્રગટ કરૂં, તેથી તે બોલ્યો કે એ મારૂં પોતાનું છે. ૫૩

(તળવર બોલ્યો) ત્યારે એનાપર ચંદનનું નામ કેમ છે?
(ચક્રદેવ બોલ્યો) કોઈ પણ રીતે નામ ફેર થવાથી તેમ બન્યું લાગે છે.
(તળવર બોલ્યો) જો એમ છે તો કહે આ વાસણમાં કેટલી કીમતનું સોનું છે. ૫૪

(ચક્રદેવ બોલ્યો) લાંબા વખતપર સંઘરેલું છે માટે મને બરોબર યાદ નથી, તમેજ તપાશીલ્યો.

(તળવર બોલ્યો) હે ભાંડારિક એનાપર કેટલું ધન લાગ્યું છે? ત્યારે તે બોલ્યો કે દશ હજાર. ૫૫

ત્યારે નોંધ કઢાવીને જોવા લાગ્યા તો બધું તેજ પ્રમાણે મળતું થયું, એટલે તળવર ચક્રદેવને કહેવા લાગ્યો કે હે ભદ્ર સાચી વાત કહી દે. ૫૬

ચક્રદેવે વિચાર કર્યો કે મારાપર વિશ્વાસ ધરનાર. મારી સાથે ધૂળે

રમનાર ચિત્તમાં ચોટી રહેલા મિત્રનું નામ કેમ આપું? એમ વિચારીને ફરી તેણે કહ્યું કે એતો મારૂંજ છે. ૫૭

(तलवरः) कित्तियमित्तं परसंतियंधणंतुहगिहंमिचिट्ठेइ,
(चक्कदेवः) नियपंपि अत्थि वहुयं पज्जत्तं ममपर धणेणं. ५८

तोतलवरेणस व्वंगिहंनियंतेण तं धणं पत्तं.
कुविएण चक्कदेवो हढेणनीओनि वसमीवे. ५९

रन्नाभणियं नणुपइ अप्पडिहय चक्कसत्थ वाहसुए,
नहु संभवइइमंतो कहेसुको इत्थपरमत्थो. ६०

परदोस कहण विमुहो नाकिंचिजा जंपएइमोताहे,
वहुयंविडंवि ऊणं निव्विसओकारिओ रन्ना. ६१

अहसोविसाय विहुरो गुरुपरिभवदवग्ग लक्किय सरीरो,
चिंतइ किंम, म, संपइ पणट्ठमाणस्सजी एण. ६२

(તળવર બોલ્યો) તારા ઘરમાં પારકું દ્રવ્ય કેટલું રહેલું છે?

(ચક્રદેવ બોલ્યો) મારૂં પોતાનું પણ ઘણુંજ છે, પરાયાનું મને શું ખપ છે. ૫૮

ત્યારે તળવરે આખું ઘર શોધતાં તે છુપાવેલું ધન મેળવ્યું એટલે તેણે ગુસ્સે થઈ ચક્રદેવને બાંધી કરીને રાજા પાસે રજુ કર્યો. ૫૯

રાજા તેને કહેવા લાગ્યો કે તારા જેવા અપ્રતિહતચક્ર સાર્થવાહના પુત્રમાં આવી વાત સંભવે નહિ, માટે જે ખરી વાત હોય તે કહી દે. ૬૦

ત્યારે પરાયા દોષ કહેવાથી વિમુખ રહેનાર ચક્રદેવ કંઈ પણ બોલ્યો નહિ, એટલે રાજાએ તેને બહુ પ્રકારે વિટંબીને દેશનિકાલ કર્યો. ૬૧

હવે તે ચક્રદેવના મનમાં ભારે દિલગીરી પેદા થઈ, અને ભારે પરાભવરૂપ, દવાનળથી તેનું શરીર ઝળવા લાગ્યું, તેથી તે વિચારવા લાગ્યો કે હવે મારે માનભ્રષ્ટ થઇને જીવવું શા કામનું છે? ૬૨

(यतः)

वरंप्राण परित्यागो मामान परिखंडना,
प्राणत्यागे क्षणं दुःखं मान भंगे दिने दिने. ६३

इय चिंतिय पुरवाहिं वडविडविंणि जाव बंधए अप्पं,
ता तग्गुणगण रंजिय हियया पुरदेवया झत्ति. ६४

ठाउंनिवजणणिमुहे निवपुरओ तंकहेइवुत्तंतं,
उव्वंधण पेरंतं तोडुहिओ चिंनए राया. ६५

उपकारिणि विश्वपेआर्य जनेयः समाचरतिपापं,
तंजनम सत्यसंधं भगवति वसुधे कथंवहसि. ६६

इयपरिभावियरन्ना पुरोहिपुत्तं धराविउं त्तुरियं,
तत्थ गएणंदिट्ठो सत्थाह सुओ तह कुणंतो. ६७

જે માટે કહેલું છે કે.

પ્રાણ છોડવા સારા, પણ માનનું ખંડન સહન કરવું સારૂં નહિ, કારણ કે પ્રાણ છોડતાં ક્ષણવારનું દુઃખ રહે છે, પણ માનભંગ થતાં દરરોજ દુઃખ લાગે છે. ૬૩

એમ ચિંતવીને નગરની બાહેર એક વડના ઝાડમાં તેણે પોતાને ગળે ફાંસો દીધો, તેટલામાં તેના ગુણે કરીને પુરદેવતા જલદી તેનાપર પ્રસન્ન થઈ. ૬૪

ઉપકાર કરનાર અને વિશ્વાસ ધરનાર આર્યજન તરફ જે પાપ આચરે તેવા અસત્ય પ્રતિજ્ઞાવાળા જનને હે ભગવતી વસુધા ! તું કેમ ધારણ કરે છે ? ૬૬

(નગર દેવતાએ આવો વિચાર રાજાના મનમાં પ્રેર્યો) એટલે રાજાએ એમ વિચારીને પુરોહિતના પુત્રને ઝટ પકડાવી કેદ કર્યો અને પોતે સાર્થવાહના પુત્રની પૂઠ પકડી ત્યાં તેને ફાંસો ખાતા જોયો. ૬૭

छिंदित्तुजन्तिपासं सोगयमारोविऊणहित्थेण,
महयाविच्छडेणं पवेसिओ नयरमज्झंमि. ६८

भणिओयभोमहायसतुज्झकुलीणस्सजुत्तमेवइमं,
तह पुच्छिरस्सविममं जंपरदोसो नते कहिओ. ६९

किंतुतुहजमवरद्धं अंनाणपमाय ओइहम्हेहिं,
तंखमि यव्वं सव्वं खमापहाणाखुसप्पुरिसा. ७०

इत्थंतरे भडेहिं वंधिय तत्थाणिओ पुरोहिसुओ,
रोसारूण नयणेणं रन्नावज्झो समाणत्तो. ७१

तो भणइ चक्कदेवो वच्छलहियएणपगइसरलेण,
महमित्तो इमेणं किंनाम विरुद्ध मायरियं. ७२

રાજાએ ઝટ દઈ તેનો ફાંસો કાપી તેને હાથીપર ચડાવી મોહોટા આડંબરથી નગરમાં પ્રવેશ કરાવ્યો. ૬૮

સભામાં આવતાં રાજાએ તેને કહ્યું કે હે મહાશય, તને તેવી રીતે અમે પૂછતાં પણ તેં પરનો દોષ નહિ ઊઘાડ્યો, તે તારા જેવા કુલીન પુરૂષને બરોબર ઘટિતજ છે. ૬૯

કિંતુ આ બાબતમાં અમે અજ્ઞાનરૂપ ગફલતના લીધે તારો જે અપરાધ કર્યો છે, તે બધો તારે માફ કરવો, કેમકે સત્પુરૂષો ક્ષમાવાન્ હોય છે. ૭૦

એટલામાં સુભટો પુરોહિતના પુત્રને બાંધીને ત્યાં લાવ્યા, તેને જોઈ રાજાએ લાલચોળ આંખો કરીને તેને મારી નાખવાનો હુકમ કર્યો. ૭૧

ત્યારે ચક્રદેવ કહેવા લાગ્યો કે આ વત્સલ હૃદયવાન્ સરળ સ્વભાવી મારા મિત્રે વળી શું વિરૂદ્ધ કામ કરેલ છે? ૭૨

पुरदेवयाइ कहियं कहइ निवोदुट्ठु चिट्ठियंतस्स,
मन्नुभर भरिय चित्तो तो चिंतइसत्थ वइपुत्तो. ७३

अमयरसाउविसंपिव ससहर बिंबाउ अग्गिवुट्ठीव्व,
एरि समित्ता उइमं किमसमम समंज संजायं. ७४

एवंसोपरिभाविय गाढं निवडि तुनिवइ चलणेसु,
मोयावइनियमित्तं तोहिट्ठो भणइ नरनाहो. ७५

उपकारिणि वीतमत्सरेवा सदय त्वंयदितत्रकोतिरेकः
अहिते सहसापराधलब्धे सघृणंयस्यमनः सतांसधुर्यः ७६

अहसत्थ वाहपुत्तो सयवत्तासुपत्त निम्मलचरित्तो.
भडचडगपरियरिओ नियगेहेपे सिओ रन्ना. ७७

ત્યારે રાજાએ નગર દેવતાએ કહેલું તેનું સઘળું ભોપાળું કહી બતાવ્યું, ત્યારે દિલગીર થઇને સાર્થવાહનો પુત્ર વિચારવા લાગ્યો. ૭૩

અમૃતમાંથી વિષ કેમ પેદા થાય અથવા ચંદ્રના બિંબમાંથી અગ્નિ કેમ વર્ષે, તેમ આવા મિત્રથી આવું ભારે ભુંડું કામ કેમ થયું હશે. ૭૪

એમ વિચારીને તે ચક્રદેવે રાજાના પગે પડીને તે મિત્રને છોડાવ્યો ત્યારે રાજા હર્ષ પામીને નીચે મુજબ બોલ્યો. ૭૫

ઉપકારી અથવા નિર્મત્સરી માણસપર દયાળુ રહેવું એમાં શી મોટાઈ છે? કિંતુ દુશ્મન અને વગર વિચારે અપરાધ કરનારપર જેનું મન દયાળુ હોય તેને સજ્જન જાણવો. ૭૬

હવે શતપત્ર નામના ફૂલના માફક નિર્મળ ચરિત્રવાળા તે સાર્થવાહ પુત્રને સારા સુભટોની સાથે તેના ઘરે મોકલાવ્યો. ૭૭

तेणाविजंनदेवो-आलविओपाणय सारवयणेहिं,
सक्कारिय संमाणिय पट्ठविओनियय भवणंमि. ७८

जाओजणप्पवाओधन्नोए सेव सत्थ वाहमुओ,
अवयार परेविनरे-इयजस्समई परिप्फुरइ. ७९

वेरग्ग-मग्गलग्गोकयाविसिरि अग्गिभुइगुरुपासे,
गिह्रे चक्कदेवोदिक्ख-दुहक्कक्खदहण समं. ८०

वहुकालं परिपालिय सामन्नंसो अणन्न सामन्नं,
जाओअजिभवंभोनव अयराऊ मुरोवंभो. ८१

तत्तोचय विदेहे अरिअजिए मंगलावई विजए,
वहुरयणे रयण उरेसत्थप्प हुरयण सारस्स. ८२

તે ચક્રદેવે તેટલું છતાં યજ્ઞદેવને પ્રીતિ ભરેલા વચનોથી બોલાવ્યો તથા સત્કાર સન્માન આપીને તેના ઘરે મોકલાવ્યો. ૭૮

ત્યારે લોકમાં વાત ચાલી કે આ સાર્થવાહના પુત્રનેજ ધન્ય છે કે જેની અપકાર કરનાર ઉપર પણ આવી બુદ્ધિ સ્ફુરે છે. ૭૯

હવે તે ચક્રદેવ વૈરાગ્યના માર્ગમાં લાગ્યો થકો કોઇક દિવસે શ્રી અગ્નિભૂતિ નામના ગુરૂની પાસે દુઃખરૂપી કુક્ષને બાળવા માટે અગ્નિ સમાન દીક્ષાને ગ્રહણ કરવા લાગ્યો. ૮૦

તે ઘણા કાળ સૂધી અતિ ઉગ્ર સાધુપણું તથા નિષ્કપટ બ્રહ્મચર્ય પાળીને બ્રહ્મદેવ લોકમાં ભવ સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો. ૮૧

ત્યાંથી ચવીને તે દુશ્મનોથી નહિ જીતાય એવી મંગળાવતી નામની વિજયમાં બહુ રત્નવાળા રત્નપુર નગરના રત્નસાર નામના મોટા સાર્થવાહના ઘરે. ૮૨

सिरिमइ पियाइ जाओचंदण सारुत्ति नंदणो तस्स,
कंतायचंदकंता दुवेविजिण धम्म परि कलिया. ८३

मरिउं सजंन देवोवि दुच्चपुढवीए नारओजाओ,
पुण आहेडय मुणओ भविउं तत्थे नउ नवन्नो. ८४

तत्तो भमिय वहुभवं जाओ सोरयण मारदासि सुओ,
अहण गनामापीइ पुव्वुत्ताते सिसंजाया. ८५

अन्नदिणे रयण उरं दिसिजत्ताण गयं मिनिवइंमि,
सवरवइ विज्झकेऊ भंजिय गिह्न इवहुंवंदं. ८६

हरियायचंदकंता सेसजणो कोविकत्थ वियनट्ठो,
आवा सिओयवलिउं सवरव ईजिन्न कूवतडे. ८७

તેની શ્રીમતી નામની પ્રિયાના પેટે ચંદનસાર નામે પુત્ર થયો, તે ચંદ્રકાંતા નામની સ્ત્રી પરણ્યો અને તે બન્ને જણ જિન ધર્મ પાળવા લાગ્યા. ૮૩

યજ્ઞદેવ પણ મરીને બીજી નારકીમા ઉપજી ત્યાંથી પાછો તેજ નગરમાં એક શિકારી કૂતરો થયો. ૮૪

ત્યાંથી બહુ ભવો ભમ્યા કેડે મદરહુ રત્નસાર સાર્થવાહની દાસીનો અધનક નામે પુત્ર થયો, ત્યાં પાછી તે બે જણની પ્રીતિ બંધાઈ. ૮૫

એક દિવસે રાજા દિગયાત્રાએ ગયો હતો તે ટાકણે વિંધ્યકેતુ નામના ભીલ લોકોના સરદારે રત્નપુરને ભાંજીને ઘણા કેદી પકડયા. ૮૬

તે ધરપકડમાં તે લોકો ચંદ્રકાંતાને પણ હરી ગયા. અને બાકીના લોકોમાં કોઇ કયાં અને કોઇ કયા એમ નાશી ગયા. બાદ તે ભીલ સરદાર ત્યાંથી પાછો વળીને જૂના કુવાના કાંઠે પડાવ નાખી પડી રહ્યો. ૮૭

वोलीणे सयल दिणे निसावसेसेपयाणकालंमि,
अइरह सवसपुरक्खडनिय निय किच्चे सुभिंच्चे सु. ८८

उच्चालकाहला तरलवहलरवपसरभरियनहविवरे,
अग्गाणीयंमिवहंतयंमिदीणे यबंदियणे. ८९

साचंदणपाणपियासलीलनियसील खंडणभएण,
पंच न मुक्कारपरा झंपावइतं मिकूवंमि. ९०

भवियव्वया निओगा पडिया नीरंमिजीवियातेण,
पडिकूवयं मिठाउं गमेइ सावा सरे कइवि. ९१

इत्तोयगया धाडित्ति चंदणोनियपुरे समणुपत्तो,
दइया हडत्ति नाउं जाओ अइ विरह दुह दुहिओ. ९२

તે આખો દિવસ પસાર થતાં પાછલી રાતે પ્રયાણના વખતે અતિ ઉતાવળના યોગે ચાકરનફરો પોતપોતાને કામે રોકાઇ જતાં. ૮૮

તેમજ ભારે ઘોંઘાટથી આકાશ ભરાયે છતે લશ્કર અને ગરીબ કેદીઓ આગળ ચાલતાં થકાં ૮૯

તે ચંદનસારની સ્ત્રી પોતાના પવિત્ર શીળ રખેને ખંડાઇ જાય તેના ભયથી પંચપરમેષ્ઠિ નમસ્કાર સંભારતી થકી તે કૂવામાં કૂદી પડી. ૯૦

ત્યાં ભવિતવ્યતાના જોરે તે (છાલકા) પાણીમાં પડવાથી જીવતી રહી ગઈ, બાદ તે કૂવાના પખેરામાં રહી તેણીએ કેટલાક દિવસ પૂરા કર્યા. ૯૧

આણીમેર ધાડ પાછી વળી એટલે ચંદનસાર પોતાના નગરમાં આવી પહોંચ્યો ત્યાં તેની સ્ત્રી હરાયાની વાત જાણી તે વિરહના દુઃખથી ભારે દુઃખિત થવા લાગ્યો. ૯૨

तोती इमोयणत्थं संवल यंदविण न उलयंगहिउं.
अहणगवीओ चलिओ वारेण वहंति तंभारं. ९३

पत्ता कमेण तंजिन्न कूवदेसंतयापुणो अत्थि,
धण जायंपासेदा सयस्स इयरस्स पाहेयं. ९४

तो पुव्वभवज्जासा दासो चिंतेइ सुन्नरन्नमिणं,
अत्थमिओ गगणमणीओल्लसिओगरूयतिमिरभरो. ९५

ताइत्थ कूवकुहरे खिविऊणं सत्थ वाहसुहमेयं,
धण जाएणइमेणं भवामि भोगाण आभागी. ९६

तो भणइ निवीडनियडी भि संति सावाहएममंसामि,
सोविहु सहावसरलोजाकूवे नियइ तत्थजलं. ९७

બાદ તેણીને છોડાવવા ખાતર ભાથું તથા પૈસાનું નોરૂં ભરીને ચં-દનસાર અધનકને સાથે લઈ ચાલ્યો તેઓ બે જણ સાથે ઊપાડેલ ભારને વારાફરતી વહેવા લાગ્યા. ૯૩

તેઓ ચાલતા ચાલતા અનુક્રમે તે જૂના કુવા પાસે આવી પહોંચ્યા, તે વખતે દાસી પુત્રના પાસે પૈસાનું નોરૂં હતું અને ચંદનસાર પાસે ભાથું હતું. ૯૪

તે વેળાએ પૂર્વ ભવના અભ્યાસથી દાસી પુત્ર વિચારવા લાગ્યો કે આ શૂનું જંગલ છે, અને સૂર્ય પણ આથમી ગયો હોવાથી ખૂબ અંધારૂં થયું છે. ૯૫

માટે આ કૂવામાં આ સાર્થવાહના પુત્રને નાખી દઈ આ મારી સાથે રહેલ પૈસાથી હું મોજમજાહ ભોગવું. ૯૬

એમ વિચારી તે મહાકપટી કહેવા લાગ્યો કે, હે સ્વામિ! મને બહુ તરસ લાગી છે, ત્યારે સરળ સ્વભાવી ચંદનસાર જેવો તે કૂવામાં પાણી જોવા લાગ્યો. ૯૭

तातेणपावपब्भार पिल्लिएणं सप्पिल्लिओअवडे,
तत्तोविपएसाउपाविट्ठो अहण गोहणट्ठो. ९८

अहचंदणो जलंतो सिरठिय पाहेय पुट्टलो पडिओ,
पडिकूवेलहु लग्गोयचंदकंता कहवि छिन्ना. ९९

भयविहला भणइनमो अरिहंताणं तितं सरेणफुडं,
उवलक्खिय आहइमो जिणधम्माणं अभय मभयं. १००

तं सुणिय मुणियदइयं सरेणरोएइ तारतारमिमा,
तो अन्नुन्नं सुहदुहवत्ता हिगमंति तंरयणिं. १०१

उइए सहस्सकिरणे तंपाहेयं दुवेवि भुंजंति,
कइ वयदिणे सुएवं पक्खीणं संवलं सव्वं. १०२

તેવામાં તે મહાપાપીએ તેને કૂવામાં ધકેલી દીધો, અને પોતે ત્યાંથી નાશી ગયો, ૯૮

હવે ચંદન માથાપર ભાથાના પોટલાની સાથે પાણીમાં પડયો તે (જીવતો રહી) પડખાના પખેરામાં ચડયો એટલે ત્યાં રહેલી ચંદ્રકાંતાને જઈ અટકયો. ૯૯

ત્યારે ચંદ્રકાંતા ભયભ્રાંત થઇ "नमो अरिहंताणं" એમ કહેવા લાગી ત્યારે તે શબ્દથી તેને ઓળખી જઇને ચંદન બોલ્યો "जैन धर्मिओने अभय छे" १००

તે સાંભળીને તેને પોતાનો પતિ જાણીને લાંબા સ્વરે ચંદ્રકાંતા રોવા લાગી, બાદ પરસ્પરની સુખ દુઃખની વાતોથી તેમણે તે રાત પસાર કરી. ૧૦૧

પ્રભાતે સૂરજ ઊગ્યા બાદ તે ભાથું બન્ને જણાએ ખાધું, એમ કેટલાએક દિવસ પસાર કરતાં તે બધું ભાથું ખવાઇ રહ્યું. ૧૦૨

अहचंदणो पयंपइ दइए याओविवइ अवडाओ,
गंभीराउ भवाउव्व उत्तारो दुत्तरो नूणं. १०३

तम्हाकुणिमोणसणं मामणुय भवंति रत्थयंनेमो,
इयजा कहेइ तासे दाहिण नयणेण विप्फुरियं. १०४

इयरीए वामेणंसो आहपिएइ अंगफुरणेहिं,
एस किलेसो नचिरं होही अम्हंति तक्केमि. १०५

इत्थं तरंमिपत्तो सत्थ वई नंदिवद्धणो तत्थ,
रयण उर नयरगामी उदयत्थंपेसए पुरिसे. १०६

तेजानियंतिकूवं ताचंदणचंदकंतम भिदट्ठुं साहिंसु
सत्थवइणो कड्ढंतिय मंचियाइलहुं. १०७

હવે ચંદન કહેવા લાગ્યો કે હે પ્રિયા જેમ ગંભીર સંસારમાંથી ઊંચે ચડવું મુશ્કેલ છે, તેમ આ વિકટ કૂવામાંથી પણ ઊંચે નીકળવું અરેખર મુશ્કેલ છે. ૧૦૩

માટે આપણે અણસણ કરીએ કે જેથી આ મનુષ્યભવ નિરર્થક થતો અટકે, એમ ચંદને કહ્યું કે તેટલામાં તેની જમણી આંખ ફરકી. ૧૦૪

સાથે ચંદ્રકાંતાની ડાબી આંખ ફરકી, ત્યારે ચંદન બોલ્યો કે હે પ્રિયા આ અંગ સ્ફુરણ પ્રમાણે આપણું આ સંકટ હવે લાંબો વખત નહિ ચાલે એમ હું ધારૂં છું. ૧૦૫

એવામાં ત્યાં નંદિવર્દ્ધન નામે સાર્થવાહ કે જે રત્નપુર નગર તરફ જતો હતો તે આવી પહોચ્યો, તેણે પોતાના ચાકરોને પાણી લેવા મોકલ્યા. ૧૦૬

તેઓ જેવા કૂવામાં જોવા લાગ્યા કે તેઓને ચંદન અને ચંદ્રકાંતા જોવામાં આવ્યા, તેથી તેમણે સાર્થવાહને કહીને માંચીવડે તેમને બહાર કાઢ્યા. ૧૦૭

पुट्ठोय सत्थ वइणा वुत्तंतं कहइचंदणो सव्वं.
संचलिओनीयनयराभिमुहं पूहोयदिणपणगं. १०८

दिट्ठो तेण निवपहे छट्ठदिणेहरि विदारिओ पुरिसो,
नाउंधणोवलं भाहहावराओ अहणगुत्ति. १०९

तंदव्वं गहिऊणं पकाममुचिमुज्झमाण परिणामो.
रयण उरेसंपत्तो पत्तेमुनिउंजिउंदव्वं ११०

गिह्लित्तुविजय वद्धण सूरि समीवेण वज्जपव्वज्जं,
जाओय मुक्कप्पेसोलस अयरट्ठिइ अमरो. १११

तो चविउंइहभरहे रहवीर पुराभिहाण नयरंमि,
गेह वइनंदिवद्धण सुंदरि पुत्तोइ मोजाओ. ११२

પછી સાર્થવાહે પૂછતાં ચંદને સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો, બાદ તેઓ પોતાના નગર તરફ ચાલતા થયા, તે રીતે પાંચ દિન રસ્તામાં પસાર કર્યા. ૧૦૮

છઠ્ઠા દિને ચાલતાં તેમણે રાજ માર્ગમાં સિંહે ફાડીને મારી નાખેલો એક માણસ જોયો, તેના પાસે ધન ભરેલું નોરૂં મળી આવતાં તેમણે જાણ્યું કે હાય હાય! આ તો બિચારો અધનકજ છે. ૧૦૯

બાદ તે દ્રવ્ય લઇને રત્નપુરમાં આવી અતિશય વિશુદ્ધ થતા પરિણામે કરીને તે દ્રવ્ય તેમણે સુપાત્રમાં વાપર્યું. ૧૧૦

પછી વિજયવર્ધ્ધન સૂરિ પાસે નિર્દોષ દિક્ષા લઇને ચંદન શુક્ર દેવલોકમાં સોળ સાગરોપમના આયુષ્યથી દેવતા થયો. ૧૧૧

ત્યાંથી ચવીને આ ભરત ક્ષેત્રમાં રથવીરપુર નામના નગરમાં નંદિવર્ધ્ધન નામના ગૃહપતિની સુંદરી નામની ભાર્યાના પેટે તે પુત્ર થયો. ૧૧૨

नामेणणंगदेवो अणंगदेवुव्वलठह रुवेण सिरिदेवसेण,
गुरुणो पासे पडिवं नगिहिधम्मो. ११३

अह अहणगोवि हरिणा हणिओ सेलाइ नारओजाओ,
सीहोभविंयतहिंचिय पुणो विपत्तो अमुहचित्तो. ११४

तोहिंडिय भूरिभवे तत्थेवयसोमसत्थवाहस्स,
नंदिमइभारियाए जाओधणदेव नामसुओ. ११५

असढ सढमाण साणंते सिपीइप रूप्परंजाया,
तेदविणज्जण मणसो कयाविपत्ता रयणदीवे. ११६

कइवयदिणेहिवलिया सपुराभिमुहं विढत्तवहुवित्ता,
अहधण देवो जाओ नियमित्तपवंचणप्प वणो. ११७

તેનું અનંગદેવ એવું નામ પાડવામાં આવ્યું અને તે અનંગ (કામ) ના માફકજ સુંદર રૂપવાન થયો. તેણે શ્રીદેવસેન આચાર્ય પાસે ગૃહિ ધર્મ અંગીકાર કર્યો. ૧૧૩

હવે પહેલો અધનક પણ સિંહે મારી નાખ્યાથી વાલુપ્રભા નારકીમાં જઇને ત્યાંથી સિંહ થયો, ત્યાંથી પાછો અશુભ પરિણામે કરીને તેજ નારકીમાં ગયો. ૧૧૪

બાદ ઘણા ભવ ભટકીને ત્યાંજ સોમ સાર્થવાહની નંદમતિ ભાર્યાના પેટે ધનદેવ નામે પુત્ર થયો. ૧૧૫

નિષ્કપટી અનંગદેવ અને કપટી ધન દેવની પાછી ત્યાં પરસ્પર પ્રીતિ બંધાઈ તેઓ બન્ને જણ પૈસો કમાવવા અર્થે ક્યારેક રત્ન દ્વીપમાં ગયા. ૧૧૬

ત્યાંથી તેઓ બહુ પૈસો મેળવ્યા બાદ કેટલાક દિવસે પોતાના નગર તરફ પાછા વળ્યા તેટલામાં ધનદેવે પોતાના મિત્રને ઠગવાનો વિચાર કર્યો. ૧૧૭

कम्मिवगामेहट्टे कराविया मोयगा दुवेतेणं.
इक्कं मिविसंखित्तं एयंमित्तस्म दाहंति. ११८

आउ लमणस्सजाओ मग्गंइ तस्स वच्चसो,
मुद्धो सहिणो दिन्नो सयंतुविसमोयगो भुत्तो. ११९

अइ विसमविस विसप्पिर गुरूवेयण पमर परिगओझत्ति.
धणदेवो परिचत्तो धमेण वजीविएणावि. १२०

बहुसोइऊण तस्सय मय किच्चं कारणंग देवोवि.
पत्तो कमेण सपुरे तन्नियगाणं कहइ सव्वं. १२१

तेसिंपभूयदव्वं दाउंपुच्छित्तु पियरपमुहजणं,
सो पुव्वगुरुसमीवे गिह्न इवयमु भय लोयहियं. १२२

તેથી તેણે કોઈક ગામમાં હાટપર જઈ બે લાડુ કરાવ્યા, પછી એકમાં વિષ નાખીને ધાર્યું કે આ લાડુ મિત્રને આપીશ. ૧૧૮

પરંતુ રસ્તે ચાલતાં મન આકુળ થવાથી તેની યાદદાસ્ત ઉલટાઇ ગઇ, તેથી તેણે મિત્રને ચોકખો લાડુ આપ્યો અને વિષવાળો હતો તે પોતે ખાધો. ૧૧૯

તેથી તે અતિ આકરા વિષની ફેલાયલી ભારે પીડાથી પીડાઈને ધનદેવ ધર્મની સાથે જીવિતથી પણ રહિત થઈ મરણ પામ્યો. ૧૨૦

એથી અનંગદેવ તેના માટે બહુ શોક કરી તેના મૃતકાર્ય કરીને અનુક્રમે પોતાના નગરમાં આવ્યો અને ત્યાં તેણે તેના સગા વહાલાને સઘળી વાત કરી. ૧૨૧

બાદ તેમને ઘણું ધન આપી દઇ પોતાના માબાપ વગેરેની રજા લઈ તે અનંગદેવે પ્રથમના શ્રી દેવસેન ગુરૂની પાસે ઉભય લોકની હિત કરનારી દીક્ષા લીધી. ૧૨૨

दुक्करतवचतणपरो परो वयारिक्क माणसो मरिउं,
गुण वीस सागराऊ पाणयकप्पे सुरोजाओ. १२३

कालेण तओ विचुओ जंबुद्दीवे मिएरवय वासे,
गयपुर नयरे हरिनंदि सेट्ठिणो परमसड्ढस्स. १२४

लच्छि मइपण इणीए जाओ पुत्तोयवीर देवुत्ति,
सिरिमाण भंगमुह गुरुसमीं वक्यगिहिव उच्चारो. १२५

धणदेवो विहुतइया उक्कडविम वेग पत्तपंचत्तो,
नवसागरो वमाऊ उववंनोपंकपुढ वीए. १२६

पुणरवि भविय भुयंगो दारुणवण दाव दड्ढ सव्वंगो,
जाओ तहिंचिकिंचूण अयरद्द सगाउ नेरइओ. १२७

તે દુષ્કર તશ્ચરણ કરતો થકો નિઃ કેવળ પરોપકાર કરવામાંજ મન ધરીને મરણ પામી આણત્ નામના દેવલોકમાં ઓગણીશ સાગરોપમના આ-યુષ્યથી દેવતા થયો. ૧૨૩

તેટલો કાળ પૂરો કરી ત્યાંથી ચવીને તે જંબૂદ્વીપના ઐરવત ક્ષેત્રમાં ગજપુર નગરમાં હરિનંદિ નામના પરમ શ્રાવક શેઠના ઘરે. ૧૨૪

તેની લક્ષ્મીવતી નામની સ્ત્રીના પેટે વીરદેવ નામે પુત્ર થયો તેણે શ્રીમાનભંગ નામના ઉત્તમ ગુરૂ પાસે શ્રાવકના વ્રતો લીધાં. ૧૨૫

ધનદેવ પણ તે વખતે ઉત્કૃષ્ટ વિષના વેગથી મરણ પામીને નવ સા-ગરોપમને આઉખે પંકપ્રભા નામની નારકીમાં ઉત્પન્ન થયો. ૧૨૬

ત્યાંથી નીકળીને ફરી સર્પ થયો તે વનમાં લાગેલી ભયંકર આગ-માં સર્વ અંગે બળીને તેજ નારકીના કાંઈક ઊણદશ સાગરોપમના આઉખે નારકપણે ઉત્પન્ન થયો. ૧૨૭

तिरिएसु भमिय सोत्थगयपुरे इदं नागसिट्ठिस्स,
नंदि मइभज्जाए दोणग नामासुओ जाओ. १२८

पुव्वुत्तापीइजोगा इगहट्टे ववहरं तितेदोत्रि.
वित्तं वहुंविढत्तं तो चिंतइ दोणगोपावो. १२९.

कहएसो अंसहरो हणियव्वो हुंकराविउं इण्हिं,
नवधवल हरं उच्चत्तणेण नहमणुलिहं तत्र. १३०

तत्थुवरिभुवि अउमय कीलगजालानियंतियगवक्खं,
भोयणकएनिमंतिचुवीर देवं कुडुं वजुयं. १३१

तो सेदंसिस्सभिमं रमणीयत्ता सयंस आरुहिही.
खडहडि ऊण निवडिही पाणेहिंविज्जत्ति मुच्चिहिही. १३२

ત્યાંથી તિર્યંચના ભવોમાં ભમીને તે ત્યાં ગજપુરમાં ઈંદ્રનાગ શેઠની નંદિમતી ભાર્યાના પેટે દ્રોણુક નામે પુત્ર થયો. ૧૨૮

ત્યાં પણુ તેઓ પૂર્વ ભવની પ્રીતિના યોગે કરી સાથે જોડાઇ એક હાટમાં વેપાર કરવા લાગ્યા તેમાં તેમણે બહુ પૈસો વધાર્યો, ત્યારે પાપી દ્રોણુક વિચારવા લાગ્યો કે. ૧૨૯

શી રીતે આ મારા ભાગીદારને મારી નાખવો? હા એક ઉપાય છે તે એકે એક આકાશને અડકે એવું ઊંચુ મહેલ બંધાવવું. ૧૩૦

તેની ટોચ ઉપર લોઢાના ખીલાથી જડેલું ગોખ કરાવવું, પછી સહકુટુંબ વીરદેવને જમવા માટે બોલાવવો. ૧૩૧

પછી તેને એ ગોખ બતાવવું એટલે તે તેને રમણીય જાણી પોતે તેનાપર ચડી બેસશે તેટલામાં તે ખડખડ કરતો ત્યાંથી પડશે એટલે ઝટ દઇ મરણુ પામશે. ૧૩૨

अह निव्वि वायमेसो विहवभरो मज्जचेवकिर होही,
नयको इजण चवाओ इयचितिय कारइ तहेव. १३३

जामुतुत्तरमेए दुवेविध वलहर सिहरमा रुढा,
सइ मइरहिओ दोणो अणप्प संकप्पभरियमणो. १३४

भो मित्ताए हिइहयं निज्जूहे विसमुजंपिरोतत्थ,
सय मारुढो इक्को पडिओ मुक्कोय पाणेहिं. १३५

हाहारव मुहलमुहो तुरियंउत्तारियवीर देवोवि,
जानिय इता पदिट्ठो मित्तो पंचत्तमणुपत्तो. १३६

हामित्तामित्तावच्छल छलदूसण रहियरहियनयमंज्झो,
इयबहुविहंपलविउं मयकिच्चं कुणइसो तस्स. १३७

(એમ મરણ પામ્યો એટલે) વગર વાંધે આ તમામ પૈસો મારોજ થઇ પડશે, અને લોકોમાં પણ કોઇ રીતે વાંધો આવશે નહિ. એમ ચિંતવીને તેણે સઘળું તેમજ કર્યું. ૧૩૩

બાદ જમીને બન્ને જણા મેહેલના શિખરપર ચડ્યા, હવે દ્રોણક મૂળથીજ બુદ્ધિ રહિત હતો તે સાથે હમણા તેનું મન અનેક સંકલ્પ વિકલ્પથી ઘેરાયલું હતું. ૧૩૪

તેથી તે મિત્રને ગોખ તરફ આવવાનું કહેતો થકો પોતે એકલો ત્યાં ચડી ગયો કે ગોખ તૂટી પડયું એટલે તે નીચે પડી મરણ પામ્યો. ૧૩૫

ત્યારે વીરદેવ તેને પડતો જોઇ મુખથી હાહાકાર કરતો થકો ઝટ ત્યાંથી નીચે ઊતરી તેને જોવા લાગ્યો તો તે તેને મરણ પામેલો દેખાયો ૧૩૬

ત્યારે વીરદેવ–હે મિત્ર હે મિત્ર વત્સલ હે છળ દૂષણ રહિત હે નીતિ માર્ગના બતાવનાર એમ બહુ પ્રકારના વિલાપ કરીને તેનું મૃતકાર્ય કરતો હવો. ૧૩૭

जलबुब्बुयतरले जीए विज्जुलया चंचलंमि तरूणत्ते,
कोनामगे हवसि पडिबंधं कुणइसविवेओ. १३८

इयचिंति ऊणसम्मत्तदाइ गुरुपासपत्तसामन्नो,
उववन्नो गवेविज्जे सो तइए भासुरो अमरो. १३९

अत्थिइह विदेहवासे वासवदेहंवसज्जवज्जहरं,
अंबय सहस्स कलियं चंपावासंति वर नयरं. १४०

तत्था सिमाणि भद्दो भद्दो वज्जणमणो सया सिट्ठी,
जिणधम्म रम्मकामा तस्स पियाहरि मईनामा. १४१

सोवीर देवजीवो तत्तोगेविज्ज गाउचविउण,
नामेण पुन्नभद्दो ताणंपुत्तो समुप्पन्नो. १४२

(પછી તે વિચારવા લાગ્યો કે) આ જીવિતવ્ય પાણીના બિંદુની માફક ચંચળ છે, યૌવન વીજળીના માફક ચંચળ છે, માટે કયો વિવેકી પુરૂષ ગૃહવાસમાં મુંઝાઈ રહે? ૧૩૮

એમ ચિંતવીને સમ્યક્ત્વ દેનાર ગુરૂની પાસે દીક્ષા લઈને ત્રીજા ગ્રૈવેયક વિમાનમાં તે દેદીપ્યમાન દેવતા થયો. ૧૩૯

બાદ આ જંબૂદ્વીપમાં મહાવિદેહ ક્ષેત્રમાં ઈંદ્રનું શરીર જેમ તત્કાળ વજ્ર ધારણ કરે છે તથા હજાર આંખવાળું છે તેમ સજી તૈયાર કરેલા વજ્ર મણિ (હીરાઓ) ને ધારણ કરનાર તથા હજારો આંબાથી શોભતું ચંપાવાસ નામે ઉત્તમ નગર છે. ૧૪૦

ત્યાં કલ્યાણ, સાધવામાં હમેશાં મન ધરનાર મણિભદ્ર નામે શેઠ હતો, તેની જિન ધર્મપર ઉત્તમ પ્રીતિ રાખનારી હરિમતી નામે પ્રિયા હતી. ૧૪૧

તેમના ઘરે તે વીરદેવનો જીવ તે ત્રીજા ગ્રૈવેયક વિમાનથી ચવી કરીને પૂર્ણભદ્ર નામે તેમનો પુત્ર થયો. ૧૪૨

तेणंचपढण समए घोसंपढममविउच्चरं तेणं,
अमरुत्ति समुल्लवियं वुच्चइ अमरो वितेणेसो. १४३

दोणो विमओ धूमाइ बार अयराउनारओजाओ,
मच्छो सयं भुरमणे भविउं तत्थे वउववन्नो. १४४

भमिय भवेतत्थपुरे नंदावत्ता भिहसिठिदइयाए,
सिरिनं दाए धूया संजाया नंदयंतित्ति. १४५

भवियव्वयावसेणं परिणीयासाउ पुन्नभद्देण,
सापुव्व कम्मवसओ जायापइ वंचणिक्कमणा. १४६

सेपरियणेण कहियं वच्चुत्तारकूडकवडनियडिकुडी,
सामियपिया तुहेसा नयसद्दहियं पुणो तेणं. १४७

તેણે પેહેલાજ સમયે પહેલોજ અવાજ ઉચ્ચારતાં અમર એવો અવાજ ઉચ્ચાર્યો તેથી તેનું અમર એવું નામ પાડવામાં આવ્યું. ૧૪૩

આણીમેર દ્રોણુક મરીને ધૂમપ્રભામાં બાર સાગરોપમના આઉખે નારક થયો બાદ સ્વયંભૂ રમણ સમુદ્રમાં મત્સ્ય થઇને તેજ નારકીમાં પાછો ગયો. ૧૪૪

બાદ કેટલાક ભવ ભમીને તેજ નગરમાં નંદાવર્ત્ત નામના શેઠની શ્રીનંદા નામની સ્ત્રી પેટે નંદયતી નામે પુત્રી થઈ. ૧૪૫

હવે ભવિતવ્યતાના વશે કરીને તે નંદયંતી ને પૂર્ણભદ્ર પરણ્યો, તે નંદયતી પૂર્વ કર્મના વશે કરીને પતિને વંચન કરવામાં તત્પર રહેવા લાગી. ૧૪૬

તેના ચાકર નકરોએ તે વાત જાણી લઇ પૂર્ણભદ્રને કહ્યું કે, હે સ્વામિ! તારી પ્રિયા ખોટા ઉત્તર અને કુડકપટની ખાણ જેવી છે, છતાં તેણે તે વાત માની નહિ. ૧૪૭

कइयाविसव्वसारं कुंडल जुयलंसयं अवहरित्ता,
आउलहियय व्वइमा साहइपइणो पणठंति. १४८

तेण विनेह वसेणं घडाविउं नवयमप्पि यंतंसे,
इयहरियमन्न मन्नं तीएदिन्नं पुणइमेण. १४९.

न्हाणा वसरे कइया मुद्दारयणं समप्पियं तीसेसंज्जाइ,
मग्गियं पुण सा आहकहिंचिनणु पडियं. १५०

तत्तो अइ संभंतो निउणं एसो निहालइ निहंतो,
भज्जाभरण समुग्गे नठं दव्वंनियइ सव्वं. १५१

किंकुंडलाइ दव्वं गयंपिलद्धं इमीइ नगयंवा,
करकलिय दविण जाओ एसो चिंते इसवियक्कं. १५२

તે નંદયંતીએ કયારેક બહુ મૂલ્ય બે કુંડળ પોતે છુપાવીને ગભરાયલી બની તે પતિને કહેવા લાગી, કે કુંડળો કયાંક પડી ગયાં. ૧૪૮

પૂર્ણભદ્રે સ્નેહના વશે તેને ફરી નવા કુંડળ ઘડાવી આપ્યાં, એ રીતે દરેક દાગીના તે છુપાવતી ગઇ અને પૂર્ણભદ્ર નવાં ઘડાવી પૂરતો રહ્યો. ૧૪૯

એક દિવસે પૂર્ણભદ્રે સ્નાન કરવાના અવસરે પોતાના હાથની રત્ન જડિત વીંટી તેને આપી, તે સાંજે માગી ત્યારે તે બોલી કે તે તો મારા હાથથી કયાંક પડી ગઈ. ૧૫૦

ત્યારે પૂર્ણભદ્ર અતિ ઉતાવળ કરી દરેક ઠેકાણે તેની શોધ કરવા લાગ્યો એટલામાં પોતાની તે સ્ત્રીના દાગીનાના ડાબડામાં જેટલી ચીજો જતી રહેલી કહેવામાં આવેલી તેટલી સહી સલામત પડેલી જોઇ. ૧૫૧

ત્યારે તે ડાબડો હાથમાં લઇને તે મનમાં તર્ક કરીને વિચારવા લાગ્યો કે આ કુંડળ વગેરે દાગીના શું તેણીએ જતા રહેલા પાછા શોધીને એમાં રાખ્યા છે કે કેમૂળથીજ સંતાડી રાખ્યા હશે? ૧૫૨

इत्तोय सातहिंचिय पत्ता इयरोय झत्तिनी हरिओ,
ज्जाए इनंदयंती धुवमिमिणा जाणिया अहयं. १५३

ज्जासयणाणविमज्जे नो उप्पाए इलाघवंमज्जं,
मज्जो संजोइयकम्मणेण मारेमितावइमं. १५४

काउंतयं सयंचिय अणेग मरणावहेहिं दव्वेहिं,
तमिसंमि संठवंती डक्का दुठेण सप्पेण. १५५

पडिया घमत्ति धरणिं जाओ हाहारवो अइमहंतो,
तत्थागओ पईसे आहूया पवरगारुडिया. १५६

सव्वे सिनियं ताणवि खणेण निहणंगयागयापावा,
छठीए पुढवीए पुरओ भमिही अणंत भवं. १५७

એટલામાં નંદયંતી ત્યાં આવી પહોચી એટલે પૂર્ણભદ્ર ત્યાંથી ઝટ બાહેર નીકળ્યો ત્યારે નંદયંતી વિચારવા લાગી કે એણે મને નક્કી પણે જાણી લીધી છે. ૧૫૩

માટે જ્યાં સૂધી એ સગાવહાલામાં મને ઉઘાડી નહિ પાડે તેટલામાંજ જલદી એને અમુક દ્રવ્યો એકઠા કરી કામણ કરી મારી નાખું. ૧૫૪

એમ ચિંતવી તેણે પોતાના હાથે અનેક મરણ જનક ચીજો એકઠી કરી અંધારામાં એક ઠેકાણે રાખવા ગઈ એટલામાં કાળા સર્પે તેને ડસી. ૧૫૫

તે જેવી ડસાઇ તેવી ધબ દઇને જમીનપર પડી એટલે ચાકર નફરો ત્યાં આવી હાહાકાર કરવા લાગ્યા તેથી તેનો પતિ પૂર્ણભદ્ર પણ ત્યાં આવી પહોંચ્યો. અને તેણે હુશિયાર ગારૂડીઓને બોલાવ્યા. ૧૫૬

છતાં બધા જોતા રહ્યા તેમ ક્ષણ વારમાં મરણ પામીને તે પાપણી છઠ્ઠી નારકીમાં ગઇ, અને આગળ અનંત ભવ રઝળશે. ૧૫૭

तंददु पुन्नभद्दो सोयजुओतीइकाउमयकिच्चं,
वेरग्ग भावियमणो जाओ समणो विजिय करणो. १५८

सुकज्झाणा नलदद्द सयल कम्मिंधणो धुणियपावो,
सोभयवंसंपत्तो लोयग्गसुसंठिय ठाणं. १५९.

निरुनिव्वेय निमित्तं पकित्तियापुरिमपच्छि मिल्लभवा,
इहयं असढ गुणंमीपगयं पुण चक्कदेवेण. १६०

इति फलमति रम्यं चक्रदेवस्य सम्यक्प्रतिभवम
पि शाठ्याभावभाजो निशम्य भवत भविक लोकाः

स्पष्ट संतोष पोषाः कथमपि हिपरेषां
वंचना चंचवोमा. १६१

इति चक्रदेव चरितं समाप्तं.

તેને મરણ પામેલી જોઇને પૂર્ણભદ્રને ઘણો શોક થયો તેથી તેનું મૃતકાર્ય કરીને મનમાં વૈરાગ્ય લાવી તેણે દીક્ષા લઈ ઇંદ્રિય જય કરવા માંડયો. ૧૫૮

તે ભગવાન્ શુક્લ ધ્યાનરૂપ અગ્નિથી સકળ કર્મરૂપ ઇંધનને બાળી કરીને પાપથી રહિત થઇ લોકના ટોચે રહેલી મુક્તિપુરીને પામ્યો. ૧૫૯

વધારે નિર્વેદ પામવા માટે ઈહાં આગલા પાછલા ભવો કહી બતાવ્યા, બાકી ઈહાં અશઠપણા રૂપગુણમાં ખાસ કામ તો ચક્રદેવનુંજ છે. ૧૬૦

આ રીતે દરેક ભવમાં નિષ્કપટ ભાવ રાખનાર ચક્રદેવને કેવાં મનોહર ફળ પ્રાપ્ત થયાં તે બરોબર સાંભળીને હે ભવ્ય લોકો તમે સંતોષ ધરીને કોઈ પણ રીતે પરને ઠગવામાં હુશિયાર થતા નહિ. ૧૬૧

આ રીતે ચક્રદેવનું ચરિત્ર સમાપ્ત થયું.



अष्टम गुण.

ऊक्तोऽ शठइति सप्तमोगुण इदानीं सुदाक्षिण्य इत्यष्टमं गुणं विवृण्व न्नाह ॥ छ ॥

અશઠપણારૂપ સાતમો ગુણ કહી બતાવ્યો હવે સુદાક્ષિણ્ય-પણારૂપ આઠમા ગુણનું વર્ણન કરે છે.

# ( मूळ गाथा. )

ऊवय रइ सुदक्खिन्नो-
परेसि मुज्झियसक ज्जवावारो,
तोहोइ गप्भवक्को-
णुवत्तणी ओय सव्वस्स. १५

( મૂળ ગાથાનો અર્થ. )

સુદાક્ષિણ ગુણવાળો પોતાનો કામ ધંધો મૂકીને બીજાને ઉપકાર કરતો રહે છે, તેથી તેનું વાક્ય સૌ કબૂલ રાખે છે, તથા સૌ તેના પછવાડે ચાલે છે. ૧૫

( ટીકા. )

ऊपकरो त्युपकारतया प्रवर्त्ततेऽ भ्यर्थिंनसारनया सुदाक्षिण्यः शोभन दाक्षिण्यवान्.

સુદાક્ષિણ્ય એટલે સારા દાક્ષિણ્ય ગુણવાળો માગણી કરતાં ઉપકાર કરે છે એટલે ઉપકારી પણે પ્રવર્ત્તે છે.

कोर्थः—यदिहि परलोकोपकारि प्रयोजनं तस्मिन्नेव दाक्षिण्यवान् न पुनः पापहेता वपीति सुशब्देन दाक्षिण्यं विशेषितं.

સુદાક્ષિણ્ય એમ કહેવાનો શો અર્થ? તેનો અર્થ એ કે જો પરલો-

લોકમાં ઉપકાર કરનાર પ્રયોજન હોય તો તેમાંજ લાલચ આવી, પરંતુ પાપના હેતુમાં લાલચ નહિ આવી, એટલા માટે સુ શબ્દે કરીને દાક્ષિણ્યને વિશેષિત કર્યું.

**परेषा मन्येषां कथमित्याह उज्झित स्वकार्य व्यापारः परित्यक्तात्म प्रयोजन प्रवृतिः ।**

(ઉપકાર કોનો કરે તે કહે છે) પર એટલે બીજાઓનો કેવી રીતે તે કહે છે. સ્વકાર્ય વ્યાપાર છોડીને એટલે કે પોતાના પ્રયોજનની પ્રવૃત્તિ છાંડીને પણ (પરોપકાર કરે.)

**ततः कारणाद् भवति ग्राह्य वाक्योऽनुल्लंघनीया देश, स्तथानु वर्त्तनीय श्चा भीष्ट चेष्टित श्च सर्वस्य धार्मिक लोकस्य सहिकिल सुदाक्षिण्य गुणेना कामोऽपि धर्म मासेवते क्षुल्लक कुमारवत् ।**

તે કારણથી તે ગ્રાહ્ય વાક્ય એટલે જેનો હુકમ કોઇ ઉલ્લંઘે નહિ એવો થાય છે, તથા અનુવર્ત્તનીય રહે છે એટલે બધા ધાર્મિક જનોને તેની ચેષ્ટા સારી લાગે છે. કારણ કે ધાર્મિક લોકો તેના દાક્ષિણ્ય ગુણે કરીને ખેંચાઈને મરજી નહિ છતાં પણ ધર્મને સેવે છે: ક્ષુલ્લક કુમારની માફક.

---

## **क्षुलक कुमार कथा चैवं.**

**अत्थि पुर साएयं, मुत्ताहारं सया सिवपुरंव,**
**अरिकरडि पुंडरीओ, तत्थ निवो पुंडरी उत्ति. १**

## ક્ષુલક કુમારની કથા.

જેમ શિવપુર મુક્ત (મોક્ષ પામેલા પુરૂષો) નો આધાર છે, તેમ મુક્ત (મોતી) ના આધારરૂપ સાકેત નામે નગર હતું, ત્યાં દુશ્મનરૂપી હાથીઓમાં પુંડરીક સમાન પુંડરીક નામે રાજા હતો. ૧

तस्स कणिठो भाया, कंडरिओ नाम आसि जुवराया,
जसभद्दा से भज्जा, सुसीलसज्जा गरुयलज्जा. २

तं कत्थइ वीसत्थो, कयावि राया नियंतओ हियए,
ईसो इव मयंणेणं, हणिओ वाणेहिं चिंतेइ. ३

घित्तव्वा ताव इमा, मए मयत्थीं तओ पलोभेमि,
आमिसपास निबद्धो, कज्ज मकज्जंपि कुणइ जणो. ४

तो कुसुमफळ विलेवण, तंबोलाईणि तीइ पठवइ,
सा वि हु अदुठभावा, जिठपसाउ त्ति गिण्हेइ. ५

अह अन्नदिणे दूइं, विसज्जए तीइ सा पडिनिसिद्धा,
अइ निब्बंधे रन्नो, पुण भणियं सरलहिययाए. ६

તેનો કંડરીક નામે નાનો ભાઈ યુવરાજા હતો, અને તેની સુશીલ અને લાજવાળી યશોભદ્રા નામે ભાર્યા હતી. ૨

તે યશોભદ્રાને કોઇક સ્થળે વીસામો લઇ બેઠેલા પુંડરીક રાજાએ જોઇ, તેથી તે મહાદેવની માફક કામના બાણોથી હણાયો થકો હૃદયમાં ચિંતવવા લાગ્યો. ૩

આ મૃગાક્ષી મારે ગ્રહણ કરવી માટે એને (કોઇ રીતે) લોભાવવી, કારણ કે માંસના પાશમાં બંધાયલો માણસ કાર્યાકાર્ય બધું કરે છે. ૪

એમ ચિંતવીને તેણે તેણીને તાંબૂળ વગેરે મોકલાવ્યાં, ત્યારે યશોભદ્રા પણ અદુષ્ટભાવવાળી હોવાથી પોતાના જેઠનો પ્રસાદ ગણીને તે સ્વીકારતી હવી. ૫

હવે એક દિવસે રાજાએ દૂતી મોકલાવી ત્યારે તેણીએ તેને પાછી વાળી, ત્યારે તેણી અતિ આગ્રહ કરવા લાગી ત્યારે સરળ હૃદયવાળી યશોભદ્રા તેને નીચે મુજબ કહેવા લાગી. ૬

हा पावे सो राया, किं नहु लहुबंधुणो वि लज्जेइ,
जं तुह मुहेण एवं, मं उल्लवए विगयलज्जो. ७

इय भणिय धाडिया सा, तयं कहइ निवइणो स चिंतेइ,
लहुबंधुंमि जियंते, एमा नो तीरए घित्तुं. ८

तो पच्छिन्नं अच्छिन्न, पावअन्नाणछन्ननणेणं,
केणावि पओगेणं, तेण विणासाविओ भाया. ९

अह चिंतइ जसभद्दा, हणाविओ जेण स लहुभायावि,
मह सीलं सो हणिही, नूणं रक्खेमि त मियाणिं. १०

इय परिभाविय भाविय, जिणवयणा गहियनिययआहरणा,
एगागिणी वि सिग्घं, साएयपुराउ निक्खंता. ११

હે પાપિની, તે રાજા પોતાના નાના ભાઈથી પણ શું લજાતો નથી કે જેથી નિર્લજ્જ થઈને તારા મુખે મને આવું કહેણ મોકલાવેછે? ૭

એમ કહીને તેણીએ તે દૂતીને ધક્કો મારી કહાડી મૂકી, ત્યારે દૂતીએ આવી તે વાત રાજાને કહી ત્યારે રાજા વિચારવા લાગ્યો કે જ્યાં સૂધી નાનો ભાઈ જીવતો છે ત્યાં સૂધી યશોભદ્રા મને સ્વીકારી શકનાર નથી. ૮

તેથી તે દુષ્ટ અજ્ઞાનથી આંધળા બનેલા રાજાએ છાના માના કોઈક પ્રયોગ કરીને પોતાના ભાઈને મરાવી નાખ્યો. ૯

ત્યારે યશોભદ્રા વિચારવા લાગી કે જેણે પોતાના નાનાભાઈને પણ મરાવી નાખ્યો છે, તે હવે મારા શીળને ખચિત બગાડશે માટે હું હવે (કોઈ પણ ઉપાયથી) મારૂં શીળ બચાવું. ૧૦

એમ ચિંતવીને જિન વચનથી રંગાયલી યશોભદ્રા પોતાના આભરણ સાથે લઈને સાકેતપુરથી ઝટપટ એકાએક રવાના થઈ. ૧૧

पडिवन्न जणग भावस्स, थेरवणियस्स पउरपणियस्स,
सत्थेण सह सुहेणं, सावत्थिं नयरि मणुपत्ता. १२

दुव्वारंतरभडकोडि, अजियसिरि अजियसेणसूरिस्स,
मयहरिया मयहरिया, कित्तिमई नाम तत्थ त्थि. १३

तं नमिउं जसभद्दा, भद्दासइणी सुणेइ धम्मकहं,
कहिउं नियवुत्तंत्तं, संवुद्धा गिह्णए दिक्खं. १४

विज्जंतो त्ति हु गज्जो, जाणंतीएवि तीइ नहु सिठो,
मयहरियाए पुरओ, मा मा दिक्खं न दाहि त्ति. १५

कालक्कमेण वुड्ढिं, गयंमि गब्भंमि मयहरीइ इमा,
पुठा रहंमि साहइ, जहठियं कारणं तीसे. १६

ત્યાં કોઇક બુઢ્ઢો વાણિયો ઘણો માલ લઇને શ્રાવસ્તી નગરી તરફ જતો હતો તેને મળી એટલે તેણે તેણીને કહ્યું કે હું તારી તારા બાપ માફક સંભાળ લઇશ એટલે તેણી તેના સાથ સાથે હેમખેમ શ્રાવસ્તી આવી પહોંચી. ૧૨

ત્યાં અંતરંગ વૈરિઓથી નહિ જીતાયલ એવા અજિતસેન સૂરિની મદ રહિત કીર્તિમતી નામે મહત્તરિકા આર્યા હતી. ૧૩

તેને નમીને ભદ્ર આશયવાળી યશોભદ્રા ધર્મકથા સાંભળવા લાગી, બાદ પોતાનો વૃત્તાંત નિવેદન કરીને તેણીએ દીક્ષા ગ્રહણ કરી. ૧૪

તેણીને ગર્ભ રહેલ હતો તે તેણીને માલમ છતાં પણ રખેને દીક્ષા નહિ આપે એમ વિચારી તેણીએ તે સંબંધી મહત્તરાને કશી વાત નહિ કહી. ૧૫

કાળક્રમે ગર્ભ વૃદ્ધિ પામતાં મહત્તરા તેણીને એકાંતમાં પૂછવા લાગી ત્યારે તેણીએ તેણીને ખરેખરૂં કારણ જણાવી દીધું. ૧૬

पच्छा पच्छन्नं चिय, ता धरिया जा सुयं पसूया सा,
कय खुड्डग कुमरक्खो, सड्ढगिहे वड्ढिओ सो उ. १७

सिरि अजियसेणगुरुणा, समए पव्वाविओ समयविहिणा,
सिक्खविओ य समग्गं, जइजण जुग्गं समायारं. १८

अह सो कमसो अइरूव, उव्वणं जुव्वणं समणुपत्तो,
हीरिज्जंतो विसएहिं, करणगामेण रुब्भंतो. १९

सज्झाये सीयंतो, संजम मणुपालिउं अचायंतो,
पडिभग्गो जणणिं सो, पुच्छइ उन्निक्खमणहेउं. २०

तं सुणिउं सा सहसा, कराळकुलिसाहय व्व दुक्खता,
गग्गरसरं पयंपइ, हा किं ते चिंतियं वच्छ. २१

પછી જ્યાં સૂધી તેણીની સુવાવડ થઈ ત્યાં સૂધી તેણીને છાનીજ રાખવામાં આવી, બાદ પુત્ર જન્મતાં તેનું ક્ષુલ્લક કુમાર એવું નામ પાડવામાં આવ્યું; અને તે કોઈ શ્રાવકના ઘરે ઉછેરવામાં આવ્યો. ૧૭

પછી તેને યોગ્ય સમયે શાસ્ત્રની વિધિ પ્રમાણે અજિતસેન ગુરૂએ દીક્ષિત કર્યો, અને યતિ જનને યોગ્ય સઘળો આચાર શીખવ્યો. ૧૮

હવે તે ક્ષુલ્લક મુનિ અનુક્રમે અતિ રૂપવાળું યૌવન પામ્યો થકો વિષયોથી લોભાયો થકો ઇંદ્રિયોને દાબી રાખવા અસમર્થ બન્યો. ૧૯

તેથી તે સ્વાધ્યાયમાં મંદ પડયો અને સંયમ પાળવામાં અશક્ત થયો એટલે ભગ્ન પરિણામી થઇને પોતાની માને સંયમ છોડી નાશી જવાનો ઉપાય પૂછવા લાગ્યો. ૨૦

તે સાંભળીને યશોભદ્રા જાણે ઓચિંતી વજ્રથી હણાઇ હોય તેમ દુઃખાર્ત્ત થઇને ગદ્‌ગદ્ સ્વરે કહેવા લાગી કે હે વત્સ! તેં આ શું ચિંતવ્યું છે? ૨૧

जइ चलइ मंदरो, सुसइ, सायरो ल्हसइ सयलदिसिचक्कं,
तहविहु सप्पुरिसाणं, पयंपियं नन्नहा होइ. २२

सारय ससहरकरनियर, धवलसीलस्स पाणिणो वच्छ,
मरणं पि वरं न कयावि, सीलभंगो जओ भणियं. २३

वर मरिसदनेभ्यो भिक्षया प्राणवृत्ति,
वर मनलनिपातल्पोषणा देहमुक्तिः,
वर मसमगिरींद्र प्रस्थपातः पवित्रो,
भवति तदपि नेष्टः शीळभंगो बुधानां. २४

पहुपवण पहयधयवड, चवलं नाऊण जुव्वणं जीयं,
मा मुज्झसु वच्छ तुम, अकज्जसज्जं मणं काउं. २५

જો મેરૂ ચાલે, સાગર શોષાય, સઘળી દિશાઓ ફરી જાય, તોપણ સત્પુરૂષોનું બોલેલું અન્યથા થતું નથી. ૨૨

શરદ્ ઋતુના ચંદ્રનાં કિરણો જેવા સ્વચ્છ શીળવાળા પ્રાણિને મરવું સારૂં છે, પણ શીળ ભાંગવું સારૂં નથી. ૨૩

દુશ્મનોના ઘરેથી ભીખ માગી જીવવું સારૂં, અથવા તો અગ્નિમાં પડીને બળી કરી દેહ મૂકવો સારો અથવા મોહોટા પર્વતના ટોચપરથી ઝં- પાપાત કરવો સારો, પણ પંડિત જનોએ શીળભંગ કરવો સારો માન્યો નથી. ૨૪

આ યોવન અને આયુષ્યને આકરા પવનથી ચળાયમાન થતી ધજા- ની માફક ચપળ જાણીને હે વત્સ ! તું અકાર્યમાં મન રાખી મુંઝા માં. ૨૫

को सुरनाहसमिद्धिं, चइउं दासत्त महिलसइ वच्छ,
चइउं चिंतारयणं, कायमणिं को व गिण्हेइ. २६

अवि लब्भइ इंदत्तं, अहमिंदत्तं महानरिंदत्तं,
असुरिंदत्तं न उणो, हे पुत्तय निव्वणं चरणं. २७

इच्चाइ बहुपयारं. भणिओवि हु जाव ठाइ नहु एस,
तो गुरुकरुणारसभर, पणुल्लिया भणइ इय जणणी. २८

जइ एव मज्झवसिओ, पुत्त तुमं ता ममोवरोहेण,
इहयं गुरुकुलवासे, बारसवासे वइक्कमसु. २९

भग्गेवि परीणामे, मणंमि कामं फुरंतए कामे,
एवं ति सो पवज्जइ, सुपुभ्रदक्खिन्न जल जलही. ३०

હે વત્સ, ઈંદ્રની સમૃદ્ધિ મૂકી કરીને દાસપણાની ઈચ્છા કોણ કરે? અથવા ચિંતામણિ મૂકીને કાચને કોણ ગ્રહણ કરે? ૨૬

હે પુત્ર, ઈંદ્રપણું, અહમિંદ્રપણું, મહાનરેંદ્રપણું, તથા અસુરેંદ્રપણું મળવું સુલભ છે, પણ નિર્દોષ ચારિત્ર મળવું દુર્લભ છે. ૨૭

ઈત્યાદિક બહુ પ્રકારે માતાએ સમજાવ્યા છતાં પણ તે સ્થિર થયો નહિ, ત્યારે અતિ કરૂણાવાળી માતા તેને આ રીતે કહેવા લાગી. ૨૮

હે પુત્ર, જો તું મને વશવર્ત્તી હોય તો મારા આગ્રહથી આ ગુરૂ કુળવાસમાં હજુ બાર વર્ષ રહે. ૨૯

ત્યારે તે દાક્ષિણ્યરૂપ જળનો જળધિ સમાન ક્ષુલ્લક કુમાર પોતાના મનમાં વિષયો ભોગવવાની ઈચ્છા સ્પુરતી હોવાથી ભગ્ન પરિણામ છતાં પણ તે વાત સ્વીકારવા લાગ્યો. ૩૦

वोलीणेसुय तंमुं, तेण पुणो पुच्छिया भणइ जणणी,
आपुच्छसु वच्छ तुमं, मह गुरुणिं जणणि सारित्थं. ३१

तेणवि तहेव विहिए. मय हरियाएवि तत्तियं कालं,
अब्भत्थिय सो धरिओ, आयरिएणावि एमेव. ३२

एव मुवज्झाएण वि, अडयालीसं गयाणि वरिसाणि,
तहवि मणंपि मणं से, चरणे बंधइ न धिइ भावं. ३३.

ही मोहविसपसत्ता, कहवि न चेयंति अप्पयं जीवा,
इय चिंतिऊण एसो, उवेहिओ सूरिपमुहेहिं. ३४

पिउनामंका मुद्दा, कंबलरयणं च पुव्वसंठवियं,
तस्स प्पिऊण नवरं, जणणीए सो इमं भणिओ. ३५

બાર વર્ષ વ્યતિક્રમ્યા બાદ ફરીને તેણે માને પૂછયું, ત્યારે મા બોલી કે હે વત્સ, તું આપણી માતા સમાન મારી ગુરૂણીને પૂછ. ૩૧

ત્યારે તેણે તે ગુરૂણીને પૂછયું એટલે તે મહત્તરાએ પણ બીજા બાર વર્ષ રહેવાની પ્રાર્થના કરી તેને ધરી રાખ્યો, એજ રીતે ત્રીજીવાર આચાર્યે બાર વર્ષ તેને અટકાવી રાખ્યો. ૩૨

ચોથીવાર ઉપાધ્યાયે બાર વર્ષ અટકાવ્યો એમ અડતાલીશ વર્ષ પસાર થયાં છતાં હજુ તેનું મન ચારિત્રમાં લગાર પણ ધીરજવાળું નહિ થયું. ૩૩

ત્યારે બધા વિચારવા લાગ્યા કે મોહના વિષને ધિક્કાર છે કે જેના વશે જીવો કોઈ પણ રીતે પોતાને ચેતવી શકતા નથી. એમ ચિંતવીને આચાર્ય વગેરાએ તેની ઉપેક્ષા કરી. ૩૪

બાદ પિતાના નામવાળી વીંટી અને કંબળ રત્ન જે પૂર્વે રાખી મેલ્યાં હતાં તે માતાએ તેને આપીને આ રીતે કહ્યું. ૩૫

इत्तो जत्थव तत्थव, मा गमिही वच्छ किंतु साएए,
अत्थि निवो पुंडरिओ, सो तुह होई महल्लपिया. ३६

पिउनामंका मुद्दा, रयणं दरिसिज्ज तस्स तं एयं,
उवलक्खिऊण सम्मं, सा दाही रज्जभागं ते. ३७

एवं ति पवज्जित्ता, गुरूणो नमिउं च निग्गओ एसो,
कमळाइ कुळनिकेए, कमेण पत्तो य साकेए. ३८

तव्वेलं निवभवणे, पउरजणो जाइ अहमहमिगाए,
पिच्छणयपिच्छणत्थं, खुड्डगकुमरो वि तत्थ गओ. ३९

कल्ले पिच्छिरसं नर, वइं ति चिंतिय तहिंचि आसीणो,
नवनवभंगी संदोह, सुंदरं पिच्छए नट्टं. ४०

હે વત્સ, તું અહિંથી જ્યાં ત્યાં નહિ જતાં પરભારો સાકેતપુરમાં જજે, ત્યાં પુંડરીક નામે રાજા છે તે તારો મોટો બાપ (કાકો) થાય છે. ૩૬

તેને તું આ તારા બાપના નામવાળી મુદ્રા તથા કંબળરત્ન બતાવજે, એટલે તે તને બરોબર ઓળખીને રાજ્યનો ભાગ આપશે. ૩૭

આ વાત કબૂલ રાખીને અને ગુરૂને નમી કરીને તે ત્યાંથી નીકળ્યો, તે લક્ષ્મીના કુળગૃહ સમાન સાકેતપુરમાં આવી પહોંચ્યો. ૩૮

તે વખતે રાજાના મેહેલમાં નાટક થતું હતું, તેને જોવાને નગરના લોક દોડાદોડી કરતા જોઇ ક્ષુલ્લક કુમાર પણ ત્યાં ગયો. ૩૯

રાજાને મળવાનું આવતી કાલપર રાખીને તે ત્યાંજ બેસી જઇ નવનવી રચનાવાળું નૃત્ય જોવા લાગ્યો. ૪૦

तत्थ सयलंपि रयणिं, पणाच्चिउं नट्टिया परिस्संता,
ईसिं पयलायंती, पभायसमयंमि जणणीए. ४१

बहुभावहावकरण, पओगसंजायरंगभंगभया,
गीई गाण मिसेणं, सम्मं पडिबोहिया एवं. ४२

सुट्ठु गाइयं सुट्ठु वाइयं, सुट्ठु नश्चियं सामसुंदरि,
अणुपालिय दीहराइओ, सुमिणंते मा पमायए. ४३

तं सुणिय खुड्डएणं, कंबळरयणं पयच्छियं तीए,
कुंडळरयणं निवनंदणेण, जसभद्दनामेणं. ४४

सत्थाहिवकंताए, सिरिकंताए सुभासुरो हारो,
चिंचिकरयण कणगो, कडगो जयसंधिसचिवेण. ४५

मिंठेण कन्नपाळेणं, कुसरयणं च लक्खमुल्लाइं,
पत्तेय मिमाइ इओ, उदयपयं दिणयरो पत्तो. ४६

ત્યાં આખી રાત નાચીને થાકેલી નટી પ્રભાતે જરા ઝોંકાં ખાવા લાગી ત્યારે તેની માતા વિચારવા લાગી કે આટલે લગી અનેક હાવભાવ કરી જમાવેલા રંગનો રખેને ભંગ થઈ જશે તેથી તે ગીતિ ગાવાના મિષે કરીને તેણીને નીચે મુજબ પ્રતિબોધવા લાગી. ૪૧—૪૨

રૂડું ગાયું, રૂડું વગાડયું, રૂડું નાચ્યું, માટે હે શ્યામસુંદરી, આખી રાત પસાર કરી હવે સ્વપ્નના અંતે ગફલત મ કર. ૪૩

તે સાંભળીને ક્ષુલ્લક કુમારે તેણીને કંબળરત્ન આપ્યું, રાજાના પુત્ર યશોભદ્રે પોતાના કુંડળ ઊતારી આપ્યાં, સાર્થવાહની સ્ત્રી શ્રીકાંતાએ પોતાનો દેદીપ્યમાન હાર ઊતારી આપ્યો, જયસંધિ નામના સચિવે ચકચકતા રત્નવાળું પોતાનું કટક ઊતારી આપ્યું, કર્ણપાળ નામના મિંઠે (હાથી પાળનારાએ) અંકુશરત્ન આપ્યું, એમ એ બધી લાખ મૂલ્યની વસ્તુઓ તેમણે ભેટ આપી એટલામાં સૂર્ય ઊગ્યો. ૪૪-૪૫-૪૬

अह भावजाणणट्ठा, निवेण पढमंपि पभणिओ खुड्डो,
किंकारण मिह दाणं, महप्पमाणं तए दिन्नं. ४७

तो तेण मूळओ वि हु, कहिओ सव्वोवि निययवुत्तंतो,
जा सज्जो रज्जकए तुह पासे इत्थ पत्तो म्हि. ४८

गीइं इमं निसामिय, संवुद्धो विसयविसय विगइच्छो,
पव्वज्जापरिपाळण, पच्चलचित्तो य जाओ म्हि. ४९

उवकारिणि त्ति काउं, कंबळरयणं इमीइ मे दिन्नं,
तं भायनंदणं जाणिऊण राया भणइ तुट्ठो. ५०

अइसच्छ वच्छ गिण्हसु रज्ज पिणं विसयविसयसुहसहियं,
किं इमिणा देसकिलेस कारिणा वयविसेसेण. ५१

હવે ભાવ જાણવા માટે રાજાએ પહેલાં ક્ષુલ્લકને કહ્યું કે તેં આવડું મોહોટું દાન શા કારણે આપ્યું ? ૪૭

ત્યારે તેણે મૂળથી સઘળો પોતાનો વૃત્તાંત કહી બતાવ્યો, અને કહ્યું કે યાવત્ રાજ્ય લેવા માટે સજ્જ થઇ તારી પાસે આવી ઊભો છું. ૪૮

પણ આ ગીતિ સાંભળીને હું પ્રતિબુદ્ધ થયો છું અને વિષયની ઈચ્છાથી વેગળો થઇ પ્રવ્રજ્યા પાળવા માટે દૃઢ નિશ્ચયવાન્ થયો છું. ૪૯

તેથી એને ઉપકાર કરનારી જાણીને મેં એને કંબળરત્ન આપ્યું છે, ત્યારે તેને પોતાના ભાઇનો પુત્ર જાણીને રાજા સંતોષ પામી કહેવા લાગ્યો. ૫૦

હે અતિ પવિત્ર વત્સ, આ ઉત્તમ વિષય સુખવાળું રાજ્ય ગ્રહણ કર–શરીરને કલેશ આપનાર વ્રતોનું તારે શું કામ છે? ૫૧

खुड्डोवि भणइ नरवर, को णु नकं नो करेइ रज्जकए,
आउयसेसे चिरकाल, पालियं संजमं विहलं. ५२

अहनियपुत्तप्पमुहा, निवेण भणिया कहेह भो तुम्ह,
दाणंमि कारणं किं, तो वत्तं निवइतणएण. ५३

ताद तुमं वावाइय, रज्ज मिमं गिण्हिउं समीहंतो,
गीइं सुणिय नियत्तो, रज्जे विसएसु य विरत्तो. ५४

सिरिकंता वि पयंपइ, नरवर पइणो ममं पवुत्थस्स,
अकंताइ दुवालस, वरिसाइ अहं च चिंतेमि. ५५

अवरं करेमि कंतं, किंतु किलिस्सामि तस्स आसाए,
गीइ सवणेण पुणो, थिरचित्ता संपयं जाया. ५६

ક્ષુલ્લક બોલ્યો, હે નરવર, ચિરંકાળ પામેલા પોતાના સંયમને અંતકાળમાં રાજ્યના માટે કોણ નિષ્ફળ કરે. ૫૨

બાદ પોતાના પુત્ર પ્રમુખને રાજાએ કહ્યું કે તમે જે દાન આપ્યું તેના કારણો કહી બતાવો ત્યારે રાજપુત્ર બોલ્યો. ૫૩

હે પિતા, હું તમોને મારીને આ રાજ્ય લેવા ઇચ્છતો હતો, તે આ ગીતિ સાંભળીને રાજ્ય અને વિષયોમાં વિરક્ત થયો છું. ૫૪

શ્રીકાંતા બોલી કે હે નરવર, મારો પતિ પરદેશ ગયા ને બાર વર્ષ વ્યતિક્રમ્યા છે તેથી હું વિચારવા લાગી હતી કે હવે બીજો પતિ કરૂં કેમકે પ્રવાસે ગએલા પતિની આશાથી ખાલી ક્લેશ પામું છું, પરંતુ આ ગીતિ સાંભળવાથી હવે સ્થિર ચિત્તવાળી થઇ છું. ૫૫–૫૬

जयसंधिणा उ फुडसच्च, वयणअणुसंधिणा समुल्लवियं,
देव अहं अन्ननिवेहिं, भत्तिपणइक्कपवणेहिं. ५७

सद्धिं घडेमि किंवा, नव त्ति पुव्वं इमं विचिंतंतो,
गीई सवणा संपइ, तं पइ भत्तिब्भरो जाओ. ५८

मिंठेण पुणो भणियं, अहंपि सीमाळ दुट्ठराईहिं,
आणेह पट्टहत्थिं, अहवा मारेहि इय वुत्तो. ५९

संसय दोळाचळचित्त, विचिओ संठिउं चिरंकाळं,
इण्हिं सुणित्तु गीइं, जाओ पहु वंचणा विमुहो. ६०

अह तेसि मभिप्पायं, जाणिय तुठेण पुंडरियरन्ना;
दिन्ना णुन्ना जं भे, पडिहासइ तं करेह त्ति. ६१

સ્પષ્ટ સત્ય પ્રતિજ્ઞાવાન્ જયસંધિ બોલ્યો કે હે દેવ, હું સ્નેહપ્રીતિ બતાવનાર બીજા રાજાઓની સાથે મળી જાઉં કે કેમ કરૂં. ૫૭

એમ ડગમગ થતો હતો, પણ હમણા આ ગીતિ સાંભળીને તમારા પર દૃઢ ભક્તિવાન્ થયો છું. ૫૮

મિંઠ બોલ્યો કે મને પણ સીમાડાના દુષ્ટ રાજાઓ કહેતા હતા કે પટ્ટહસ્તિને લાવી અમને સોંપ અથવા તેને મારી નાખ; ૫૯

તે હું ઘણો કાળ ડગમગ થઈ રહ્યો હતો, પણ હમણા આ ગીતિ સાંભળીને સ્વામિ સાથે દગો રમવાથી વિમુખ થયો છું. ૬૦

આ રીતે તેમના અભિપ્રાય જાણીને ખુશી થઈ રાજાએ તેમને હુકમ આપ્યો કે હવે જેમ તમને સારૂં લાગે તેમ કરો. ૬૧

एवंविहं-अकज्जं, काऊणं किच्चिरं वयं काउं,
जीविस्सामु त्ति पयंपिऊण संजायवेग्गा. ६२

खुड्डगकुमरसमीवे, सव्वेविहु तक्खणेण पव्वइया,
तेहि समं स महप्पा, पत्तो नियसुगुरुपयमूले. ६३

गुरुणा पसंसिओ सो, दक्खिन्नमहोयही अहीयसुओ,
पालियअकलंकवओ. पत्तो अपुणब्भवं ठाणं. ६४

एवं फलं क्षुल्लकुमारकस्य स्पष्टं सुदाक्षिण्यवतो निशम्य,
सदा सदाचारविवृद्धिहेतो स्तदत्र भव्याः कुरुत प्रयत्नं. ६५

**इति क्षुल्लककुमार कथा समाप्ता.**

આવી રીતનું અકાર્ય કરીને આપણે કેટલું જીવનાર છીયે? એમ બોલીને તેઓ વૈરાગ્ય પામી ક્ષુલ્લક કુમારના પાસે તરત પ્રવ્રજિત થયા. બાદ તેમને સાથે લઇ તે મહાત્મા પોતાના ગુરૂ પાસે આવ્યો. ૬૨-૬૩

ગુરૂએ તે દાક્ષિણ્યસાગર કુમારની પ્રશંસા કરી. બાદ તે સંપૂર્ણ આગમ શીખી નિર્મળ વ્રત પાળી મોક્ષ પામ્યો. ૬૪

આ રીતે દાક્ષિણ્ય ગુણવાળા ક્ષુલ્લક કુમારને પ્રાપ્ત થએલું ફળ સ્પષ્ટ રીતે સાંભળીને હમેશાં સદાચારની વૃદ્ધિના અર્થે હે ભવ્યો, તમે પ્રયત્ન કરો. ૬૫

**એ રીતે ક્ષુલ્લક કુમારની કથા છે.**



નવમ ગુણ.

**निरूपितः सुदाक्षिण्य इत्यष्टमो गुणः, संप्रति लज्जालु रिति नवमं गुणं व्याख्यानय न्नाह.**

સુદાક્ષિણ્યપણા રૂપ આઠમો ગુણ કહ્યો. હવે લજ્જાળુપણા રૂપ નવમા ગુણનું વર્ણન કરે છે:—

# ( मूळ गाथा. )

लज्जालुओ अकज्जं-
वज्जइ दूरेण जेण तणुयंपि,
आयरइ सयायारं-
न मुयइ अंगीकयं कहवि. १९

( મૂળ ગાથાનો અર્થ.)

લજ્જાળુ પુરૂષ નાનામાં નાના અકાર્યને પણ દૂર વર્જે છે, તેથી તે સદાચાર આચરે છે અને સ્વીકારેલ વાતને કોઇ પણ રીતે મૂકતો નથી. ૧૯

(ટીકા.)

लज्जालुओ त्ति लज्जावान्—अकार्य कुत्सितकृत्यं ( नञः कुत्सनार्थत्वात् ) वर्जयति परिहरति-दूरेण विप्रकर्षेण-येन हेतुना तेन धर्माधिकारी ति प्रकृतेन योगः—तनुक मपि स्तोक म प्यास्तां बह्विति.

લજ્જાલુ એટલે લજ્જાવાળો પુરૂષ-અકાર્ય એટલે ભુંડા કામને (ઈહાં નञ કુત્સાના અર્થે છે) વર્જે છે એટલે પરિહરે છે-દૂરથી એટલે છેટે રહીને જે કારણે તે કારણે તે ધર્મનો અધિકારી થાય છે એમ સંબંધ જોડવો તનુ એટલે થોડા અકાર્યને પણ વર્જે છે. તો ઝાઝાની શી વાત કરવી.

यथाचोक्तं.

अविं गिरिवरगदुरंतेण, दुक्खभारेण जंति पंचत्तं,
नकुणो कुणंति कम्मं, सप्पुरिसा जं न कायव्वं—(इति)

જે માટે કહેલું છે કે:—

પર્વત જેવડા મોહોટા દુઃખથી મોત પામે. તોપણ સત્પુરૂષો જે ન કરવાનું કામ હોય તે કરતા નથી.

तथा आचार त्यनुतिष्ठति सदाचारं शोभनव्यवहारं—तस्याऽ लज्जाहेतुत्वात्.

વળી સદાચાર એટલે સારા વ્યવહારને આચરે છે એટલે બજાવે છે- કેમકે તે કરવામાં કશી શરમ લાગતી નથી.

तथा न नैव मुंचति त्यजा त्संगीकृतं कक्षीकृतं प्रतिज्ञाविशेष मिति योगः—कथ मपि स्नेहवला भियोगादिना प्रकारेणापि—लज्जाहेतुत्वा दा-रब्ध परित्यागस्य.

વળી અંગીકૃત એટલે સ્વીકારેલ પ્રતિજ્ઞા વિશેષને તેવો પુરૂષ કોઇ પણ રીતે એટલે કે સ્નેહ અથવા બળાભિયોગ વગેરે કોઇ પણ પ્રકારે મૂકતો નથી એટલે ત્યાગ કરતો નથી. કારણ કે આરંભેલા કામને છોડવું એ લજ્જાનું કારણ છે.

उक्तंच;—

दूरे ता अन्नजणाँ. अंगे च्चिय जाइं पंच भूयाइं,
तेमिं पि य लज्जिज्जइ, पारद्धं परिहरंतेहिं.

જે માટે કહેલું છે કે:—

શેષ લોકો તો દૂર રહો પણ પોતાના અંગમાં જે પાંચ ભૂતો છે તેનાથી પણ જે આરંભેલું કામ છોડે છે તેને શરમ આવી પડે છે.

सुकुलोत्पन्न एवंविधो भवति, विजयकुमारवत्.

સુકુળમાં જન્મેલો પુરૂષ એવા પ્રકારનો હોય છે-વિજય કુમારના માફક.

## विजय कुमार कथा चेवं.

अत्थि सुविसाल साला, दुहा विसाला पुरी विसाल त्ति,
तत्थ निवो जयतुंगो, चंदवई तस्स पाणपिया १

लज्जानइ नइनाहो, पडुपयड पयाव विजिय दिणनाहो,
परकज्ज सज्ज चित्तो, विजओ नामेण तप्पुत्तो. २

अन्नंमि दिणे कोइ, जोई निवभवण मंठियं कुमरं,
भालयल मिलियकर कमल, संपुडो फुड मियं भणइ. ३

कुमर मइ अज्ज कसिण, ठमीइ रयणीइ भइरव मसाणे,
मंतं साहंतस्सय, त उत्तरसाहगो होसु ४

तं पडिवज्जइ कुमरो, परोपरोहप्पहाण मणकरणो,
पत्तो य भणियठाणे, करे करेऊण करवालं. ५

## વિજય કુમારની કથા આ પ્રમાણે છે.

પહોળા કિલ્લાવાળી અને વિસ્તાર તથા સમૃદ્ધિ એ બે પ્રકારથી મહાન્ એવી વિશાળા નામે નગરી હતી, ત્યાં જયતુંગ નામે રાજા હતો, તેની ચંદ્રવતી નામે સ્ત્રી હતી. ૧

તેમનો લજ્જારૂપ નદીઓનો સમુદ્ર અને પ્રતાપથી સૂર્યને જીતનાર અને પરોપકાર કરવામાં તત્પર એવો વિજય નામે પુત્ર હતો. ૨

એક દિવસે રાજમેહેલમાં રહેલા તે કુમારને કોઇક યોગી હાથ જોડી પ્રણામ કરીને આ રીતે વીનવવા લાગ્યો. ૩

હે કુમાર! મારે આજ કાળી આઠમની રાતે ભૈરવ સ્મશાનમાં મંત્ર સાધવું છે, માટે તું ઉત્તરસાધક થા. ૪

કુમાર તેના ઉપરોધથી તે વાત કબૂલ રાખી, હાથમાં તરવાર લઇ તે સ્થાને પહોચ્યો. ૫

तो जोई जोइं जोइ, कुंडकलियं करित्तु मुपवित्तो,
रत्तकणवीर गुग्गुल, माईहिं तं च तप्पेउं ६

पभणिय निसग्ग उवसग्ग, वग्ग संसग्गरंगिरे तत्थ,
नियसत्त चत्र डरभर, कुमर खणं होमु अपमत्तो. ७

निहनियनासावंसग्ग, लग्गनयणो जवेइ जा मंतं,
कुमरोवि जाव चिठइ, तप्पासे खग्गवग्ग करो. ८

ताव निरवज्जविज्जो, एगो विज्जाहरो तहिं पत्तो,
अह जंपइ कुमरं पइ निडालतड घडिय करकोसो. ९

तुम मुत्तम सत्तधरो सि, सरणपत्ताण तं सरन्नो सि,
बहु अत्थिसत्थ मण चिंतिय, त्थ कप्प द्दुमो तं सि. १०

પછી યોગિએ ત્યાં પવિત્ર થઇને કુંડમાં અગ્નિ સળગાવી અને તેમાં રાતી કણિયાર તથા ગુગ્ગુળ વગેરે હોમવા લાગ્યો. ૬

તેણે કુમારને કહ્યું કે ,ઈહાં સહજમાં અનેક ઉપસર્ગ થશે, તેમાં તારે બીક નહિ ખાતાં હિમ્મતમાં રહી ક્ષણભર પણ ગફ્લત નહિ કરવી. ૭

પછી તે પોતાના નાકપર દૃષ્ટિ લગાવી મંત્ર જપવા લાગ્યો, અને કુમાર પણ તેના પડખે તરવાર હાથમાં ધરી ઊભો રહ્યો. ૮

એટલામાં એક ઉત્તમ વિદ્યાવાન્ વિદ્યાધર ત્યાં આવ્યો, તે પોતાના લલાટે હાથ જોડી કુમારને કહેવા લાગ્યો. ૯

હે. કુમાર, તું ઉત્તમ સત્ત્વવાન્ છે, તું શરણાગતને શરણ કરવા લાયક છે, વળી અર્થિઓના મનવાંછિત પૂરણ કરવામાં તું કલ્પવૃક્ષ સમાન છે. ૧૦

ता तायव्वा तायव्व, पुत्तिया मह पिया इमा तुमए,
जा वेरिखेयरं दप्पदुद्धरं जिणिय एमि अहं. ११

किंकायव्वविमूढो, जाव अमूढो वि चिठए कुमरो,
ता झत्ति उप्पइत्ता, पत्तो खयरो अदिट्ठिपहं. १२

इत्थंतरंमि नियसिय, कत्ती कत्ती रउद्दपाणितलो,
असिमसिकसिण सरीरो, गुंजापुंजारुणत्थिउडो. १३

अट्टट्टहासजियफुट्टमाणबंभंडभंडचंडरवो,
हण हण हण त्ति भणिरो, समुट्ठिओ रक्खसो एगो. १४

भणइ य जोइं रे रे, अणज्ज अज्जवि अकज्जसज्ज इहं,
मज्झ वि पूय मकाउं, चिठसि ता धिठ नठो सि. १५

માટે હું જ્યાં લગી મારા દુશ્મન ગર્વિષ્ટ વિદ્યાધરને જીતીને ઇહાં આવું ત્યાં લગણ આ મારી સ્ત્રીને તારે પુત્રી માફક સંભાળવી. ૧૧

કુમાર હુશિયાર છતાં પણ શું કરવું એવા વિચારમાં મુંઝાઇ પડ્યો તેટલામાં તો તે વિદ્યાધર ઝટ ત્યાંથી ઊડીને નજરથી વેગલે જતો રહ્યો. ૧૨

એટલામાં તો ત્યાં હાથમાં કાતર પકડેલ હોવાથી ભયાનક લાગતો, તરવાર અને શાહીની માફક કાળા શરીરવાળો અને ચણોઠીના માફક લાલ આંખો વાળો, તેમજ અટ્ટહાસ્યથી ફૂટતા બ્રહ્માંડના પ્રચંડ અવાજને પણ જીતનારો અને "મારો–મારો–મારો" એમ પોકાર પાડતો એક રાક્ષસ ઊઠ્યો. ૧૩–૧૪

તે યોગિને કહેવા લાગ્યો કે અરે અનાર્ય અને અકાર્ય કરવામાં સજ્જ રહેનાર, આજે પણ મારી પૂજા કર્યા વગર તું આ કામ કરે છે, માટે હે ધીઠ, આજે તારો નાશ થનાર છે. ૧૫

मह मुहकुहर हुयासे, तुह संगिल्लं इमं कुमारं पि,
लहु दद्दउ तणगणं पि व, अहव कुसंगो न किं जणइ. १६

तव्वयणसवण उप्पन्न, मन्नुभरिओ भणेइ तो कुमरो,
रे रे तुह ज्ज पत्तं, कयंतदत्तं समणुपत्तं. १७

मइ पासठिए विग्घं, इमस्स सक्को वि काउ नहु सक्को,
इय जंपंतो पत्तो, झत्ति कुमारो तयासन्नं. १८

अह दोवि कोवकडनिवड, भिउडिणो फुरफुरंत अहरदला,
अन्नुन्नं पहरंता, तज्जंता फरुसवयणेहिं. १९

जा संपत्ता दूरं, ता नवरयणियरु व्व रयणियरो,
खिण मित्तेणं कुडिलो, नयण अगोयर पहं पत्तो. २०

મારા મુખમાંથી નીકળતી અગ્નિ તને અને આ કુમારને પણ તૃણ-ખલાની માફક જલદી બાળી નાખશે, કારણ કે એણે પણ કુસંગ કર્યો છે. ૧૬

તેના વચન સાંભળવાથી ગુસ્સે થઈને કુમાર કહેવા લાગ્યો કે અરે તુંજ આજે મોતના દાંતમાં પડનાર છે. ૧૭

જ્યાં સૂધી હું પાસે ઊભો છું ત્યાં સૂધી એને ઈંદ્ર પણ વિઘ્ન કરી શકે તેમ નથી, એમ બોલતો થકો ઝટ કુમાર તે રાક્ષસ પાસે આવી પહોંચ્યો. ૧૮

હવે તે બે કોપથી ભ્રકુટિ બાંધીને અને હોઠ દાબીને એક બીજાને પ્રહાર કરવા લાગ્યા તથા કઠોર વચનોથી તર્જના કરવા લાગ્યા. ૧૯

તેમ કરતા થકા તે દૂર ગયા તેટલામાં નવા રજનીકર (ચંદ્રમા) ની માફક તે કુટિલ રજનીચર (રાક્ષસ) ક્ષણવારમાં અદ્રશ્ય થઈ ગયો. ૨૦

पडियागओ कुमारो, गयजीयं जोइयं निएऊण,
गुरुतर विसाय विहुरो, पलोयए खेयरिं तेण. २१

त मवि मयच्छि मपिच्छिय, हयसव्वस्सु व्व दीणकसिणमुहो,
निंदइ अचाण मताण कारणं सरणपत्ताण. २२

इत्तो झत्ति स पत्तो, खयरो कुमरं नमित्तु वज्जरइ,
तुज्झ पभावेण मए निहओ दक्खो विं पडिवक्खो. २३

ता परनारि सहोयर, सरणागय वज्जपंजर सुधीर,
अणवज्जकज्ज अप्पसु, मह पाणपियं पियं कुमर. २४

परकज्ज उज्जयमणो, अह बीओ नत्थि इत्थ जियलोए,
जयतुंगरायवंसो, विभूसिओ तुज्झ जम्मेण. २५

ત્યારે કુમાર પાછો વળી આવીને જોવા લાગ્યો તો યોગિ મરેલો તેણે દીઠો તેથી તે ભારે વિષાદ પામી તે વિદ્યાધરીને જોવા લાગ્યો. ૨૧

તે પણ તેના જોવામાં નહિ આવી એટલે તે લુંટાયો હોય તેમ ઝંખવાણો પડી પોતાને નિંદવા લાગ્યો કે અરે હું શરણાગતને પણ રાખી શકયો નહિ. ૨૨

એટલામાં તે ખેચર જલદી ત્યાં આવીને કુમારને કહેવા લાગ્યો કે તારા પ્રભાવે કરીને મેં મારા હુશિયાર દુશ્મનને પણ મેં મારી નાખ્યો છે. ૨૩

માટે હે પરનારી સહોદર, શરણાગતને રાખવા વજ્ર પિંજર સમાન સુધીર, નિર્મળ કાર્ય કરનાર કુમાર, મારી પ્રાણપ્રિયા મને આપ. ૨૪

પરાયા કાર્ય સાધવામાં તત્પર આ જીવલોકમાં તારા જેવો બીજો કોઇ નથી; અને તારા જન્મથી જયતુંગ રાજાનો વંશ શોભિત થએલ છે. ૨૫

जह जह थुव्वइ कुमरो, तह तह उव्विग्गमाणसो धणियं,
लज्जाभरमंथरकंधरो य नहु किंपि जंपेइ. २६

तं पइ पुणो पयंपइ, खयखारं पि व खरं गिरं खयरो,
जइ तुह कज्जं मह पणइणीइ ता जामि एस अहं. २७

तुहसरिसपवर पुरिसस्स, मह प्पिया जइ सि जाइ उवओगं,
लद्धं जं लहियव्वं, मणं पि मा कुणमु मणखेयं. २८

इय वुत्तुं उप्पइओ, खयरो ता चिंतए इमं कुमरो,
अहह बहुपाव भरिओ, निम्मलकुल दूसणो अहयं. २९

सरणागए न रक्खइ, विजयकुमारु त्ति किं न पज्जत्तं,
जं कुणसि परत्थिकलंक, अंकियं मज्झ रे दिव्व. ३०

આ રીતે જેમ જેમ તે વિદ્યાધર તેની સ્તુતિ કરવા લાગ્યો તેમ તેમ કુમાર ભારે ઉદ્વિગ્ન થઈને લાજથી કાંધ નમાવી કંઇ પણ બોલી શકયો નહિ. ૨૬

ત્યારે તેના પ્રત્યે ફરીને જખમમાં ખાર નાખીયે તેમ તે વિદ્યાધર ખારી વાણી બોલવા લાગ્યો કે જો તારે મારી સ્ત્રીનો ખપ હોય તો હું આ જાઉં છું. ૨૭

તારા જેવા મહા પુરૂષને જો મારી સ્ત્રી કામ આવે તો પછી શો વધારે લાભ મેળવવો છે? માટે તું લગારે ખેદ મ કર. ૨૮

એમ કહીને વિદ્યાધર ઊડતો થયો, ત્યારે કુમાર વિચારવા લાગ્યો કે અરેરે હું બહુ પાપી થયો અને મેં મારા નિર્મળ કુળને દૂષિત કર્યું. ૨૯

અરે દૈવ, વિજય કુમાર શરણાગતને રાખી શકયો નહિ, એટલામાં જ તું નહિ ધરાયો કે જેથી વળી તું મને પરસ્ત્રીથી કલંકિત કરાવે છે! ૩૦

वर मिह पाणच्चाओ, लज्जिकयणाण पवरपुरिसाण,
भठपइन्नाण कलंकियाण, न जियंपि जं भणियं. ३१

लज्जां गुणौघ जननीं जननी मिवार्यां,
मत्यंत शुद्ध हृदया मनुवर्त्तमानाः
तेजस्विनः सुख मसू नपि संत्यजंति,
सत्यव्रत व्यसनिनो नपुनः प्रतिज्ञां. ३२

इइ चिंताभरविहुरं, कुमरं को वि हु सुरो सुकंतिल्लो,
जंपइ आहरणपहा, उज्जोइय सयलदिसिचक्को. ३३

मा कुणसु कुमर खेयं, सेयं एयं सुणेहि मह वयणं
इयरो वि भणइ तुह वयण, सवणपवणा य मे सवणा. ३४

आह सुरो वीरपुरे, पुरंमि जिणदास नामवर सिठी,
कय गुरुजण अणुसिठी, अइधम्मिठी विमलदिठी, ३५

લજ્જાવાન્ મહા પુરૂષો પ્રાણ ત્યાગ કરે એ સારૂં છે, પણ ભ્રષ્ટ પ્રતિજ્ઞાવાળા કલંકિત જનોનું જીવવું નકામું છે. ૩૧

અત્યંત પવિત્ર હૃદયવાળી આર્યા માતાની માફક ગુણ સમૂહની ઉત્પાદક લજ્જાને અનુસરતા તેજસ્વી જનો પોતાના પ્રાણોને સુખે મૂકી આપે છે, પણ તે સાચા વ્રતની ટેકવાળા જનો પોતાની પ્રતિજ્ઞા મેલતા નથી. ૩૨

આ રીતે ચિંતામાં પડેલા કુમારને કોઇક કાંતિવાળો દેવ પોતાના આભરણની પ્રભાથી બધી દિશાઓને ઝળકાવતો થકો કહેવા લાગ્યો. ૩૩

હે કુમાર તું ખેદ મ કર, પણ આ મારૂં કલ્યાણકારી વચન સાંભળ. ત્યારે કુમાર બોલ્યો કે મારા કાન તારૂં વચન સાંભળવા તૈયારજ છે. ૩૪

દેવતા બોલ્યો કે વીરપુર નગરમાં જિનદાસ નામે ઉત્તમ શેઠ છે, તે તેના ગુરૂજનથી શિક્ષા પામેલ છે અને અતિધર્મિષ્ટ તથા નિર્મળ દૃષ્ટિવાળો છે. ૩૫

तस्स य मिच्छद्दिठी, मित्तो अइवल्लहो धणो नाम,
सो पडिवज्जइ वज्जिय, विसओ तावसवयं कइया. ३६

तो चिंतइ जिणदासो, एए अन्नाणिणो वि जइ एवं,
पावभरपसरभीरु, विसं व विसए परिहरंति. ३७

अवगय भवस्सरुवा, जिणपवयण सवण नाय नायव्वा,
निम्मल विवेइणोविहु, ता किं अम्हे न ते चइमो. ३८

इय चिंतितु सविणयं, विणयंधरगुरु समीव गहियवओ,
अणसण विहिणा मरिउं, जाओ सोहम्मसग्गसुरो. ३९

मित्तं पि वंतरं तं जायं सो झत्ति ओहिणा दट्ठुं,
निययं रिद्धिसमुदयं, निदंसए वोहणत्थं सो. ४०

તેનો અતિ વલ્લભ ધન નામે એક મિથ્યા દૃષ્ટિ મિત્ર છે, તેણે એક વખતે વિષય સુખ છોડીને તાપસની દીક્ષા લીધી. ૩૬

ત્યારે જિનદાસ વિચારવા લાગ્યો કે આ ઓછા જ્ઞાનવાળા પણ જો આ રીતે પાપથી ડરીને વિષની માફક વિષયોને તજે છે તો ભવના સ્વરૂપને સમજનારા અને જિન પ્રવચન સાંભળવાથી જાણવા યોગ્ય વસ્તુને જાણનારા નિર્મળ વિવેકવાન્ અમારા જેવા તે વિષયોને કેમ નહિ છોડિયે? ૩૭-૩૮

એમ ચિંતવીને વિનયપૂર્વક વિનયંધર ગુરૂના પાસે વ્રત લઈ અનસન કરી મરીને સૌધર્મ દેવલોકમાં તે દેવતા થયો. ૩૯

તેણે અવધિ જ્ઞાનથી પોતાના મિત્રને વ્યંતર થએલો જોયો, તેથી તેને બોધ આપવા ખાતર તેણે પોતાની ઋદ્ધિ તેને બતાવી. ૪૦

चिंतेइ वंतरो तो, अव्वो लहिऊण मणुयजम्म महं,
जइ जिणधम्मं तइया, सेवंतो तो सुही हुंतो. ४१

जइ रे जिय गुणगुरुणो, गुरुणो अमरत्तरू व्व सेवंतो,
तो रूद्ददरिंदं पि व, न लहंतो हीणअमरत्तं. ४२

जइ जिय जिणपवयणअमय, पाणपवणो तया तुमं हुंतो,
असरिस अमरिस विसपर, वसत्तणं तो न पावंतो. ४३

इच्चाइ बहुविहं जूरिऊण नियमित्त अमरवयणेण,
सम्मं सम्मं धम्मो, पडिवन्नो मुक्खतरूवीयं. ४४

दसवरिस सहस्स ठिई, निययं जाणित्तु भणइ सुरपवरं,
परकज्जचित्त मणुयत्तणे वि बोहिज्ज मं मित्त. ४५

ત્યારે વ્યંતર ચિંતવવા લાગ્યો કે અરે મનુષ્ય જન્મ પામીને તે વખતે મેં જો જિન ધર્મ સેવ્યો હોત તો હું કેવો સુખી થાત. ૪૧

અરે જીવ તેં કલ્પવૃક્ષની માફક ગુણવાન્ ગુરૂ સેવ્યા હોત તો ભયંકર દારિદ્રયની માફક આ નીચ દેવપણું નહિ પામત. ૪૨

અરે જીવ, જો તેં જિન વચનરૂપ અમૃતનું પાન કર્યું હોત, તો ભારે અમર્ષરૂપ વિષવાળું આ પરવશપણું નહિ પામત. ૪૩

ઇત્યાદિ બહુ પ્રકારે શોક કરીને પોતાના મિત્ર–દેવતાના વચને કરીને તે ભાગ્યશાળી વ્યંતર મોક્ષરૂપ તરૂના બીજ સમાન સમ્યકત્વને રૂડી રીતે પામ્યો. ૪૪

પછી તેણે દશ હજાર વર્ષની પોતાની સ્થિતિ જાણીને તે દેવતાને કહેવા લાગ્યો કે હે પરકાજુ દેવ, હું મનુષ્ય થાઉં તો ત્યાં પણ મને તું પ્રતિબોધ આપજે. ૪૫

तियसेण वि पडिवन्ने, उव्वट्टिय वंतरो तुमं जाओ,
एकंतवीरवित्ती, न मुणसि नामंपि धम्मस्स. ४६

तो तुज्झ बोहणकए, मए इमा बहुल वहुलिया विहिया,
ओहावणं अपत्ता, जं नहु बुज्झंति माणधणा. ४७

इय सुणमाणु च्चिय, जाइसरण फुडवियड मुणियनियचरिओ,
कुमरो विन्नवइ सुरं, विवोहिओ साहु साहु तए. ४८

तं मह मित्तो तं मज्झ बंधवो तं सया गुरु मज्झ,
इय भणिय गिण्हइ वयं, सुरअप्पियसाहुनेवत्थो. ४९

तो कयकाउस्सग्गं, कुमरमुणिं खामिउं पणमिउं च,
पत्तो सुरो सठाणं, उदिओ इत्थंतरंमि रवी. ५०

તે દેવે તે વાત કબૂલ કરી—બાદ તે વ્યંતર ત્યાંથી ચવીને તું થયો છે—તું જો કે એકાંત શૂરવીર છે, છતાં હજુ ધર્મનું નામ પણ જાણતો નથી. ૪૬

તેથી તને બોધવા માટે મેં આ ભારે માયા કરી છે. કારણ માનવાળા પુરૂષો પાછા પડયા શિવાય પ્રતિબોધ પામતા નથી. ૪૭

એમ સાંભળવાની સાથેજ તેને જાતિ સ્મરણ થતાં તેને પોતાનું ચરિત્ર સ્ફુટપણે ભાસમાન થયું, એટલે તે કુમાર તે દેવને વીનવવા લાગ્યો કે તેં મને ઘણો સારો બોધિત કર્યો. ૪૮

તુંજ મારો મિત્ર છે, તુંજ મારો બંધુ છે, તુંજ હમેશાં મારો ગુરૂ છે, એમ બોલીને તે દેવે આપેલ સાધુનો વેષ લઈ તેણે વ્રત લીધાં. ૪૯

પછી તે કુમાર કાયોત્સર્ગમાં ઊભો રહ્યો એટલે દેવતા તેને ખમાવી અને નમીને પોતાને સ્થાને ગયો એટલામાં સૂર્ય ઊગ્યો. ૫૦

तत्थेव तया पत्तो, जयतुंगनिवो वि कुमरसुद्धिकए,
पुत्तं निइत्तु सहस त्ति, लुत्तविहुरं भणइ दीणो. ५१

हा वच्छ पणयवच्छल, छलिया अम्हेवि कह तए एवं,
धवलजस धरसु अज्जवि, रज्जधुरूद्धरण धवलत्तं. ५२

वुढवयउचिय मेयं, वय मुज्जसु झत्ति सत्तिनयकलिय,
तुह वयणामय पाणं, लहु लहइ जणो इमो वच्छ. ५३

इय जंपंतं निसुणिय, मोह तिव्वं निवं विवोहेउं,
पारियकाउस्सग्गो, कुमरमुणी भणइ वयण मिणं. ५४

भो भो नरिंद तडिलय, चलाइ अभिमाण मित्तसुहयाए,
सग्गापवग्गसंसग्ग, मग्गगुरु विग्घ भूयाए. ५५

તે વેળાએ જયતુંગ રાજા પણ કુમારને શોધતો થકો ત્યાં આવી પહોંચ્યો, તે પુત્રને (સાધુ થએલો) જોઇને દીન થઈ શોકથી ગદ્ગદ્પણે નીચે મુજબ કહેવા લાગ્યો. ૫૧

અરે સ્નેહવત્સળ વત્સ, તેં આ રીતે અમને કેમ છેતર્યા? હે નિર્મળ યશવાળા પુત્ર, હજુ પણ તું રાજ્યની ધુરા ઉપાડવાને ધોરી પણું ધારણ કર. ૫૨

વૃદ્ધ અવસ્થાને ઉચિત આ વ્રતને તું ત્યાગ કર, હે શક્તિ અને ન્યાયશાળી કુમાર, તારા વચનામૃતનું આ જનને પાન કરાવ. ૫૩

આમ બોલતા તે તીવ્ર મોહવાળા રાજાને બોધ આપવા માટે કુમાર મુનિ કાયોત્સર્ગ પાડીને આ રીતે કહેવા લાગ્યો. ૫૪

હે નરેંદ્ર, આ રાજ્યલક્ષ્મી વીજળીના માફક ચપળ છે, તેમજ તે અભિમાન માત્ર સુખની દેનાર છે, વળી સ્વર્ગ અને મોક્ષના માર્ગમાં વિઘ્નરૂપે રહેલ છે. ૫૫

नरयअइ दुसहदुहकारणाइ, धम्म तरुजलणजालाए,
को णप्पमई अप्पं, विडंबए रायलच्छीए. ५६

पिउणा जणियं लच्छि, भइणिं पि व अप्पणा उ धूयं व,
परसंतियं परत्थिं व किह णु सेविज्ज लज्जालू. ५७

पवण पहरिल्ल कमलग्ग, लग्गजललव चलंमि जीयंमि,
कल्ले काहं धम्मं, को भणइ सकन्नविन्नाणो. ५८

(जओ)

जस्स त्थि मच्चुणा सक्खं, जस्स वत्थि पलायणं,
जो जाणे न मरिस्सामि, सो हु कंखे सुएसियं. ५९

(तथा)

जा जा वच्चइ रयणी, न सा पडिनियत्तए.
अहम्मं कुण माणस्स, अफळा जंति राइओ. ६०

વળી તે નરકના અતિ દુઃસહ દુઃખની કારણ છે, તથા ધર્મરૂપ ઝાડને બાળવા માટે અગ્નિજ્વાળા સમાન છે, માટે એવી રાજ્યલક્ષ્મીવડે કોણ મહામતિ પુરૂષ પોતાને વિટંબિત કરે. ૫૬

પિતાએ પેદા કરેલ લક્ષ્મી બેહેન ગણાય, પોતે પેદા કરેલ લક્ષ્મી પુત્રી ગણાય, પારકી લક્ષ્મી પરસ્ત્રી ગણાય, માટે તેને લજ્જાવાન્ પુરૂષ કેમ સેવે. ૫૭

પવનથી હાલતા કમળના અગ્ર ભાગપર રહેલા પાણીના બિંદુની માફક આ જીવિત ચપળ છે, માટે "કાલે હું ધર્મ કરીશ" એમ કયો ડાહ્યો પુરૂષ કહે. ૫૮

જે માટે જેને મોતના સાથે દોસ્તી હોય અથવા જે તેનાથી નાશી જવા સમર્થ હોય, અથવા જેને હું નહિ મરૂં એવી ખાતરી હોય તેજ વિષયોની વાંછા કરે. ૫૯

વળી જે જે રાત જાય છે તે પાછી આવનાર નથી, માટે અધર્મ કરનારની રાતો વ્યર્થ જાય છે. ૬૦

(तथा)

को जाणइ पुणरुत्तं, कइया होही उ धम्मसामग्गी,
रंकधणु व्व विहिज्जउ, वयाण इण्हिंपि पत्ताणं. ६१

इय सुणिय गलिय मोहो, संवेयविवेयपरिगओ राया,
कुमर रिसिपायमूले, सम्मं गिण्हेइ गिहिधम्मं. ६२

भत्तीइ मुणिं नमिउं, खामित्तु गओ निर्वा सठाणंमि,
साहू वि दढपइन्नो, सया सया थार सारवओ. ६३

लज्जातवाइ सहिओ, स हिओ तिहुयणजणाण मरिऊण,
जाओ तत्थेव सुरो, जिणदासो अत्थए जत्थ. ६४

तत्तो चुया समाणा, महाविदेहंमि जिणसमीवंमि,
निम्मिय निव्वण चरणा, सिद्धिं ते दोवि गमिहंति. ६५

વળી કોણ જાણે છે કે ક્યારે ધર્મ કરવાની સામગ્રી મળશે? માટે રાંકને જ્યારે મળે ત્યારે કામનું એમ વિચારી જ્યારે વ્રત પ્રાપ્ત થાય ત્યારે પાળવા જોઇયે. ૬૧

એમ સાંભળીને રાજાનો મોહ ગળ્યો, તેથી તે સંવેગ અને વિવેક પામ્યો, એટલે તેણે કુમાર મુનિ પાસેથી ગૃહિ ધર્મ અંગીકાર કર્યો. ૬૨

પછી તે ભક્તિથી મુનિને નમી ખમાવીને સ્વસ્થાને ગયો. બાદ દૃઢ પ્રતિજ્ઞાવાન્ અને હમેશાં સદાચારમાં રહી વ્રત પાળનાર તે સાધુ લાજ અને તપ વગેરેથી સહિત રહી ત્રિભુવનના જીવોને હિતકારી થઇને મરીને જ્યાં જિનદાસ દેવતા થયો હતો ત્યાંજ દેવતા થયો. ૬૩–૬૪

ત્યાંથી તે બે જણ ચવીને મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકરની સમીપે નિર્મળ ચારિત્ર ગ્રહણ કરી મુક્તિ પામશે. ૬૫

लज्जा मकार्य परिहार सुकार्य कार्य,
रूपां सदा विदधतः क्षितिपा त्मजस्य,
एवं निशम्य फल मुत्तम मेकताना,
नित्यं समाश्रयत भव्यजना स्तदेनां. ९६

इति विजय कुमार कथा.

અકાર્યને મૂકાવનાર અને સુકાર્યને કરાવનાર એવી લાજ કરનાર રાજ કુમારને થએલ ઉત્તમ ફળ સાંભળીને હે ભવ્યજનો તમે પણ એક ચિત્તે તેને આશ્રિત કરો. ૯૬

આ રીતે વિજય કુમારની કથા છે.



દશમ ગુણ.

इति निरूपितो लज्जावा निति नवमो गुणः, संप्रति दयालु रिति दशमं गुणं प्रचिकटयिषु राह.

આ રીતે લજ્જાલુપણા રૂપ નવમો ગુણ વર્ણવ્યો, હવે દયાલુપણા રૂપ દશમા ગુણને પ્રકટિત કરવા ખાતર કહે છે.

## (मूळ गाथा.)

मूलं धम्मस्स दया-
तयणुगयं सव्व मेव णुट्ठाणं,
सिद्धं जिणिंदसमए-
मग्गिज्जइ ते णिह दयालू. १७

(મૂળ ગાથાનો અર્થ.)

દયા એ ધર્મનું મૂળ છે, અને દયાને અનુકૂળજ સઘળું અ-

નુષ્ઠાન જિનેંદ્રના સિદ્ધાંતમાં કહેલ છે—માટે આ સ્થળે દયાલુ-પણું માગ્યું છે. ૧૭

(ટીકા.)

मूल माद्यं कारणं—धर्मस्यो क्तनिरुक्तस्य-दया प्राणिरक्षा.

દયા એટલે પ્રાણિની રક્ષા પ્રથમ કહેલા અર્થવાળા ધર્મનું મૂળ એ-ટલે આદિકારણ છે.

यदुक्तं श्री आचारांगसूत्रे,—

से बेमि जे अइआ जेय पडुपन्ना जे आगमिस्सा अरहंता भगवंतो, ते सव्वे एव माइक्खंति एवं भासंति एवं पन्नवंति एवं परूवंति-सव्वे पाणा सव्वे भूया सव्वे जीवा सव्वे सत्ता न हंतव्वा न अज्जावेयव्वा न परिता-वेयव्वा न उद्दवेयव्वा-एस धम्मे सुद्धे निइए सासए समिच्च लोयं खेयन्ने-हिंपवेइए (इत्यादि.)

જે માટે શ્રી આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે,—

હું કહું છું કે જે તીર્થંકર ભગવાન થઈ ગયા જે હાલ વર્ત્તે છે અને આવતા કાળમાં થશે તે બધા આ રીતે કહે છે બોલે છે જણાવે છે તથા વર્ણવે છે કે "સર્વ પ્રાણ, સર્વ ભૂત, સર્વ જીવ, અને સર્વ સત્વને હ-ણવું નહિ, તેમનાપર હકુમત ચલાવવી નહિ, તેમને કબજે કરવા નહિ, તેઓને મારી નાખવા નહિ અને તેઓને હેરાન કરવા નહિ." આવો પવિત્ર અને નિત્ય ધર્મ લોકના દુઃખને જાણનાર ભગવાને બતાવ્યો છે.

ઇત્યાદિ.

यतो ऽस्या एव रक्षार्थं शेषव्रतानि.

જે માટે એ દયાનેજ રાખવા સારૂં શેષ વ્રતો છે.

तथाच्चा वाचि;

अहिंसैव मता मुख्या, स्वर्गमोक्ष प्रसाधनी,
अस्याः संरक्षणार्थंच, न्याय्यं सत्यादिपालनं (इति)

જે માટે કહ્યું છે કે;—

સ્વર્ગ અને મોક્ષને આપનારી અહિંસાજ મુખ્યપણે મનાયલી છે. અને એને રાખવા માટેજ સત્યાદિકનું પાળન વાજબી ગણાય છે.

अतएव तदनुगतं जीवदया सहभावि-सर्व मेव विहाराहारतपो वैया वृत्त्यादि सदनुष्ठानं सिद्धं प्रतीतं जिनेंद्रसमये पारगतगदित सिद्धांते.

એથીજ તેનાથી મળેલું અર્થાત્ જીવ દયા સાથે રહેલું બધું એટલે કે વિહાર આહાર તપ તથા વૈયાવૃત્ય વગેરે સારૂં અનુષ્ઠાન જિનેંદ્ર સમયમાં એટલે સર્વજ્ઞ પ્રણીત સિદ્ધાંતમાં સિદ્ધ એટલે પ્રસિદ્ધ છે.

तथाचोक्तं श्री शय्यंभवसूरिपादैः

जयंचरे जयं चिठे जय मासे जयं सए,
जयं भुंजंतो भासंतो पावं कम्मं न बंध (इत्ति)

જે માટે શ્રી શય્યંભવ સૂરિએ કહ્યું છે કે;—

યતનાથી ચાલવું, યતનાથી ઊભા રહેવું, યતનાથી બેશવું, અને યતનાથી સૂવું, તેમજ યતનાથી ખાવું અને યતનાથી બોલવું એટલે પાપ કર્મ નહિ બંધાય.

अन्यै रप्युक्तं

न सा दीक्षा न सा भिक्षा, न त दानं न त तपः
न तद् ज्ञानं न त ध्यानं, दया यत्र न विद्यते. (इति)

બીજાઓએ પણ કહ્યું છે કે

એવી કોઇ દીક્ષા, ભિક્ષા, દાન, તપ, જ્ઞાન કે ધ્યાન નથી કે જેમાં દયા નહિ હોય.

**मृग्यते न्विष्यते तेन कारणेने ह धर्माधिकारे दयालु र्दयाशीलः— सहि किल स्वल्पस्यापि जीववधस्य यशोधर जीवसुरेंद्र दत्त महाराजस्ये व दारुणविपाक मवबुध्यमानो न जीववधे प्रवर्त्तते इति.**

તે કારણે કરીને ઇહિાં એટલે ધર્મના અધિકારમાં દયાલુ એટલે દયાના સ્વભાવવાળો પુરૂષ માગ્યો છે એટલે ગવેષ્યો છે. કારણ કે તેવો પુરૂષ યશોધરના જીવ સુરેંદ્રદત્ત મહારાજાની માફક થોડી પણ જીવ હિંસાના દારૂણ વિપાક જાણીને જીવ હિંસામાં પ્રવર્ત્તતો નથી.

---

**( यशोधर चरितं त्वेवं )**

**पयडिय दइक्कधम्मं, दंसिय जीववह दारुण विवागं.**
**किंपि जसोहर चरियं, भणामि संवेगरस भरियं. १**

**अत्थि पुरी उज्जेणी, जत्थ जणो विमळसीलदुल्ललिओ,**
**कलिओ विहव भरेणं, न कयावि निएइ परदारं. २**

યશોધરનું ચરિત્ર આ પ્રમાણે છે.

દયા ધર્મનેજ પ્રગટ કરનાર, જીવ હિંસાના દારૂણ ફળને બતાવનાર, વૈરાગ્ય રસથી ભરપૂર એવું આ યશોધરનું કંઇક ચરિત્ર કહું છું. ૧

ઉજ્જયિની નામે નગરી હતી, જ્યાંના લોકો નિર્મળ શીળવાન હોઇને પૈસાદાર છતાં ક્યારે પણ પરસ્ત્રી તરફ જોતા ન હતા. ૨

अमरू व्व अमरचंदो, सुहासओ तत्थ आसि नरनाहो,
वरलावन्न मणहरा, जसोहरा तस्स पाणपिआ. ३

ताण कय विवुहतोसो, सुरिंददत्तो सुओ सुरिंदु व्व,
पर मेस गुत्तभेई, नेवय कइयावि वइरकरो. ४

नियसंगमउज्जीविय, मयणा सारय ससंकसम वयणा,
तस्स य नीलुप्पलदल, नयणा नयणा वली भज्जा. ५

अन्नदिणे रज्जभरं, पुत्ते संकमिय अमरचंद निवो,
पडिवन्नो कयउन्नो, समणत्तं असम सुमणत्तं. ६

महिहर छुज्झंत करो, पयडिय कमलो य हणिय रिउ तिमिरो,
रवि रिव सुरिंददत्तोवि, कुणइ सव्वक मइसुहियं. ७

ત્યાં અમર (દેવતા) ની માફક શુભ આશયવાળો અમરચંદ્ર નામે રાજા હતો, તેની ઉત્તમ લાવણ્યથી મનોહર યશોધરા નામે રાણી હતી. ૩

તેઓનો સુરેંદ્રદત્ત નામે પુત્ર હતો તે સુરેંદ્ર જેમ વિબુધોને (દેવોને) ખુશી કરે છે તેમ વિબુધોને (પંડિતોને) ખુશી કરતો, છતાં સુરેંદ્ર જેમ ગોત્રભિદ્ (પર્વતોને ભેદનાર) છે, તથા વજ્રકર (વજ્ર હાથમાં ધરનાર) છે, તેમ તે ગોત્રભિદ્ (કુટુંબમાં ભેદ પાડનાર) અથવા વઇરિકર (વૈર કરનાર) નહતો. ૪

તેની નયનાવળી નામે સ્ત્રી હતી, તે પોતાના સંગમથી કામને જીવાડનાર હતી, શરદ્ ઋતુના ચંદ્ર જેવા મુખવાળી હતી, અને નીલોત્પલ જેવા નયનવાળી હતી. ૫

એક દહાડે રાજ્યનો ભાર પુત્રને સોંપીને પુણ્યશાળી અમરચંદ્ર રાજા જેમાં ઉત્તમ મન રાખી શકાય એવા શ્રમણપણાને અંગીકાર કરતો હવો. ૬

હવે સુરેંદ્રદત્ત પણ સૂર્ય જેમ મહિધર (પર્વત) માં પોતાના કર (કિરણ) અડાવે તેમ મહિધર (શેષ રાજાઓ) પાસેથી કર (ખંડણી) વસુલ કરતો. વળી સૂર્ય જેમ કમળોને પ્રગટાવે તેમ તે કમલા (લક્ષ્મી) ને પ્રગટા-

વતો, તથા રિપુરૂપ અંધકારને નાશ કરતો થકો પૃથ્વીરૂપ લોકને અતિ સુખી કરવા લાગ્યો. ૭

अह अन्नदिणे रन्नो, सारसिया नामियाइ दासीए,
पलियच्छलेण कहिओ, समागओ धम्मदूओ त्ति. ८

तत्तो चिंतेइ निवो, अथिरत्तं अहह सव्वभावाणं,
ही तुच्छया भवस्स य, ह हा चलत्तं तरुणयाए. ९

(अविय)

दिवस निसा घडिमालं, आउयसलिलं जणस्स घित्तूणं,
चंदाइच्च बइल्ला, कालरहट्टं भमाडंति. १०

जीविय जलंमि खीणे, सरीरसस्संमि परिसुसंतंमि,
को वि हु नत्थि उवाओ, तहवि जणो पाव मायरइ. ११

ता किं इमीइ मज्झं, रंगत तरंग भंगुरतराए,
निवलच्छीइ सुतुच्छाइ, नरयपुरसरलसरणीए. १२

હવે એક દિવસે રાજાની સારસિકા નામની દાસીએ પળિત જોઇને તેને કહ્યું કે ધર્મનો દૂત આવ્યો છે. ૮

ત્યારે રાજા સર્વ ભાવોનું અસ્થિરપણું તેમજ ભવની તુચ્છતા તથા તરૂણપણાનું ચંચળપણું ચિંતવવા લાગ્યો. ૯

વળી તે વિચારવા લાગ્યો કે દિવસ અને રાતરૂપ ઘટમાળાથી લોકનું આયુષ્યરૂપ પાણી લઇને ચંદ્ર અને સૂર્યરૂપી બેલો કાળરૂપ અરટને ભમાડયા કરે છે. ૧૦

જીવિતરૂપ જળ પૂરૂં થતાં શરીરરૂપી પાક સૂકાશે તેમાં કોઇ ઉપાય નથી છતાં લોક પાપ કરતા રહે છે. ૧૧

માટે આ તરંગની માફક ભંગુર, અતિતુચ્છ, અને નરકપુરમાં જવાની સીધી નીક જેવી આ રાજ્ય લક્ષ્મીનું મારે શું કામ છે ૧૨

गुणहरकुमरं गुणरयण, कुलहरं ठाविऊण नियरज्जे,
पुव्वपुरिसाणुचिन्नं, सामन्नं अणुचरामि त्ति. १३

तो सिठो दइयाए, नियभिप्पाओ निवेण सा आह,
जं भे रोयइ तं कुलसु, नाह न करेमि विग्घ महं. १४

किंतु अहंपि गहिस्सं, सहेव पव्वज्ज मज्जउत्तेण,
चिठइ पच्छा जुण्हा, फुड मुडुवइणो विणा कह णु. १५

तो चिंतइ नरनाहो, अहो अहो मज्झ उवरि देवीए,
अइ निविडो पडिबंधो, अहो अहो विरहभीरुत्तं. १६

इत्थंतरंमिं मिउगहिर, सद्दओनमिय दाहिणकरेण,
काळनिवेएण निउण पढिय मिणं तन्निउत्तेणं. १७

માટે ગુણરત્નના કુળધર સમાન ગુણધર કુમારને પોતાના રાજ્યમાં સ્થાપીને પૂર્વ પુરૂષોએ આચરેલું શ્રમણપણું અંગીકાર કરૂં એમ તેણે ચિંતવ્યું. ૧૩

તેથી રાજાએ રાણીને પોતાનો અભિપ્રાય જણાવ્યો એટલે તે બોલી કે હે નાથ જે તમને રૂચે તે કરો-હું તેમાં વિઘ્ન નથી કરતી. ૧૪

કિંતુ હું પણ આર્ય પુત્રની સાથેજ દીક્ષા લઇશ-કારણ કે ચંદ્ર વિના તેની ચંદ્રિકા શી રીતે રહી શકે? ૧૫

ત્યારે રાજા વિચારવા લાગ્યો કે અહો રાણીને મારા ઉપર કેવો નિ-વિડ પ્રેમ છે અને કેવું વિરહનું ભય છે? ૧૬

એટલામાં કોમળ અને ગંભીર શબ્દથી સવળે હાથે સલામ ભરતા કાળ નિવેદકે આ રીતે કહ્યું. ૧૭

लध्धुं पसिद्ध मुदयं, पयावपसरं कमेण वड्ढित्ता,
उज्जोवित्ता भुवणं, संपइ अत्थमइ दिणनाहो. १८

तं सोउ चिंतइ निवो, हहा इहं नत्थि कोइ निच्चसुही,
इत्तिय दसाउ विवसो, पइदिवसं सहइ सूरो वि. १९

संझाकिच्चं तो काउ, ठाउ मत्थाण मंडवंमि खणं,
नयणा वलीइ समलंकियंमि पत्तो रइ गिहंमि. २०

संसारसरुव निरुवणिकपवणस्स निहुय चित्तस्स.
विसय विमुहस्स रन्नो, दूरं ओसरिय निद्दस. २१

सुत्तो निव्वु त्ति उक्कड, मयणा नयणावली समुठेइ,
उग्घाडिउं कवाडे, विणिग्गया वासगेहाओ. २२

જગત્પ્રસિદ્ધ ઉદય પામી અનુક્રમે પોતાનો પ્રતાપ વધારી જગત્‌ને અજવાળી હવે દિનનાથ (સૂર્ય) અસ્ત પામે છે. ૧૮

તે સાંભળી રાજા ચિંતવવા લાગ્યો કે હાય હાય-ઈહિં કોઈ પણ નિત્ય સુખી નથી. કારણ કે સૂર્ય પણ પરવશ રહી આટલી દશા ભોગવે છે. ૧૯

પછી સંધ્યા કૃત્ય કરી ક્ષણભર સભા સ્થાનમાં બેશી નયનાવળીથી વિરાજતા રતિગૃહમાં રાજા ગયો. ૨૦

ત્યાં સંસાર સ્વરૂપ વિચારવામાં તેનું ચિત્ત લાગ્યાથી વિષયથી વિમુખ રહેલા રાજાને ઊંઘ આવી નહિ. ૨૧

નયનાવળીએ જાણ્યું કે રાજાને ઊંઘ આવી ગઈ છે એટલે તેણી અતિ કામાતુર હોવાથી કમાડ ઊઘાડી વાસઘરથી બાહેર નીકળી. ૨૨

चिंतइ निवो अवेलं, किं एसा निग्गय त्ति हुं नायं,
मह भाविविरह भीरू. नूणं मरिहि त्ति वारेमि. २३

तयणु अणुपुठि मेईइ, जाइ जा नरवई गहीयआसी,
पासायपाळओ ताव, खुज्जओ तीइ उठविओ. २४

अह ते दोवि पमत्ते, कराल करवाळ घाय पायाळे,
जा खिविही कोववसा, निवई इय चिंतए ताव. २५

उब्भड रिउभडसंघडिय, करडिघड करड दळण दुल्ललिओ,
वियलिय सीलेसु इमेसु, एस कह वहउ मह खग्गो. २६

अहव किं मिमीइ चिंताइ पत्थुयत्थस्स अणणुरुवाए,
इय वलिय विलियचित्तो, सिज्जाठाणं निवो पत्तो. २७

રાજા વિચારવા લાગ્યો કે આવી અવેળાએ આ કેમ નીકળી હશે? હા જાણ્યું! મારા થનાર વિરહથી બીને નક્કી એ મરવા નીકળી હશે, માટે જઈને વારૂં. ૨૩

તેથી રાજા તરવાર લઈ તેની પૂઠે જવા લાગ્યો, રાણીએ મેહેલને સં-ભાળનાર કૂબડાને જગાડયો. ૨૪

પછી તે બે પ્રમત્ત થયા એટલે રાજા ગુસ્સે થઈ ભયંકર તરવારનો ઘા કરવા તૈયાર થયો તેટલામાં આવું વિચારવા લાગ્યો. ૨૫

અરે આ મારી તરવાર કે જે ઉદ્‌ભટ રિપુઓના હાથીઓના કુંભ સ્થળને વિદારનાર છે તે આવા શીળહીન જનોમાં શી રીતે વાપરૂં? ૨૬

અથવા મેં ધારેલા અર્થને પ્રતિકૂળ એવી આ ચિંતા કરવાનું મારે શું કામ છે? એમ વિચારી ત્યાંથી પાછા વળી ઉદાસ મને રાજા પોતાના શય્યાસ્થાનમાં આવ્યો. ૨૭

चिंतइ सयणिज्जगओ, अहो महेला अनामिया वाही,
विसकंदली अभूमा, विसूइया भोयणेण विणा. २८

वग्घी अकंपरा तह अणग्गि चुडली अवेयणा मूच्छा,
निवडं निवड मलोहं, अकारणो तहय मच्चु त्ति. २९

इय जा चिंतेइ इमो, ता देवी तत्थ आगया सणियं,
गंभीरयाइ नहु किंपि, जंपियं नरवरेण तया. ३०

इत्तो समाहयाइं, पभाय तूराइं किंकरगणेण,
काळ निवेयग पुरिसेण, गहिरसद्देण इय पढियं. ३१

एसा वच्चइ रयणी वि मुक्कगुरु तिमिर चिहुरपब्भारा,
दाउं जळंजलिं पिव, परलोग गयस्स सूरस्स. ३२

ત્યાં શય્યામાં રહી ચિંતવવા લાગ્યો કે અહો સ્ત્રી એ નામ વગરની વ્યાધિ છે, ભૂમિ વગરની વિષવલ્લી છે, ભોજન વગરની વિશૂચિકા છે, ગુફા વગરની વ્યાધિ છે, અગ્નિ વગરની ચૂડેલ છે, વેદના વગરની મૂર્છા છે, લોહ વગરની બેડી છે, અને કારણ વગરનું મોત છે. ૨૮-૨૯

એમ જ્યાં સૂધી તેણે ચિંતવ્યું તેટલામાં તો ધીમે રહીને ત્યાં રાણી આવી પહોંચી, ત્યારે રાજાએ ગાંભીર્ય ગુણ ધારીને તેણીને કશું પણ નહિ કહ્યું. ૩૦

એટલામાં ચાકરોએ પ્રભાતનાં વાજાં વગાડયાં અને કાળ નિવેદક પુરૂષ ગંભીર શબ્દથી આ રીતે બોલ્યો,-૩૧

આ ભારે અંધારારૂપ વાળ-ના સમૂહને છૂટા મૂકી દઈને પરલોકમાં ગએલા સૂર્યને પણ જળાંજળિ આપવા ખાતર રાત જાય છે. ૩૨

तो काउ गोसकिच्चं, अत्थाणसहाइ आगओ राया,
पणओ य मंतिसामंत, सिट्ठिसत्थाहपमुहेहिं. ३३

कहिओ नियाभिप्पाओ, निवेण विमलमइ माइ मंतीण,
भालयलमिलियकरकोरगेहि तेहिंपि विन्नवियं. ३४

देव न अज्जवि जायइ, कवयहरो जाव गुणहरो कुमरो,
ताव सयं चिय साधी, एयाउ पयाउ पालेउ. ३५

भणइ निवो मंतिवरा, किं अम्हकुले समागए पलिए,
कोवि ठिओ गिहवासे, भणंति ते देव नहु एवं. ३६

इय सह मंतीहि निवो, विविहालावेहि तं दिणं गमिउं,
सुहसुत्तो रयणीए, विराममसए नियइ सुमिणं ३७

ત્યારે પ્રભાત કૃત્ય કરીને આ સ્થાન સભામાં રાજા આવ્યો. ત્યાં તેને મંત્રી, સામંત, શેઠ તથા સાર્થવાહ વગેરે પગે લાગ્યા. ૩૩

પછી રાજાએ વિમળમતિ વગેરે મંત્રિઓને પોતાનો અભિપ્રાય કહ્યો ત્યારે તેમણે હાથ જોડી નીચે મુજબ વિનતિ કરી. ૩૪

હે દેવ, જ્યાં લગી હજુ ગુણધર કુમાર કવચ ધરનાર નથી થયો ત્યાં લગી આ પ્રજાને તમારે પોતેજ પાળવી જોઇયે. ૩૫

ત્યારે રાજા બોલ્યો કે હે મંત્રિવરો. અમારા કુળમા પળિત દેખાતાં કોઈ ઘરવાસમા રહેલ યાદ છે? ત્યારે તેઓ બોલ્યા કે હે દેવ, તેમ તો કોઇએ નથી કર્યું. ૩૬

આ રીતે મંત્રીઓ સાથે રાજા વિવિધ વાતચીત કરી તે દિન પૂરો કરીને રાતે સુખે સૂતો થકો પાછલી રાતે નીચે મુજબ સ્વપ્ન જોવા લાગ્યો. ૩૭

जइ सत्तभूमिमंदिर, उवरिं सीहासणंमि उवविठो,
पडिकूल भासिणीए, अंबाए पाडिओ हिठा. ३८

निवडंतो पत्तो हं, भूमीओ सत्त तहय अंबावि,
उठिय कहंपि मंदिर, गिरिसिहरं पुणवि आरूढो. ३९

अह गयनिद्दो राया, चिंतइ आवाय दारुण विवागो,
परिणामसुहो सुमिणो, एसो किं भावि नहु जाणे. ४०

(अत्रांतरे पठितं प्राभातिककाल निवेदकेन)

पतितोपि दैवयोगात् पुनरुत्पातं क्षणेन किल लभते,
कंदुक इव सदुत्तो न भवति चिरकाल विनिपातः ४१

अह कयपभायकिच्चो, जा अत्थाणंमि उवविसइ राया,
बहुपरियण परियरिया, जसोहरा ता तहिं पत्ता. ४२

જાણે કે સાત ભૂમિવાળા મેહેલની ઉપર સિંહાસનપર તે બેઠેલો છે, તેને પ્રતિકૂળ બોલનારી માતાએ નીચે પાડયો. ૩૮

ત્યાં તે તથા તેની માતા પડતા પડતા ઠેઠ પહેલી ભૂમિપર આવી પહોચ્યા. છતાં તે ઊઠીને પાછો જેમ તેમ કરી તે મેરૂ પર્વત જેવા મેહેલની ટોંચે ચડયો. ૩૯

હવે રાજા ઊંઘ ઊડી જતાં ઊઠીને ચિંતવવા લાગ્યો કે કંઈક ભયંકર ફળ થનાર છે, છતાં આ સ્વપ્ન પરિણામે સારૂં છે, માટે શું થશે તેની ખબર પડતી નથી. ૪૦

આ દરમ્યાન પ્રભાતકાળના નિવેદકે પાઠ કર્યો કે સદ્દત (ગોળ) દડાની માફક જે સદ્દત (સારા આચરણવાળો હોય તે દૈવયોગે પડી ગયો હોય તોપણ તે ફરીને ઊંચો થાય છે, તેવાની પડતી લાંબો વખત રહેતી નથી. ૪૧

હવે પ્રભાત કૃત્ય કરી રાજા રાજ સભામાં બેઠો તેટલામાં ઘણા ચાકર નફરોની સાથે યશોધરા ત્યાં આવી. ૪૨

अब्भुठिया निवेणं, निवेसिया आसणे अइमहंते,
पुच्छेइ वच्छ कुसलं, स भणइ अंबापसाएण. ४३

चिंतइ य निवो मज्झं, वयगहणं कहणु मन्निही अंबा,
अइबंधुर पडिबंधा, हुं अत्थि इमो इहो वाओ. ४४

तं चेव सुमिणयं तह, कहेमि पडिघायहेउ जह तस्स,
मन्नइ मह मुणिवेसं, पव्वइओ च्चिय तओ अहयं. ४५

इय सामत्थिय कहिओ, सुमिणो जणणीइ अंब जह अज्जः
गुणहर कुमरस्स अहं, रज्जं दाऊण पव्वइओ. ४६

धवलहराउ निवडिओ, इच्चाइ सुणित्तु तीइ भीयाए,
थुत्थुक्कियं च वामक्कमेण अक्कमिय महिवलयं. ४७

રાજા ઊઠી તેના સામે ગયો અને મોહોટા આસનપર તેને બેશાડી તે પૂછવા લાગી કે હે વત્સ, કુશળ છે? રાજા બોલ્યો કે માજી તમારા પસાયે કુશળ છે. ૪૩

રાજા વિચારવા લાગ્યો કે હું વ્રત ગ્રહણ કરીશ તે વાત માતા શી રીતે માનશે? કારણ કે તેનો મારાપર ભારે અનુરાગ છે. હા જાણ્યું એક ઉપાય છે. ૪૪

મને જે સ્વપ્ન આવેલ છે તે કહી પછી તેના પ્રતિઘાતનો હેતુ મુનિવેષ છે એમ કહું એટલે તે માનશે એટલે હું દીક્ષિત થઈ શકીશ. ૪૫

એમ વિચારીને તેણે માતાને કહ્યું કે હે માતા મેં એવો સ્વપ્ન દીઠો કે જાણે આજ ગુણધર કુમારને રાજ્ય આપીને હું પ્રવ્રજિત થયો. ૪૬

પછી જાણે ધવળગૃહથી પડી ગયો ઈત્યાદિ વાત રાજાએ કહી તે સાંભળી માતાએ ભયભીત થઈ ડાબા પગે જમીન દબાવી થુકારો કર્યો. ૪૭

(यशोधरा प्राह)

एयस्स विघायकए, दाउं कुमरस्स रज्ज मिचरियं
गिण्हेसु समणलिंगं, (राजा) एवं जं आणवइ अंबा. ४८

(यशोधरा)

निवडण निमित्तयं पुण, जलथल खेयरजिए वहुं हणिउं,
कुलदेवयच्चणेणं, करेहि तं संतिकम्मं ति. ४९.

(राजा)

जियघाया य ण संती, हहा कहं अंब ते समाइठा,
जं धम्मेणं संती, सो पुण धम्मो दयामूलो. ५०

(तथाचोक्तं)

नेह भूयस्तयो धर्म, स्तस्मादन्योस्ति भूतले,
प्राणिनां भयभीताना, मभयं यत् प्रदीयते. ५१

યશોધરા બોલી:—આ સ્વપ્નનો વિઘાત કરવા માટે કુમારને રાજ્ય આપી તું શ્રમણનું લિંગ લ્યે.

રાજા બોલ્યો:—માતાની આજ્ઞા કબૂલ છે. ૪૮

યશોધરા બોલી:—તું પડી ગયો તેની શાંતિ માટે ઘણા પશુ પંખી મારીને કુળ દેવતાની પૂજા કરી શાંતિકર્મ કરશું. ૪૯

રાજા બોલ્યો:—હાય હાય, માતાજી તમે જીવ ઘાતથી શાંતિ કેમ જણાવી? શાંતિ તો ધર્મથી થાય અને ધર્મનું મૂળ તો દયા છે. ૫૦

જે માટે કહેલું છે કે ભયભીત પ્રાણીઓને અભય આપવું એના કરતાં મોહોટો ધર્મ આ પૃથ્વીપર બીજો કોઈજ નથી. ૫૧

हेम धेनुधरा दीनां, दातारः सुलभा भुवि,
दुर्लभः पुरुषो लोके, यः प्राणिष्वभयप्रदः ५२

महता मपि दानानां, कालेन क्षीयते फलं,
भीताभय प्रदानस्य, क्षय एव न विद्यते. ५३

दत्त मिष्टं तप स्तप्तं, तीर्थसेवा तथा श्रुतं,
सर्वा ण्यभयदानस्य, कलां नार्हंति षोडशीं. ५४

एकतः क्रतवः सर्वे, समग्रा वरदक्षिणाः
एकतो भयभीतस्य, प्राणिनः प्राणरक्षणं. ५५

सर्वे वेदान तत्कुर्युः, सर्वे यज्ञा यथोदिताः
सर्वे तीर्थाभिषेका श्च, यत् कुर्यात् प्राणिनां दया. ५६

જગત્માં સોના, ગાય તથા પૃથ્વીના દાતાર ઘણા મળશે પણ પ્રાણિઓને અભય દેનાર પુરૂષ તો કોઇ વિરલોજ જડશે. ૫૨

મોટા દાનોનું ફળ પણ કાળે કરી ક્ષીણ થાય છે. પરંતુ ભયભીતને અભય આપ્યાનું ફળ કદાપિ ક્ષય નથી પામતું. ૫૩

દાન,હોમ, તપ, તીર્થસેવા, તથા શાસ્ત્રશ્રવણ, એ બધાં અભયદાનની શોળમી કળા જેટલાં પણ નથી થતાં. ૫૪

એક બાજુ સઘળા યજ્ઞો અને સઘળી મહા દક્ષિણાઓ છે અને એક બાજુ એક ભયભીત પ્રાણીનું રક્ષણ કરવું એ બરોબર છે. ૫૫

સર્વે વેદ તેટલું નથી કરી શકતા, તેમજ સર્વે યજ્ઞ તથા સર્વે તીર્થાભીશેક પણ તેટલું નથી કરી શકતા કે જેટલું પ્રાણીની દયા કરી શકે છે. ૫૬

तं अंब संतिकम्मं, तं चिय सव्वत्थ साहण समत्थं,
जं अइथेवं पि परस्स, नेव चिंतिज्जए पावं. ५७

( यशोधरा )

पुत्तय परिणापवसा, पुन्नं पावं च होइ अहवावि,
देहारुग्ग निमित्तं पावंपि हु कीरए इत्थ. ५८

( यतउक्तं )

पावंपि हु कायव्वं, बुद्धिमया कारणं गणंतेणं,
तह होइ किंपि कज्जं, विसंपि जह ओसहं होइ. ५९

(राजा)

जइवि परिणाम वसओ, पुन्नं पावं हवेइ जीवाणं,
तहवि य जयंति संतो, परिणाम विसोहि मिच्छंता. ६०

માટે હે માતા; તેજ શાંતિકર્મ છે અને તેજ સર્વ અર્થ સાધવા સમર્થ છે કે જે પરનું અતિ થોડું પણ ભૂંડું નહિં ચિંતવવું. ૫૭

યશોધરા બોલી:— હે પુત્ર પુણ્ય અને પાપ પરિણામના વશે રહેલ છે. અથવા તો દેહની આરોગ્યતા માટે પાપ પણ કરાય તેમાં શો વાંધો છે? ૫૮

જે માટે કહેલું છે કે,

બુદ્ધિમાન પુરૂષે કારણ ગણીને પાપ પણ કરવું, કારણકે કોઇ એવો પણ પ્રસંગ આવે છે કે જેમાં વિષ પણ ઔષધ તરીકે વપરાય છે. ૫૯

રાજા બોલ્યો:— જો કે જીવોને પરિણામના વશે પુણ્ય અને પાપ થાય છે, તોપણ સત્પુરૂષો પરિણામની વિશુદ્ધિ રાખવા માટે યત્નવાન રહે છે. ૬૦

जो पुण हिंसाययणेसु वट्टई तस्स नणु परीणामो,
दुठो नय तं लिंगं, होइ विसुद्धस्स जोगस्स. ६१

( किंच )

पुन्न मिणं पावं चिय सेवंतो तं फळं न पावेइ,
हलाहल विसभोई, न जीवइ अमयबुद्धी वि. ६२

नय तिहुयणेवि पावं, अन्नं पाणाइवायओ गरूयं,
जं सव्वे वि य जीवा, सुहेसिणो दुक्खभीरू य. ६३

देहारूग्गकए वि हु, जीवदया चेव अंब कायव्वा;
आरुग्ग माइ सव्वं, जं जीवदयाफळं नूणं. ६४

( तथाहि )

जं आरूग्ग मुदग्ग मप्पडिहयं आणेसरत्तं फुडं,
रूवं अप्पडिरूव मुज्जलतरा कित्ती धणं उव्वणं,

दीहं आउ अवंचणो परियणो पुत्ता सुभत्ता सया,
तं सव्वं सचराचरंमि वि जए नूणं दयाए फळं. ६५

કારણકે જે હિંસાના સ્થાનોમાં વર્તતો હોય તેનો પરીણામ દુષ્ટજ હોય છે કેમકે વિશુદ્ધ યોગવાળાનું તે લિંગજ નથી. ૬૧

વળી પાપને પુણ્ય માનીને સેવે તો તેથી કંઈ તે પુણ્યનું ફળ પામી શકે નહિ, કેમકે હળાહળ વિષ ખાતો થકો અમૃતની બુદ્ધિ રાખે તેથી કંઈ તે જીવી શકે નહિ. ૬૨

ત્રણે લોકમાં હિંસા કરતાં મોહોટું પાપ કોઇ નથી, કારણકે સર્વે જીવ સુખ ઇચ્છે છે અને દુઃખથી બીએ છે. ૬૩

વળી હે માતા, શરીરના આરોગ્ય માટે પણ જીવ દયાજ કરવી જોઇએ. કેમકે આરોગ્યતા વગેરે સઘળું જીવ દયાનુંજ ફળ છે. ૬૪

જે માટે કહેલું છે કે ઉત્તમ આરોગ્ય, અપ્રતિહત, ઐશ્વર્ય, અનુપમ

રૂપ, નિર્મળ, કીર્તિ, મહાન્ ૠદ્ધિ, દીર્ઘ આયુષ્ય, અવંચક પરિજન, ભક્તિવાળા પુત્રો એ બધું આ ચરાચર જગતમાં દયાનુંજ ફળ છે. ૬૫

वयणकलहेण इमिणा, अलं ममंचिय करेसु तं वयणं,
इय जंपिरी नरवइं, जसोहरा धरइ वाहाए. ६६

तत्तो निवो वि चिंतइ, एगत्तो अंबयावयणलोवो,
अन्नत्तो जीववहो, इत्थ मए किं तु कायव्वं. ६७

अहवावि अइदुरंतो, गुरुवयणविलोवओ वि वयभंगो,
ता अत्ताणंपि हणिय, रक्खियो पाणिणो इण्हिं. ६८

इय चिंतिऊं निवइणा, पकड्ढियं मंडलग्ग मइ उग्गं,
तो हाहारव मुहलाइ, तीइ धरिओ भुयादंडो. ६९

भणिओ य पइविवन्ने, वच्छ अहं किं नु जीविहं पच्छा,
माइवहो चेव इमो, ता तुमए ववसिओ इत्थ. ७०

યશોધરા બોલી કે આ વચનકલહ કરવાનું કામ નથી, મારૂં વચન તારે કબુલ રાખવું એમ બોલીને તેણીએ રાજાને પોતાની બાહુથી પકડી રાખ્યો. ૬૬

ત્યારે રાજા વિચારવા લાગ્યો કે ઇહાં એક બાજુ માતાનું વચન લોપાય છે અને બીજી બાજુ જીવહિંસા થાય છે, માટે મારે ઇહા શું કરવું ? ૬૭

અથવા તો ગુરૂજનના વચનના લોપ કરતાં પણ વ્રત ભંગ કરવો એમાં ભારે પાપ છે, માટે પોતાને મારી નાખીને પણ પ્રાણીઓની મારે રક્ષા કરવી જોઇએ. ૬૮

એમ ચિંતવીને રાજાએ મ્યાનમાંથી ભયંકર તરવાર ખેંચી લીધી, ત્યારે હાહાકાર કરતી માતાએ તેની બાહુ પકડી રાખી. ૬૯

તે બોલી કે હે વત્સ, શું હું તું મરતાં તારા પાછલ જીવતી રહીશ કે? આ તો તું માતૃવધ કરવાજ તૈયાર થયો લાગે છે. ૭૦

इत्तो य कुक्कुडेणं, कुइयं सुणिओ य तीइ तस्सद्दो,
भणियं य वच्छ निहणमु, एयं जं अत्थि इह कप्पो. ७१

एरिमकज्जे पगए, जस्स सरो सुम्मए तयं हणिउं,
तप्पडि विंबं अहवा, करिज्ज स समीहियं पुरिसो. ७२

(राजा)

हे माय कायमणवइ, जोगेहि हणे न जीव मन्न महं.

(यशोधरा)

जइ एवं पिठमयंपि, कुक्कुडं हणसु ता वच्छ. ७३

तो माइनेहमो हिय, मणेण सं छन्ननाण नयणेण,
जणणी वयणं रन्ना, पडिवन्नं गयविवेएण. ७४

(यक्षा)

बहुयं पि हु विन्नाणं, नाइसयं होइ नियय कज्जंमि,
सुठु वि दूरालोयं, न पिच्छए अप्पयं लच्छी. ७५

એટલામાં કુકડો બોલ્યો તે તેણીએ સાભળ્યું એટલે તે બોલી કે હે વત્સ, આ કુકડાને તું માર કારણકે એવો કલ્પ છે કે આવું કામ કરતાં જેનો શબ્દ સાંભળવામાં આવે તેને અથવા તેના પ્રતિબિંબને મારીને પોતાનું ઇચ્છિત કરવું. (૭૧-૭૨)

રાજા બોલ્યો કે હે માતા, મન વચન અને કાયાથી હું અન્ય જીવને મારનાર નથી. ત્યારે માતા બોલી કે હે વત્સ જો એમ છે તો લોટના બનાવેલા કુકડાને માર. ૭૩

ત્યારે માતાના સ્નેહથી તેનું મન મોહીત થયું અને તેની જ્ઞાન ચક્ષુ ઢંકાઇ ગઇ તેથી તેણે વિવેકહીન થઇ માતાનું વચન કબૂલ રાખ્યું. ૭૪

કારણકે ઘણું વિજ્ઞાન હોય તોપણ પોતાના કામમાં તે ઉપયોગી થતું

નથી જે માટે બહુ લાંબેથી જોનારી આંખ પણ પોતાને જોઇ શકતી નથી. ૭૫

नरनाह वयण परिपेरिएहिं सिप्पीहिं झत्ति निम्मविओ,
पिठमयतंबचूडो, जसोहराए समुवणीओ. ७६

सा वि तओ निवसहिया, गंतुं कुळदेवया पुरो भणइ,
इय कुक्कुडेण तूसिय, मह सुयकुसुमिणहरा होसु. ७७

अह तीइ पेरिएणं, निवेण असिणा स कुक्कुडो वहिओ.
भक्खसु एयं मंसं ति जंपिए तेण पडिभणियं. ७८

वर मंब विसं भुत्तं, नउ मंसं नरयदुसह दुहहेउं,
तसजीव बहुप्पन्नं, दुग्गंधं असुइवीभत्थं. ७९

तत्तो जसोधराए, जसोहराए य पत्थिओ बाढं,
पिठमय तंबचूडस्स, नरवरो भुंजए मंसं. ८०

બાદ રાજાના હુકમથી શિલ્પિઓ ઝટ લોટનો કુકડો બનાવી યશોધરાને આપ્યો. ૭૬

પછી યશોધરા રાજાની સાથે કુળદેવતા પાસે જઈ કહેવા લાગી કે આ કૂકડાથી તુષ્ટ થઇને મારા પુત્રના કુસ્વપ્નને હણનારી થા. ૭૭

હવે માતાની પ્રેરણાથી રાજાએ તરવાર વડે તે કૂકડો માર્યો, ત્યારે માતાએ કહ્યું કે હવે એનું માંસ ખા ત્યારે તે બોલ્યો:—૭૮

હે માતા, વિષ ખાવું સારૂં પણ નરકના દુઃસહ દુઃખનું કારણભૂત ઘણા ત્રસ જીવોની ઉત્પત્તિવાળું દુર્ગંધિ અને અતિબીભત્સ માંસ ખાવું નહિ સારૂં. ૭૮

ત્યારે યશ હરનારી યશોધરાએ બહુ પ્રાર્થના કરી, તેથી રાજાએ લોટમય કુકડાનું માંસ ખાધું. ૮૦

अह बीयदिणे कुमरं, रज्जे संठविय जाव पव्वइही,
ता देवीए भणिओ, पडिवालसु देव अज्जदिणं. ८१

पव्वइह मह पि मुए, अणुहविउं अज्ज पुत्तरज्जसुहं,
चिंतइ निवो इमीए, कि मिणं पुव्वावर विरुद्धं. ८२

अहवा चयइ जियंतं, मयं पि अणुमरइ कावि भत्तारं,
विसहरगइव्व वंकं, को जाणइ चरिय मित्थीए. ८३

ता पिच्छामि किमेसा, करेइ तो भणइ देवि इय होउ,
सा चिंतइ जइ न इमं, जणुपव्वइहं तओ मज्झ. ८४

होही महं क लंको, कहमवि वावाइए पुण निवंमि,
वालसुयपालणकए, अणणुमरंती इ वि न दोसो. ८५

હવે બીજા દિવસે રાજા કુમારને રાજ્યમાં સ્થાપીને દીક્ષા લેવા તૈયાર થયો તેટલામાં રાણીએ આવી કહ્યું કે હે દેવ આજનો દિવસ રાહ જુવો. ૮૧

હે આર્ય પુત્ર, આજનો દિવસ પુત્રને મળેલા રાજ્ય સુખના આનંદમાં અનુભવીને હું પણ પ્રવ્રજ્યા લઈશ, ત્યારે રાજા વિચારવા લાગ્યો કે આ પૂર્વાપર વિરૂદ્ધ શી વાત છે? ૮૨

અથવા કોઈ સ્ત્રી જીવતા ભરતારને તજી દે છે ત્યારે કોઇ મરતા પાછલ પણ મરે છે, માટે સર્પની ગતિ માફક વાંકા રહેલા સ્ત્રી ચરિત્રને કોણ જાણી શકે? ૮૩

માટે જોઉં કે આ શું કરે છે? એમ વિચારી તે બોલ્યો કે ભલે ત્યારે એમ થાઓ; ત્યારે રાણી વિચારવા લાગી કે જો હું એના પાછળ પ્રવ્રજ્યા નહિ લઈશ તો મારાપર મહાન્ કલંક રહેશે, પરંતુ જો કોઇ રીતે રાજાને મારી નાખી બાળ પુત્રના પાલન અર્થે હું રાજા પાછળ નહિ મરૂં તો એ તેમ દોષ નહિ ગણાશે. ૮૪-૮૫

इय चिंतिय सा रन्नो, नहसुत्तीसंठियं विसं देइ,
भुंजंतस्स तओ सो, जाओ विहलं घलो झत्ति. ८६

नाओ विसप्पओगो, आहूया विस विघायगा विज्जा,
विज्जाहवणं नहु सुंदरं ति चिंतित्तु अह देवी. ८७

सोयभरकंता इव धस त्ति निवडेइ नरवरस्सुवरिं,
गलअगुठपओगेण, हणइ निययं पइं पावा. ८८

अह अट्टज्झाणपरो, काया मरिउं सिबंधसेलंमि,
जाओ मऊरपोओ, गहिओ जयनामवाहेण. ८९

नंदावाडयगामे, चंडतलारस्स दिन्नओ तेणं,
सत्तुयग पत्थएणं, सो तं सिक्खवइ नट्टकलं. ९०

એમ ચિંતવીને તેણીએ છીપના પુટમાં રાખેલું વિષ રાજાને ભોજનમાં દીધું, તેથી ઝટ રાજાનું ગળું પકડાયું. ૮૬

ત્યારે વિષનો પ્રયોગ જણાયાથી વિષને ઊતારનારા વૈદ્યો તેડવામાં આવ્યા, ત્યારે રાણીએ વિચાર્યું કે વૈદ્યો આવશે તો સઘળું ઊંધું વળશે, તેથી શોક બતાવતી ધબ દેતી રાજા ઊપર પડી અને રાજાના ગળે અંગુઠો દબાવીને તેણીએ તેને મારી નાખ્યો. ૮૭–૮૮

હવે રાજા આર્તધ્યાનમાં રહી મરીને શૈલંધ્ર પર્વતમાં મોરનો બચ્ચો થયો તે જય નામના વટેમાર્ગુએ પકડી લીધો. ૮૯

તેણે તે નંદાવાડ ગામમાં ચંડ નામના તળાર (જેલર) ને એક પાળી સત્તૂ (મિશ્ર ધાન્યનું લોટ) લઇને વેચ્યો. તે તળારે તેને નૃત્ય કળા શીખવી. ૯૦

वहुविहरयणा मेलय, सच्छह वहुपिच्छ भाररमणीओ,
सो पाहुडं ति तेणं, पठविओ गुणहर निवस्स. ९१

इत्तो जसोहरा वि हु, सुयमरणुप्पन्नअट्टझाण परा,
तद्दिवसं चेव मया, धन्नउरे कुक्कुरो जाओ. ९२

सोवि जयपवणवेगो, तप्पुरपहुणा य गुण हरस्से व,
कोसल्लियं ति पहिओ, पत्ता ते समग मुवनिवइं. ९३

वरहिणसुणपालाणं, समप्पिया निवइणा पहिठेण,
रन्नो अईव इठ त्ति, तेवि पालंति जत्तेण. ९४

कालक्कमेण मरिउं, ते दोवि हु दुप्पवेस नामवणे,
जाया पसयभुयंगा, अन्नुन्नं भक्खिऊण मया. ९५

ते मीणसुंसुमारा, जाया सिप्पा नइइ मज्झंमि,
पविसिय नईइ केणवि, कयावि मंसासिणा निहया.

વળી તે અનેક જાતના રત્નોની મેળવણીથી તે શણગારવામાં આવ્યો તથા તેને ઘણાં પીછાં આવ્યાં હતાં તેથી તે તળારે ગુણધર રાજાને ભેટ તરીકે આપ્યો. ૯૧

આણીમેર યશોધરા પણ પુત્રના મરણથી આર્ત્ત ધ્યાનમાં પડી તે દિવસેજ મરીને ધન્યપુરમાં કૂતરાનો અવતાર પામી. ૯૨

તે પવનના વેગને જીતનાર કૂતરો પણ તે નગરના રાજાએ ગુણધર રાજાને ભેટ તરીકે મોકલાવ્યો એમ મોરનો બચ્ચો તથા કૂતરો બન્ને સમકાલે ગુણધર રાજાને મળ્યા. ૯૩

રાજાએ હર્ષિત થઇ તે બન્ને તેના પાળકોને સોંપ્યા, તેઓએ તેમને રાજાના માનીતા જાણી રૂડી રીતે ઉછેર્યા. ૯૪

કાળક્રમે તેઓ બન્ને મરીને દુષ્પ્રવેશ નામના વનમાં ખણુ અને સર્પ થયા તેઓ એક બીજાને ભક્ષણ કરી મરણ પામ્યા. ૯૫

બાદ તેઓ શિપ્રા નદીમાં મત્સ્ય અને શિશુમાર રૂપે અવતર્યા, તે-

અને કોઇક માંસાહારિએ નદીમાં પેસીને માર્યા. ૯૬

तो उज्जेणी पुरिए, मेसो छगले य ते समुप्पन्ना,
पारद्धिपसत्तेणं, गुणहररन्ना कयावि हया. ९७

तत्थेव पुणो जाया, मेसो महिसो य गुणहर निवेण,
अइमंसलोलुएणं, किच्छेण हणाविया कइया. ९८

भवियव्ववसावसेणं, पुणरवि तत्थेव ते विसालाए,
मायंगपाडयंमी, उववन्ना कुक्कुडीगब्भे. ९९

तीए कुक्कुडियाए, दुठविरालेण खज्जमाणीए,
भीयाइ अंडगदुगं, परिगलियं कयवरस्सुवरिं. १००

इत्तो य तेसि मुवरिं, डुंबीए कज्जओ परिठविओ,
तस्सु न्हाए कमसो, कुक्कुडपोया दुवे जाया. १०१

પછી તેઓ ઉજ્જયિની નગરીમાં તેઓ ઘેટો અને બકરી રૂપે ઉત્પન્ન થયા, તેમને શિકારમાં આસક્ત રહેલા ગુણધર રાજાએજ મારી નાખ્યા. ૯૭

પાછા તેજ નગરીમાં તેઓ ઘેટો અને પાડો થયા, તેમને પણ માંસ લોલુપી ગુણધર રાજાએ બહુ દુઃખ આપી મરાવ્યા. ૯૮

ભવિતવ્યતાના વશે કરીને ફરીને પણ તેઓ તેજ વિશાળા (ઉજ્જયિની) નગરીમાં માતંગના પાડામાં એક કૂકડીના ગર્ભમાં અવતર્યા. ૯૯

તે કૂકડીને દુષ્ટ બિલાડાએ પકડી તેથી એટલી બીધી કે તેના તે બે ઇંડાં ઊકરડા ઊપર પડી ગયાં. ૧૦૦

એટલામાં તેમનાપર એક ચંડાળણીએ થોડો કચરો નાખ્યો, તેની ગરમીથી તેઓ સેવાઇને કૂકડાના બચ્ચા રૂપે પેદા થયા. ૧૦૧

तेसि पिच्छांइ चंद चंदिमा धवलयाइं जायाइं,
चूला य समुब्भूया, सूयमुह गुंजद्धराग समा. १०२

कइयावि कालनामेण, तलवरेणं इमे निएऊणं,
उवणीया खिल्लणयं ति काउ गुणहर नरिंदस्स. १०३

भणियं निवेण तलवर, जत्थ अहं जामि तत्थ तत्थ तुमएवि,
एए सह आणेया, इमोवि पच्चाह एवं ति. १०४

महुसमयंमि पयट्टे, अंतेउर संजुओ निवो पत्तो,
कुसुमायर आरामे कुक्कुडए गहियं कालोवि. १०५

तत्थय कयली हरमज्झ, माहवीमंडवे ठिओ राया,
कालो असोयवीहीइ तत्थ पिच्छेइ मुणिपवरं. १०६

सो तेण भावसहियं ति वंदिओ तस्स मुणिवरेणावि,
दिन्नो य धम्मलाभो, संपाडिय सयल सुहलाभो. १०७

તેમની પાંખો ચંદ્રની ચંદ્રિકા જેવી ધોળી થઈ અને શુકના મુખ તથા ચીણોઠીના અર્ધ જેવી તેમને લાલ શિખા થઈ. ૧૦૨

તેમને કોઈક વેળાએ કાળ નામના તળવર પકડીને ખેલણા તરીકે ગુણધર રાજા પાસે લઈ આવ્યો. ૧૦૩

રાજાએ કહ્યું કે હે તળવર, હું જ્યાં જ્યાં જાઉં ત્યાં ત્યાં તારે આ લાવવા, ત્યારે તળવરે તે વાત કબૂલ રાખી. ૧૦૪

હવે વસંત ૠતુ આવતાં રાજા અંતઃપુરસહિત કુસુમાકર નામના બગીચામાં રાજા ગયો. એટલે કાળ તળવર પણ કૂકડાઓને લઈ ત્યાં ગયો. ૧૦૫

ત્યાં કેળના ઘરની માંહે માધવી લતાના મંડપમાં રાજા બેઠો અને કાળ તળવર અશોકના ઝાડોની હાર હતી ત્યાં ગયો એટલે તેણે ત્યાં એક ઉત્તમ મુનીને જોયો. ૧૦૬

ત્યારે તેણે તે મુનિને નિષ્કપટ ભાવે વંદના કરી એટલે મુનિએ

તેને સકળ સુખ આપનાર ધર્મ લાભ આપ્યો. ૧૦૭

तं दठु पगइउवसंत, कंतरुवं पसन्न मुहवयणं,
हिठो भणइ तलारो, भयवं को तुज्झ धम्मु त्ति. १०८

साहइ मुणी महायस, असेस सत्ताण रक्खणं सययं,
इक्कु च्चिय इह धम्मो, ओहेण विभागओ उ इमो. १०९

(तथाहि)

जीवदय सच्च वयणं, परधण परिवज्जणं सया बंभं,
सयल परिग्गह चाओ, विवज्जणं रयणि भत्तस्स. ११०

बायांलीसे सण दोस, सुद्ध पिंडस्स भोयणं विहिणा,
अप्पडि वद्ध विहारो, सारो धम्मो इय जईणं. १११

जंपेइ तलवरो पुण, गिहत्थ धम्मं कहेसु मे भयवं,
परउवया रिक्कमणो, मुणीवि जंपइ तओ एवं. ११२

તે મુનિનો શાંત સ્વભાવ, મનોહર રૂપ, અને પ્રસન્ન મુખ કમળ જોઈને તળવર હર્ષ પામી તેને પૂછવા લાગ્યો કે ભગવન્ તમારો શો ધર્મ છે? ૧૦૮

મુની બોલ્યા કે હે મહાયશ હમેશાં સર્વ જીવની રક્ષા કરવી એજ આ જગત્માં સામાન્યપણે એક ધર્મ છે; તેના વિભાગ પાડીએ તો આ પ્રમાણે છે:— ૧૦૯

જીવદયા, સત્ય વચન, પરધન વર્જન, હમેશનું બ્રહ્મચર્ય, સકળ પરિગ્રહનો ત્યાગ, અને રાત્રી ભોજનનું વિવર્જન. ૧૧૦

બેંતાલીસ દોષ રહિત આહારનું વિધિએ કરી ભોજન કરવું તથા અપ્રતિબદ્ધ વિહાર કરવો એ યતિજનોનો ધર્મ સર્વોત્તમ છે. ૧૧૧

ત્યારે તળધર બોલ્યો કે હે ભગવન્ મને ગ્રંહસ્થનો ધર્મ કહો; ત્યારે પરોપકારમાં પરાયણ રહેલ મુનિ આ રીતે બોલ્યા. ૧૧૨

अरिहं देवो गुरुणो, सुसाहुणो जिणमयं मह पमाणं,
इय सम्मत्त पुरस्सर, मिमाई वारस वयाइं इह. ११३

संकप्प निरवराहा, दुहा तिहा तस जिया न हंतव्वा,
कन्नालिआइ पमुहं, थूल मलीयं न वत्तव्वं. ११४

खत्तखणणाइ चोरं, कारकर मदिन्नयं न घेत्तव्वं,
परदार परीहारो, अहवावि सदार संतोसो. ११५

धण धन्नाइ परिग्गह, परिमाणं माणवेहिं कायव्वं,
किच्चो सयल दिसासुं, अवही अवहीरिउं लोहं. ११६

महुमंसाईचाया, कायव्वा विगइ पमुह परिसंखा,
जहसत्ति णत्थदंडो, वज्जेयव्वो अइपयंडो. ११७

समभावो सामइयं, खणिएणं तं सयावि कायव्वं,
देसावगासियं पुण, सयल वयाणंपि संखित्तणं. ११८

देसे सव्वेय दुहा, ससत्ति पोसहवयं विहेयव्वं,
साहूण सुद्धदाणं, भत्तीए संविभागवयं. ११९

एयं दुवालस विहं, गिहिधम्मं पाणिणो विहिय विहिणा,
कमसो विसोहियं कम्मक्कयवरं जंति परमपयं. १२०

અર્હત્ દેવ, સુસાધુ ગુરૂ, અને જિનભાષિત ધર્મ એજ મને પ્રમાણ છે એમ માનવું તે સમ્યકત્વ છે, અને તે પૂર્વક આ બાર વ્રતો છેઃ– ૧૧૩

સંકલ્પ કરીને નિરપરાધી ત્રસ જીવો મનવચકાયાથી હણવા હણાવવા નહિ, (૧) કન્યાલીક વગેરે સ્થૂળ અલીક ન બોલવું. (૨) ખાતર પાડવું વગેરે ચોર કહેવરાવનાર અદત્ત નહિ લેવું, (૩) સ્વદારસંતોષ રાખવો અથવા પરદારનો પરિહાર કરવો, (૪) ધન ધાન્યાદિ પરિગ્રહનું પરિમાણ

કરવું, (૫) લાભ મેલી બધી દિશાઓની હદ બાંધવી, (૬) મધુમાંસાદિ છોડીને વિગઇ વગેરેનું પરિમાણ કરવું, (૭) યથાશક્તિ અતિપ્રચંડ અનર્થદંડ વર્જવો, (૮) નવરાસની વેલાએ હમેશાં સમભાવરૂપ સામાયિક કરવું, (૯) સકળ વ્રતોને સંક્ષેપમાં લાવી દેશાવકાશીક વ્રતો કરવું. (૧૦) દેશથી અથવા સર્વથી શક્તિ પ્રમાણે પૌષધ વ્રત પાળવું. (૧૧) અને ભક્તિથી સાધુઓને પવિત્ર દાન આપી સંવિભાગ વ્રત પાળવું. (૧૨) એ રીતે બાર પ્રકારનો ગૃહિધર્મ છે, તેને વિધિએ પાળીને પ્રાણીઓ ક્રમે કરી કર્મ કચરો શોધીને પરમપદ પામી શકે છે. (૧૧૪-૧૧૫-૧૧૬-૧૧૭-૧૧૮-૧૧૯-૧૨૦)

तं सोउ भणइ कालो, भयवं एयं करेमि गिहिधम्मं,
किंतु कमागय मेयं, हिंसं सकेमि नो चइउं. १२१

वागरइ तओ साहू, जइ एयं नो चएसि भो भद्द,
इय कुक्कुड मिहुणं पिव, तो लहिसि भवे अणत्थ भरं. १२२

सो आह कह मिमेहिं, जीववहं अचइउं दुहं पत्तं,
तो मूलाओ कहिया, मुणिणा तेसिं भवा एवं. १२३

सुयजणणी[1], सिहिसाणा[2], पसयअही[3], मीणसुंसुमारा य[4],
मेस छगली य[5], मेसयमहिसा[6], कुक्कुडजुगं[7] जाव. १२४

તે સાંભળીને કાળ બોલ્યો કે હે ભગવન્ એ ગૃહિધર્મ હું કરવા ઇચ્છું છું ખરો, પણ આ કુલક્રમાગત હિંસા મૂકી શકતો નથી. ૧૨૧

ત્યારે સાધુ બોલ્યા કે હે ભદ્ર, જો તું એ હિંસાને નહિ છોડીશ, આ બે કૂકડાની માફક સંસારમાં અનેક અનર્થ પામીશ. ૧૨૨

ત્યારે તે તળવર પૂછવા લાગ્યો એમણે શી રીતે જીવહિંસા નહિ મૂકીને દુઃખ પામ્યો છે? ત્યારે મુનિએ મૂળથી નીચે મુજબ તેમના ભવ કહી બતાવ્યા. ૧૨૩

પુત્ર અને માતા, (૧) મોર અને કૂતરો, (૨) ખળુ અને સર્પ, (૩)

મત્સ્ય અને શિશુમાર, (૪) ઘેટો અને બકરી, (૫) ઘેટો અને પાડો, (૬) યાવત્ અને કૂકડા. (૭) ૧૨૪

तेसिं निसुणिय अगणिय, दुहदंदोलिं विसुद्धसंवेगो,
पभणइ भत्तीए दंडपासिओ वासिओ हियए. १२५

भयवं मं नित्थारसु, इमाउ भवभीम कुवकुहराओ,
गिहिधम्मवरत्ताए, निप्पन्नाए गुणगणेहिं. १२६

तो साहुणा तलवरो, सावयधम्मस्स भायणं विहिओ,
पंचपरमिठिमंतं निब्भंतं तहय सिक्खविओ. १२७

अह तेहि कुक्कुडेहि वि, तं मुणिवयणं फुडं सुणंतेहिं,
पत्तं जाई सरणं, तहेव गिहिधम्म वररयणं. १२८

अइ निव्वेयपरेहिं, संविग्गमणेहि हरिस विवसेहिं,
महया महया सद्देण, कूइयं तं सुयं रन्ना. १२९

આ રીતે તેમની ભારે દુઃખ પીડા સાંભળીને તે તળવર નિર્મળ સંવેગ પામ્યો, તેથી હૃદયમાં વાસિત થઇને ભક્તિથી બોલ્યો કેઃ—૧૨૫

હે ભગવન્, મને આ ભયંકર સંસારરૂપ કૂવામાંથી ઘણા ગુણથી નિષ્પન્ન થએલી ગૃહિ ધર્મરૂપ વરત્રા (વાધર) વડે બાહેર ખેંચી કહાડો. ૧૨૬

ત્યારે મુનિએ તે તળવરને શ્રાવક ધર્મ આપ્યો તથા ભૂલ ચૂક વગર પંચપરમેષ્ઠિ મંત્ર તેને શીખવ્યો. ૧૨૭

હવે તે કૂકડાઓ પણ સ્પષ્ટપણે તે મુનિ વાક્ય સાંભળીને જાતિ સ્મરણ અને ગૃહિ ધર્મ રૂપ ઉત્તમ રત્ન પામ્યા. ૧૨૮

તે કૂકડાઓ અતિ વૈરાગ્ય અને સંવેગ પામ્યા થકા હર્ષથી વિવશ થઈ મોહોટે મોહટે સાદે કૂહવા લાગ્યા તે રાજાએ સાંભળ્યું. ૧૨૯

इअ मह सरवेहित्तं, जयावलिं नियदेवि मिय भणिउं,
नरवइणा इगइ सुणा, ते दोवि हया गया निहणं. १३०

गब्भे जयावलीए, पुत्तत्ताए सुरिंददत्तजिओ,
तेसु ववन्नो एगो, बीओ पुण पुत्तिभावेण. १३१

गब्भणुभावा देवी, हिंसापरिणामविरहिया सुहिया,
जिण पवयण सवण मई, संजाया अभयदाणरुई. १३२

नीसेस जीव अभय, पायाण पउणो य डोहलो तसि,
नयरे पयडेउ अमारि, घोसणं पूरिओ रन्ना. १३३

कालक्कमेण देवी, पसवेइ जुगलिणि व्व वरजुगलं,
तो कारविय नयरे निवेण वद्धावणं गरुयं. १३४

ત્યારે રાજા પોતાની જયાવળી રાણીને કહેવા લાગ્યો કે જુવો હું કેવો સ્વરવેધી છું, એમ કહી તેણે એક બાણથી બન્ને કૂકડા મારી નાખ્યા. ૧૩૦

તેઓ મરીને તેમાંનો સુરેંદ્રદત્તનો જીવ તે જયાવળીના ગર્ભમાં પુત્ર રૂપે ઊપનો અને બીજો (યશોધરાનો જીવ) પુત્રી રૂપે ઊપનો. ૧૩૧

તે ગર્ભના અનુભાવે કરીને રાણી હિંસાના પરિણામથી રહિત થઇ, જિન પ્રવચન સાંભળવા ઇચ્છવા લાગી અને અભય દાનની રૂચિ ધરવા લાગી. ૧૩૨

તેણીને એવો દોહદ થયો કે "બધા જીવોને અભય દેવરાવવું," ત્યારે રાજાએ નગરમાં અમારિપડો વગડાવીને તે પૂર્ણ કર્યો. ૧૩૩

કાળક્રમે રાણીએ યુગળણીના માફક તે જોડલું જણ્યું, ત્યારે રાજાએ નગરમાં મોહોટી વધામણી કરાવી. ૧૩૪

अह बारसंमि दिवसे, ठवियं कुमरस्स अभयरुइ नामं,
कुमरीए अभयमई त्ति, दोवि वड्ढंति सुहसुहओ. १३५

निम्मल कला कलावा, कमेण जुव्वण मणुत्तरं पत्ता,
ता हठतुठ चित्तेण, राइणा चिंतियं एयं. १३६

सामंताइ समक्खं, जुवरज्ज पए ठवेमि कुमर महं,
कुमरीइ रुवविजिया मरीइ कारेमि वीवाहं. १३७

इय चिंतिऊण पत्तो, पारद्धिकए भिराम मारामं,
छिको य सुरहिपवणेण. पिच्छए सयल दिसिचक्कं. १३८

ता तत्थ तिलयतरुवर, तलंमि कंचणगिरि व्व निक्कंपो,
नासग्ग निहिय नयणो, सुदत्तनामा मुणी दिठो. १३९

हा अवसउणुत्ति पयंपिऊण कुविएण भूमिनाहेण,
मुणिवरकयत्थणत्थं, छुच्छुकिय मंडला मुक्का. १४०

હવે બારમા દિવસે કુમારનું અભય અને કુમરીનું અભયમતી એવાં નામ પાડવામાં આવ્યાં, તેઓ બન્ને સુખે વધવા લાગ્યા. ૧૩૫

તેઓ રૂડી રીતે કળાઓ શીખી અનુક્રમે ઉત્તમ યૌવન પામ્યા ત્યારે ભારે હર્ષિત થઇ રાજાએ આ રીતે ચિંતવ્યું. ૧૩૬

સામંતાદિકની રૂબરૂ કુમારને મારે યુવરાજપદમાં સ્થાપવો અને રૂપે કરીને અમરાંગનાને જીતનારી આ કુમરીને પરણાવી દેવી. ૧૩૭

એમ ચિંતવીને તે શિકાર કરવા માટે મનોહર આરામમાં ગયો, ત્યાં સુગંધી પવન તેને આવવાથી તે બધી દિશાએ જોવા લાગ્યો. ૧૩૮

તેવામાં ત્યાં તિલકના ઝાડ નીચે મેરૂ પર્વત માફક નિષ્કંપ અને નાકના અગ્ર ભાગે દૃષ્ટિ ધરનાર સુદત્ત નામે મુનિ તેણે જોયો. ૧૩૯

ત્યારે રાજાએ હાય આ તો અપશકુન થયું એમ બોલીને કોપિત થઇ તે મુનીશ્વરની કદર્થના કરવા કૂતરાને છુછુકારી છોડયા. ૧૪૦

अइतिक्खदंतदाढा, उग्गाढा हरिणपवण जइणगई,
लल्लकमाण जीहा, ते पत्ता मुणि समीवंमि. १४१

जलिर जलणं व तवसा दित्तं तं दठु निप्पहा जाया,
साणा ओसहिभरभग्ग, उग्गगरला विसहरु व्व. १४२

काउं पयाहिणतियं. अणप्पमाहप्पओ मुणिवरस्स,
चरणे पडियं महियल, मिलंतमउलि सुणयवंदं. १४३

तं दठु विलयचित्तो चिंतइ राया वरं इमे सुणया,
नउण अहं जो अकुसल, कारी एयस्सवि मुणिस्स. १४४

अह निवइ बालमित्तो, सिठिसुओ नामओ अरिहमित्तो,
जिणमुणिपवयण भत्तो, मुणि नमणत्थं तहिं पत्तो. १४५

તેઓ અતિ તીક્ષ્ણ દાઢથી ભયંકર થઇ પવનથી અધિક ગતિએ જીભ કહાડીને તે મુનિ પાસે આવી પહોંચ્યા. ૧૪૧

પણ તે બળતી અગ્નિની માફક તપે કરીને દેદીપ્યમાન મુનિને જોઇને ઔષધિથી ઊતરી ગએલ વિષવાળા સર્પની માફક નિસ્તેજ થઇ ગયા. ૧૪૨

તેઓ તે મહા મહિમાશાળી મુનીશ્વરને ત્રણ પ્રદક્ષિણા આપી પૃથ્વી તળમાં માથું નમાવી પગે પડયા. ૧૪૩

તે જોઇને વિલક્ષ ચિત્ત થઈ રાજા વિચારવા લાગ્યો કે, આ કૂતરાઓને ધન્ય છે, પણ આવા મુનિને અકુશળ કરનાર હું અધન્ય છું. ૧૪૪

એવામાં રાજાનો બાળ મિત્ર અર્હન્મિત્ર નામે શ્રેષ્ઠિ પુત્ર જૈન મુનિ અને જિન પ્રવચનનો ભક્ત હોવાથી મુનિને નમવા માટે ત્યાં આવી પહોંચ્યો. ૧૪૫

नाओ य तेण मुणिवर, उवसग्गपरो निवस्स भिप्पाओ,
भणियं च देव किमिणं, सविसायं आह रायावि. १४६

भो मित्त अलाहि ममं, चरिएणं पुरिससार मेयस्स,
इयरोवि भणइ मा देव, एरिसं वयण मुल्लवसु. १४७

लहु ओयरसु तुरंगा, भयवंतं वंदिमो सुदत्तमुणिं,
भुवणच्छरिय चरियं, इमस्स किं देव न सुयं ते. १४८

अह संभंतेण निवेण, पभणियं कहसु कहसु भो मित्त,
सुपुरिस कहावि जा पाव, तिमिर हणणिक्कसूरपहा. १४९

जंपेइ अरिहमित्तो, कलिंग, पहु अमरदत्त नरवइणो,
पुत्तो आसि सुदत्तो, राया नायावदायमई. १५०

તેણે રાજાનો મુનિને ઉપસર્ગ કર્યાનો અભિપ્રાય જાણી લીધો તેથી તે બોલ્યો કે હે દેવ, તમે આવા ઉદાસ કેમ દેખાઓ છો, ત્યારે રાજા બોલ્યો. ૧૪૬

હે મિત્ર, હું માણસોમાં કૂતરા સમાન છું, માટે મારૂં ચરિત્ર તારે સાંભળવાનું કંઇ કામ નથી. ત્યારે તે મિત્ર બોલ્યો કે હે દેવ એવું વચન નહિ બોલો. ૧૪૭

તમે જલદી ઘોડાથી ઉતરો અને તે સુદત્ત મુનિ ભગવાનને આપણે વાંદવા ચાલો. શું તમે આ મુનિનું જગત્‌ને આશ્ચર્ય પમાડનાર ચરિત્ર નથી સાંભળ્યું ? ૧૪૮

ત્યારે રાજાએ સંભ્રાંત થઈ તેને કહ્યું કે હે મિત્ર ! મને તે વાત કહે, કેમકે સત્પુરૂષની કથા પણ પાપરૂપ અંધકારને હણવા સૂર્યની પ્રભા જેવી છે. ૧૪૯

ત્યારે અર્હન્મિત્ર બોલ્યો કે, કળિંગ દેશના અમરદત્ત રાજાનો સુદત્ત નામે પુત્ર હતો, તે ન્યાયશાળી રાજા થયો. ૧૫૦

तस्स य कयावि चोरो, उवणीओ तलवरेण भणियं च,
देव इमो वढनरं, वावाइय मुसिय अमुगगिहं. १५१

मणिकणगरयणधणजाय, माइ वहुं गिण्हिउं च गच्छंतो,
अम्हेहि अज्ज पत्तो, संपइ देवो पमाणं ति. १५२

तो धम्म सत्थ पाढी, अवराहं कहिय पुच्छिया रन्ना,
एयस्स कोणु दंडो, तेहिंवि एवं समुल्लवियं. १५३

कर चरण सवण कप्पण, पुव्व मिमो अरिहए वहं चेव,
तं सोउ चिंतइ निवो, धिरत्थु एयस्स रज्जस्स. १५४

जीववह अलियभासण, अदिन्नगिण्हण अवंभचेराइ,
आसवदारा दारा व, कुगइणो जत्थ वट्टंति. १५५

તેની આગળ કોઇ વખતે તળવરે એક ચોર આણ્યો અને કહ્યું કે હે દેવ, આ ચોર એક બુઢ્ઢા માણસને મારી નાખી અમુક માણસનું ઘર લૂંટીને મણિ, સોનું તથા રત્ન વગેરે ધન લઈ જતો થકો અમે આજ પકડી આણ્યો છે, હવે આપ મુખત્યાર છો. ૧૫૧-૧૫૨

ત્યારે ધર્મ શાસ્ત્રપાઠી (કાયદા શાસ્ત્રીઓ) ના આગળ તેનો અપરાધ કહી બતાવીને રાજાએ તેઓને પૂછ્યું કે, આને શો દંડ કરવો, ત્યારે તેઓ બોલ્યા. ૧૫૩

એના હાથ પગ અને કાન કાપી એને મારી નાખવો જોઇયે, તે સાંભળી રાજા વિચારવા લાગ્યો કે ધિક્કાર છે આ રાજ્યને! ૧૫૪

કારણ કે એમાં જીવ વધ, અલીક ભાષણ, અદત્ત ગ્રહણ, અબ્રહ્મચર્ય વગેરે કુગતિના દ્વાર સમાન આશ્રવ દ્વારો વર્તી રહેલા છે. ૧૫૫

रज्जे तओ सुदत्तो, ठविउं आणंद नामजामेयं,
पासे सुहम्मगुरूणो, दिक्खं गिण्हइ इमो साहू. १५६

अह उत्तरियं तुरियं, तुरयाओ हरिसिओ महीनाहो,
नमइ मुणिंदं तेणवि, दिन्नो से धम्मलाभु त्ति. १५७

तं दट्ठु साहुरूवं, तव्वयणं सवणसुहयरं सुणिउं,
लज्जाभरोणयमुहो, अणुतावा चिंतइ नरिंदो. १५८

कहकहवि नत्थि सुद्धी, रिसिघायण ववसियस्स इह मज्झं,
इमिणा असिणा ता लहु, लुणामि कमलं व नियमउलिं. १५९

इय झायंतो वुत्तो, मुणिणा मणनाणिणा महाराया,
चिंताइ अल मिमीए, जं आयवहो वि पडिसिद्धो. १६०

એમ વિચારી તે સુદત્તે પોતાના આનંદ નામે ભાણેજને રાજ્યમાં સ્થાપી સુધર્મ ગુરૂ પાસે દીક્ષા લીધી છે. ૧૫૬

આ વાત સાંભળી રાજા હર્ષિત થઈ ઝટ ઘોડાથી ઊતરીને મુનીંદ્રને નમ્યો, ત્યારે મુનિએ તેને ધર્મ લાભ આપ્યો. ૧૫૭

હવે તે રાજા તે મુનિનું શાંત રૂપ જોઈ તથા કાનને સુખ આપનાર તેનાં વચન સાંભળી શરમથી નીચું મુખ રાખી મનમાં પશ્ચાતાપ કરવા લાગ્યો. ૧૫૮

મેં આ ઋષિનો ઘાત કરવા ઉદ્યમ કર્યો માટે મારી કોઇ પણ પ્રકારે શુદ્ધિ થવાની નથી, માટે આ તલવારવડે કમળની માફક મારૂં માથું ઊતારી લઉં. ૧૫૯

એમ રાજા ચિંતવતો હતો તેને મનોજ્ઞાની મુનિએ કહ્યું કે, આવી ચિંતા કરવાની જરૂર નથી, કેમકે આત્મવધ કરવો નિષેધેલ છે. ૧૬૦

(आहच.)

भाविय जिणवयणाणं, ममत्तरहियाण नत्थि हु विसेसो,
अप्पाणंमि परंमि य, तो वज्जे पीड मुभओ वि १६१

नय अन्नं पावकलंकं, पंकपक्खालणक्खमं राय,
जिणवरपणीयपवयण, वयणाणुठाणवारि विणा. १६२

अह हिययगयाभिप्पाय, कहणओ रंजिओ भिसं राया,
हरिसंसुपुन्ननयणो, नमिउं विन्नवइ मुणिपवरं. १६३

भयवं किं पच्छित्तं, इमस्स पावस्स घायणसमत्थं,
मुणि आह नियाणं विवज्जणेण पडिवक्ख आसेवा. १६४

इत्थ नियाणं मिच्छत्त, संगयं पावहेउ अन्नाणं,
तं चन्नहा ठियाणं, भावाणं अन्नहा गहणं. १६५

જે માટે કહેલું છે કે, જિન વચનને જાણનાર અને મમત્વ રહિત જનોને પોતામાં અને પરમાં કશો વિશેષ રહેલ નથી, માટે બન્નેની પીડા વર્જવી જોઇયે ૧૬૧

હે રાજન્, પાપ કલંકરૂપ પંકને ધોવા માટે જિનેશ્વર પ્રણીત પ્રવચનના વાક્ય અને અનુષ્ટાનરૂપ પાણી વગર બીજું કોઇ સમર્થ નથી. ૧૬૨

ત્યારે હૃદયગત અભિપ્રાય કહી દીધાથી રાજા ભારે ખુશી થયો થકો નેત્રમા હર્ષના આંસુઓ લાવી મુનિને નમીને વીનવવા લાગ્યો. ૧૬૩

હે ભગવન્! આ પાપને ટાળી શકે એવું શું પ્રાયશ્ચિત છે? મુનિ બોલ્યા કે નિદાન કર્મથી દૂર રહી એના પ્રતિપક્ષની આ સેવના કરવી (એજ એનું પ્રાયશ્ચિત્ત છે.) ૧૬૪

ઇહાં નિદાન આ છે કે આ પાપ તે મિથ્યાત્વથી મળેલા અજ્ઞાનના લીધે કરેલ છે, કારણ કે અન્યથા રહેલા ભાવને અન્યથારૂપે ગ્રહણ કરવું તે મિથ્યાત્વ છે. ૧૬૫

तुमएवि चिंतियं निव, अवसउणं समणओ इमो दिठो,
अवसउणत्ते य इमं, निमित्त मज्झवसियं भद्द. १६६

जह किर एसो चिक्कण, मलमइलतणू सिणाणपरिवज्जी,
सोयायार विमुक्को, परघर भिक्खोवजीवि त्ति. १६७

ता मज्झत्थो होउं, खण मेगं मालवेस निसुणेसु,
मल मलिणत्तं मइलत्त, कारणं नो जओ भणियं. १६८

मल मइलपंकमइला, धूली मइला न ते नरा मइला,
जे पावपंक मइला, ते मइला जीवलोयंमि. १६९

खणमित्तं सलिलेहिं. सरीरदेसस्स सुद्धिजणगं जं,
कामंगं ति निसिद्धं, महेसिणं तं नणु सिणाणं. १७०

હે રાજા, તેં શ્રમણને જોઇ અપશુકન થયું એમ ચિંતવ્યું અને તેના કારણમાં હે ભદ્ર, તેં એવું વિચાર્યું કે આ મળમલિન શરીરવાળો સ્નાન અને શૌચાચારથી રહિત તથા પરાયા ઘરે ભીખ માગી જીવનાર છે માટે તે અપશુકન ગણાય. ૧૬૬–૧૬૭.

પણ હવે હે માળવપતિ, તું ક્ષણભર મધ્યસ્થ રહીને સાંભળ-મળથી મેલા રહેવું એ મેલાપણાનું કારણ નથી, ૧૬૮

જે માટે કહેલું છે કે:—

મળથી મેલા, કાદવથી મેલા, અને ધૂળથી મેલા થએલા માણસો મેલા નહિ ગણાય, પણ જે પાપરૂપ પંકથી મેલા હોય તે આ જીવલોકમાં મેલા જાણવા. ૧૬૯

વળી સ્નાનમાં પાણીવડે ક્ષણભર શરીરના બહિર્ભાગની શુદ્ધિ થાય છે, અને તે કામનું અંગ ગણાય છે, તેથી મહર્ષિઓને સ્નાન કરવાનો નિષેધ છે. ૧૭૦

( उक्तं च )

स्नानं मदद्र्प करं, कामांगं प्रथमं स्मृतं,
तस्मात् कामं परित्यज्य, नैव स्नांति दमे रताः १७१

( किंच )

आत्मा नदी संयमतोय पूर्णा, सत्यावहा शीलतटा दयोर्मिः,
तत्रा भिषेकं कुरु पांडुपुत्र, न वारिणा शुद्धति चांतरात्मा. १७२

अक्खंडियवयनियमा, गुत्ता गुत्तिंदिया जियकसाया,
अइ सुद्ध बंभचेरा, सुइणो इसिणो सया नेया. १७३

( तथा चावाचि )

नोदकक्लिन्नगात्रोपि, स्नात इत्य भिधीयते,
स स्नातो यो दमस्नातः, स बाह्याभ्यंतरः शुचिः १७४

સ્નાન એ મદ અને જુસ્સાનું કારણ હોવાથી કામનું પહેલું અંગ કહેવાયલ છે, માટે કામને ત્યાગ કરનાર અને ઇંદ્રિયોને દમવા તત્પર થએલા યતિજનો બિલકુલ સ્નાન નથી કરતા. ૧૭૧

આત્મારૂપ નદી છે, તેમાં સંયમરૂપ પાણી ભરેલ છે, ત્યાં સત્યરૂપ અવાડો છે, શીલરૂપ તેના તટ છે, ત્યાં દયારૂપ તરંગો છે, માટે હે પાંડુ પુત્ર, તેમાં તું સ્નાન કર, કારણ કે અંતરાત્મા કંઈ પાણીથી શુદ્ધ થતો નથી. ૧૭૨

વ્રત અને નિયમને અખંડ રાખનારા, ગુપ્ત, ગુપ્તેંદ્રિય, કષાયોને જીતનારા, અને નિર્મળ બ્રહ્મચર્ય પાળનાર ઋષિઓ સદા શુચિ જાણવા. ૧૭૩

પાણીથી ભીંજાયલ શરીરવાળો કંઈ ન્હાએલો નહિ કહેવાય, કિંતુ જે દમિતેંદ્રિય હોઈ અભ્યંતર અને બાહેરથી પવિત્ર હોય તેજ ન્હાએલો કહેવાય. ૧૭૪

चित्त मंतर्गतं दुष्टं, तीर्थस्नानै र्न शुद्धति;
शतशोपि जलै र्धौत, सुराभांड मिवाशुचि. १७५

सत्यं शौचं तपः शौचं, शौच मिंद्रिय, निग्रहः,
सर्व भूतदया शौचं, जलशौचं च पंचमं. १७६

आरंभनियं तस्साय, अप्पडिबद्धस्स उभयलोएवि,
भिकूखोवजी विगत्तं, पसंसियं सव्वसत्थेसु. १७७

(उक्तं च)

अवधूतां च पूतां च, मूर्खाद्यैः परिनिंदितां,
चरे न्माधुकरीं वृत्ति, सर्व पाप प्रणाशिनीं. १७८

चरे न्माधुकरीं वृत्ति, मपि प्रांतकुला दपि,
एकांतं नैव भुंजीत वृहस्पति समा दपि. १७९

અંદરનું દુષ્ટ ચિત્ત કંઈ તીર્થસ્નાનથી શુદ્ધ થતું નથી, કેમકે મદિરાનું વાસણ સેંકડો પાણીથી ધોઇએ તોપણ તે અશુચિજ રહે છે. ૧૭૫

સત્ય એ પહેલું શૌચ છે, તપ એ બીજું છે, ઇંદ્રિયનો નિગ્રહ કરવો એ ત્રીજું શૌચ છે, સર્વ ભૂતની દયા કરવી એ ચોથું શૌચ છે, અને પાણીથી ધોવું એ પાંચમું શૌચ છે. ૧૭૬

વળી આરંભથી નિવર્ત્તેલા અને આ લોક અને પરલોકમાં અપ્રતિબદ્ધ રહેલા મુનિને સર્વ શાસ્ત્રોમાં ભિક્ષા કરી નિર્વાહ કરવાનું કામ પ્રશંસેલું છે. ૧૭૭

ફેંકી દેવામાં આવતી છતાં પવિત્ર એવી સર્વ પાપને નાશ કરનારી માધુકરી (ભમરાની માફક કોઇને પીડા આપ્યા શિવાય લેવામાં આવતી) વૃત્તિ કરવી. પછી ભલેને મૂર્ખ વગેરે લોકો તેને નિંદિત કહ્યા કરે. ૧૭૮

પ્રાંત (હલકા) કુલોમાંથી પણ માધુકરી વૃત્તિ (ભિક્ષા) લઈ ચલાવવું સારૂં, પણ વૃહસ્પતિ સરખા પાસેથી પણ એકાંતે હમેશ લીધા કરવું સારૂં નહિ. ૧૭૯

एवं च गुणग्घवियं, तियसाणवि मंगलं समणरुवं,
गुणहर नरनाह कहं, अवसउणत्तेण ते गहियं. १८०

एमाइ सुणिय राया अइहिठो नठदुठमिच्छत्तो,
मुणिनाहं पयलग्गो, खमावए नियय मवराहं. १८१

भणइ मुणीवि नरेसर, इहहमित्तेण संभमेण कयं.
नणु खमिग्रं चेव मए, खंति चिय जं समण धम्मो. १८२

नत्थिहु मुणिवरनाणस्स, अविसओ इय विचिंतिउं रन्ना,
तायस्स अज्जियाए, गईविसेसं मुणी पुठो. १८३

मुणिणावि पिठकुक्कुड, वइयुलो तेसि सयलवुत्तंतो,
कहिओ जयावलीगब्भ, संभवावच्चपेरंतो. १८४

આ રીતે શ્રમણનું રૂપ ગુણથી બહુ મૂલ્ય હોઈ દેવતાઓને પણ મંગળકારી છે, ત્યારે હે નરનાથ ! તેં તેને અપશકુનપણે કેમ ગણ્યું ! ૧૮૦

ઇત્યાદિક સાંભળીને રાજાના મનમાંથી અતિ દુષ્ટ મિથ્યાત્વ નાશ પામ્યું તેથી તે હર્ષિત થઈ મુનીશ્વરના પગે પડી પોતાનો અપરાધ ખમાવવા લાગ્યો. ૧૮૧

મુનિ બોલ્યા કે હે નરેશ્વર, એટલો બધો સંભ્રમ શામાટે કરે છે, મેં તો પ્રથમથીજ તને માફ કર્યું છે, કારણ કે ક્ષમા રાખવી એજ અમારે શ્રમણ ધર્મ છે. ૧૮૨

રાજાએ વિચાર્યું કે આવા મુનીશ્વરના જ્ઞાનમાં કોઈ વાત છાની હોય એમ નથી, એમ વિચારી રાજાએ પોતાના બાપ તથા દાદીની શી ગતિ થઈ હશે તે તે મુનીશ્વરને પૂછી. ૧૮૩

ત્યારે મુનિએ લોટના કૂકડાથી માંડીને જયાવળીના ગર્ભ તથા પુત્ર પુત્રી થવા સુધીનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. ૧૮૪

तो चिंतियं निवइणा, अहह अहो महिलियाण कूरत्तं,
ही मोहस्स गुरुत्तं, भवस्स धि क्कूत्थणीयत्तं. १८५

मेइइ संति निमित्तंपि हु, विहिओ पिठमय कुक्कुडवहो वि,
तायज्जियाण जाओ, एवं विहदारुण विवागो. १८६

हा अहयं किह होहं, निरत्थयं जेण जियसया वहिया,
अइ कोहलोह मोहा, भिभूयचित्तेण निच्चंपि, १८७

ता नूणं गंतव्वं, सरसरलेणं पहेण नरयंमि,
नत्थि हु इत्थ उवाओ अहवा पुच्छामि भयवं तं. १८८

अह मुणिउं निवहिययं, आह मुणी सुणसु नरवर उवायं,
मणवयण तणुविसुद्धा, जिणिंदसद्धम्म पडिवत्ती. १८९

ત્યારે રાજાએ વિચાર્યું કે અહોહો સ્ત્રીઓનું ક્રૂરપણું જુવો, વળી મોહનો મહિમા જુવો, તેમજ સંસારની દુષ્ટતા જુવો. ૧૮૫

જ્યારે શાંતિના નિમિત્તે લોટના કૂકડાનો કરેલો વધ પણ મારા બાપ અને દાદીને આવા ભયંકર વિપાકનું કારણ થઈ પડયો, ત્યારે હાય હાય, મારી તે શી ગતિ થશે! ૧૮૬

કેમકે મેં તો નિરર્થક સેંકડો જીવો નિત્ય અતિ ક્રોધ-લોભ-તથા મોહથી વ્યાકુળ ચિત્ત રાખીને મારી નાખ્યા છે. ૧૮૭

માટે મારે તો નક્કી બાણની માફક સીધું નરક માર્ગે જવું પડશે, એમાં કશો ઉપાય નથી, અથવા એ ભગવાન્‌ને એનો ઉપાય પૂછું. ૧૮૮

એટલામાં મુનિએ રાજાનું હૃદય જાણી લઇ કહ્યું કે હે નરવર, સાંભળ-એનો ઉપાય છે-તે એ કે મન વચ કાયાથી વિશુદ્ધ થઇ જિનેશ્વરનો ખરો ધર્મ અંગીકાર કર. ૧૮૯

मित्तीं पमोय करुणा, मज्झत्थं सव्वयावि कायव्वं,
नीसेसजिय गुणाहिय, किलिस्समाणाविणीएसु. १९०

एवं काउं सम्मं, परिपालिय निरइयार वयनियम.
निठविय अठकम्मा, परमपयं जंति अचिरेण. १९१

अह तुठो भणइ निवो, भयवं अह मवि वयस्स किं उचिओ,
वागरइ गुरु नरवर, अन्नो को नाम उचिउ त्ति. १९२

तो रन्ना नियपुरिसा, वुत्ता भो भो कहेह मंतीण,
जह देवाणुपिएहिं, कुमरो रज्जे भिसित्तवो. १९३

नय कायव्वो खेओ, गहेमि दिक्खं सुदत्त गुरुपासे,
तेहिंवि तहेव कहियं, गंतूणं मंतिपमुहाणं. १९४

તમામ જીવો પર મૈત્રી રાખ, અધિક ગુણવાળા પર પ્રમોદ ધર, દુઃખી પર કરૂણા લાવ, અને અવિનીત જોઇ ઉદાસ રહે. ૧૯૦

કારણ કે એ રીતે અતિચાર રહિત વ્રત નિયમ પાળીને આઠે કર્મ ખપાવી થોડા વખતમાં પરમપદ પામી શકાય છે. ૧૯૧

ત્યારે હર્ષિત થઇ રાજા બોલ્યો કે હે ભગવન્! શું મારા જેવો પણ વ્રત લેવાને યોગ્ય ગણાય કે ? ગુરૂ બોલ્યા, હે નરવર, ત્યારે બીજો કોણ ઉચિત ગણાય ? ૧૯૨

ત્યારે રાજાએ પોતાના માણસોને કહ્યુ કે તમે જઇ મંત્રીઓને કહો કે તમારે કુમારને રાજ્યાભિષેક કરવો. ૧૯૩

મારા માટે તમારે કશો ખેદ ન કરવો. હું સુદત્ત ગુરૂના પાસે દીક્ષા લઉં છું, ત્યારે તેઓએ પણ જઇને મંત્રી વગેરેને તે વાત તેમજ જણાવી. ૧૯૪

ते संभंता सव्वे, अंतेउरिआउ कुमर कुमरीओ,
सेसो परियणलोओ, तत्थारामे लहुं पत्तो. १९५

मेइणितलासणत्थं, विच्छड्डिय छत्तचामरा डोवं,
कहकहवि निवं नाउं, सगग्गयं ते भणंति इमं. १९६

गयदाढु व्व भुयंगो, वारीछूढ व्व मत्तमायंगो,
सीहो व्व पंजरगओ, किं झायसि रज्जभट्ठु व्व. १९७

तो रन्ना सव्वेसिं, मुणिवयणं साहियं निरवसेसं,
तं सुणिय जाइसरणं, संजायं कुमर कुमरीणं. १९८

संवेगभाविएहिं, भवउव्विग्गेहिं तेहि उल्लवियं,
ताय अलं अम्हाणं, भोगेहि भोगिभीमेहिं. १९९

ત્યારે તેઓ તથા રાણીઓ તથા કુમર કુમરીઓ, તથા શેષ ચાકર નફરો સર્વે વિમાસણમાં પડી તે આરામમાં જલદી આવી પહોંચ્યા. ૧૯૫

ત્યાં છત્ર ચામરનો આ ટોપ છોડીને જમીનપર બેઠેલા તે રાજાને જેમ તેમ કરી ઓળખીને ગદ્દગદ્ કંઠે તેઓ આમ કહેવા લાગ્યા. ૧૯૬

દાઢ ખેંચી લીધેલા સર્પ માફક, પાણીમાં ખૂંચાઈ રહેલા મદમત્ત હાથીના માફક, અને પાંજરામાં પડેલા સિંહની માફક તું રાજ્ય ભ્રષ્ટ થઈ ને શું ચિંતવે છે? ૧૯૭

ત્યારે રાજાએ સર્વેને મુનિના બધાં વચનો સંભળાવ્યાં; તે સાંભળીને કુમાર તથા કુમરીને જાતિસ્મરણ ઉત્પન્ન થયું. ૧૯૮

તેઓ સંસારથી ઉદ્વિગ્ન થઈ સંવેગ પામી બોલવા લાગ્યા કે હે તાત, ભોગિ (સર્પ) ની માફક ભયંકર ભોગોથી અમારે કશું કામ નથી. ૧૯૯

गिण्हिस्सामो अम्हेवि, तायपाएहि सह समण भावं,
पडिभणियं नरवइणा, (मा पडिबंधं कुणहवच्छा.) २००

तो विजय वम्म नियभाइणिज्ज कुमरे ठवित्तु रज्जभरं,
जिणनाह चेइएसुं, काउं अठाहियामहिमं. २०१

कइवयअंतेउरपुत्त, पुत्तिसामंतमंतिमाइ जुओ,
गिण्हइ सुदत्त गुरुणो, पासे गुणहरनिवो दिक्खं. २०२

कारुन्न सुपुन्नेणं, विन्नतो कुमर साहुणा सूरी,
नयणावलिंपि भयवं, नित्थारसु भवसमुद्दाओ. २०३

भणइ गुरु करुणायर, सा संपइ कुठवाहि विहुरतणू,
अच्छिन्न मच्छिया जाल, परिगया लोयपरिभूया. २०४

पइखण फुरंत रुद्द, ज्झाणवसा वद्ध तइयनरगाऊ,
अइ दीहरसंसारा, धम्मस्सु चिया न थेवं पि. २०५

अमे पण आपना संघाते श्रमणुं पण अंगीकार करशुं, त्यारे राजा बोल्यो के जेम सुख थाय तेम करो. २००

बाद गुणधर राजा विजयवर्म नामना पोताना भाणेजने राज्य भार सोंपी जिनेश्वरना चैत्योमां अष्टान्हिक महोत्सव करावी केटलीएक राणीओ तथा पुत्र पुत्री सामंत अने मंत्री वगेरेनी साथे सुदत्त गुरु पासे दीक्षा लेतो हवो. २०१-२०२.

करुणा पूर्ण कुमार साधुए सूरिने वीनती करी के हे भगवान्! नयनावळीने पण संसार समुद्रथी तारो. २०३

गुरु बोल्या के हे करुणा निधान, ते हमणा कोढनी व्याधिथी पीडाय छे, तेणीना शरीर पर माखीओ गण गणे छे, अने लोको तेणीने हडधूत करे छे. २०४

तेणीए प्रतिक्षण रुद्र ध्यानमां रही त्रीजी नरकनुं आयुष्य बांध्युं छे अने तेने हजु अति लांबो संसार भटकवानो छे, माटे धर्म पामवाने लगारे उचित नथी. २०५

तो गुरुवेरग्गगओ, चरणं पालित्तु अभयरुइसाहू,
तह अभयमई समणी, जाया देवा सहस्सारे. २०६

इत्थेव भरहखित्ते, खित्ते इव करिसएहि कयसोहे,
संकेयनिकेयं वर, सिरीइ पुर मत्थि साएयं. २०७

विणयंधरो धरो इव, सुपइठो सफलओ निवो तत्थ,
लच्छिमई तस्स पिया, पियामहस्सेव साविती. २०८

अह सो भय रुइजीवो, तत्तो चविऊण तीइ उयरंमि,
मुत्तामणि व्व सुत्ती, पुडे सु चित्तो समुप्पन्नो. २०९

पडिपुन्नेसु दिणेसुं, सुसुमिण पिसुणिय सुपुन्न पब्भारं,
सा पसवइ मलय महि व्व, चंदणं नंदणं परमं. २१०

नाऊण इमं राया, पियंवयादासचेडि वयणाओ,
कारेइ हठतुठो, नयरे वद्धावणं एवं. २११

ત્યારે ભારે વૈરાગ્ય ધારી ચારિત્ર પાળીને અભય રૂચિ સાધુ તથા અભયમતી સાધ્વી સહસાર દેવલોકમાં દેવતા થયા. ૨૦૬

બાદ કરિસય એટલે કર્ષણથી શોભતા ક્ષેત્રની માફક કરિશત એટલે સેંકડો હાથીઓથી શોભતા આ ભરત ક્ષેત્રમાં લક્ષ્મીના સંકેત ઘર સમાન સાકેતપુર નગરમાં પર્વતની માફક સુપ્રતિષ્ઠાવાન્ અને રૂપશાળી વિનયંધર રાજા હતો, તેની બ્રહ્માની જેમ સાવિત્રી સ્ત્રી વખણાય છે તેમ લક્ષ્મીમતી નામે પ્રિયા હતી. ૨૦૭–૨૦૮

હવે તે અભય રૂચિનો જીવ સહસાર દેવલોકથી ચવીને છીપના પુટમાં જેમ મોતી ઉત્પન્ન થાય તેમ તે રાણીના ઉદરમાં ઉત્પન્ન થયો. ૨૦૯

પ્રતિપૂર્ણ દિવસે સારા સ્વપ્નથી સૂચિત થતા પુણ્યપ્રાગ્ભારપૂર્વક તેણી મલય પર્વતની જમીનથી જેમ ચંદન પેદા થાય તેમ તે નંદનને જણતી હવી. ૨૧૦

ત્યારે પ્રિયવંદા દાસીના વચનથી આ વાત જાણીને રાજા હૃષ્ટતુષ્ટ થઇ નગરમાં નીચે મુજબ વર્ધાપન કરાવવા લાગ્યો. ૨૧૧

(तथाहि)

मुच्चंति झत्ति पुरगुत्तियाइं, दाणाइं महंति पवत्तियाइं.
निरुवम किज्जइ हठसोह, नच्चंति पउर पाउल अखोह. २१२

आवंति वहुयजण अक्खवत्त, गायंति कुलव्वहु कमळ नित्त,
तहि पढहिं नगारिय भट्ट चट्ट, दीसंति ठाणठाणंमि नट्ट. २१३

बज्झंति हु घरि घरि तोरणाइं, सोहिज्जइ वररत्थामुहाइं,
उब्भिज्जइ जूवहमुसलसहस, ठाविज्जहि कंचणपुन्न कलस. २१४

एवं भूमिप्पहु जम्म महामहु कारिय दस दिवसइ नयरि
तउ कुमर मणोहरू नामु जसोहरू संठावइ अइहरिसभरि. २१५

सो वठंतो नवनव, कलाहि नवससहरू व्व पइदिवसं,
जाओ य जुवणत्थो जसधवलिय सयल दिसिवलओ. २१६

अह अत्थि कुसुमनयरे, ईसाणो इव तिसत्तिपरिकलिओ,
ईसाणसेण राया, विजया नामेण से देवी. २१७

કેદીઓને ઝટ છૂટા કરવામાં આવ્યા, મહાદાન દેવરાવા લાગ્યાં, હાટો શણગારાયાં, પૌરલોકમાં નાચ થવા લાગ્યા, ઘણા લોક અક્ષત લઈ રાજાના ઘરે વધાવવા આવ્યાં, કુળવધૂઓ ગીત ગાવા લાગી, ભાટ ચારણ આશીર્વાદ ભણવા લાગ્યા, ઠેકાણે ઠેકાણે નાટક થવા લાગ્યાં, ઘરે ઘરે તોરણ બંધાયાં, ગલી ગુંચીના મુખડાં સાફ કરવામાં આવ્યાં, કેળિના થંભો અને મુશળો ઊભા કરવામાં આવ્યાં, સોનાના કળશ સ્થાપવામાં આવ્યાં. આ રીતે રાજાએ દશ દિવસ લગી નગરમાં જન્મોત્સવ કરાવી અતિ હર્ષિત થઈ કુમારનું અતિ મનોહર યશોધર એવું નામ પાડ્યું. ૨૧૨–૨૧૩–૨૧૪–૨૧૫

તે કુમાર નવો ચંદ્ર જેમ પ્રતિદિવસ કળાથી વધે તેમ નવી નવી કળાઓથી વધતો થકો યૌવન પામી પોતાના યશથી સઘળી દિશાઓ ધોળી કરવા લાગ્યો. ૨૧૬

હવે કુસુમપુર નગરમાં ઇશાન (મહાદેવ) ની માફક ત્રણ શક્તિ સહિત ઇશાનસેન નામે રાજા હતો તેની વિજયા નામે દેવી હતી. ૨૧૭

सो अभयमइ जीवो सग्गाओ चविय तीइ उयरंमि,
वरधूया संजाया, विणयवई नाम विक्खाया. २१८

पत्ता य तरूणभावं, सयंवरा पेसिया नरिंदेण,
बहु भड चडगर सहिया, कुमरस्स जसोहरस्स इमा. २१९

विणयंधरस्स रन्नोय, बहुमए नयर बाहिरुज्जाणे,
आवासिया य एसा, विवाहदिवसे य अइ पत्ते. २२०

लच्छिवई पमुहेहिं, कुमरो मणि रयण कणय कलसेहिं,
मज्जाविओ विलेवण, वत्थाहरणेहि लंकरिओ. २२१

आरोविओ गइंदे, वीइज्जंतो य चारुचमरेहिं,
सिर धरिय धवलछत्तो, थुव्वंतो मागहजणेण. २२२

તેણીના ઉદરમાં અભયમતીનો જીવ સ્વર્ગથી ચવીને પુત્રીરૂપે અવતર્યો, તેણીનું વિનયવતી એવું નામ પાડવામાં આવ્યું. ૨૧૮

તે યૌવન પામી ત્યારે તેણી પોતાની ઇચ્છાથી યશોધરને વરી એટલે રાજાએ ઘણા સૈન્ય સાથે યશોધરને પરણવા તેને મોકલાવી. ૨૧૯

તે વિનયંધર રાજાના માનીતા બાહેરના ઉદ્યાનમાં આવી ઉતરી. હવે વિવાહનો દિવસ આવી પહોંચ્યો. ૨૨૦

ત્યારે લક્ષ્મીવતી વગેરાએ મળી કુમારને મણિ, રત્ન અને સોનાના કળશોએ કરી સ્નાન કરાવી વિલેપન કરી વસ્ત્ર તથા આભરણોથી અલંકૃત કર્યો. ૨૨૧

પછી તે હાથીપર ચડી ચામરોથી વીંજાતો થકો મસ્તકપર ધવળ છત્ર ધારણ કરી ચાલવા લાગ્યો અને માગધ (ભાટ ચારણો) તેની સ્તુતિ કરવા લાગ્યા. ૨૨૨

सिंधुरखंधगएणं, अणुगम्मंतो निवाइ लोएणं,
पइदिसि वि संदरह तुरिय, घट्टकलिओ य जा जाइ. २२३

ता फुरिय रुइरदाहिण, नयणेण जसोहरेण कुमरेण,
कल्लाण सिद्धि भवणे, कल्लाण गिई मुणी दिठो. २२४

मन्ने एरिसरुवं, कत्थवि मे दिठ पुव्वयं ति इमो,
ईहापोहगयमणो, स मूच्छिओ हत्थिखंधंमि. २२५

धरिओ य निवडमाणो, पासठिय रामभद्द सिठेण,
किं किं ति जंपमाणा, निवाइणो वि य तहिं पत्ता. २२६

चंदण जलपडुपवण, प्पयाण पउणीकओ कुमारवरो,
मुमरिय जाई पुठो, रन्ना किं वच्छ एयं ति. २२७

તેના પાછલ હાથીપર ચડીને રાજા વગેરે ચાલ્યા, અને દરેક દિ-શાએ રથ અને ઘોડાની ઠઠ જમીને ચાલવા લાગી. ૨૨૩

એટલામાં કુમારની જમણી આંખ ફરકી એટલે તેણે કલ્યાણ સિદ્ધિ ભવનમાં એક કલ્યાણમય આકારવાળો મુનિ જોયો. ૨૨૪

તે જોઇ કુમાર વિચારવા લાગ્યો કે આવું રૂપ મેં પૂર્વે જોયેલું લાગે છે, એમ ઇહાપોહ કરતાં તે હાથીના ખાંધ ઉપર મૂર્છિત થઈ ગયો. ૨૨૫

તેના પડખે બેઠેલા રામભદ્ર નામના મિત્રે તેને પડતાં ધરી રાખ્યો, તેટલામાં "શું થયું, શું થયું" એમ બોલતા રાજા વગેરે પણ ત્યાં દોડી આવ્યા. ૨૨૬

પછી તેના શરીરપર ચંદન મિશ્રિત પાણી તથા પવન નાખતાં તે શુદ્ધિમાં આવ્યો, એટલે તેને જાતિ સ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું. રાજાએ પૂછ્યું કે હે વત્સ, આમ કેમ બન્યું? ૨૨૭

(कुमारः)

ताय अइगहिर संसार, विलसियं दारुणं इमं एवं,

(राजा)

को इत्थ अवसरो भव विलसिय चिंताइ ते वच्छ. २२८

(कुमारः)

एसा कहा महंती, ता ताय कहिंपि एगदेसंमि,
उवविसह जेण एवं, कहेमि सयलं नियय चरियं. २२९

रन्नावि तहेव कए, कुमरो साहइ सुरिंददत्त भवा,
आरब्भ पिठकुक्कुड, वहजणिय किलेस भरविरसं. २३०

नियवुत्तंतं जाइ, सुमरण पज्जंतयं तयं सुणिउं,
भणइ निवाइजणो कह, विरसो जियवहविगप्पो वि. २३१

કુમાર બોલ્યો:—હે તાત, આ બધું અતિ ગંભીર સંસારનું વિલસિત છે.

રાજા બોલ્યો:—હે વત્સ, આ વેળાએ તારે સંસારના વિલસિતની ચિંતા કરવાની શી જરૂર છે? ૨૨૮

કુમાર બોલ્યો:—હે તાત, આ બહુ મોટી વાત છે, માટે કોઇક ચોકસ જગાએ બેસો કે જેથી હું મારૂં સઘળું ચરિત્ર કહી સંભળાવું. ૨૨૯

રાજાએ તેમ કરતાં કુમાર સુરેંદ્રદત્તના ભવથી માંડીને પિષ્ટમય કૂકડાના વધથી જે જે ક્લેશ થયા તે કહી બતાવ્યા. ૨૩૦

આ રીતે જાતિસ્મરણ થવા પર્યંત તેનો તે વૃત્તાંત સાંભળીને રાજા વગેરે જનો બોલ્યા કે હાય હાય! જીવ વધનો સંકલ્પ માત્ર પણ કેવો ભયાનક છે? ૨૩૧

तो कयअंजलिबंधो, कुमरो जंपइ पसीय मह ताय,
अणुमन्नसु चारित्तं, तरेमि जेणं भवसमुद्दं. २३२

पुत्त अइनेह मोहिय, मइ नरिंदो कहिंपि जा कुमरं,
न विसज्जइ ता इमिणा, महुरसरं विन्नविय मेयं. २३३

संसारो दुहहेऊ, दुक्खफलो दुसह दुक्खरुवो य,
नेहनियलेहि बद्धा, न चयंति तहावि तं जीवा. २३४

जह न तरइ आरुहिउं, पंके खुत्तो करी थलं कहवि,
तह नेहपंकखुत्तो, जीवो ना रुहइ धम्मथलं. २३५

छिज्जं सोसं मलणं, बंधं निप्पीलणं च लोयंमि,
जीवा तिला य पिच्छह, पावंति सिणेह पडिबद्धा. २३६

પછી હાથ જોડી કુમાર કહેવા લાગ્યો કે હે તાત, મારાપર પ્રસાદ કરો અને મને ચારિત્ર લેવાની રજા આપો કે જેથી હું ભવસમુદ્ર તરૂં. ૨૩૨

ત્યારે પુત્રપર રહેલા અતિ સ્નેહથી મુંઝાઈ ગએલ મતિવાળો રાજા કુમારને રજા આપતાં આંચકો ખાવા લાગ્યો એટલે કુમાર મધુર સ્વરે નીચે મુજબ વીનવવા લાગ્યો. ૨૩૩

આ સંસાર દુઃખનો હેતુ, દુઃખના ફળવાળો અથવા તો દુઃસહ દુઃખરૂપજ છે. તેમ છતાં સ્નેહરૂપ નિગડથી બંધાયલા જીવો તેને છોડી શકતા નથી. ૨૩૪

જેમ હાથી કાદવમાં ખૂચી રહ્યાથી કિનારાની જમીનપર ચડી શકતો નથી, તેમ સ્નેહરૂપ કાદવમાં ખૂચાઈ રહેલ જીવ ધર્મરૂપ જમીનપર ચડી શકતો નથી. ૨૩૫

તિલો જેમ સ્નેહ (તેલ) ના લીધે આ જગતમાં કપાય છે, શોષાય છે, મરડાય છે, બંધાય છે અને પીલાય છે તેમ જીવો પણ સ્નેહ (પ્રેમ) ના લીધેજ તેવાં દુઃખ પામે છે. ૨૩૬

दूरुज्झियमज्जाया, धम्मविरुद्धं च कुलविरुद्धं च,
किं मकज्जं जं जीवा, न कुणंति सिणेह पडिबद्धा. २३७

थेवोवि जाव नेहो, जीवाणं ताव निव्वुइ कत्तो,
नेहक्खयंमि पावइ, पिच्छ पईवोवि निव्वाणं. २३८

इय सोउ निवो जंपइ, एव मिणं किंतु वच्छ अइ सच्छ,
ईशाण रायधूया, एसा कह होहिहि वराई. २३९

कुमरो भणइ इमा वि हु, साविज्जइ एस वइयरो ताय,
सोऊण इमं सम्मं, कयावि बुज्झिज्ज जिणधम्मे. २४०

जुत्तं इमं ति रन्ना, पुरोहिओ संखवद्धणो नाम,
पठविओ तत्थे यं, संबंधं कहसु कुमरीए. २४१

સ્નેહમાં બંધાયલા જીવો મર્યાદા મૂકી ધર્મ વિરૂદ્ધ તથા કુળ વિરૂદ્ધ અકાર્ય કરતાં અટકતા નથી. ૨૩૭

જ્યાં સૂધી જીવોના મનમાં થોડો પણ સ્નેહ રહે ત્યાં સૂધી તેમને નિવૃત્તિ (શાંતિ) કેમ પ્રાપ્ત થાય? જુવો દીવો પણ જ્યારે તેમાં સ્નેહ (તેલ) પૂરૂં થઇ રહે છે ત્યારેજ નિર્વાણ (નાશ) પામે છે. ૨૩૮

આવું સાંભળી રાજા બોલ્યો કે હે સ્વચ્છ બુદ્ધિશાળી, વત્સ, તું કહે છે તે સાચેસાચું છે, પણ આ ઇશાન રાજાની રાંક પુત્રીના શા હાલ થશે? ૨૩૯

કુમાર બોલ્યો એણીને પણ આ વ્યતિકર સંભળાવીએ, કારણ કે સમ્યક્ રીતે આ વાત સાભળ્યાથી કદાચ એ પણ જિન ધર્મનો બોધ પામે. ૨૪૦

આ વાતને વાજબી માની રાજાએ પોતાના શંખવર્ધન નામના પુરોહિતને કહ્યું કે, તું કુમરી પાસે જઇ આ બધો સંબંધ કહી આવ. ૨૪૧

सोविहु गंतूण खणेण, आगओ भणइ निवकुमारस्स,
सिद्धा मणोरहा किह, निवेण पुठो इमो आह. २४२

देव इओ हं पत्तो, तत्थेवं पभणिया मए कुमरी,
एगमणा होउ खणं, देवाएसं सुणसु भद्दे. २४३

नीरंगीपिहियमुही, कयंजली चत्तआसणा सावि,
आइससु त्ति भणंती, पयंपिया मे निवइपुत्ती. २४४

इह इंतस्स कुमारस्स, साहुदंसण वसेण अज्जेव.
जायं जाईसरणं, संभरियं पुव्वभवन वगं. २४५

(तथाहि)

आसि विसालाइ निवो, सुरिंददत्तो जसोहरा पुत्तो,
वुत्ते इत्तियमित्ते वि, झत्ति मुच्छंगया कुमरी. २४६

ત્યારે તે પુરોહિત ત્યાં જઈ થોડીવારમાં પાછો આવી રાજાને કહેવા લાગ્યો કે કુમારના મનોરથ સિદ્ધ થયા છે. રાજાએ પૂછ્યું કે શી રીતે? ત્યારે તે બોલ્યોઃ—૨૪૨

હે દેવ, હું ઇહાંથી ત્યાં જઇ કુમરીને કહેવા લાગ્યો કે હે ભદ્રે, ક્ષણભર એક ચિત્ત રાખીને રાજાનો આદેશ સાંભળ. ૨૪૩

ત્યારે તે સાડીથી મુખ ઢાંકી હાથ જોડી આસન છોડી બોલી કે ખુશીથી ફરમાવો, એટલે મેં તેને આવી રીતે કહ્યું. ૨૪૪

અહીં આવતા કુમારને સાધુના દર્શનના યોગે આજે હમણાંજ જાતિસ્મરણ જ્ઞાન થતાં તેને પોતાના નવ ભવ સાંભર્યા છે. ૨૪૫

તે આ રીતે કે (પહેલા ભવમાં) વિશાળા નગરીમાં તે યશોધરનો સુરેંદ્રદત્ત નામે પુત્ર હતો, આટલું હું બોલ્યો કે ઝટ કુમરી મૂર્છા પામી. ૨૪૬

खण मित्तेणं संपत्ता, चेयणा जंपिया मया एसा,
किमियं ति तीइ वुत्तं, जसोहरा भद्द हं चेव. २४७

ता कुमरेण व सव्वं, कहिऊणं जंपियं इमं तीए,
वीवाहेण अलं मे, जं रूच्चइ कुणउ तं कुमरो. २४८

तं सुणिय आगओ हं एवं कहिए पुरोहिएण निवो,
संठवइ लहुं पुत्तं, मणोरहं नाम नियरज्जे. २४९

कुमर जसोहर सामंत मंतिअंतेउरेण परियरिओ,
सिरिइंदभूइ गणहर, पासे दिक्खं पवज्जेइ. २५०

अह सो जसोहरमुणी, छज्जीवनिकाय पालणुज्जुत्तो,
दुद्धरतवचरणजलंत, जलणनिद्दहिय दुरियदुमो. २५१

गुरूपायपसाय विबुद्ध, सुद्ध सिद्धंत सारसव्वसो,
सव्वस्सोयविमुक्को, उक्कोस चरित्त सुपवित्तो. २५२

થોડીવારમાં તે શુદ્ધિમાં આવી એટલે મેં પૂછ્યું કે, આ શું બન્યું? ત્યારે તે બોલી કે હે ભદ્ર, યશોધરા તે હું પોતે છું. ૨૪૭

પછી કુમારની માફક તેણીએ બધી વાત કહીને એવું કહ્યું કે મારે પરણવું નથી, કુમારને જે કરવું હોય તે કરે. ૨૪૮

તે સાંભળીને હું ઇહાં આવ્યો છું. આ રીતે પુરોહિતે કહેવાથી રાજાએ પોતાના મનોરથ નામના નાના પુત્રને રાજ્યપર સ્થાપ્યો. ૨૪૯

બાદ રાજાએ કુમાર–યશોધરા–સામંત–મંત્રિ–તથા રાણીઓની સાથે શ્રી ઇંદ્રભૂતિ ગણધરની પાસે દીક્ષા લીધી. ૨૫૦

હવે તે યશોધર મુનિ ષટ્કાયના જીવોની રક્ષા કરવામાં ઉદ્યુક્ત થઈ ભારે તપરૂપ અગ્નિથી પાપરૂપ તરૂને બાળવા લાગ્યો. ૨૫૧

ગુરૂના ચરણમાં રહી તેણે શુદ્ધ સિદ્ધાંતના સારનું જ્ઞાન મેળવ્યું, અને તે સર્વ આશ્રવદ્વાર બંધ કરીને ઉત્કૃષ્ટ ચારિત્રથી પવિત્ર રહેવા લાગ્યો. ૨૫૨

संपत्ताय रियपओ, पओसरहिओ हिओवएसेहिं,
नित्थारिय भवियजणं, उप्पाडिय केवलं नाणं. २५३

दुठठमूलपगई, उत्तरपगईण अठवन्नसयं,
खविउं निठवियदुहो, पत्तो अयरामरं ठाणं. २५४

विणयवई वि हु सव्वं, जणगाईणं कहेवि नियचरियं,
संबुद्धा पव्वइया, सुगईए भायणं जाया. २५५

एवं दुःखपरंपरा मसुमतः संकल्पितस्यापि भो,
आरंभेण यशोधरस्य सततं श्रुत्वा पुराजन्मसु,

दुःखध्वंसकरीं भवार्णवतरीं सद्धर्मवासस्तुरीं,
नित्यं जीवदयां हताखिलभयां भव्या विधत्ता क्षयां. २५६

(इति यशोधर चरित्तं समत्तं)

પછી આચાર્ય પદ પામી તે પ્રદ્વેષ રહિતપણે હિતોપદેશ આપીને ભવ્ય જનોને તારતો થકો કેવળજ્ઞાન પામ્યો. ૨૫૩

આ રીતે કર્મની આઠ મૂળ પ્રકૃતિ અને એકસોઅઠાવન ઉત્તર-પ્રકૃતિ ખપાવીને દુઃખ દૂર કરી તે અજરામર સ્થાન પામ્યો. ૨૫૪

વિનયવતી પણ પોતાના પિતાદિકને પોતાનું સઘળું ચરિત્ર કહીને પ્રવ્રજિત થઇ સુગતિએ પહોંચી. ૨૫૫

આ રીતે યશોધરને પ્રાણિ હિંસાના સંકલ્પ માત્રથી પણ કેવી દુઃખ પરંપરા પ્રાપ્ત થઇ તે સાંભળીને હે ભવ્યો! તમે નિત્ય દુઃખનો ધ્વંસ કરનાર—સંસાર સમુદ્રથી તારનાર—સદ્ધર્મરૂપી વસ્ત્રને વણનાર—સર્વ ભયને ભાંજનાર—અને અક્ષય એવી જીવદયા પાળ્યા કરો. ૨૫૬

એ રીતે યશોધરનું ચરિત્ર પુર્ણ થયું.



એકાદશ ગુણ.

उक्तो दयालु रिति दशमो गुणः, संप्रति मध्यस्थ सोमदृष्टि लक्षण मेकादश गुण मभिधित्सु राह,—

દયાલુપણારૂપ દશમો ગુણ કહ્યો, હવે મધ્યસ્થ સોમદૃષ્ટિપણારૂપ અગીઆરમા ગુણને કહેવા ઇચ્છતા થકા કહે છેઃ—

# (मूळ गाथा.)

मज्झत्थ सोमदिठ्ठी-
धम्मवियारं जहठ्ठियं सुणइ,
कुणइ गुण संपओगं-
दोसे दूरं परिच्चयइ. १८

(મૂળ ગાથાનો અર્થ.)

મધ્યસ્થ અને સૌમ્ય દૃષ્ટિવાળો પુરૂષ ખરા ધર્મ વિચારને સાંભળી શકે છે, અને ગુણોના સાથે જોડાઇ દોષોને દૂર તજી શકે છે. १८

(ટીકા.)

मध्यस्था क्वचिद् दर्शने पक्षपातविकला-सौम्माच प्रद्वेषाभावादृष्टि र्दर्शनं यस्य स मध्यस्थ सौम्यदृष्टिः-सर्वत्रा रक्तद्विष्ट इत्यर्थः,

મધ્યસ્થ એટલે કોઈ પણ દર્શનમાં પક્ષપાત રહિત અને પ્રદ્વેષ નહિ હોવાથી સૌમ્ય-એવી દૃષ્ટિ એટલે દેખવાની નજર જેની હોય તે મધ્યસ્થ સૌમ્ય દૃષ્ટિ કહેવાય-અર્થાત્ જે સર્વ સ્થળે રાગદ્વેષ રહિત હોય તે મધ્યસ્થ સૌમ્ય દૃષ્ટિ ગણવો.

धर्मविचारं नानापाषंड मंडली मंडपोप निहित धर्मपण्य स्वरूपं यथावस्थितं सगुण निर्गुणाल्पबहुगुणतया व्यवस्थितं कनकपरीक्षानिपुण विशिष्ट कनकार्थि पुरुषवत् पुणति बुध्यते.

(તેવો પુરૂષ) ધર્મ વિચારને એટલે કે અનેક પાખંડિઓની મંડળીઓના મંડપમાં ઉપસ્થિત થએલ ધર્મરૂપી માલના સ્વરૂપને યથાવસ્થિતપણે એટલે કે સગુણને સગુણપણે, નિર્ગુણને નિર્ગુણપણે, અલ્પગુણને અલ્પગુણપણે અને બહુગુણને બહુગુણપણે—સોનાની પરીક્ષામાં કુશળ હોઈ ખરા સોનાને ગ્રહણ કરનાર પુરૂષની માફક ઓળખી કહાડે છે.

अतएव करोति विदधाति गुणसंप्रयोगं-गुणै र्ज्ञानादिभिः सह संबंध, दोषान् प्रतिपक्ष भूतान् 'दूरं ति' दूरेण परित्यजति परिहरति, सोमवसु ब्राह्मणवत्.

એથીજ કરીને (તેવો પુરૂષ) ગુણ સંપ્રયોગ એટલે જ્ઞાનાદિક ગુણોની સાથે સંબંધ કરે છે એટલે પાડે છે. (તેમજ) તેના પ્રતિપક્ષ ભૂત દોષોને દૂરથી પરિત્યજે છે એટલે પરિહરે છે, સોમવસુ બ્રાહ્મણના માફક.

---

### तत्कथा चैवं.

कोसंबी अत्थि पुरी, पभूयपव्वा सुउच्छुलट्ठि व्व,
आजम्म अइ दरिद्दो, सोमवसू तत्थ वरविप्पो. १

### સોમવસુની કથા આ પ્રમાણે છે.

જેમ સેલડીમાં અનેક પર્વ (ગાંઠો હોય છે, તેમ અનેક પર્વ પાણી પીવાના સ્થળ) વાળી કૌશાંબી નામે નગરી હતી, તેમાં જન્મથી અતિદરિદ્ર સોમવસુ નામે એક મોહોટો વિપ્ર હતો. ૧

जं जं करेइ कम्मं, तं तं सयलंपि होइ से विहलं,
ता उव्विग्गो धणियं, जाओ धम्मुम्मुहो किंचि. २

सो धम्मसत्थपाढेण, धम्मसालाइ अन्नदियहंमि,
सिस्साण कहिज्जंतं, धम्मफलं इय निसामेइ. ३

गिरिसिहर तुरंगा दंतिणो भूरिदाणा—
जियजलहि तरंगा वाउवेगा तुरंगा,
रहवर भडकोडी लच्छि विच्छड्ड सारा—
नगर निगममाई हुंति धम्मा जियाणं. ४

अमरनियरपुज्जंवासवत्तं पवित्तं, सयलभरहरज्जं भूरिभोगेहि सज्जं,
हलहरनिवइत्तं जं इहं केसवत्तं, कयभुवणचमक्कं धम्मलीलाइयंतं ५

रहस वसनमंतु हाम देविंद विंद—
प्पणय मसमसुक्खं जं च तित्थाहिवत्तं,
अवर मवि पसत्थं पाणिणो जं लहं ते—
त मिह फल मसेसं धम्म कप्प द्दुमस्स. ६

તે જે જે કામ કરતો તે તે બધું નિષ્ફળ થતું, તેથી તે ઉદ્વિગ્ન થઈ ધર્મથી કંઈક આસ્થાહીન થવા માંડયો. ૨

હવે તે એક દિવસે ધર્મશાળામાં ધર્મ શાસ્ત્ર પાઠ કે પોતાના વિદ્યાર્થિઓને કહેવા માંડેલું નીચે મુજબનું ધર્મ ફળ સાંભળવા લાગ્યો. ૩

પર્વતના ટોચ જેવડા ઊંચા મદઝરતા હાથીઓ, દરિયાના તરંગોને જીતનાર પવનવેગી ઘોડા, ઉત્તમ રથો, કોટિ સંખ્ય સુભટો, અને લક્ષ્મીથી આબાદ નગર ગામ વગેરે તમામ વસ્તુ જીવોને ધર્મથી મળે છે. ૪

દેવગણને પૂજનીય એવું પવિત્ર ઇંદ્રપણું, ઘણા ભોગ સુખવાળું ચક્રવર્ત્તિ રાજ્ય, બળદેવપણું, વાસુદેવપણું-ઇત્યાદિક જગતને ચમત્કારક પદવીઓ બધી ધર્મની લીલા છે. ૫

વળી ભારે ઉતાવળથી ઊછળતી માળાવાળા ઇંદ્રો જેને નમે છે એવું

મહા સુખમય તીર્થંકરપણું તથા બીજું પણ સઘળું પ્રશસ્તપણું જે પ્રાણિઓ મેળવી શકે છે તે બધું ધર્મરૂપ કલ્પવૃક્ષનું ફળ જાણવું. ૬

तं सोउ जंपइ दिओ, सच्च मिणं किंतु कहसु पसिऊण,
कस्स सयासे एसो, धम्मो मे गिण्हियव्वुत्ति. ७

सो पडिभणेइ मिठं, भुंजेयव्वं सुहं च सोयव्वं,
लोयप्पिओ य अप्पा, कायव्वो इय पए तिन्नि. ८

जो सम्मं अवबुज्झइ, अणुचिठइ तस्स पायमूलंमि,
गिण्हिज्ज तुमं धम्मं भद्दपयं भद्द लहु लहिसि. ९

को पुण एसिं अत्थुत्ति, पुच्छिओ कहइ धम्मपाढी वि,
भो भद्द विमलमइणो, परमत्थं एस बुझंति. १०

अह सुद्धधम्म हेउं, दंसणिणो बहुविहेवि पुच्छंतो,
एगंमि सन्निवेसे, समागओ भिक्खवेलाए. ११

તે સાંભળીને સોમવસુ બોલ્યો કે એ વાત સાચી છે, પણ મહેરબાનીની રાહે મને જણાવો કે મારે એ ધર્મ કોના પાસેથી લેવો? ૭

ત્યારે તે ધર્મ શાસ્ત્ર પાઠક બોલ્યો કે "મીઠું ખાવું, સુખે સૂવું, અને પોતાને લોકપ્રિય કરવો" એ ત્રણ પદને જે બરોબર જાણતો અને પાળતો હોય, તેના પાસેથી તારે ધર્મ લેવો કે જેથી હે ભદ્ર! તું જલદી ભદ્રપદ પામીશ. ૮-૯

તે ધર્મ શાસ્ત્ર પાઠકને તેણે પૂછ્યું કે એ પદોનો અર્થ શો? ત્યારે તેણે કહ્યું કે એનો પરમાર્થ તો જે નિર્મળ બુદ્ધિવાળા હોય તે જાણે. ૧૦

હવે શુદ્ધ ધર્મના માટે અનેક દર્શનિઓને તે પૂછતો પૂછતો એક ગામમાં ભિક્ષાંની વેળાએ આવી પહોંચ્યો. ૧૧

ओयरिओ मढियाए, एगस्स व्वत्तलिंगधारिस्स,
होसु अतिहि त्ति तं ठविय, अप्पणा सो गओ भिक्खं. १२

गहिउं खणेण भिक्खं, सो पत्तो तो दुवेवि ते भुत्ता,
समयंमि धम्मतत्तं, दिएण पुठो कहइ लिंगी. १३

भद्द इह सोमगुरुणो, अम्हे जससुजस नामया सीसा,
उवइठं णे तत्तं, मिठं भुत्तव्व मिच्चाइ. १४

नय अत्थो परिकहिओ, अचिरेण गओ गुरुय परलोयं,
तो हं नियबुद्धीए, इय आराहेमि गुरुवयणं. १५

मंतोसहमाईहिं, विहिओ मे लोगवल्लहो अप्पा,
पावेमि मिठ मन्नं, इह मढियाए सुवेमि सुहं. १६

ત્યાં તે એક અવ્યક્ત લિંગધારિની મઢીમાં ઉતર્યો, તેણે તેનો અતિથિ તરીકે સ્વીકાર કર્યો અને પછી તે ભિક્ષા માગવા ગયો. ૧૨

તે ભીખ લઈને ક્ષણવારમા પાછો આવ્યો, પછી બે જણે તે ખાધું, બાદ નવરાસની વેળાએ તે બ્રાહ્મણે તે લિંગીને ધર્મનું તત્વ પૂછ્યું. ૧૩

લિંગી બોલ્યો કે હે ભદ્ર, સોમ નામના ગુરૂના અમે યશ અને સુયશ નામે બે ચેલા છીયે. ગુરૂએ અમને "મીઠું ખાવું" ઈત્યાદિ તત્વ ઉપદેશ્યું છે. ૧૪

પણ તેનો અર્થ નહિ કહેતાં ગુરૂ પરલોકવાસી થયા છે, તેથી હું મારી બુદ્ધિએ આ રીતે ગુરૂવચન આરાધું છું. ૧૫

મંત્ર અને ઔષધો બતાવવાથી હું લોકપ્રિય થયો છું, તેથી મને મિષ્ટાન્ન મળે છે, અને આ મઢીમાં સુખે સુઉં છું. ૧૬

अह चिंतइ सोमवसू, अहो इमो गुरुवइठतत्तस्स,
समइवयइ जं गुरुणो, भिप्पाओ संभहुइ नेवं. १७

( तथाहि )

मंतोसहिपमुहेहिं, जायइ जीवाण घायणं नूणं,
तो लोगपिओ अप्पा, कह परमत्थेण इह होइ. १८

पाएण मिठ मन्नं, जणेइ जीवाण गाढरसगिद्धिं,
तत्तो भवपरिवुढी, ता परमत्थेण कडुय मिणं. १९

हिमधामधाम निम्मल, सीलाण रिसीण विजियकरणाण,
एगंतवासिबद्धा, नणु सुहसिज्जा वि पडिसिद्धा. २०

( तथा चोक्तं. )

सुखशय्या सनं वस्त्रं, तांबूलं स्नानमंडनं,
दंतकाष्टं सुगंधं च, ब्रह्मचर्यस्य दूषणं. २१

ત્યારે સોમવસુ વિચારવા લાગ્યો કે અરે આ તો ગુરૂએ કહેલા તત્વનો બાહેરનો અર્થજ સમજેલો લાગે છે, પણ ગુરૂનો અભિપ્રાય એમ હોય જ નહિ. ૧૭

કેમકે મંત્ર અને ઔષધ વગેરેમાં તો નિયમા અનેક જીવોનો ઘાત થાય છે, તો પછી પરમાર્થે આત્મા લોકપ્રિય થયો કેમ ગણાય? ૧૮

વળી મીઠું અન્ન તો પ્રાયે જીવોને આકરી રસ ગૃદ્ધિ કરાવે છે, અને તેથી તો સંસાર વધી પડે તેથી પરમાર્થે તે કટુકજ છે. ૧૯

તેમજ ચંદ્રમાના પ્રકાશ જેવા નિર્મળ શીળને ધારણ કરનાર અને ઇંદ્રિયોને વશમાં રાખનાર રૂષિઓને એક મુકામે થિર રહી સુખશય્યા કરવાનો પ્રતિષેધ કરેલ છે. ૨૦

જે માટે કહેલું છે કે.

સુંવાળી શય્યા, સુંવાળું આસન, સુંવાળાં વસ્ત્રો, તાંબૂલ, સ્નાન, શણગાર, દાતણ, અને સુગંધ એ બ્રહ્મચર્યના દૂષનાર છે. ૨૧

इय चिंतिऊण तेणं, पुठो लिंगी कहेसु भद्द तुहं.
गुरुभाया कत्थ स आह, अमुगगामंमि निवसेइ. २२

बीयदिणे सोमवसू, तत्थेव गओ ठिओ य सुजसमढे,
भुत्ता दुवेवि गेहे इक्कस्स महिड्ढिसिठस्स. २३

पुठो य तेण तत्तं, सुजसो कहिऊण पुव्ववुत्तंतं,
भणइ इगंतर महयं, जिमेमि मह होइ तो मिठं. २४

झाणज्झयणपसंतो, जत्थव तत्थव सुहं सुवामि त्ति,
लोयप्पिओ निरीहु त्ति, एव पकरेमि गुरुवयणं. २५

तं सुणिय दिओ चिंतइ, चारुतरो एस किंतु गुरुवयणं.
अइ गंभीरं को नणु, जाणइ गुरुयाण भिप्पायं. २६

એમ ચિંતવીને તેણે લિંગીને પૂછ્યું કે હે ભદ્ર, તારો ગુરૂ ભાઇ ક્યાં છે તે કહે, ત્યારે તે બોલ્યો કે તે અમુક ગામમાં રહે છે. ૨૨

બીજા દિવસે સોમવસુ ત્યાં પહોંચ્યો અને સુયશના મઠમાં ઊતર્યો, પછી બન્ને જણા એક મહર્દ્ધિક શેઠના ઘરે જમ્યા. ૨૩

પછી તેણે સુયશને તત્વ પૂછતાં તેણે પૂર્વનો વૃત્તાંત કહી સંભળાવી કહ્યું કે હું એકાંતરે જમું છું તેથી તે મને મીઠું લાગે છે. ૨૪

ધ્યાન અને અધ્યયનમાં પ્રશાંત રહી જ્યાં ત્યાં સુખે સુઈ જાઉંછું, અને નિરીહ રહેવાથી લોકપ્રિય રહ્યો છું, એમ ગુરૂવચન પાળું છું. ૨૫

તે સાંભળીને બ્રાહ્મણ વિચારવા લાગ્યો કે, પેહેલા કરતાં આ સારો છે, છતાં ગુરૂ વચન હજી અતિ ગંભીર લાગે છે, માટે તેનો અભિપ્રાય કોણ જાણી શકે? ૨૬

कहवि वईइं इमीए, सुद्धं अत्थं अहं मुणिस्सामि,
इय चिंता संतत्तो, संपत्तो पाडलि पुरंमि. २७

सत्थपरमत्थ वित्थार, वेइणो जइण समय कुसलस्स,
विबुहस्स तिलोयण नामगस्स गिह मेस संपत्तो. २८

पविसंतो य निरुद्धो, जा अणवसरु त्ति दारवीलेणं,
दंतवण कुसुमहत्थो, ता एगो किंकरो पत्तो. २९

मग्गिज्जंतो वि अदाउ, दंतवण माइ सो गओ मज्झे,
निस्सरिय खणेण अमग्गिओ वि तं दाउ मारद्धो. ३०

एस न दिंतो पुव्विं, कि मिण्हि देइ त्ति सोमवसु पुंठो,
पभणइ वित्ती पढमं, पहुणो दिन्ने हवइ भत्ती. ३१

છતાં કોઈ પણ ઉપાયે આ વાણીનો શુદ્ધ મારે જાણવો જોઇયે એમ ચિંતાથી તપતો થકો તે પાટલિ પુત્ર નગરમાં આવ્યો, ૨૭

ત્યાં શાસ્ત્રના પરમાર્થને જાણનાર, જૈન સિદ્ધાંતમાં કુશળ ત્રિલોચન નામના પંડિતના ઘરે તે આવી ચડયો. ૨૮

તેને ઘરમાં પેસતાં દ્વારપાળે અવસર ન હોવાનું કહીને અટકાવ્યો એટલામાં દાતણ અને ફૂલ લઇ એક ચાકર આવી પહોંચ્યો. ૨૯

ત્યારે સોમવસુએ દાતણ માગતાં પણ તે તેને નહિ આપતાં અંદર ગયો–બાદ તરત બાહેર નીકળીને વગર માગ્યે તે દેવા લાગ્યો. ૩૦

સોમવસુએ પૂછ્યું કે પહેલાં નહિ દેતો હતો અને હવે કેમ આપે છે? ત્યારે તે છડીદાર બોલ્યો કે પહેલાં સ્વામિને આપ્યાથી ભક્તિ ગણાય. ૩૧

इहरा वन्ना तस्स उ, उद्धरियं सेसयाण सेसे व,
इत्तो य दोहि पुरिसेहिं, मग्गियं तत्थ आयमणं. ३२

एगाए तरुणीए, दिन्नं तं वालुगाइ एगस्स,
बीयस्स दीहदंडग उल्लंकेणं दिएण तओ. ३३

पुठो भणइ दुवारी, भो भद्द इमीइ पढमओ भत्ता,
बीओ उण परपुरिसो, ता एवं चेव उचियं ति. ३४

इत्थंतरंमि बहुभट्ट, चट्ट पयंडिज्जमाणमइ विहवा,
वर सिवियं आरुढा, तत्थेगा आगया तरुणी, ३५

का एसा किं एवं, समेइ इय पुच्छिए पुणो तेणं,
दोवारिएण भणियं, पंडियधूया इमा भद्द. ३६

એમ નહિ કરિએ તો તેની અવજ્ઞા થાય, માટે જે બાકી રહે તે શેષ જનોને શેષા માફક આપવું જોઈએ. એટલામાં ત્યાં બે જણે આચમન માગ્યું. ૩૨

ત્યારે એક તરૂણ સ્ત્રીએ એક જણને ઝારીમાં ભરીને આપ્યું અને બીજાને લાંબી લાકડીમાં બાંધેલ ઉલીંચણા વતી આપ્યું. ૩૩

ત્યારે સોમવસુએ દ્વારપાળને તેનું કારણ પુછતાં તે બોલ્યો કે હે ભદ્ર, પહેલો એનો ભર્ત્તા છે, અને બીજો પરપુરૂષ છે, માટે એમજ આપવું વાજબી છે. ૩૪

એટલામાં ત્યાં ઘણા ભાટ ચારણોથી વખણાતી બુદ્ધિવાળી ઉત્તમ શિલિકાપર ચડીને એક તરૂણ કુમારી આવી. ૩૫

સોમવસુએ પુછયું કે આ કોણ છે અને આમ કેમ આવેછે? ત્યારે દ્વારપાળ બોલ્યો કે, હે ભદ્ર! આ પંડીતજીની પુત્રી છે. ૩૬

रायउलंमि समस्सा, पयपूरण पत्त गरुय सम्माणा,
सगिहं समेइ एवं, सरस्सई नाम विक्खाया. ३७

कह पूरियं इमीए, पयं ति दिय पुच्छिओ भणइ वित्ती,
(तेन शुद्धेन शुद्धयन्ति)
अवलंबियं पय मिमं, रन्ना इय पूरिय मिमीए. ३८
(तद्यथा)
यत्सर्वं व्यापकं चित्तं, मलिनं दोषरेणुभिः,
सद्विवेकांबुसंपर्कात् तेन शुद्धेन शुद्ध्यति. ३९

अह सा गिहं पविठा, जणगेण भिनंदिया तओ विप्पो,
चिंतइ इस्स सयलो, परिवारोवि हु अहो विबुहो. ४०

लद्धावसरो य गओ, पणओ य तिलोयणस्स पयकमलं,
विन्नवइ विबुहपुंगव, वयगहणं काउ मिच्छामि. ४१

તેણી દરબારમાં જઈ સમસ્યાના પદો પૂરી ભારે માન મેળવી પોતાને ઘરે આવી છે અને તેણીનું સરસ્વતી એવું નામ છે. ૩૭

તેણીએ કયું પદ પૂર્યું એમ તેણે પૂછતાં દ્વારપાળ બોલ્યો કે, રાજાએ એ પદ પકડયું હતું કે. ૩૮

તે પદ તેણીએ આ પ્રમાણે પૂર્યું:—

જે આ સર્વમાં ગુંથાઈ રહેલું ચિત્ત દોષ રૂપ રજથી મલિન થએલું છે, તેને સદ્વિવેક રૂપ પાણીના સંબંધથી શુદ્ધ કરવામાં આવે તો તે શુદ્ધ થવાથી શુદ્ધ થવાય છે. ૩૯

હવે તે ઘરમાં પેઠી એટલે પિતાએ તેને અભિનંદિત કરી, ત્યારે સોમવસુ વિચારવા લાગ્યો કે અહો આનો તમામ પરિવાર પણ સુશિક્ષિત દેખાય છે! ૪૦

પછી અવસર પામી તે અંદર જઈ ત્રિલોચનના પગે લાગ્યો, અને વીનવવા લાગ્યો કે હે મહાપંડિત હું દીક્ષા લેવા ચાહું છું. ૪૧

ता पसिय साहसु गुरुं, कस्स सयासंमि हं गहेमि वयं,
सो आह जो पयतियं, मिठं भुत्तव्व मिच्चाइ ४२

वक्खाणइ तह पालइ, तस्स सयासे गहेसु तं दिक्खं,
तो जंपइ सोमवसू, को पुण एएसि परमत्थो. ४३

भणइ बुहोत्ति महायस, अकय मकारिय मकप्पियं सुद्धं,
महुयरवित्ती लद्धं, रागद्दोसेहि परिमुकं. ४४

मणिमंतमूलओसह, पओग परिवज्जियं च आहारं,
जो भुंजइ सो इहयं, परमत्थेणं जिमइ मिठं. ४५

जं सुद्धं आहारं, भुंजंतो नखलु बंधए कम्मं,
कडुयविवागं तेणं, एरिस मिह वुच्चए मिठं. ४६

एयव्विवरीयं पुण, भुंजंतो हिंसगु त्ति बंधेइ,
असुह विवागं कम्मं, तेण अमिठं जओ भणियं. ४७

માટે પ્રસાદ કરી મને કહો કે કોની પાસે મારે દીક્ષા લેવી, ત્યારે તે બોલ્યો કે જે "મીઠું ખાવું" ઇત્યાદિ ત્રણ પદ બોલતો તથા પાળતો હોય તેની પાસે દીક્ષા લે. ત્યારે સોમવસુ બોલ્યો કે એ પદોનો પરમાર્થ શો છે? ૪૨–૪૩

ત્યારે તે પંડીત બોલ્યો કે હે મહાયશ, જે પોતાના માટે પોતે નહિ કરેલું, બીજા પાસેથી નહિ કરાવેલું, તેમજ તેને ઉદ્દેશીને પણ નહિ કરવામાં આવેલું એવું વિશુધ્ધ આહાર પાણી મણીમંત્ર મૂળ તથા ઔષધના પ્રયોગ કર્યા વિના મધુકરની વૃત્તિએ લઇ કરીને રાગ દ્વેષ રહિતપણે વાપરે તે આ જગતમાં પરમાર્થે મીઠું ખાય છે. ૪૪–૪૫

કેમકે શુધ્ધ આહારને ખાતો થકો તે પ્રાણી કટુક વિપાકવાળાં કર્મ બાંધતો નથી તેથી એ મીઠું જાણવું. ૪૬

એથી વિપરીત જે ખાય તે હિંસક થવાથી અશુભ વિપાકવાળાં કર્મ બાંધે છે, માટે તે અમિષ્ટ ગણાય. ૪૭

अजयं भुंजमाणो ज, पाण भूयांइ हिंसइ,
बंधई पावयं कम्मं, तं से होइ कडुयं फलं. ४८

जो सयलआहिमुको, सज्झाय ज्झाण संजमुज्जुत्तो,
गुरुणाए विहिणा, निसि सुवइ सुहेण सो सुवइ. ४९

धणधन्न सुवन्न हिरन्न, रयण चउचरण पमुहदविणंमि,
जो निच्च निप्पिवासो, लोयपिओ होइ सो चेव. ५०

(यतः)

विश्वस्या पि स वल्लभो गुणगण स्तं संश्रय त्यन्वहं,
तेनेयं समलंकृता वसुमती तस्मै नमः संततं,
तस्माद् धन्य तपः समस्ति न पर स्तस्या नुगा कामधुक्,
तस्मिन्नाश्रयतां यशांसि दधते संतोषभाक् यः सदा. ५१

અયતનાએ ખાતો થકો ઘણા પ્રાણ ભૂતની હિંસા કરેછે, અને પાપ કર્મ બાંધેછે, કે જેથી તેના કડુઆ ફળ મળેછે. ૪૮

હવે જે સકળ માનસિક ચિંતાઓ છોડી સારા ધ્યાન અને સંયમમાં ઉદ્યુક્ત રહી ગુરૂની અનુજ્ઞાથી વિધિએ કરીને રાતે સુવે તે સુખે સુવેછે. ૪૯

તેમજ જે ધન, ધાન્ય, સોના-રૂપા- રત્ન-ચતુષ્પદ વગેરે તમામ દ્રવ્યમાં હમેશાં નિઃસ્પૃહ રહે તેજ લોકપ્રિય થાયછે. ૫૦

જે માટે કહેલું છે કે.

જે સદા સંતોષી હોયછે, તે જગત્માત્રને પ્રિય રહે છે, તેને હમેશાં ગુણો વળગી રહે છે, તેના વડે આ પૃથ્વી અલંકૃત બનેછે, તેના તરફ હમેશ નમસ્કાર થાઓ, તેનાથી બીજો કોઈ ધન્યતમ નથી, તેની પીઠે કામધેનુ ઉભી રહે છે, અને તેમાં સઘળા યશો-આશ્રય લે છે. ૫૧

एयं निसामिऊणं, तिलोयणं पइ भणेइ सोमवसू,
परमत्थवत्थु पयडण, निउणस्स नमो हवउ तुज्झ. ५२

पभणइ बुहोवि भो भद्द, तं सिद्धं नो सुलक्खणो तं सि,
अवितहधम्मवियारं, जो एवं नियसि मज्झत्थो. ५३

अह पुच्छिऊण विबुहं, तग्गेहाओ विणिग्गओ एस,
अइसुद्ध धम्म गुरुलाभ, लालसो नालसो जाव. ५४

पुव्वुत्त जुत्तिजुत्तं, आहारं फासुयं गवेसंते,
जुगमित्त निहिय नयणे, जिणमयसमणे नियइ ताव. ५५

तो चिंतई सो हिठो, मज्झं पुण्णा मणोरहा सव्वे,
कप्पतरुणु व्व गुरुपाय, संगया जं इमे दिठा. ५६

तेसिं पिठीइ गओ, आरामे वंदिउं सुघोस गुरुं,
पुठो पयतिगअत्थो, कहिओ सूरीहिवि तहेव. ५७

એ સાંભળીને ત્રીલોચનને સોમવસુ કહેવા લાગ્યો કે હે પરમાર્થના જાણ તમને મારો નમસ્કાર છે. ૫૨

ત્રિલોચન બોલ્યો કે હે ભદ્ર હું એ કહું છું કે તું સુલક્ષણ છે, કારણકે મધ્યસ્થ રહીને આ રીતે તું ખરા ધર્મ વિચારીને જોઇ શકે છે. ૫૩

પછી સોમવસુ તે પંડિતની રજા લઈ તેના ઘરેથી નીકલીને અતિશુદ્ધ ધર્મવાળા ગુરૂને મેળવવાની ઇચ્છા ધરી શોધ કરવા લાગ્યો. ૫૪

તેવામાં તેણે પૂર્વે કહેલ યુક્તિએ પ્રાશુક આહારને શોધતા યુગમાત્ર રાખેલી નજરે ચાલતા જૈન શ્રવણો જોયા. ૫૫

ત્યારે તે હર્ષિત થઈ ચિંતવવા લાગ્યો કે મારા સર્વે મનોરથ પૂર્ણ થયા કેમકે કલ્પતરૂના માફક આ પૂજ્ય ગુરૂઓ મેં દીઠા. ૫૬

તેમની પૂઠે જઈ આરામમાં આવી રહેલા સુઘોસ ગુરૂને વાંદીને તેણે ત્રણ પદનો અર્થ પૂછયો ત્યારે તે આચાર્યે પણ તેમજ અર્થ કહ્યો. ૫૭

नाओ पढमपयत्थो, मुणिजण आहार गहगओ चेव,
सेसपय जाणणत्थं, तत्थेव ठिओ य सो रत्तिं. ५८

आवस्सयाइ काउं, भणिउं पोरिसि मणुन्नविय सूरिं,
आगमविहिणा सुत्ता, मुणिणो गुरुणो पुणु ठित्ता ५९

उवउत्ता वेसमण, ज्झयणं परियट्टिउं लहु पयट्टा,
चलियासणो कुवेरो, समागओ तत्थ तव्वेलं. ६०

तं निसुणइ एगग्गो, झाण समित्तीइ नमिय गुरुचरणे,
जंपेइ वरेसु वरं, भणइ गुरु धम्मलाहो ते. ६१

तो अइ हरिसियहियओ, भासुर दिप्पंत कंतरुवधरो,
नमिऊणं गुरुपाए, पत्तो धणओ सयं ठाणं. ६२

તેણે પહેલા પદનો અર્થ તો તે મુનિઓએ ગ્રહણ કરેલા આહારને જોઇનેજ તેણે જાણી લીધો હતો—પણ બાકીના પદ જાણવા સારૂ તે ત્યાંજ રાતવાસો રહ્યો. ૫૮

ત્યારે આવશ્યકાદિક કરીને પોરિસી ભણી આચાર્યની રજા લઇ આગમની વિધિએ મુનિયો સૂતા, એટલામાં આચાર્ય ઉઠયા. ૫૯

તેમણે ઉપયુક્ત થઈ વૈશ્રમણ નામનું અધ્યયન પરાવર્ત્તન કરવા માંડયું એટલે કુબેર દેવતાનું આસન ચળાયમાન થતાં તત્કાળ તે ત્યાં હાજર થયો. ૬૦

તે વૈશ્રમણ એકાગ્ર ચિત્તે તે અધ્યયન સાંભળવા લાગ્યો. બાદ ગુરૂએ ધ્યાન સમાપ્તિ કરતાં તે ગુરૂના ચરણે નમી કહેવા લાગ્યો કે જે જોઇયે તે માંગો, ત્યારે ગુરૂ બોલ્યા કે તને ધર્મનો લાભ થાઓ. ૬૧

ત્યારે દેદીપ્યમાન મનોહર રૂપવાન્ તે કુબેર અતિહર્ષિત મનથી ગુરૂના પગે નમીને સ્વસ્થાને ગયો ૬૨

तं दठ्ठु पहिठमणो, सोमवसू लद्ध सुद्ध धम्मवसू,
चिंतइ अहो भयवओ, तिजय पसिद्धं निरीहत्तं ६३

साहिय नियवुत्तंतो, दिक्खं गिण्हइ सुघोस गुरु पासे,
मज्झत्थ सोमदिठी, कमेण जाओ सुगइभागी. ६४

इत्येव मुच्चैस्तर वोधिलाभः, मुख्यं फलं सोमवसो र्विशिष्टं,
माध्यस्थ्य भाजः परिभाव्य भव्याः भव्येन भावेन तदेव धत्त. ६५

(इति सोमवसु कथा समाप्ता.)

તે જોઈને સોમવસુ ભારે હર્ષિત થઈ શુદ્ધ ધર્મ રૂપ ધનને પામ્યો. તે મનમાં ચિંતવવા લાગ્યો અહો આ ગુરૂ ભગવાનનું ત્રણે જગત્માં પ્રસિદ્ધ કેવું નિરીહપણું છે? ૬૩

પછી તેણે પોતાનો વૃતાંત કહીને સુઘોસ ગુરૂના પાસે દીક્ષા લીધી એ રીતે તે મધ્યસ્થ અને સૌમ્ય દૃષ્ટિ રાખતો થકો અનુક્રમે સુગતિએ પહોંચ્યો. ૬૪

આ રીતે સોમવસુને પ્રાપ્ત થએલું બોધિ લાભ રૂપ ઉંચામાં ઉંચું ફળ વિચારી કરીને હે ભવ્યો તમે રૂડા ભાવે કરીને માધ્યસ્થ્ય ગુણ ધારણ કરો. ૬૫

આ રીતે સોમવસુની કથા પૂર્ણ થઈ.

---

## દ્વાદશ ગુણ.

उक्तो मध्यस्थ सोमदृष्टि रिति एकादशो गुणः, इदानीं द्वादशं गुणरागिगुण माह ॥ छ ॥

મધ્યસ્થ સૌમ દૃષ્ટિપણારૂપ અગ્યારમો ગુણ કહયો, હવે બારમો ગુણ રાગિપણારૂપ ગુણ કહે છે:—

# ( मूळ गाथा. )

गुणरागी गुणवंते-
बहु मन्नइ निग्गुणे उवेहेइ,
गुण संगहे पवत्तइ-
संपत्तगुणं न मइलेइ. १९

( મૂળ ગાથાનો અર્થ. )

ગુણ રાગી પુરૂષ ગુણવાન જનોનું બહુ માન કરે છે, નિર્ગુણિઓની ઉપેક્ષા કરે છે, ગુણનો સંગ્રહ કરવામાં પ્રવર્ત્તે છે, અને પામેલા ગુણને મેલા નથી કરતો. ૧૯

(ટીકા.)

गुणेषु धार्मिकलोकभाविषु रज्यती त्येवंशीलो गुणरागी—गुण भाजो यति श्रावकादीन् बहुमन्यते मनः प्रीतिभाजनं करोति,

ધાર્મિક લોકમાં હોનારા ગુણોમાં જે હમેશાં રાજી રહેતો હોય તે ગુણરાગી ગણાય તેવો પુરૂષ ગુણવાન્ યતિ શ્રાવકાદિકને બહુ માન આપે છે એટલે કે તેમના તરફ પ્રીત ભર્યું મન રાખે છે.

यथा—अहो धन्या एते, सुलब्ध मेतेषां मनुष्यजन्मे त्यादि.

તે આ રીતે કે (તે ચીંતવે છે કે) અહો એઓ ધન્ય છે, એમનું મનુષ્ય જન્મ સફળ થયું છે, વગેરે વગેરે.

तर्हि निर्गुणा न्निंदती त्यापन्नं, यथा देवदत्तो दक्षिणेन चक्षुषा पश्यती त्युक्ते वामेन न पश्यती त्य वसीयते;

ત્યારે એ પરથી તો એમ આવ્યું કે નિર્ગુણિઓને નિંદે, કેમકે જ્યારે એમ કહેવામાં આવે કે દેવદત્ત જમણી આંખથી જોઈ શકેછે, ત્યારે ડાબીથી નથી જોઇ શકતો એમ સમજીજ જવાય છે.

तथा चाहुरेके:—

शत्रोरपि गुणा ग्राह्या–दोषा वाच्या गुरोरपि. (इति)

જે માટે કેટલાએક કહ્યું છે કે:—

શત્રુમાં પણ ગુણો હોય તો તે કહી બતાવવા અને ગુરૂમાં પણ દોષ હોય તો તે કહી દર્શાવવા.

नचैत देवं धार्मिकोचित मित्याह

પરંતુ આમ કરવું એ ધાર્મિક જનને ઉચિત નથી તેટલા ખાતર કહે છે:—

निर्गुणा नुपेक्षते—असंक्लिष्ट चित्ततया तेषामपि निंदां न करोति,

તેવો પુરૂષ નિર્ગુણીઓની ઉપેક્ષા કરેછે એટલે કે પોતે સંક્લિષ્ઠ ચિત્તવાળો નહિ હોવાથી તેમની પણ નિંદા નથી કરતો.

यतः स एव मालोचयति:—

संतो प्यसंतोपि परस्य दोषा, नोक्ताः श्रुता वा गुण मावहंति,
वैराणि वक्तुः परिवर्द्धयंति, श्रोतु श्च तन्वंति परांकुबुद्धिं. १

જે માટે તે એમ વિચારે છે કે:—

છતા કે અછતા પરાયા દોષ કહેતાં કે સાંભળતાં કશો ગુણ પ્રાપ્ત થતો નથી, તેમને કહી બતાવતાં વૈરની વૃદ્ધિ થાય છે, અને સાંભળતાં કુબુદ્ધિ આવે છે. ૧

तथा

कालंमि अणाईए, अणाइ दोसेहि वासिए जीवे,
जं पावियइ गुणो वि हु, तं मन्नह भो महच्छरियं. २

અનાદિકાળથી અનાદિ દોષોએ કરીને વાસિત થએલા આ જીવમાં જો એકાદ ગુણ મળે તોપણ તે મહા આશ્ચર્ય માનવું જોઇયે. ૨

भूरिगुणा विरल च्चिय, एक्कगुणो वि हु जणो न सव्वत्थ,
निद्दोसाण वि भद्दं, पमंसिमो थोवदोसे वि. ३

ઘણા ગુણવાળા તો વિરલાજ નીકળે-પણ એક એક ગુણવાળા પુરૂષ પણ બધા સ્થળે મળી શકતો નથી. (છેવટે નિર્ગુણી છતાં પણ) જે નિર્દોષ હોય તેનું પણ ભલું થશે, અને છેલ્લે જેઓ થોડા દોષવાળા છે તેમની પણ અમે પ્રશંસા કરીયે છીયે. ૩

इत्यादि संसार स्वरूप मालोचय न्नसौ निर्गुणानपि न निंदति, किंतू पेक्षते मध्यस्थभावेना स्त इत्यर्थः

ઉપરની રીતે સંસાર સ્વરૂપ વિચારતો થકો ગુણરાગી પુરૂષ નિર્ગુણોને પણ નિંદતો નથી, કિંતુ ઉપેક્ષા ધરે છે અર્થાત્ તે તરફ મધ્યસ્થ ભાવે રહે છે.

तथा गुणानां संग्रहे समुपादाने—प्रवर्त्तते यतते, संप्राप्त मंगीकृतं सम्यग् दर्शन विरत्यादिकं न मलिनयति सातिचारं करोति, पुरंदर राजवत्.

વળી ગુણોના સંગ્રહ એટલે ગ્રહણ કરવામાં પ્રવર્ત્તે છે એટલે યત્ન રાખે છે અને સંપ્રાપ્ત થએલા એટલે અંગીકાર કરેલા સમ્યકત્વ તથા વ્રતાદિકને મેલાં નથી કરતો, એટલે કે તેમાં અતિચાર નથી લગાવતો, પુરંદર રાજાની માફક.

---

तच्चरितं त्विदं.

अत्थि सयलाम रहिया, नयरी वाणारसी हरिपुरि व्व,
निद्दलिय सत्तुसेणो, तत्थ नरिंदो विजयसेणो. १

પુરંદર રાજાની કથા આ પ્રમાણે છે.

અમરાવતીના માફક સકળ અમર (દેવતાઓ)ને હિતકારી વારાણસી નામે નગરી છે, ત્યાં શત્રુના સૈન્યને ચૂરનાર વિજયસેન નામે રાજા હતો. ૧

तस्सासि कमलमाला, सुकमलमाल व्व गुणजुया देवी,
पुत्तो पुरंदरो तह, पुरंदरो इव सुरुवधरो. २

सो पगईए गुणराग, संगओ चंगओ स सीलेण,
अणवरयं से गिज्झइ, पुररमणीहिं गुणप्पसरो. ३

तस्स मइदाण पउरिस, वन्नणपउणो विमुक्कनियकिच्चो,
अभिरमइ विबुह मग्गण, सुहडजणो सयलनयरीए. ४

तं च तहा गुण भवणं, सुणिउं दठुं च तंमि अणुरत्ता,
गाढं अन्ना निवइस्स, पणइणी मालई नाम. ५

पेसेइ निययधाइं, उज्जाणगयं भणेइ सा कुमरं,
एगंतं काउ खणं, मह वयणं सुणसु कारणियं. ६

તેની કમળની માળા માફક ગુણવાળી કમલમાલા નામની રાણી હતી. તેમનો ઇંદ્રમાફક સુંદર રૂપવાળો પુરંદર નામે પુત્ર હતો. ૨

તે સ્વભાવે કરીનેજ ગુણો ઉપર રાગ ધરનાર અને સુશીલ હતો તેથી તેના ગુણો આખા નગરમાં નિરંતર ગવાતા હતા. ૩

પંડિતો, માગણો, અને શુભટો પોતાનું કામ મૂકી તે કુમારની બુદ્ધિ, ઉદારતા, અને શૌર્યના વખાણ કરતા થકા આખા નગરમાં ભમતા હતા. ૪

તેને તેવો ગુણવાન સાંભળી તથા જોઇને રાજાની બીજી એક માલતી નામે રાણી તેનાપર અતિશય અનુરક્ત થઇ. ૫

તેણીએ પોતાની દૂતીને કુમાર પાસે મોકલાવી, તે ઉદ્યાનમાં રહેલા કુમારને આવી કહેવા લાગી કે જરાવાર એકાંતે પધારી મારૂં જરૂરનું વચન સાંભળ. ૬

कुमरेणवि तह विहिए, सा जंपइ निवइणो हियय दइया,
मालइनामा देवी, भवस्स गंगेव सुपसिद्धा. ७

सा तुह दंसण गुण सवण, पउण मयणुग्ग अग्गिसंतत्ता,
सिच्चउ कुमर वराई, तुमए नियसंगमजलेण. ८

तं सुणिय चिंतइ इमो, अहह अहो मोह मोहिया जीवा,
इह परलोय विरुद्धे वि, कह मकज्जे पयटंति. ९

इय सविसाओ चिंतिय, तं धाइं भणइ नरवरंगरुहो,
मज्झत्था होऊणं, मह वयणं सुणसु खण मेगं. १०

परनर मित्तेवि कुलं गणाण जुत्तो न होइ अणुराओ,
जो पुण पुत्ते वि इमो, सो अइ दूरं चि य विरुद्धो. ११

सुकुलुब्भवनारीओ, परपुरिसं चित्त भित्तिलिहियं पि,
रविमंडलं व दट्ठुं, दिट्ठिं पडिसंहरंति लहुं. १२

કુમારે તેમ કરતાં તે બોલી કે જેમ મહાદેવને પાર્વતી પ્રિય છે, તેમ રાજાને પ્રિય માલતી નામે રાણી છે. ૭

તે તને જોઇ અને તારા ગુણ સાંભળી મોહિત થઇને કામાગ્નિથી જલે છે, માટે તે ગરીબ રાણીને તું તારા સંગમ જળથી સિંચન કર. ૮

તે સાંભળીને આ કુમાર વિચારવા લાગ્યો કે હાય હાય, મોહથી મુંઝાયલા જીવો આ લોક અને પરલોકથી વિરૂદ્ધ અકાર્યમાં પણ જુવો કેવી રીતે પ્રવર્ત્તે છે? ૯

એમ દિલગીરી સાથ ચિંતવીને કુમાર તે દૂતીને કહેવા લાગ્યો કે સુકેશિ, તું પણ ક્ષણવાર મધ્યસ્થ હોઇને મારૂં વચન સાંભળ. ૧૦

કુલીન સ્ત્રીને પર પુરૂષ માત્રમાં પણ અનુરાગ કરવો અયુક્ત છે, તો પછી પુત્રમાં અનુરાગ કરવો તે તો અતિશય વિરૂધ્ધજ છે. ૧૧

કુલીન સ્ત્રીઓ ચિત્રામણમાં આલિખેલા પર પુરૂષને પણ જોઇને સૂર્યને જોતાં જેમ પાછી દૃષ્ટિ ખેંચે તેમ ઝટ તેનાથી દૃષ્ટિ ખેંચી લેછે. ૧૨

अविच्छिन्न कन्न करचरण, नास मवि वाससयग परिमाणं,
परपुरिसं कुलनारी, आलवणाईहि वज्जेइ. १३

इय भणिय तेण धाई, विसज्जिया तीइ कहइ सा सव्वं,
तहविहु अठायमाणी, सा पेसइ दूइ मन्नुन्नं. १४

तत्तो विसन्नचित्तो, चिंतइ कुमरो हणेमि किं अप्पं,
अहवा परघाओ विव, पडिसिद्धो अप्पघाओ वि. १५

जइय कहिज्जइ रन्नो, इमा वराई तओ विणस्सेइ,
ता देसंतरगमणं, जुत्तं मे सयल दोस हरं. १६

इय वीमंसिय हियए करकलिय कराल कालकरवालो,
नयरीओ निक्खंतो, कुमरो जा जाइ किंपि भुवं. १७

ता मिलिओ तस्से गो, दिओ भणइ कुमर हं गमिस्सामि,
सिरिसंडिब्भा विसइक, मंडणे नंदिपुरनयरे. १८

કુલીન સ્ત્રી જેના કાન, હાથ, પગ, નાક કપાયલા હોય અને સો વર્ષનો વૃદ્ધ થયો તેવા પુરૂષના સંઘાતે પણ આલાપ વગેરે વર્જે છે. ૧૩

એમ કહીને તેણે દૂતીને પાછી મોકલાવી, તેણીએ આવી સઘળું કહ્યું, છતાં તે સ્થિર નહિ થતા એક પછી એક દૂતીને મોકલવા લાગી. ૧૪

ત્યારે ખેદ પામીને કુમાર વિચારવા લાગ્યો કે શું હવે હું આત્મ ઘાત કરૂં કે કેમ? અથવા તો પરના ઘાતની માફક આત્મઘાત કરવાની પણ મનાઇ છે. ૧૫

જો રાજાને કહું તો આ બીચારી નાશ પામે—માટે બેહેતર છે કે મારે દેશાંતરે ચાલી નીકળવું, એમ કર્યાથી બધા દોષ નિવૃત્ત થશે. ૧૬

એમ હૃદયમાં વિચારીને હાથમાં વિકરાળ કાળી તરવાર લઈ નગરીથી નીકળીને કુમાર થોડાક આગળ ચાલ્યો. ૧૭

તેટલામાં તેને એક બ્રાહ્મણ મળ્યો, તે બોલ્યો કે હે કુમાર, મારે સંદર્ભદેશના સણગારરૂપ નંદિપુર નગરમાં જવું છે. ૧૮.

कुमरोवि आह अह मवि, तत्थेव गमी अहो सुसत्थु त्ति,
इय वुत्तु दोवि चलिया, अग्गे मग्गे अणुव्विग्गा. १९

अह उच्छुरिओ वहुसिल्ल, भल्ल दुल्लिय भिल्लसंघजुओ,
पल्लिवई वज्जभुओ, इय भणिओ तेण निवतणओ. २०

मा भणसि जं न कहियं, रे रे एस म्हि तुज्झ पिउ सत्तू,
तो खलभलियं विप्पं, संठविउं भणइ कुमरो वि. २१

जं पिउ रिउणो उचियं. तं वालो वि हु इमो जणो कुणउ,
करुणारसो जइ परं, किंपि खणं नणु निवारेइ. २२

इय सवियद्धं कुमरस्स, भणिय मायन्निऊण पल्लिवई,
फुरिय गुरुकोव विज्जू, वरिसइ सर विसर धारा हिं. २३

કુમાર બોલ્યો કે હું પણ ત્યાંજ ચાલું છું, માટે ઠીક સાથ મળ્યો, એમ કહીને બન્ને જણ આગળ માર્ગે હસતે મુખે ચાલ્યા. ૧૯

એટલામાં તેમને ભારે પથરા અને ભાલા ફેંકતા ભિલ્લોના ટોળાનો સરદાર વજ્રભુજ નામે પલ્લીપતિ (બારવટીઓ) મળ્યો તેણે રાજપુત્રને કહ્યું કે. ૨૦

એમ ના કહીશ કે મેં તને ઓળખાણ નથી આપી. હું તારા બાપનો કટ્ટો દુશ્મન છું ત્યારે બ્રાહ્મણ ગભરાયો તેને ઠેકાણે પાડીને કુમાર બોલ્યો. ૨૧

મારા બાપના દુશ્મન તરફ જે કરવું ઉચિત હશે તે આ બાળક જન કરી બતાવવા તૈયાર છે, છતાં તેને કરૂણા આવે છે તે ક્ષણભર તેને અટકાવે છે. ૨૨

આવું ચતુરાઈ ભર્યું કુમારનું બોલવું સાંભળીને પલ્લીપતિ કોપિત થઈ તેના તરફ બાણોનો વરસાદ વરસાવવા મંડ્યો. ૨૩

खरमारुयलहरी इव, विहलाविय असिलयाइ ताउ लहुं,
कुमरो किरणपओगा, चडिऊण रहंमि चरडस्स. २४

दाउं हियए पायं, करं करेणं गहित्तु अह भणइ,
रे कत्थ हणामि तुमं, स आह सरणागया जत्थ. २५

चिंतइ कुमरो इमिणा, वयणेण निवारए पहार मिमो,
सरणागयाण गरुया, जेण न पहरंति भणियं च. २६

नयणहीणहं दीणवयणहं करचरण परिवज्जियहं,
वालवुढबहुखंतिमंतहं विसासियहं वाहियहं,

रमणिसमणवणि सरण पत्तहं दीणहं दुहियहं दुत्थियहं,
जे निद्दया पहरंति आसत्तवि कुल सत्तमइ फुड पायालि नयंति. २७

તે બાણોને પ્રચંડ વાયરાની લેહેરો જેમ વિખેરે તેમ તરવાર વડે વિફળ કરીને કુમાર તે લૂંટારાના રથપર લગામ પકડી ચડી ગયો. ૨૪

તેની છાતીપર પગ દઈ હાથે હાથ પકડીને કુમાર બોલ્યો કે બોલ હવે કયાં તને મારૂં ત્યારે તે બોલ્યો કે જ્યાં શરણાગત રહે ત્યાં. ૨૫

ત્યારે કુમાર ચિંતવવા લાગ્યો કે આ વચનથી આ માફી માગતો દીસે છે, કારણ કે શરણાગતને મોહોટા માણસો મારતા નથી, જે માટે કહેલું છે કે (૨૬)

આંધળાને, દીનવચન બોલનારને, હાથે પગે કપાયેલને, બાળકને, બુઢ્ઢાને, ભારે ક્ષમાવાન્‌ને, વિશ્વાસીને, માંદાને, સ્ત્રીને, શ્રમણને, ઝખમી થએલાને, શરણાગતને, દીનને, દુઃખિયાને, દુઃસ્થિતને, જે નિર્દયી માણસો ઘા કરે તે સાત કુળ સૂધી સાતમી નારકીએ જાય. ૨૭

इय भाविय सो मुक्को, पल्लिवई विन्नवेइ कुमरवरं,
तुह अम्हि किंकरो हं, तुह आयत्तं सिरं मज्झ. २८

इय सप्पणयं भणिउं, वज्जभुओ इच्छियं गओ देसं,
कुमरो वि दिएण समं, कमेण नंदिउर मणुपत्तो. २९

तत्थय बहिरुज्जाणे, वीसमइ इमो समाहणो जाव,
ताव वरलक्खणजुयं, ससहर करधवल सिचयधरं. ३०

गुणगणजुत्तं इंतं, कंपि नरं दट्ठु चिंतए कुमरो,
एयारिसा सुपुरिसा, नूणं अरिहंति पडिवत्तिं. ३१

तो अब्भुट्ठिय दूराउ, पाय मवधारह त्ति जंपेइ,
उववेसिउं सठाणे, कयंजली विन्नवइ एवं. ३२

सामि तुह दंसणेणं, जायं सफलं ममागमण मित्थ,
जइ नाइरहस्सं ता, पहुचरियं सोउ मिच्छामि. ३३

એમ ચિંતવીને તેણે પલ્લીપતિને મૂકી દીધો ત્યારે તે વીનવવા લાગ્યો કે હે કુમાર, હું તારો કિંકર છું, અને મારૂં માથું તારે સ્વાધીન છે. ૨૮

એમ પ્રીતિપુર્વક કહીને વજ્રભુજ પોતાના ઇચ્છિત સ્થળે ગયો. બાદ કુમાર બ્રાહ્મણની સાથે નંદિપુર આવી પહોંચ્યો. ૨૯

ત્યાં બાહેરના ઉદ્યાનમાં તે બ્રાહ્મણના સાથે વીસામો ખાતો રહ્યો એ-ટલામાં તેણે એક ઉત્તમ લક્ષણવાન્ ચંદ્રના કિરણ જેવા ધોળા વાળ ધરનાર ગુણશાળી કોઇક પુરૂષને આવતો દીઠો, ત્યારે તેણે વિચાર્યું કે આવા સુપુરૂષોની અવશ્ય પ્રતિપત્તિ કરવી જોઇયે. ૩૦-૩૧

તેથી તે દૂરથી ઉઠીને પધારો પધારો એમ બોલી તેને આસનપર બેસાડી હાથ જોડી વીનવવા લાગ્યો. ૩૨

હે સ્વામિ, તમારા દર્શનથી મારૂં ઇહાં આવવું હું સફળ થયું માનું છું. માટે જો કહેવા યોગ્ય હોય તો તમારી ઓળખાણ આપો. ૩૩

अह सो निवसुयविणया, वज्जियहियओ इमं पसाहेइ,
गरुयंपि रहस्सं तुह, कहियव्वं किंपुण इमं ति. ३४

इह नाइ सुदूरे सिद्ध, कूडसेलंमि सिद्धबहुविज्जो,
भूयाणंदो नामेण, कुमर निवसामि हं सिद्धो. ३५

मह अत्थि सारभूया, इक्का विज्जा अहाउयं थोवं,
नाऊण अप्पणो हं, चिंतिउ मेवं समारद्धो ३६

पत्तस्स अभावाओ, विज्जं एयं करेमि कह मिण्हिं,
नय विज्जाए दाणं, उचिय मपत्ते जओ भणियं. ३७

मरिज्ज सह विज्जाए, काले पत्ते वरं विऊ,
अपत्तं नेव वाइज्जा, पत्तं तु न विमाणए. ३८

ત્યારે તે પુરૂષ રાજ કુમારના બિનયથી રીઝાઇને એવું કહેવા લાગ્યો કે મહાન્ રહસ્ય હોય તે પણ તને કહેવામાં વાંધો નથી, તો પછી આ તે શી વાત છે? ૩૪

અહીંથી નજીકમાં રહેલા સિદ્ધકૂટ પર્વતમાં ઘણી વિદ્યાઓને સાધનાર હું ભૂતાનંદ નામે સિદ્ધ પુરૂષ વસું છું. ૩૫

મારી પાસે એક સારભૂત વિદ્યા છે, હવે મને મારૂં આયુષ્ય થોડું જણાયાથી હું એવા વિચારમાં પડયો છું કે. ૩૬

પાત્ર મળ્યા વગર આ વિદ્યા હું કોને આપું? કેમકે અપાત્રમાં વિદ્યા આપવી ઉચિત નથી. ૩૭

જે માટે કહેલું છે કેઃ—

વિદ્વાન્ પુરૂષે અવસર આવતાં વિદ્યા સાથે લઈ મરવું બેહેતર છે, પણ અપાત્રને વિદ્યા નહિ આપવી, તેમ પાત્રથી છુપાવવી નહિ. ૩૮

इय चिंतिरस्स मज्झं, निवेइओ तीइ चेव विज्जाए,
गुणराग चंग गुणगण, कलिओ तं चिय सुजोग त्ति. ३९

ता तं दाउं मिह तुह, समागओ गिण्ह भो महाभाग,
जेण भवामो सुहिया, ओ हरियभरुव्व भारवहा. ४०

एसा य महाविज्जा, विहिणा संसाहिया पइदिणंपि,
ऊसीसयंमि ठावइ, कणयसहस्सं निवंगरुह ४१

पाय मिमीइ पभावा, संगामपराजयाइ नहु होइ,
इंदिय विसयाईयंपि, नज्जए वत्थुजायं च. ४२

उल्लसिर विणयभर नमिर, मउलिकमलेण निवइतणएण,
संजोडियकरजुयलेण, तयणु इय वयण मुल्लवियं. ४३

એમ ચિંતા કરતાં મને તેજ વિદ્યાએ જણાવ્યું છે કે ગુણરાગ વગેરે ઉત્તમ ગુણોથી સહિત રહેલ તુંજ ખાસ યોગ્ય છે. ૩૯

તેથી તે તને આપવાને હું ઇહાં આવ્યો છું, માટે હે મહા ભાગ, તે લે, કે જેથી જેમ ભાર વહેનાર ભાર ઊતારી સુખી થાય તેમ હું પણ સુખી થાઉં. ૪૦

આ મહા વિદ્યા વિધિએ સિદ્ધ કર્યાથી તે દરરોજ ઓસીકામાં હજાર સોના મ્હોર સ્થાપતી રહે છે. ૪૧

વળી એના પ્રભાવથી પ્રાયે કરીને લડાઇમાં હાર નથી થતી, અને ઇંદ્રિયોથી વેગળે રહેલી વસ્તુઓ પણ એનાથી જણાઈ શકે છે. ૪૨

ત્યારે ઊછળતા વિનયથી મસ્તક કમળ નમાવી હાથ જોડી રાજકુમાર આ રીતે બોલ્યો. ૪૩

गंभीरा उवसंता, निम्मल गुणरयण रोहण समाणा,
वुद्धिसमिद्धिसमेया, गुणिजणअणुराय परिकलिया ४४

परिभमिरभुवणकित्ती, परोवयारिक्कमाणसा धणियं,
पहु तुम्हारिस य च्चिय, जुग्गा एवं रहस्साणं. ४५

बालाण सुतुच्छमईण, सुद्धविन्नाणनाणरहियाण,
के अम्ह गुणा का अम्ह, जुग्गया इय सुविज्झाणं. ४६

किंतु गुरुएहि विहिया, पुरओ लहुणो वि हुंति कज्जकरा,
रविणा अग्गे विहिओ, अरुणो वि हणेइ तिमिरभरं. ४७

(तथा)

शाखामृगस्य शाखायाः, शाखां गंतुं पराक्रमः,
यत पुन स्तीर्यते भोधिः, प्रभावः प्राभवो हिसः. ४८

ગંભીર, ઉપશાંત, નિર્મળ ગુણરૂપી રત્નના રોહિણાચળ સમાન, બુદ્ધિની સમૃદ્ધિવાળા, ગુણિજનના ઊપર અનુરાગ રાખનારા, જગતમાં ચારે બાજુ પસરતી કીર્તિવાળા, અને પરોપકાર કરવામાંજ મજબૂત મન રાખનારા તમારા જેવા સત્પુરૂષોજ આવા રહસ્યને યોગ્ય ગણાય. ૪૪-૪૫

હું તો બાળ અને તુચ્છ મતિવાળો છું, મારામાં કશું ભારે જ્ઞાન વિજ્ઞાન નથી, માટે મારા ગુણ તે શા લેખાના છે, અને મારી તે શી યોગ્યતા છે, એમ હું તો ખાતરી રાખું છું. ૪૬

કિંતુ આપ જેવા મહાપુરૂષો મારા જેવા લઘુજનોને આગળ પડતા કરો તો અલબત કંઈ કાર્ય કરી શકે, જે માટે સૂર્યે આગળ કરેલો અરૂણ પણ અંધારૂં દૂર કરી શકે છે. ૪૭

વાંદરાનો પરાક્રમ તો એટલામાંજ છે એક શાખાપરથી કૂદી બીજી શાખાપર જઈ શકે, બાકી દરિયો કૂદી જવું એ તો સ્વામિનોજ પ્રભાવ છે. ૪૮

अह भणइ सिद्धपुरिसो, जुग्गुच्चिय तं सि इय रहस्साणं,
गुणराओ जस्सि त्तिय, मित्तो विप्फुरइ चित्तंमि. ४९

जं दूरे ते गुणिणो, गुणगण धवलिय असेसमहिवलया,
जेसिं गुणाणुराओ वि, तेवि विरला जओ भणियं. ५०

नागुणी गुणिनं वेत्ति, गुणी गुणिषु मत्सरी,
गुणी गुणानुरागी च, विरलः सरलो जनः ५१

इय वुत्तु सबहुमाणं, तं विज्जं दाउ तस्स पभणेइ,
भद्द इहं अडवीए, इगमासं सुद्धबंभयरो. ५२

अठउववास पुव्वं, कसिण चउद्दसिनिसिं इमं विज्जं,
सम्मं साहिज्ज तओ, अइउग्गु वसग्ग वग्गंते. ५३

रणिरमणि वलयरसणा, पयडिय अइदित्तकंतनियरुवा,
वरसु वरं ति भणंती, सिज्जिस्सइ तुह इमा विज्जा. ५४

હવે સિદ્ધ પુરૂષ બોલ્યો કે તું આ રીતે બોલતો થકો રહસ્યને યોગ્યજ છે. કે જેના ચિત્તમાં આટલો બધો ગુણરાગ રહેલ છે. ૪૯

કારણ કે ગુણના સમૂહથી તમામ પૃથ્વીને ધવલ કરનાર ગુણિ પુરૂષો તો દૂર રહો, પણ જેઓ ગુણના અનુરાગિ હોય તે પણ આ જગતૂમાં વિરલા મળે છે. ૫૦

જે માટે કહેલું છે કે,

નિર્ગુણી હોય તે ગુણિને ઓળખતો નથી, અને ગુણી કહેવાય છે તે તે (ઘણે ભાગે) બીજા ગુણિઓ ઉપર મત્સર રાખતા દેખાય છે, માટે ગુણી અને ગુણના અનુરાગી એવા સરળ સ્વભાવી જનો તો બહુ વિરલાજ હોય છે. ૫૧

એમ કહીને બહુ માનપૂર્વક તે તેને તે વિદ્યા આપીને કહેવા લાગ્યો કે હે ભદ્ર, આ અટવીમાં એક માસ લગી શુદ્ધ બ્રહ્મચર્ય ધારી આઠ ઉપવાસ પૂર્વક કાળી ચોદશની રાતે આ વિદ્યાને સાધવી, ત્યારે ભારે આકરા

ઉપસર્ગોના અંતે મણિકંકણ ખખડાવતી અને અતિ દેદીપ્યમાન કાંતિવાળું રૂપ ધારણ કરીને પ્રગટ થએલી આ વિદ્યા તને સિદ્ધ થઇ કહેશે કે વર માગ. ૫૨–૫૩–૫૪

थिरकरणत्थं पच्छ त्रि, धरिज्ज बंभ मिगपास मिय वुत्तुं,
जा गमिही सो सिद्धो, तो विन्नत्तो कुमारेण. ५५

मह मित्तस्स इमस्स वि, दियस्स दिज्जउ इमा महाविज्जा,
कयजय भूयाणंदो, भूयाणंदो वि जंपेइ ५६

भो कुमर एस विप्पो, मुहरो तुच्छो अवन्नवाई य,
गुणरागेण विमुक्को, विज्जाए नेव जुग्गो त्ति. ५७

अगुणंमि नरे गुणराण, वज्जिए गुणि अवन्नवाइंमि,
विज्जादाणं सप्पे, दुद्धपयाणं व दोसकरं. ५८

किंच अपत्ते निहिया, विज्जा तस्सेव कुणइ अवयारं,
विज्जादायग गुरुणो गरुयं तह लाघवं जणइ. ५९

ત્યારબાદ એને સ્થિર કરવા માટે ફરીને એક માસ લગી બ્રહ્મચર્ય પાળવું, એમ કહીને તે સિદ્ધ જવા લાગ્યો તેટલામાં કુમારે તેને વીનતી કરી. ૫૫

મારા મિત્ર આ બ્રાહ્મણને પણ આ મહાવિદ્યા આપતા જાઓ; ત્યારે જગતના પ્રાણિઓને આનંદ કરનાર ભૂતાનંદ બોલ્યો. ૫૬

હે કુમાર, આ બ્રાહ્મણ વાચાલ તુચ્છ અને નિંદાખોર છે, માટે ગુણના રાગે કરીને એ રહિત હોવાથી આ વિદ્યાને બિલકુલ યોગ્ય નથી. ૫૭

કેમકે ગુણરાગ રહિત ગુણિના અવર્ણવાદ કરનાર નિર્ગુણિ માણસને વિદ્યા આપવી તે સર્પને દૂધ આપવા માફક દોષ વધારનાર થાય છે. ૫૮

વળી અપાત્રમાં આપેલી વિદ્યા તેને કશો ફાયદો ન કરતાં ઉલટું નુકશાન કરે છે, તેમજ વિદ્યાદાયક ગુરૂની લઘુતા કરાવે છે. ૫૯

(तथाहि)

जह आमघडे निहियं, नीरं लहु होइ से विणासाय,
तह अप्पाहार नरस्स होइ विज्जा अणत्थाय. ६०

परिपूणग समपत्ते, दितो विज्जं गुरु वि पावेइ,
बहुविहकिलेस भारं, जणाववायाइ दोसे य. ६१

भत्तिभर निब्भरेणं, कुमरेणं पुणवि पभणिए सिद्धो,
दाऊण माहणस्स वि, विज्जं पत्तो सए ठाणे. ६२

तो पुव्वोइय विहिणा, कुमरेण पसाहिया महाविज्जा,
पयडी होउं पभणइ सिद्धा हं तुह सया भद्द. ६३

किंतु दिओ कत्थ गओ. इच्चाइ तए न चिंतियव्वं पि,
कालेण फुडं होही, इय भणिय तिरोहिया देवी. ६४

જેમ કાચા ઘડામાં પાણી રાખતાં તે જલ્દી તેનો નાશ કરે છે, તેમ તુચ્છ પાત્રમાં આપેલી વિદ્યા તેનો અનર્થ કરે છે. ૬૦

ચાળણી જેવા પાત્રમાં વિદ્યા આપતાં ગુરૂ કલેશ પામે છે અને લોકોમાં અપવાદ વગેરે થાય છે. ૬૧

ત્યારે ભારે ભક્તિથી કુમારે ફરીને તે જ માગણી કરતાં તે સિધ્ધ પુરૂષ બ્રાહ્મણને પણ વિદ્યા આપીને સ્વસ્થાને ગયો. ૬૨

પછી પૂર્વોક્ત વિધિથી કુમારે તે મહાવિદ્યા સાધી એટલે તે પ્રગટ થઈને કહેવા લાગી કે હે ભદ્ર, હું તને શદા સિધ્ધ થઈ છું. કિંતુ બ્રાહ્મણ ક્યાં ગયો એમ તારે ચિંતવવું નહિ, તે વાત અવસરે પોતે પ્રગટ થઈ રહેશે એમ કહી દેવી તિરોધાન થઈ. ૬૩–૬૪

हा हा किं से, जायंति चिंतिरो काउ तीइ विज्जाए,
पच्छासेवं कुमरो, पत्तो नंदिउरमज्झंमि. ६५

विज्जा विइन्न चामीयरेण, बहु भोगदाण कलियस्स,
मंतिसुएणं सिरिनंदणेण जाया य से पीई. ६६

अह तत्थ पुरे सिरिसूर, राइणो मंदिरोवरि रमंती,
बंधुमइनाम धूया, हरिया कणावि अदिट्ठेण ६७

तो तव्विरहे राया, मुहुं मुहुं मुच्छए रुयइ बहुसो,
सयलो वि रायलोओ, सपुरजणो आउलो जाओ ६८

तं दट्ठु तिलयमंती. भणेइ सिरिनंदणं निय पुत्तं,
वच्छ नरनाह तणया, नयणोवायं वि चिंतेसु. ६९

હાય હાય તેને શું થયું હશે એમ વિચારતો કુમાર તે વિદ્યાની પશ્ચાત્સેવા (પાછલ કરવા યોગ્ય સેવા) કરીને નંદિપુરમાંહે આવ્યો. ૬૫

ત્યાં વિદ્યાએ આપેલી સોનામ્હોરોથી ભારે ભોગ અને દાન કરતા કુમારની ત્યાં રહેલા શ્રીનંદન નામના મંત્રિ કુમારની સાથે દોસ્તી થઈ. ૬૬

હવે તે નગરમાં શ્રી શૂર રાજાની મેહેલપર રમતી બંધુમતી નામે પુત્રી કોઈક અદૃષ્ટ પુરૂષે હરણ કરી. ૬૭

તેથી તેના વિરહથી રાજા વારંવાર મૂર્છા ખાઈ બહુ રડવા લાગ્યો, અને તમામ રાજલોક તથા નગરલોક આકુળ બની રહ્યાં. ૬૮

તે જોઈને તિલકમંત્રી પોતાના શ્રીનંદન પુત્રને કહેવા લાગ્યો કે હે વત્સ, રાજપુત્રીને શોધી લાવવાનો ઉપાય વિચાર. ૬૯

नहि तुह बुद्धितरीए, विणा इमो वसणसागरो गरुओ,
नित्थरिउं पारिज्जइ, तत्तो सिरिनंदणो भणइ. ७०

ताय तुमंमि वि संते, मह सिसुणो को णु बुद्धिअवयासो,
उइए सहस्स किरणे, रेहइ फुरियं न दीवस्स. ७१

तिलयसचिवो वि जंपइ, नय एगंतो इमो इहं वच्छ,
जं पिउणो तणएहिं, गुणाहिएहिं न होयव्वं. ७२

(जओ)

जडसंभवो वि चंदो, पिच्छह उज्जेयए तिहुअणंपि,
पंकुब्भवंपि कमलं, वहंति अमरा वि सीसेणं. ७३

सिरिनंदणो पयंपइ, जइ एवं तो तुहप्पभावेण,
नाओ मए उवाओ, एगो तीए समाययणे. ७४

કેમકે તારી બુધ્ધિરૂપ નાવ શિવાય આ મહાન કષ્ટસાગર તરી પાર ઊતરાય તેમ નથી; ત્યારે શ્રી નંદન બોલ્યો. ७०

હે પિતા, તમારા આગળ મુજ બાળકની બુધ્ધિનું શું ગજું ગણાય? કેમકે સહસ્ર કિરણ (સૂર્ય) ના આગળ દીવાની શી પ્રભા પડે? ७१

ત્યારે તિલક મંત્રી બોલ્યો કે હે વત્સ! એવું કાંઈ ઈહાં એકાંત નથી કે બાપ કરતાં પુત્ર અધિકગુણી નહિજ થાય. ७२

જે માટે જુવો જળમાંથી પેદા થએલો ચંદ્ર આખા જગતને અજવાળું આપે છે, તેમજ પંકમાંથી પેદા થએલા કમળને દેવતાઓ માથાપર રાખે છે. ७३

શ્રીનંદન બોલ્યો કે જો એમ છે તો તમારા પ્રતાપે તેણીને શોધી લાવવાનો એક ઉપાય હું જાણું છું. ७४

मेरु व्व थिरो चंदु व्व सोमओ कुंजरो व्व सोंडीरो,
भाणु व्व गुरुपयावो, गंभीरो नीरनाहु व्व. ७५

निवविजय सेण तणओ पुरंदरो देस दंसणवसेण
वाणारसीपुरीओ, भमीरो पत्तो इहं अत्थि. ७६

मह मित्तं सो नज्जइ, विचिठिएहिं च सिद्धवरविज्जो,
वंधुमई आणयणे, सत्तो जइ ताय सो चेव. ७७

तो णुन्नाओ पिउणा, पत्तो सिरिनंदणो कुमरपासं,
अब्भत्थिऊण निउणं, कुमरं आणेइ निवमूले. ७८

विहिओ चिय पडिवत्ति, तं भणइ निवो अहो पमाओ मे,
नियमित्त विजयसेणस्स, नंदणो ज मिह पत्तो वि, ७९

नहु विन्नाओ संमाणिओ य नवि तो भणेइ वरकुमरो,
देव न वुत्तुं जुत्तं, एवं तुम्हं जओ भणियं. ८०

(તે ઉપાય એ છે કે) મેરૂ માફક સ્થિર, ચંદ્ર માફક સૌમ્ય, હાથી માફક જોરાવર, સૂર્ય માફક ભારે પ્રતાપી અને સમુદ્ર માફક ગંભીર એવો વિજયસેન રાજાનો પુરંદર નામે કુમાર વારાણસી નગરીથી દેશાટન કરવાના મિષે ભમતો થકો ઇહાં આવેલો છે. તે મારો મિત્ર છે, અને તે તેના ચેષ્ટિત પ્રમાણે વિદ્યા સિદ્ધ લાગે છે, માટે બંધુમતીને શોધી લાવવા તેજ સમર્થ છે. ૭૫-૭૬-૭૭

ત્યારે તિલક મંત્રીએ તે વાત કબૂલ રાખતાં શ્રીનંદન તે કુમારની પાસે આવી તેને બરોબર વીનવીને તેને રાજા પાસે તેડી લાવ્યો. ૭૮

તેનો યોગ્ય સત્કાર કરીને રાજા તેને કહેવા લાગ્યો કે અહો અમારી ભૂલ જુવો કે મારા મિત્ર વિજયસેનનો પુત્ર ઇહાં આવી રહેલો છતાં તેને અમે ઓળખી સન્માન આપી શકયા નહિ. ત્યારે કુમાર બોલ્યો કે હે દેવ, એમ બોલોમાં-કેમકે કહેલું છે કે ૭૯-૮૦

गरुयाणं संमाणो, सुच्चिय जो माणसो पसाओ त्ति,
वहिपडिवत्तीओ पुण, मायावीणंपि दीसंति. ८१

तत्तो भूसन्नाए, रन्ना सिरिनंदणो समाइठो,
तं वुत्तंतं कहिउं, कुमरं पइ जंपए एवं. ८२

धीरवर चिंतिऊणं, इत्थ उवायं करेसु तं किंपि,
जं अम्हे सयलजणो, देवो य सुनिव्वुओ होइ. ८३

परकज्ज करणसज्जो, कुमरो वि पवज्जिऊण तं कज्जं,
पत्तो नियंमि भवणे, विहिणा सुमरेइ तं विज्जं. ८४

सा पच्चक्खी भूया, पुठा कुमरेण कहसु निवधूया,
केणं हरिय त्ति तओ, सा भणइ इह त्थि वेयड्ढे. ८५

गंध समिद्धा भिहपुर, सामी विज्जाहरो मणिकिरीडो,
नंदीसरवर चलिओ, वंधुमई इह निएसी य. ८६

મોહોટા પુરૂષોના મનની મહેરબાની છે તેજ સન્માન છે, બાહેરની આગત સ્વાગત તો કપટીઓ પણ કરે છે. ૮૧

ત્યારે આંખના પાંપણના ઇશારાથી રાજાએ સૂચિત કરાયલો શ્રીનંદન તે સઘળો વૃત્તાંત જણાવીને કુમારને આ રીતે કહેવા લાગ્યો. ૮૨

હે બુદ્ધિશાળી, તું વિચાર કરીને આ બાબત કંઇ એવો ઉપાય કર કે જેથી અમે સર્વ જનો તથા રાજા નિશ્ચિંત બનીયે. ૮૩

ત્યારે પરકાજુ કુમાર તે વાત માન્ય કરીને પોતાના મુકામે આવી તે વિદ્યાને વિધિપૂર્વક સંભારવા લાગ્યો. ૮૪

તે વિદ્યા પ્રત્યક્ષ થઇ એટલે કુમાર તેને પૂછવા લાગ્યો કે રાજાની પુત્રી કોણે હરણ કરી છે? ત્યારે તે કહેવા લાગી કે અહીં વૈતાઢ્ય પર્વતમાં-ગંધ સમૃદ્ધ નામના નગરનો સ્વામી મણિકિરીટ નામે વિદ્યાધર છે. તે નંદીશ્વર દ્વીપ તરફ જતો હતો તેવામાં તેણે ઇહાં બંધુમતીને જોઇ. ૮૫-૮૬

मयणसरसल्लिओ सो, तं वालं हरिय धवलकूडनगे,
पत्तो अह कुणमाणो, चिठइ वीवाहसामग्गिं. ८७

ता एयं सुविमाणं, आरोहसु जेण नेमि तं तत्थ,
तेणवि तहचेव कए, नीओ कुमरो तहिं तीए. ८८

दिठो य तत्थ खयरो, बंधुमई अंसुपुन्न नयण जुयं,
परिणयणं पत्थंतो य, हक्किओ नरवरसुएण. ८९

रे रे सरेसु सत्थं, सुठु गविठं करेसु जियलोयं,
अविदिन्नकन्नअवहरण, पवण संपइ विणठो सि. ९०

तं सोऊणं खयरो, संभंतो विम्हिया य रायसुया,
किमियं ति नियंतेहिं, दिठो अमरु व्व निवतणओ. ९१

नूणं बंधुमइए, कुडियत्ते कोवि आगओ एस,
इय चिंतिय करपगहिय, कोदंडो खेयरो भणइ. ९२

તે જોઇને તેને કામ વ્યાપ્ત થતાં તે તેને હરણ કરી ધવલકૂટ પર્વતપર લઇ ગયો છે અને ત્યાં તેને પરણવાની તૈયારી કરતો રહેલ છે. ૮૭

માટે આ વિમાનપર તું ચડ જેથી હું તને ત્યાં લઈ જાઉં. આ સાંભળી કુમાર વિમાનપર ચડયો એટલે તેણીએ તેને ત્યાં પહોંચાડયો. ૮૮

ત્યાં તેણે આંસુ પાડતી બંધુમતીને પરણવા માટે પ્રાર્થના કરતો તે વિદ્યાધર જોયો એટલે તેણે તેને હાંક મારી કે અરે અરે તું શોધી તપાશી શસ્ત્ર ગ્રહણ કર કેમકે હે અણદીધેલી કન્યાને હરનાર, હવે તારો નાશ થનાર છે. ૮૯-૯૦

તે સાંભળીને વિદ્યાધર તથા રાજપુત્રી ચકિત થઈ જોવા લાગ્યો કે આ તે શું થયું એટલે તેમણે દેવ સમાન કુમારને જોયો. ૯૧

વિદ્યાધરે વિચાર્યું કે નક્કી આ કોઇક બંધુમતીને ખેંચવા માટે આવેલો લાગે છે, તેથી તે હાથમાં ધનુષ્ય પકડીને બોલવા લાગ્યો. ૯૨

रे बाल ओसर लहुं, मा मह सरपसरजालिरजलणंमि,
सलभु व्व देसु झंपं, तो हसिरो भणइ रायसुओ. ९३

जो मुज्जइ कज्जेसुं, तं चिय बालं भणंति समयविऊ,
तं पुण तिहुयणपयडं, बंधुमई हरणओ तुज्झ. ९४

किह तुह पहरेमि अहं, निय दुचरिएहि चेव पहयस्स,
जइ पुण अखव्वगवो, अज्ज वि ता पहरसु तुमे व. ९५

तो कोवदट्ठउट्ठो, खयरो मुंचेइ निसिय सरनियरं,
विज्जा वलेण कुमरेण, तं हयं नियय बाणेहिं. ९६

एवं खेयरमुकं, नीरत्थेणं, हणेइ जलणत्थं,
सप्पत्थं गरुडत्थेण, वायवत्थेण मेहत्थं. ९७

अह मुक्को अयगोलो, खयरेणं वहु फुलिंग सयभीमो,
चुण्णीकओ खणेणं, पडिगोलेणं नियमुएणं. ९८

અરે બાળ ઝટ હઠી જા, મારા બાણરૂપ ઝળતી અગ્નિમાં પતંગીઆની માફક ઝંપાપાત મ કર; ત્યારે રાજકુમાર હસતો થકો કહેવા લાગ્યો. ૯૩

જે પુરૂષ કાર્ય કરવામાં મુંઝાય તેનેજ નીતિ જ્ઞાનીઓ બાળ કહે છે, માટે બંધુમતીને હરવાથી તુંજ બાળ છે એ વાત ત્રણે જગત્માં પ્રકટ છે. આ રીતે તારા દુશ્ચરિતથીજ તું હણાયલો છે, તો તેનાપર હું શો ઘા કરૂં. છતાં હજુ તું ભારે ગર્વ રાખતો હોય તો તુંજ પહેલો ઘા કર. ૯૪–૯૫

ત્યારે કોપથી હોઠ કચકચાવીને વિદ્યાધર બાણો ફેંકવા લાગ્યો, તેમને વિદ્યાના બળથી કુમારે પોતાના બાણોવડે પ્રતિહત કર્યા. ૯૬

ત્યારે તેણે અગ્ન્યસ્ત્ર ફેંક્યું તે કુમારે જળાસ્ત્રથી હણી નાખ્યું, સર્પાસ્ત્રને ગરૂડાસ્ત્રથી હણ્યું, તથા મેઘાસ્ત્રને પવનાસ્ત્રથી હણી નાખ્યું. ૯૭

ત્યારે વિદ્યાધરે અગ્નિના કણિયા વરશાવતો લોખંડનો ગોળો ફેંક્યો તેનો કુમારે તેવાજ પ્રતિગોળવડે ચૂરેચૂરો કર્યો. ૯૮

इअ असम सुहडभावं, बंधुमई पिच्छिरी निवसुयस्स,
विद्धा मयणेण सरेहि, खेयरो पुण कुमारेण. ९९

गाढप्पहार विहुरो, खयरो सहस त्ति निवडिओ धरणिं,
पवणाइणा पउणियं, निवपुत्तेणं पुणो भणियं. १००

उठेसु सुह गिण्हसु, धणु मतणुबलो हवेसु रणसज्जो,
काउरिस च्चिय जम्हा, न संठवंते पुणो अप्पं. १०१

तो अणुवमसुहडत्तण, हयहियओ खेयरो भणइ कुमरं,
तुह किंकरु च्चिय अहं, जं उचियं तं समाइससु. १०२

चिंतइ नरिंदधूया, सुहडा वुच्चंति ति च्चिय जयंमि,
जे थुव्वंते एवं, दप्पुद्धरवइरिवग्गेण. १०३

આ રીતે રાજકુમારનો ભારે પરાક્રમ જોઇને બંધુમતી તેનાપર મોહિત થઇ કામથી વીંધાઇ અને વિદ્યાધરને કુમારે બાણોથી વીંધી નાખ્યો. ૯૯

ત્યારે આકરા પ્રહારથી વિધુર બનીને વિદ્યાધર ઓચિંતો જમીનપર પડયો, એટલે રાજકુમાર તેનાપર પવન નાખી તેને હુશ્યાર કરીને કહેવા લાગ્યો. ૧૦૦

(હે વિદ્યાધર) તું ભારે બળવાન્ હોય તો ઊઠીને ધનુષ્ય પકડી લડવા તૈયાર થા. કારણ કે કાપુરૂષ હોય તેજ પાછી પૂઠ કરે છે. ૧૦૧

ત્યારે કુમારના અનુપમ શૌર્યથી આકર્ષિત થઇને વિદ્યાધર તેને કહેવા લાગ્યો કે હું તારો કિંકરજ છું, માટે જે ઉચિત હોય તે ફરમાવ. ૧૦૨

(આ વખતે) રાજપુત્રી ચિંતવવા લાગી કે જગત્માં તેજ શૂરા કહેવાય કે જેઓ આવી રીતે ગર્વિષ્ટ વૈરિઓથી પણ વખાણ પામે છે. ૧૦૩

अह तं बालं आसासिऊण, गहिउं च जा निवंगरुहो,
नंदिपुरं पइ चलिही, ता भणियं मणिकिरीडेण. १०४

अज्जप्पभिई भगिणी, बंधुमई तं च कुमर मह सामी,
ता पसिय नियपएहिं, लहु मह नयरं पवित्तेसु. १०५

दक्खिन्नसारयाए, गंधसमिद्धं पुरं गओ कुमरो,
निवतणयाइ समेओ, तेण कया गरुय पडिवत्ती. १०६

तत्तो नरिंदपुत्तो, जुत्तो खयरेण निवसुयाए य,
पवर विमाणारूढो, पत्तो नंदिउर आसन्नं. १०७

वद्धाविओ य गंतुं, एगेणं खेयरेण सूरनिवो,
सो गुरु सामग्गीए, चलिओ कुमरस्स पच्चोणिं. १०८

तो विहियहट्टसोहे, पुरे पविठो महाविभूईए,
कुमरो कुमरी य तहा, ओयरिउं वरविमाणाओ. १०९

હવે કુમાર તે કુંવરીને ધીરજ આપીને સાથે લઇ નંદિપુર તરફ ચાલ્યો, તેવામાં મણિકિરીટે કહ્યું કે આજથી આ બંધુમતી મારી બેન છે અને હે કુમાર, તું મારો સ્વામી છે, માટે મહેરબાની કરી તમારા પગોથી મારૂં નગર પવિત્ર કરો. ૧૦૪-૧૦૫

ત્યારે કુમાર દાક્ષિણ્યવાન્ હોવાથી રાજકુમારી સાથે ગંધસમૃદ્ધ નગરમાં ગયો, તેની વિદ્યાધરે ભારે આગતસ્વાગત કરી. ૧૦૬

પછી રાજકુમાર તે વિદ્યાધર તથા રાજપુત્રી સાથે ઉત્તમ વિમાનપર ચડી નંદિપુરના નજીક આવી પહોંચ્યો. ૧૦૭

એક વિદ્યાધરે આગળ જઈ શૂર રાજાને વધામણી આપી એટલે તે રાજા ભારે સામગ્રીથી કુમારના સામે આવ્યો. ૧૦૮

પછી કુમાર અને કુંવરી તે વિમાનથી ઉતરીને શણગારેલ હાટોથી શોભતા તે નગરમાં ભારે ઠાઠમાઠથી દાખલ થયા. ૧૦૯

पणया य निवइ चरणे, तेणवि अभिनंदिया पहिठेण,
सव्वो रन्नो सिठो, खयरेणं कुमरवुत्तंतो. ११०

अइ हरिसपरवसेणं, सूरनिवेणं पुरंदरो तत्तो,
बंधुमइ पाणिगहणं, कराविओ गुरुविभूईए. १११

वरपासायत लगओ, मणइच्छिय सयल विसयदुल्ललिओ,
दोगुंदगुं व्व अमरो, कुमरो अक्कमइ वहुकालं. ११२

अन्नदिणे जाव इमो, चिठइ भडकोडि संकुडत्थाणे,
करकलिय कणय दंडेण, विन्निणा ताव इय भणिओ. ११३

देव तुह दंसणत्थी, बहि चिठइ चउरवयण नामनरो,
लहु मुंचसु इय कुमरेणुत्तो स पवेसिओ तेण. ११४

તેઓ આવી રાજાના ચરણે નમ્યા એટલે રાજાએ હર્ષિત થઇ તેમનું અભિનંદન કર્યું, એટલે કુમારે રાજાને વિદ્યાધરનું સઘળું વૃત્તાંત કહ્યું. ૧૧૦

ત્યારે શૂર રાજાએ ભારે હર્ષ પામીને ભારે ઠાઠમાઠથી પુરંદર કુમારને બંધુમતી પરણાવી. ૧૧૧

ત્યાં તે ઉત્તમ મેહેલના ટોચપર રહીને મન ઇચ્છિત બધા વિષય પામતો થકો દોગુંદક દેવની માફક કુમાર બહુ કાલ પસાર કરતો હવો. ૧૧૨

એક દિવસે તે સેંકડો સુભટોથી ભરાયલા સભાસ્થાનમાં બેઠો હતો, તેવામાં સુવર્ણમય દંડને પકડનાર દ્વારપાલ તેને આ રીતે કહેવા લાગ્યો. ૧૧૩

હે દેવ, તમારા દર્શનના અર્થે બાહેર એક ચતુરવદન નામે માણસ ઊભેલો છે. ત્યારે કુમારે કહ્યું કે તેને જલદી અંદર મોકલો એટલે તેણે તેને અંદર આણ્યો. ૧૧૪

तं नियजणयपहाणं, जाणिय अवगूहिउं च पुच्छेइ,
कुसलं अम्मापिउणो, एवं चिय आह सो किंतु, ११५

तुह अइ दुस्सह विरहे, जं ते पिउणो दुहं अणुहवंति,
वाहजला विलनयणा, सव्वन्नू चेव तं मुणइ. ११६

तं मुणिय विसन्नमणो, कुमरो पुच्छित्तु सूरनरनाहं,
बंधुमईए सहिओ, हयगयरह सुहड परिकलिओ. ११७

संमुहआगय सिरिविजय, सेण निव विहिय गरूयपरितोसो,
अइसयविच्छड्डेणं, इमो पविठो नियं नयरिं. ११८

कुमरो दइया सहिओ, पणओ अम्मापिऊण पयकमलं,
तेहिविं आसीवाएहि, नंदिओ नंदिसहिएहिं. ११९

अह हरिसिय सयल जणस्स, निवइ तणयस्स दंसणत्थं व,
संपत्तो हेमंतो, फुडपयडिय कुंद कुसुमभरो. १२०

તેને પોતાના પિતાનો પ્રધાન જાણીને કુમારે તેને ભેટી કરીને મા-બાપની કુશળતા પૂછી એટલે તેણે તે જણાવી પણ તે બોલ્યો કે તારા વિ-રહથી તારા માબાપ આંસુઓથી આંખો ભરીને જે દુઃખ ભોગવે છે તે તો સર્વજ્ઞજ જાણે. ૧૧૫–૧૧૬

તે સાંભળીને દિલગીર થઈ કુમાર શૂર રાજાની રજા લઈ બંધુમતી સાથે હાથી–ઘોડા–રથ અને પાયદલ લઈને (પોતાના નગર તરફ ચાલ્યો.) ૧૧૭

વિજયસેન રાજાને તે ખબર મળતાં તે ભારે પરિતોષ પામી સામે આવ્યો, બાદ મહાન્ આડંબરથી કુમાર પોતાના નગરમાં પેઠો. ૧૧૮

પછી કુમાર પોતાની દયિતા સાથે માત પિતાના ચરણે નમ્યો એટલે તેમણે પણ મંગળમય આશીષોથી તેને વધાવી લીધો. ૧૧૯

હવે સકળ જનને હર્ષ આપનાર રાજકુમારના દર્શન કરવા માટેજ જાણે આવતો હોય તેમ કુંદના ફૂલને પ્રગટાવનાર હેમંતઋતુ સંપ્રાપ્ત થયો. ૧૨૦

अत्रांतरे क्षितिपतेः, सविनय मुद्यानपालका एत्य,
श्री विमलबोध सुगुरो, रागमन मचीकरन्नुच्चैः १२१

तद् श्रुत्वा धरणिधव स्तेभ्यो दत्वा च दान मतिमानं,
युवराज पौरसामंत, सचिवशुद्धांत परिकलितः १२२

उद्दामगंधसिंधुर, मधिरूढः प्रौढ भक्तिसंभारः,
यतिपति विनति निमित्तं, निरगच्छ दतुच्छपरिवार १२३

हृदयाकर्षित निर्मथित, राग रस रंजितै रिव प्रसभं,
सिंदुर सुपूरारुण, करचरण तलै र्विराजंतं. १२४

पुरपरिघ प्रतिमभुजं, सुरशैल शिला विशाल वक्षस्कं,
पार्वण मृगांकवदनं, राजा मुनिराज मैक्षिष्ट. १२५

(युग्मं)

तत उत्तीर्य करींद्रा, दुन्मुच्च च चामरादि चिन्हानि,
नत्वा गुरुपद कमलं, प्रोवाच सुवाच मिति हृष्टः १२६

એ અવસરે ઉદ્યાનપાળકોએ આવી વિનય સહિત રાજાને નિવેદન કર્યું કે ત્યાં શ્રી વિમળબોધ નામના આચાર્ય પધાર્યા છે. ૧૨૧

તે સાંભળીને રાજાએ તેમને બહુ દાન આપ્યું. બાદ રાજા યુવરાજ, નગરલોક, સામંત, તથા રાણીઓના સંઘાતે ઊંચા ગંધહસ્તિપર ચડીને પ્રૌઢ ભક્તિથી તે યતીશ્વરને નમવા માટે મોહોટા પરિવાર સહિત ત્યાં આવ્યો, ૧૨૨-૧૨૩

ત્યાં તેણે હૃદયથી ખેંચીને મસળી નાખેલા રાગરૂપ રસથીજ 'જાણે રંગાયા હોય નહિ એવા સિંદૂર માફક રાતા હાથપગથી વિરાજમાન, નગર દ્વારની અર્ગલાઓ જેવી લાંબી ભુજાવાળા, મેરૂની શિલા સમાન વિશાળ છાતીવાળા, અને પૂનમના ચંદ્ર જેવા મુખવાળા મુનીશ્વર જોયા. ૧૨૪-૧૨૫

ત્યારે હાથીથી ઉતરી ચામરાદિક ચિન્હો દૂર કરી ગુરૂના ચરણે નમી હર્ષિત થઇ રાજા આ પ્રમાણે બોલ્યો. ૧૨૬

किं युष्माभि र्भगव न्निति सत्यपि रुपलवणिम प्रसरे,
नृप वैभवो चिते रपि, सुदुष्करं व्रत मिदं जगृहे. १२७

जगदे जगदे काहितेन, सूरिणा श्रृणु समाहितो भूप,
सुजन हृदिवाति विस्तर, मस्तीह पुरं भवावर्त्त. १२८

तस्मि न्नहं कुटुंबी, संसारिक जीव नामको भूवं,
सोदर्यैश्च ममैव हि, त न्नगरं वसति सकलमपि. १२९

तत्रच वयं वसंतः, सर्वे प्येकेन निष्ठुरविषेण,
निः शूकदंदशूकेन, नव घनाभेन किल दष्टाः १३०

नदनु विषम विषभावितत्वेन समागच्छ त्यस्माक मतुच्छ मूर्च्छा, निमीलंति लोचनानि, विगलंति मतयः, न बुध्यते कार्यादि विभागः,

હે ભગવન્, તમે આવું તમારૂં રૂપ અને લાવણ્ય છતાં અને તેથી તમે રાજ્યસુખ ભોગવવાને લાયક છતાં આવું ભારે દુષ્કર વ્રત કેમ લીધું છે? ૧૨૭

ત્યારે જગત્‌ને એકાંતે હિત ઇચ્છિનાર આચાર્ય બોલ્યા કે હે રાજન્ તું શાંત મનથી સાંભળ, ઇહિાં સુજનના હૃદયની માફક અતિ વિસ્તારવાળું ભવાવર્ત્ત નામે નગર છે. ૧૨૮

તેમાં હું સંસારિક જીવ નામનો કુટુંબી હતો. તે નગરમાં બધા મારા સહોદર ભાઇઓજ વસે છે. ૧૨૯

ત્યાં રહેનાર અમો બધાને એક આકરા વિષવાળા અને નવા વાદળ જેવા કાળા નિર્દય સર્પે દશ્યા. ૧૩૦

તેથી અમને તે આકરૂં વિષ ચડવા માંડતાં ભારે મૂર્છા આવવા લાગી, આંખો મીંચાવા લાગી, મતિ મુંઝાવા લાગી, કરવા ન કરવાનું ભાન જતું રહ્યું,

न परिज्ञायते निजमपि स्वरुपं; तथा स्माभि र्न गण्यंते हितोपदेशाः, न दृश्यंते समविषमाणि, न विधीयंते औचित्य प्रतिपत्तयः, ना लप्यंते समीपस्था न्यपि स्वजनवृंदानि, केचन काष्टव न्निश्चेष्टाः संजाताः केचि दव्यक्त शब्देन घुर्घुरायमाणा लोलुठ्यंते महीपीठे, अपरे शून्य हृदया इतस्ततो बंभ्रम्यंते, अन्ये तीव्रतर विष प्रसर संभूत प्रभूत दाहवेदना परिभूता निपतंत्य तिप्रचुर दुःख-दंदोलौ, केचित् पुन रारसं त्य व्यक्त वाग्भि—र्न शक्नुवंति जल्पितु मपि स्फुटवचनैः, केचन पुनः कदाचन स्खलंति—कदाचि न्निपतंति—कदाचि न्मूर्छंति—कदाचन स्वपंति—कदाचि ज्जाग्रतिक्षण मेकं—पुनश्च स्वपंति विषावेगात्, अन्ये पुनः सदैव निर्भरं स्वपंति—न किमपि चेतयंते.

एवं च तस्मिन् सकलेपि पुरे विषधर विषवेदना भिभूते समागादेको महानुभागो विनीत विनय विनेयवृंद परिवारो महानरेंद्रः

પોતે કોણ છીયે તે પણ ભૂલી જવા લાગ્યા, હિતોપદેશને સાંભળવા પણ બેદરકાર બન્યા, ઊંચું નીચું દેખાતું બંધ પડ્યું, ઉચિત પ્રતિપત્તિ કરતા અ-ટક્યા, અને સમીપે રહેલા સ્વજનોને પણ બોલાવતા બંધ પડ્યા.

અમારામાંના કેટલાએક તો લાકડા માફક નિશ્ચેષ્ટ બની રહ્યા, કે-ટલાએક અવ્યક્ત શબ્દ કરી ઘુરકવા લાગી જમીનપર આળોટવા લાગ્યા, કે-ટલાએક શૂન્ય હૃદયવાળા થઈ આમતેમ ભટકવા લાગ્યા, કેટલાએક તીવ્ર વિ-ષના પસરવાથી ભારે દાહની વેદના પામી અતિ પીડા પામવા લાગ્યા, કેટલા-એક અવ્યક્ત સ્વરે રડતા થકા સ્પુટ વાક્ય બોલવા અસમર્થ થઈ પડ્યા, કે-ટલાક ક્યારેક સ્ખલના પામતા-ક્યારેક પડી જતા-ક્યારેક મૂર્છા પામતા-ક્યારેક સૂઈ જતા-ક્યારેક જાગતા- અને ક્યારેક ફરીને વિષ ચડતાં ઊંઘમાં પડતા, કેટલાએક હમેશાં ભર નિદ્રામાં પડ્યા રહી બેભાન રહેતા.

આ રીતે તે આખું નગર વિષ વેદનાથી પીડાયમાન થઈ પડતાં ત્યાં એક મહાનુભાગ વિનીત શિષ્યોના પરિવાર સાથે ગારૂડિક આવી પહોંચ્યો.

तच्च तथाविधं पुर मालोक्य समुत्पन्नपुण्यकारुण्येन तेन बभाषिरे ते लोकाः-यथा भो भो लोका मोचयामि वः सर्वा न प्येतस्या महोरग विषवेदनायाः, यदि मयो पदिष्टां क्रिया माचरत. तै रुक्तं कीदृशीसा ? गारुडिक क्रियापरिवृढः प्रोवाच—अहो लोकाः प्रथम मेव तावन् मामकीन शिष्य संदोहवेषव त् प्रतिपत्तव्यो वेषः, रक्षणीयाः सकल त्रिभुवनोदरविवर वर्त्तिनः प्राणिनः, न वक्तव्यं सूक्ष्म मप्यलीकं, न गृहीतव्य मदत्तं, पालयितव्यं नवगुप्तिसनाथमजिह्म ब्रह्मचर्यं, मोक्तव्यः स्वदेहेपि प्रतिबंधः, वर्जनीयं रजन्यां चतुर्विध मप्या हारजातं, वस्तव्यं स्त्रीपशुपंडक विरहित वसति श्मशान गिरिगह्वर शून्यसदनकाननादिषु, कर्त्तव्यं भूमिकाष्ट शय्याशयनं, परिभ्रमितव्यं युगमात्र दत्तलोचनैः, जल्पनीयं हितमिता गर्हित निरवद्यं वचः, भोक्तव्य मकृता कारित मननुमत मसंकल्पितं पिंडजातं, निवारणीयं सदा प्यकुशल चिंतायां मानसं परिवर्ज मितव्याः सर्वथा राजादिकथाः, परित्यक्तव्यो दूर मकल्याण मित्र संपर्कः, परिहरणीयः सर्वेण कुगारूडिक संबंध,

તેણે તે નગરના તેવા હાલ જોઈ કરૂણા લાવી તે લોકોને કહ્યું:—હે લોકો, તમે જો મારી બતાવેલી ક્રિયા કરો તો હું તમો બધાને આ વિષ વેદનાથી મુક્ત કરૂં.

લોકો બાલ્યા કે તે કેવી ક્રિયા છે ?

તે ગારૂડિક બાલ્યો:—પહેલાં તો તમારે મારા આ શિષ્યોનો જેવો વેષ છે તેવો વેષ ધારણ કરવો. બાદ આખા જગત્‌માં રહેલા પ્રાણિઓની રક્ષા કરવી, ઝીણામાં ઝીણું અસત્ય પણ બાલવું નહિ, અણદીધેલું લેવું નહિ, નવ ગુપ્તિ સહિત નિષ્કપટ બ્રહ્મચર્ય પાળવું, પોતાના શરીરપર મમતા ન રાખવી, રાતે ચારે પ્રકારના આહારનો ત્યાગ કરવો, સ્ત્રી પશુપંડક રહિત મશાણ, ગિરિગુફા, તથા શૂનાં ઘર અથવા વનમાં વસવું, ભૂમિ અગર કાષ્ટની શય્યાપર સૂવું, યુગમાત્ર દૃષ્ટિ રાખી ભમવું, હિતમિત અગર્હિત નિર્દોષ વચન બાલવાં, અકૃત અકારિત અનનુમત અસંકલ્પિત આહાર લેવો, કોઈનું ભુંડું ચિંતવવું નહિ, રાજકથાદિક વિકથાઓ વર્જવી, કુસોબતથી દૂર રહેવું, કુગારૂડિક (કુગુરૂ) સાથે સંબંધ ન રાખવો,

कर्त्तव्यानि यथाशक्ति सुदुश्चर तपश्चरणानि, बंभ्रमितव्य मनियत विहारेण, सोढव्याः सम्यक् परीषहोपसर्गाः, तितिक्षणीयानि च दुर्भाषितानि, भवितव्यं सर्वं सहयेव सर्वंसहैः, किं बहुना—क्षण मप्यस्यांक्रियायां न प्रमाद्यं—तथा कर्त्तव्यो मदुपदिष्टस्य मंत्रस्य निरंतरं जापः—ततो निवर्त्तंते पूर्ववर्णित विषविकारा, उन्मीलंति निर्मल बुद्धयः—किं बहुभाषितया—प्राप्यते परंपरया तदपि परमानंद पद मिति.

एवं च तस्य वचनं महाराज कैश्चन विषावेश निवशै र्न श्रुत मेव, यैरपि श्रुतं तेषां मध्येके उपहसंति—अन्ये अवधीरयंति—अपरे निंदंति—केचन दुर्विदग्धत्वेन स्वशिल्पि कल्पितानल्पकुविकल्पैः प्रतिघ्नंति—एके न श्रद्दधति—अपरे श्रद्दधाना अपि नानुतिष्ठंति—केचित् पुन र्लघुकर्माणो महाभागा युक्तियुक्त मिति श्रद्दधतेऽनुतिष्ठंति च.

યથાશક્તિ તપશ્ચરણ કરવું, અનિયતપણે વિહાર કરવો, પરીષહ અને ઉપસર્ગોને સમ્યક્ રીતે સહન કરવાં, કોઇ ગાળો ભાંડે તો તે સહન કરવી, પૃથ્વીની માફક બધું સહન કરવું.

વધુ શું કહું—આ ક્રિયામાં ક્ષણભર પણ પ્રમાદી નહિ થવું. વળી મેં બતાવેલા મંત્રનો નિરંતર જાપ કરવો. એમ કર્યાથી પૂર્વે વર્ણવેલા વિષવિકાર દૂર થાય છે, નિર્મળ બુદ્ધિ પ્રગટે છે, ઝાઝું શું કહું—પરંપરાએ પરમાનંદપદ મેળવી શકાય છે.

હે મહા રાજન્! આ તેનું વચન કેટલાક વિષવિવશ જનોએ તો સાંભળ્યુંજ નહિ, કેટલાકે સાંભળ્યું તેઓમાં પણ કેટલાક તો હસવા લાગ્યા, કેટલાક બેદરકાર થઇ રહ્યા, કેટલાક નિંદવા લાગ્યા, કેટલાક દુર્વિદગ્ધ (દોઢ ડાહ્યા) થઈ સ્વકલ્પિત અનેક કુયુક્તિઓથી તેનું ખંડન કરવા લાગ્યા, કેટલાએક તેને કબૂલ કરતા અટકયા, કેટલાએકે તે કબૂલ રાખ્યું પણ તે પ્રમાણે અમલ કરવા અસમર્થ બન્યા, માત્ર થોડાએક લઘુ કર્મી મહા ભાગ પુરૂષોજ તેને કબૂલ રાખી તે પાળવા લાગ્યા.

ततो मयापि महाराज विषधर वेदना निर्विण्णेना मृत मिव प्रतिपेदे तद्वचः—उररीकृतः सबहुमानं तत्समर्पितो वेषः—प्रारेभे चेय मतिदुष्करा क्रिया—तदेतन् मम व्रतग्रहणे कारणं समजनिष्ट.

तदा कर्ण्या नवगतपरमार्थेन विजयसेन पार्थिवेन प्रणम्य पृष्टो भूयोपि मुनींद्रः

भगवन् कथं त त्तादृश विस्तारं भवावर्त्तनगरं सकल मपि सहोदरै र्वसति? कथ मेकेन दर्वीकरेण सर्वेपि ते एकहेलं दष्टाः? कथं चैक एव महानरेंद्रवृंदारकः सकलजन निर्विषत्व करणे समर्थः? कथ मेता दृशो विष निर्घातन विधि रिति?

ततः प्रोक्तं गुरूणा—महाराज नेदं वहिरंगं वचनमात्रं, किंतु भव्यजन भव वैराग्य कारणं समस्त मप्यंतरंग भावार्थकलितं.

તેથી હે રાજેંદ્ર, મેં પણ સર્પના વિષથી પીડાતા હોઇને અમૃતની માફક તેનું વચન અંગીકાર કર્યું છે, તેણે આપેલો વેષ ધારણ કર્યો છે, અને આ અતિદુષ્કર ક્રિયા કરવા માંડી છે. આ એ મારા વ્રત ગ્રહણ કરવામાં કારણ છે.

તે સાંભળી એ વાતનો શો પરમાર્થ છે તે નહિ સમજાયાથી રાજાએ ફરીને તે મુનીંદ્રને પૂછ્યું કે હે ભગવન્, તે એટલું મહાન્ નગર સગા ભાઇઓથી શીરીતે વસાયલું હશે? અને એટલા બધાને એકજ સર્પે શી રીતે દશ્યા હશે? અને તે બધાનું વિષ ઉતારવામાં એકજ તે ગારૂડિક શી રીતે સમર્થ થઈ શકે તેમજ તેણે વિષ ઉતારવાની એવી વિધિ કેમ બતાવી?

ત્યારે ગુરૂ બોલ્યાઃ—હે રાજેંદ્ર, આ કંઈ બાહેરના અર્થવાળું વચન નથી, કિંતુ ભવ્ય જનને વૈરાગ્ય ઉપજાવવા અર્થે સઘળું અંતરના ભાવાર્થવાળું વચન છે.

तथाहि

नैरयिकादि भवाना, मावर्त्तो येन तत्र नरनाथ,
संसार स्तेनेह, न्यगादि नगरं भवावर्त्त. १

कर्म परिणाम राजः, सर्वेषां काल परिणति समेतः
जनको येन ततो मी, जीवाः सर्वेपि सोदर्याः २

अत्र भवावर्त्तपुरे, त एव निवसं त्यनंतका जीवाः.
एकेन विषधरेण च, ते दष्टा येन श्रृणु तच्च. ३

अष्टमदस्थान फणो, दृढरूढ कुवासना मलिनदेहः,
रत्यरति चपल रसनो, ज्ञाना वरणा दिदिंभयुतः ४

कोप महा विषकंटक, विकरालो द्वेषराग नयन युगः
मायागृद्धि महाविष, दाढो मिथ्यात्व खर हृदयः ५

ते આ રીતે કે:—

હે નરનાથ, આ સંસારમાં નારકાદિક ભવોના ફેરા લેવાય છે તેથી તે સંસારને ઈહાં ભવાવર્ત્ત નગર કહ્યું છે. ૧

કર્મ પરિણતિ નામનો રાજા કાળપરિણતિ નામની રાણી સાથે બધા જીવોનો પિતા છે તેથી આ બધા જીવો સહોદર જાણવા. ૨

આ ભવાવર્ત્ત નગરમાં તેવા અનંત જીવો રહે છે, તે બધાને એકજ સર્પે આ રીતે દશ્યા છેઃ-૩

આઠ મદરૂપ આઠ ફણાવાળો, મજબૂત રહેલી કુવાસનાથી કાળા વ-હુવાળો, રતિ અરતિરૂપ ચપળ જીભવાળો, જ્ઞાનાવરણાદિરૂપ બચ્ચા કરચાવાળો, કોપરૂપ મોટા વિષકંટકથી વિકરાળ રહેલો, રાગદ્વેષરૂપ બે નેત્રવાળો, માયા અને ગૃદ્ધિરૂપ મોટી વિષ ભરેલી દાઢવાળો, મિથ્યાત્વરૂપ કઠોર હૃદય-વાળો. ૪-૫

हास्यादि धवल दशनः, सपरिकर स्त्रिभुवनं दशति निखिलं,
कृतचित्त विल निवासो, मोहमहा विषधरो भीमः ६

दष्टा च तेन जीवा, मूर्छितव च्चेतयंति नहि कार्यं,
मीलंति लोचनानि, क्षणमात्र सुखानुभवनेन. ७

अंगै रन्यधरै रिव, संचार्यंते च सेवक जनेन,
लग्नाः करे न देवं, न गुरुं च मुणंति गतमतयः ८

किं मम युक्त मयुक्तं, किंवा मम को ह मिति तथात्मानं,
न विदंति हित मपि तथा श्रुण्वंति न गुरुभि रुपदिष्टं. ९

समविषमाणि न सम्यक्, वीक्षंते नैव गुरुजनस्या पि,
विदध त्यौचित्यं किल, मूका इव ना लपंति परं. १०

હાસ્યાદિરૂપ ધોળા દાંતવાળો, ચિત્તરૂપ બિલમાં વસનારો, એવો ભયંકર મોહ નામનો મહાસર્પ આખા ત્રિભુવનને દશી રહ્યો છે. ૬

તેણે દંશેલા જીવો મૂર્છિતની માફક શું કરવું તે સમજી શકતા નથી, અને ક્ષણભરના સુખમાં મુંઝાઈ પડીને આંખો મીંચી રહે છે. ૭

તેઓ અંગે એટલા જડ થઈ પડે છે કે તેમને ચાકર નફરો હેરવે ફેરવે છે, તેઓની મતિ એટલી ભ્રષ્ટ થાય છે કે તેઓ દેવ અને ગુરૂને ઓળખી શકતા નથી. ૮

શું મારે કરવું જોઇયે અને શું નહિ કરવું જોઇયે તથા હું કોણ છું એમ તેઓ જાણી શકતા નથી તેમજ ગુરૂએ બતાવેલી હિત શિક્ષાને પણ તે સાંભળી શકતા નથી. ૯

તેઓ સીધું ઊંધું કશું જોઈ શકતા નથી, તેમજ પોતાના ગુરૂ જનની ઉચિત પ્રતિપત્તિ પણ કરી શકતા નથી, તથા મૂંગાની માફક બીજાને બોલાવતા પણ નથી. ૧૦

अतितीव्र बिषाभिहताः, प्रोक्ता एकेंद्रिया विगतचेष्टाः
अव्यक्तं च रसंतो, लुठंति विकलेंद्रिया धरणौ. ११

ज्ञेया श्च तंत्रयुक्त्या, शून्या श्चेष्टा असंज्ञिनां राजन्,
दाहादि दुःख दंदोलय, स्तु नैरयिकजं तूर्नां. १२

येना साताभिधलघु, भुजंगमस्या तिनिष्ठुरो दंशः
तेषां जातो ह्येवं, ज्ञेयः सर्वत्र च विशेषः १३

अव्यक्तं विरसंतः, करिकरभ प्रभृतयो विनिर्दिष्टाः,
स्खलन पतनादि धर्मा, विज्ञेया मानवानां तु. १४

जाग्रति ते प्रतिपन्ना, विरतिं विषलाघवानु भावेन,
भूयो मोहविष वशात्, स्वपंति परिमुक्त विरतिगुणाः १५

એ જીવોમાં જેઓ અતિ આકરા વિષથી હણાયલા છે તે નિશ્ચેષ્ટ રહેલા એકેંદ્રિય જાણવા, બીજા અવ્યક્ત બોલી જમીનપર આળોટે છે તેઓ વિકલેંદ્રિય જાણવા. ૧૧

હે રાજન્, શાસ્ત્ર યુક્તિએ અસંજ્ઞિઓની ચેષ્ટાઓ શૂન્ય જેવી જાણવી, તેમજ દાહાદિક દુઃખની પીડા તે નારકના જંતુઓને જાણવી. કેમકે તેમને અસાતા નામના નાના સર્પનો અતિ ભયંકર દંશ લાગેલ છે એ રીતે બધા સ્થળે વિશેષ ભાવાર્થ જાણી લેવો. ૧૨–૧૩

અવ્યક્ત રડતા તે હાથી, ઊંટ વગેરે જાણવા અને સ્ખલનાદિક પામતા તે માણસો જાણવા. ૧૪

જાગે છે તે ઓછું વિષ ચડવાથી વિરતિને અંગીકાર કરનાર જાણવા, ફરીને વિષ ચડતાં ઊંઘમાં પડે છે તે વિરતિથી પાછા ભ્રષ્ટ થનારા સમજવા. ૧૫

अविरत निद्रावशतः, स्वपंति देवाः सदे ति सकलजने,
मोहोरग विषविधुरे, गारूडिकं बोधत जिनेंद्र. १६

यतिजन करणीयायां, सदा क्रियायां हि तदु पदिष्टायां,
यदि विगलित प्रमादैः, क्रियते सिद्धांत मंत्र जपः १७

तत एकोपि समर्थो, मोहविषोच्छेदने त्रिभुवनस्य,
निःकारण बंधु रसौ, भव्यानां परम कारुणिकः १८

एव मवगम्य नरपति, रपूर्वसंवेग मुद्वहन् कमपि,
भालस्थल मिलितकरः, प्रणम्य मुनिराज मित्युचे. १९

सत्य मिदं मुनिपुंगव, वय मपि मोहविष घारिता अधिकं,
आत्महित मियत्कालं, चेतितवंतः किमपि नैव. २०

સદા સૂતાજ રહેનાર તે અવિરતિરૂપ ઊંઘમાં પડેલા દેવતા જાણવા, આ રીતે સર્વ જન મોહરૂપી સર્પના વિષથી વિધુર રહેલ છે તેમની આગળ ગારૂડિક તે જિનેશ્વર ભગવાન્ જાણવા. ૧૬

તેણે ઉપદેશેલી યતિજનને કરવા યોગ્ય ક્રિયામાં સદા અપ્રમાદી રહી જો સિદ્ધાંતરૂપ મંત્રનો જપ કરવામાં આવે તો (સઘળું વિષ ઊતરી જાય છે.) ૧૭

માટે તે ભવ્ય જનોનો નિષ્કારણ બંધુ અને પરમ કરૂણાવાન્ ભગવાન્ એક છતાં આખા ત્રિભુવનનું વિષ ઊતારવા સમર્થ છે. ૧૮

આમ સાંભળીને રાજા અપૂર્વ સંવેગ પામી મસ્તકે હાથ જોડી પ્રણામ કરીને તે મુનીંદ્રને આમ કહેવા લાગ્યો:-૧૯

હે મુનિ પુંગવ, તમારી વાત સાચે સાચી છે. અમે પણ મોહ વિષથી અતિશય ઘેરાઇને આટલા વખત સૂધી પોતાનું કંઇ પણ હિત જાણી શક્યા નથી. ૨૦

अधुना तु राज्य सौस्थ्यं, कृत्वा दास्ये व्रतं प्रभुपदांते,
गुरु रप्याह नरेंद्र, क्षण मपि मास्म प्रमादी स्त्वं. २१

तदनु पुरंदर पुत्रे, राज्यभरं विजयसेन नृपः,
सामंत कमलमाला, मंत्र्यादि युतः प्रवव्राज. २२

अथ मालत्य पि देवी, निजदुश्चरितं निवेद्य सुगुरुणां,
कर्मवन गहन दहन, प्रतिमां दीक्षां समादत्त. २३

नम्र सुरासुर किन्नर, विद्याधर गीयमान शुभ्रयशाः,
भव्योपकारहेतो गुरु रप्य न्यत्र विजहार. २४

अह परिपालइ रज्जं, पुरंदरो दरिय वइरि बलदलणो,
अपुव्व चेइयाइं, जिन्नुद्धारे य कारंतो. २५

પણ હવે રાજ્યની સુસ્થતા કરીને હું આપના પાસે વ્રત લઈશ. ગુરૂ બોલ્યા કે હે નરેંદ્ર એ વાતમાં ક્ષણ ભર પણ પ્રમાદ નહિ કરો. ૨૧

ત્યારે પુરંદર કુમારને રાજ્ય સોંપીને વિજયસેન રાજા કમળમાળા રાણી તથા સામંત અને મંત્રી વગેરેની સાથે દીક્ષિત થયો. ૨૨

હવે માલતી રાણી પણ તે ગુરૂને પોતાનું દુશ્ચરિત જણાવીને કર્મ-રૂપી ગહન વનને બાળવામાં દહન સમાન દીક્ષા લેતી હવી. ૨૩

હવે નમતા સુર અસુર કિંનર અને વિદ્યાધરોએ ગાએલા નિર્મળ યશવાળા તે આચાર્ય ભવ્યોને ઉપકાર કરવા અર્થે અન્ય સ્થળે વિહાર કરવા લાગ્યા. ૨૪

હવે પુરંદર રાજા વૈરિઓના લશ્કરને દલિત કરીને રાજ્યનું પરિ-પાલન કરવા લાગ્યો, તેણે ઘણા અપૂર્વ ચૈત્યો તથા જીર્ણોદ્ધાર કરાવ્યા. ૨૫

साहम्मिय वच्छलयंमि, उज्जुओ न करणेहिं,
पालंतो य पयाओ, पयाउ इव वसण वारणओ. २६

कइयावि सो नरिंदो, बंधुमइ संजुओ सपरिवारो,
उल्लोयणो वविठो, जा पिच्छइ नियय पुर सोहं. २७

ता बहुयडिंभ नयरोहि वेढिओ कोढिओ व्व मच्छीहिं,
धूली धूसरदेहो, निम्मिय अइ बहुल हलवोलो. २८

दंडीखंडनिवसणो, कुद्धो धावंतओ चउदिसासु,
दिठो स मित्तविप्पो, जेणं नाराहिया विज्जा. २९

तं उवलक्खिय सरिया, विज्जा देवी निवेण इय भणइ,
गुणिजण उवहासपरो, विज्जाइ विराहगो य इमो. ३०

तो कुवियाए वि मए, तुह दक्खिन्नेण मारिओ न इमो,
सिक्खामित्त मिणं पुण, अह राया विन्नवइ एवं. ३१

તે પુરંદર રાજા સાધર્મિ વાત્સલ્યમાં ઉદ્યુક્ત રહેતો, ઇંદ્રિયોને વશ રાખતો, તથા પ્રજાને સંકટોથી પોતાની સંતતિ માફક રક્ષણ કરતો. ૨૬

હવે તે રાજા એક વેળાએ બંધુમતી સાથે ગોખમાં બેશીને પોતાના નગરની શોભા જોવા લાગ્યો તેટલામાં તેણે કોઢિયો જેમ માખીઓથી ઘેરાય તેમ ઘણા નગર બાળકોએ ઘેરાયલો, ધૂળથી ખરડાયલો, બહુ બકબકારો કરતો, લંગોટ માત્ર ધારણ કરતો, અને ક્રોધથી ચારે દિશામાં દોડતો (એક ગાંડો પુરૂષ જોયો,) તે તેજ બ્રાહ્મણ મિત્ર હતો કે જેણે વિદ્યા આરાધી નહિ. ૨૭–૨૮–૨૯

તેને ઓળખીને રાજાએ વિદ્યા દેવીને સંભારી એટલે તે આવી કહેવા લાગી કે આ બ્રાહ્મણે ગુણિજનના ઉપહાસમાં તત્પર રહી વિદ્યાની વિરાધના કરી છે. ૩૦

તેથી મેં કોપ કરીને પણ તારી દાક્ષિણ્યતાના યોગે એને જીવતો રહેવા દીધો છે, કિંતુ શિક્ષા માત્ર તરીકે એના આ હાલ કર્યા છે. ત્યારે રાજા આ રીતે તે દેવીને વીનવવા લાગ્યો. ૩૧

जइवि इमो एरिसगो, तहावि सज्जं करेसु तं देवि,
काऊण मह पसायं, खमेसु एयं तु अवसहं. ३२

ता देवी तं विप्पं, सज्जीकाउं अदंसण पत्ता,
सक्कारिय जह उचियं, रन्ना वि विसज्जिओ एसो. ३३

इत्तो य चिरं कालं, पालिय अकलंक चरण करण गुणो,
सो विजयसेण समणो, अणंत सुक्खं गओ मुक्खं. ३४

राया पुरंदरो वि हु, सिरिगुत्तं नंदणं ठविय रज्जे,
सिरि विमलबोहकेवलि, पयमूले गिण्हइ चारित्तं. ३५

जाओ कमेण गीओ, एगल्ल विहार पडिम पडिवन्नो,
कुरुदेसठिय गामस्स, बाहिआयावणा परमो. ३६

संठविय रूक्ख पुग्गल, दिठी सुज्झाणलीणपरमप्पा,
जा चिठइ स महप्पा, वज्जभुएणं तु ता दिठो. ३७

હે દેવિ, જો કે એ એવો છે, છતાં તું એને જેવો હતો તેવો કર, અને મારાપર મહેરબાની કરીને એ અપરાધ માફ કર. ૩૨

ત્યારે દેવી તે બ્રાહ્મણને જેવો હતો તેવો કરીને અદૃષ્ટ થઈ, બાદ રાજાએ તે બ્રાહ્મણનો યથાયોગ્ય સત્કાર કરી તેને વિસર્જિત કર્યો. ૩૩

આણીમેર ચિરંકાળ અકલંક ચારિત્ર પાળીને વિજયસેન શ્રમણ અનંત સુખના ધામ મોક્ષને પામ્યા. ૩૪

પુરંદર રાજા પણ પોતાના શ્રી ગુપ્ત નામના પુત્રને રાજ્યમાં સ્થાપીને શ્રી વિમળબોધ કેવળિના પાસે દીક્ષા લેતો હવો. ૩૫

તે અનુક્રમે ગીતાર્થ થઇ એકાકી વિહાર અંગીકાર કરીને કુરૂ દેશના અસ્થિક ગામના બાહેર આતાપના લેતો થકો સામે રહેલા ઝાડના ઠુંઠા ઊપર દૃષ્ટિ ધરી ધ્યાનમાં લીન થઇ ઊભો હતો તેવામાં વજ્રભુજે તેને જોયો. ૩૬-૩૭

तो कुविओ पल्लिवई, रे रे तइया मलित्तु मह माणं,
गच्छिहसि कत्थ इण्हि, इय भणिय स निठुरं पावो. ३८

मुणिणो चउदिसिं झत्ति, खित्तु तणकठपत्त उकेरं,
पिंगल जाला भरभरिय, नहयलं जालए जलणं. ३९

तो जह जह डज्झंतं, संकुडइ कलेवरे नसाजालं,
तह तह मुणिणो वढइ, झाण मसंकुडिय सुहभावं. ४०

तत्तो चिंतइ रे जिय, अणंतवाराउ ते सहियपुव्वो,
इत्तो अणंतगुणदाह, दायगो निरय दहणो वि. ४१

वणदव दुसह हुयासे, तिरिएसु वि णंतसो तुमं जीव,
दद्धो परं अकाम, त्तणेण न तए गुणो पत्तो. ४२

इण्हि सहंतस्स विसुद्ध, झाणिणो नाणिणो सकामस्स,
तत्तो अणंतगुणिया, थेवेण वि निज्झरा तुज्ज. ४३

ત્યારે પલ્લિપતિ કુપિત થઈ તેને કહેવા લાગ્યો કે તે વખતે તેં મારૂં માન મોડયું છે તો હવે તું કયાં જઇશ એમ કઠોર વચન કહીને તે પાપીએ તે મુનિની ચારે બાજુ તૃણુ કાષ્ટ અને પાંદડાનો ઢગલો કરીને પીળી જવાળાથી આકાશને ભરી નાખતી આગ સળગાવી. ૩૮–૩૯

ત્યારે જેમ જેમ તેના શરીરની બળતી નસો સંકોચાવા લાગી તેમ તેમ તે મુનીનું શુભ ભાવથી ભરપૂર ધ્યાન વધવા લાગ્યું. ૪૦

તે વિચારવા લાગ્યો કે હે જીવ તેં અનંતીવાર આ કરતાં અનંત ગુણુ દાહ કરનાર નરકની અગ્નિ સહન કરી છે. ૪૧

વળી તિર્યંચપણામાં પણુ હે જીવ તું વનમાં સળગેલા દાવાનળમાં અનંતીવાર બળ્યો છે, છતા અકામ નિર્જરાના લીધે તે વેળાએ કશો ફાયદો તું મેળવી શકયો નહિ. ૪૨

પણુ હમણાં તો તું વિશુદ્ધ ધ્યાની, જ્ઞાની, અને સકામ રહીને જો આ વેદના સહે છે તો થોડામાં તને અનંત ગુણુ નિર્જરા પ્રાપ્ત થશે. ૪૩

ता सहसु जीव संमं, खणमित्तं काउ केवलं मित्ति,
एयंमि पल्लिनाहे, अणंतकम्मक्खय सहाए. ४४

इय सुहभावा नलदड्ड, कम्म गहणो पलित्तबहिगत्तो,
स पुरंदर रायरिसी, अंतगडो केवली जाओ. ४५

वज्जभुओ वि हु अइगरुय, पावकारि त्ति परियण विमुक्को,
एगागी नस्संतो, निसि पडिओ अंध कूवंमि. ४६

कल खुत्तासार खाइय, कीलयविद्धोयरो दुहक्कंतो,
रुद्दज्झाणो वगओ, मरिउं पत्तो तम तमाए. ४७

जत्थ य पुरंदररिसी, सिद्धो अमरेहि तत्थ हिट्ठेहिं,
महिमा विहिया परमा, गंधोदग वरिसणाईहिं. ४८

માટે હે જીવ, આ અનંત કર્મ ખપાવવામાં સહાય થનાર પલ્લીપતિ ઊપર કેવળ મૈત્રીભાવ ધારણ કરીને તું ક્ષણવાર આ પીડાને સમ્યક્ રીતે સહન કર. ૪૪

આ રીતે તેનું બાહેરનું શરીર અગ્નિમાં બળતાં થકાં અને અંદરમાં શુભ ભાવરૂપ અગ્નિથી તેણે કર્મરૂપ વનને બાળતાં થકાં તે પુરંદર રાજર્ષિ અંતગડ કેવળી થયો. ૪૫

હવે વજ્રભુજે કરેલા આ ભારે પાપની તેના પરિજનને ખબર પડતાં તેમણે તેને હડસેલી કહાડયો એટલે એકલો નાસતો થકો રાતે અંધારા કૂવામાં પડયો, ત્યાં નીચે કળમાં ખૂચેલા મજબૂત ખેરના ખીલાવડે તેનું પેટ વીંધાઇ ગયું, એટલે તે દુઃખિત થઈ રૌદ્ર ધ્યાન કરતો થકો સાતમી નરકે ગયો. ૪૬–૪૭

જે ઠેકાણે પુરંદર રાજર્ષિ સિદ્ધ થયા તે ઠેકાણે દેવોએ હર્ષિત થઇ ગંધોદક વરસાવીને મહા મહિમા કર્યો. ૪૮

बंधुमइ वि हु अइसुद्ध, बंधुरं संजमं निसेवित्ता,
वर नाण दंसण जुया, परमानंदं पयं पत्ता. ४९

इत्यवेत्य गुणराग संभवं, श्री पुरंदर नृपस्य वैभवं,
त त्तमेवं भविका गुणाकरा, धत्त चित्त निलये कृतादराः ५०

इति पुरंदरराज चरितं समाप्तं.

વળી બંધુમતી પણ અતિ શુદ્ધ સંયમ પાળીને નિર્મળ જ્ઞાન દર્શન પામી પરમાનંદ પદને પામી. ૪૯

આ રીતે ગુણ રાગથી પુરંદર રાજાને પ્રાપ્ત થએલ વૈભવ જાણીને હે ગુણશાળી ભવ્યો, તમે આદર કરીને તમારા હૃદયમાં ગુણ રાગનેજ ધારણ કરો. ૫૦

આ રીતે પુરંદર રાજાનું ચરિત્ર પૂરું થયું.

ત્રયોદશતમ ગુણ.

इति प्रथितो गुणराग इति द्वादशो गुणः, अथ त्रयोदशस्य सत्कथाख्य गुणस्या वसर स्तं च विपर्यये दोष दर्शन द्वारेणा ह । छ ।

આ રીતે ગુણરાગિપણારૂપ બારમો ગુણ વર્ણવ્યો, હવે સત્કથપણારૂપ તેરમા ગુણનો અવસર છે, તેને તેના વિપર્યય એટલે અસત્કથપણામાં થતા દોષ બતાવીને તે દ્વારે કહે છે.

## (मूळ गाथा.)

नासइ विवेगरयणं-
असुह कहासंग कलुसिय मणस्स,
धम्मो विवेगसारु त्ति-
सक्कहो हुज्ज धंम्मत्थी. २०

(મૂળ ગાથાનો અર્થ.)

અશુભ કથાના પ્રસંગથી કલુષિત થએલ મનવાળાનું વિવેકરત્ન નાશ પામે છે, અને ધર્મ તો વિવેક પ્રધાન રહેલ છે; તેથી ધર્માર્થિ પુરૂષે સત્કથ થવું જોઇએ. ૨૦

(ટીકા.)

नश्यत्य पैति विवेकरत्नं—विवेकः सदसद्वस्तु परिज्ञानं स एव रत्न मज्ञान ध्वांतांत कारित्वात्, अशुभ कथाः स्त्र्यादिकथास्तासु संग आसक्ति—स्तेन कलुषितं मनोऽतःकरणं यस्य स तथा—तस्या शुभकथासंग कलुषित मनसः ।

વિવેક એટલે સારી નરસી અથવા ખરી ખોટી વસ્તુનું પરિજ્ઞાન તે અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનાર હોવાથી રત્ન ગણાય છે, તે વિવેકરત્ન અશુભ કથાઓ એટલે સ્ત્રી વગેરેની વાતોમાં સંગ એટલે આસક્તિ તેવડે કરીને કલુષિત થએલ છે, દાન એટલે અંતઃકરણ જેનું તેવા પુરૂષના પાસેથી નાશ પામે છે એટલે દૂર થાય છે.

इद मत्र तात्पर्य—विकथाप्रवृत्तो हि प्राणी न युक्तायुक्तं विवेचयति स्वार्थहानि मपि न लक्षयतीति । रोहिणीवत् ।

એટલે ઇહાં એ તાત્પર્ય છે કે વિકથામાં પ્રવૃત્ત રહેલો પ્રાણી યુક્તાયુક્તનો વિવેક કરી શકતો નથી. અર્થાત્ પોતાનો અર્થ બગડે તે પણ ઓળખી શકતો નથી; રોહિણીની માફક.

धर्मः पुन र्विवेकसार एव हिताहितावबोध प्रधान एव भवति, सावधारणत्वाद् वाक्यस्येति

ધર્મ તો વિવેકસારજ છે એટલે કે હિતાહિતના જ્ઞાનપૂર્વકજ થાય છે. (મૂળ ગાથામાં નિશ્ચયવાચક એવકાર નથી તોપણ) દરેક વાકય સાવધારણ ગણાતું હોવાથી (ઇહાં અવધાર સમજી લેવાનું છે).

इत्यस्मा द्धेतोः सत्यः शोभना—स्तीर्थकरगण धरमहर्षि चरित गोचराः—कथा वचनव्यापारा यस्य स सत्कथो—भूयाद् भवेत्—धर्मार्थी धर्म चरणाभिलाषुको, येन धर्मरत्नार्हः स्या दिति.

એ હેતુથી સત્ એટલે શોભન અર્થાત્ તીર્થંકર ગણધર અને મહર્ષિઓના ચરિત્ર સંબંધી કથા એટલે વાતચીત જે કરે તે સત્કથ કહેવાય, માટે ધર્માર્થી એટલે ધર્મ કરવા ઇચ્છા રાખનાર પુરૂષે તેવા સત્કથ થવું જોઇયે કે જેથી તે ધર્મરત્નને ચોગ્ય થઈ શકે.

---

## पूर्व सूचित रोहिणी ज्ञात मिदं.

इह कुंडिणि त्ति पवरा, नयरी नयरीइ राइया अत्थि,
तत्थ निवो जियसत्तू, जो सत्तू दूज्जणजणस्स. १

पायं विगह विरत्तो, सक्कह गुणरयण रोहणसमाणो,
सिठी सुभद्दनामा, मणोरमा भारिया तस्स. २

पुत्ती य बालविहवा, नामेणं रोहिणी अहीणगुणा,
जिण समए लद्धठा, गहियठा पुच्छियठा य. ३

## રોહિણીનું ઉદાહરણ આ પ્રમાણે છેઃ—

ઇહાં ન્યાયની રીતિથી શોભિત કુંડિની નામની વિશાળ નગરી હતી, ત્યાં જિતશત્રુ નામે રાજા હતો, તે દુર્જન જનોનો શત્રુજ હતો. ૧

ત્યાં સુદર્શન નામે શેઠ હતો, તે પ્રાયે વિકથાથી વિરક્ત રહી સત્કથ ગુણરૂપ રત્નનો રોહણાચળ સમાન હતો. તેની મનોરમા નામે ભાર્યા હતી. ૨

તેમની પૂર્ણ ગુણવાળી રોહિણી નામે બાળ વિધવા પુત્રી હતી. તે જિનસિદ્ધાંતના અર્થને પૂછી અવધારીને સમજેલી હતી. ૩

पूयइ जिणे तिसंज्झं, अवंज्झ मज्झयणमाइ आयरइ,
आवस्सयाइ किच्चं, निच्चं निच्चिंतिया कुणइ. ४

धम्मं संचइ नहु कंपि वंचए अंचए गुरुण पए,
नियनामं व वियारइ, कम्मप्पयडी पमुहगंथे. ५

दाणं देइ पहाणं, सुरसरि सलिलुज्जलं धरइ सीलं,
जहसत्ति तवेइ तवं, भावइ सुहभावणा सुमणा. ६

इय निम्मल गिहिधम्मा, अचलिय सम्मा दढं वलियमोहा,
अवितहजिणमय पयडण, पंडिया सा गमइ दिवसे. ७

अह चित्तवित्ति अडवीइ, भुवण अक्कमण अइसयपयंडो,
मोहो नाम नरिंदो, पालइ निक्कंटयं रज्जं. ८

તેણી ત્રિસંધ્ય જિનપૂજા કરતી, સફળ પાઠ કરતી, તથા નિત્ય નિશ્ચિંતપણે આવશ્યક વગેરે કૃત્ય કરતી. ૪

તેણી ધર્મને સંચિત કરતી, કોઇને ઠગતી નહિ, ગુરૂજનના ચરણ પૂજતી, અને કર્મપ્રકૃતિ વગેરે ગ્રંથોને પોતાના નામ માફક વિચારતી હતી. ૫

તેણી ઉત્તમ દાન આપતી, ગંગાજળ જેવું ઉજ્વલ શીળ ધારતી, યથાશક્તિ તપ કરતી અને શુદ્ધ મન રાખી શુભ ભાવનાઓ ભાવતી. ૬

આ રીતે તેણી નિર્મળ ગૃહિધર્મ પાળતી, સમ્યક્ત્વમાં અચળ રહેતી, મોહને જોરથી તોડતી, અને ખરા જિન મતને પ્રગટ કરવામાં કુશળ રહેતી થકી દિવસો પસાર કરતી હતી. ૭

હવે આણીમેર ચિત્ત વૃત્તિરૂપ અટવીમાં તમામ જગત્‌ને દાબી રાખવામાં અતિશય પ્રચંડ રહેલો મોહ નામે રાજા નિષ્કંટક રાજ્ય પાળતો હતો. ૮

कइयावि नियय दोसु, ग्घट्टण पवणं तु रोहिणिं सुणिउं,
चरवयणाओ मोहो वि, चिंतए धणिय मुव्विग्गो. ९

अइसढ हियय सदागम, वासिय चित्ताइ पिच्छह इमीए,
कित्तियमित्तं अम्हाण, दोसगहणे रसप्पसरो. १०

जइ कहवि इमा एमेव, चिठिही कित्तियं धुवं कालं,
ता णे निस्संताणं, कोवि न पिच्छिहिइ धूलिं पि. ११

इय चिंततस्स इमस्स आगओ रायकेसरी तणओ,
पणमंतो वि न नाओ, तो एसो भणइ अइदुहिओ. १२

इत्तियमित्ता चिंता, किं कज्जइ ताय तायपायाणं,
जं तिजएवि न अन्नं, समं च विसमं च पिच्छामि. १३

तो से कहेइ मोहो, जहठियं रोहिणीइ वुत्तंतं,
तं सोउं सिरे वज्जाहउ व्व जाओ इमो विमणो. १४

તે મોહ રાજાએ પોતાના દૂતના મુખે કયારેક સાંભળ્યું કે રોહિણી તેના દોષો ઉઘાડા પાડવામાં પ્રવીણ રહે છે, તે સાંભળીને તે ભારે ઉદ્વિગ્ન થયો. ૯

તે વિચારવા લાગ્યો કે જુવો આ અતિ કપટી સદાગમથી ભમાયલ ચિત્તવાળી રોહિણી અમારા દોષ બોલવામાં કેટલું બધું જોર વાપરે છે? જો કોઈ રીતે હજુ કેટલોક વખત એ એમને એમ વર્ત્યા કરશે તો અમારૂં સત્યાનાશ વાળશે અને અમારી ધૂળ પણ કોઈ જોઈ શકશે નહિ. ૧૦-૧૧

એમ તે ચિંતવતો હતો તેવામાં ત્યાં તેનો રાગકેસરી નામે પુત્ર આવી પહોંચ્યો, તે તેને નમ્યો છતાં તે મોહ રાજા એટલો ચિંતા મગ્ન થયો હતો કે તેનું તેને ભાન ન રહ્યું. તેથી તે રાગકેશરી બોલ્યો કે. ૧૨

હે તાત, તમે આટલી બધી ચિંતા શામાટે કરો છો? કેમકે હું તો આપનું આખા જગત્માં કંઈ ઊંધું ચતું થતું જોઇ શકતો નથી. ૧૩

ત્યારે તેને મોહ રાજાએ રોહિણીનો યથાસ્થિત વૃત્તાંત કહી સંભળાવ્યો, તે સાંભળી તે તેના માથામાં વજ્રથી હણાયો હોય તેમ ઉદાસ થયો. ૧૪

अह सयलंपि हु सिन्नं, सुविसन्नं मुक्कुसुमतंबोलं,
जाय मथक्के थक्कविय, नट्टगीयाइवावारं. १५

इत्थं तरंमि सिसुणा, एगेणं इत्थियाइ एक्काए,
अट्ट हाससद्दं, हसियं सुणियं च मोहेण. १६

तत्तो चिंतइ गुरुमन्नु, पसर परिमुक्कदीहनीसासो,
के मइ दुहिए एवं, अइसुहिया नणु पकीलंति. १७

अह कुवियस्सा कूयं, नाऊणं नियसामिसालस्स,
दुठा भिसंधिमंती, गयभंती विन्नवई एवं. १८

देव निवज्जुवइ जणवय, भत्तकहा करण चउमुहा एसा,
भुवणजण मोहणी जोइणि व्व विगह त्ति मह भज्जा. १९

एस सिसू अइइठो, पमायनामा ममेव वरपुत्तो,
जंपुण हसिय मयक्के, तं पुच्छेमो इमे चेव. २०

હવે મોહ રાજાનું તમામ સૈન્ય ફૂલ તંબોલ તથા નૃત્ય ગીતાદિક કામ છોડી વગર પ્રસ્તાવે ઉદાસીન બની રહ્યું. ૧૫

એવામાં એક બાળક તથા એક સ્ત્રી અટ્ટહાસ્યથી હસવા લાગ્યાં, તે મોહ રાજાએ સાંભળ્યું. ૧૬

ત્યારે અતિશય ગુસ્સાથી લાંબો નીસાસો મૂકી તે ચિંતવવા લાગ્યો કે હું દુઃખી છતાં કોણ આમ અતિ સુખી રહીને મઝા કરે છે? ૧૭

ત્યારે દુષ્ટાભિસંધિ નામનો મંત્રી તે કોપેલા પોતાના સ્વામિનો અભિપ્રાય જાણી લઈ ચોકશ થઈ આ રીતે વીનવવા લાગ્યો. ૧૮

હે દેવ, રાજકથા–સ્ત્રીકથા–દેશકથા–અને ભોજનકથા રૂપ ચાર મુખવાળી અને યોગિનીની માફક જગતના જનોને મુંઝાવનારી આ વિકથા નામે મારી ભાર્યા છે. ૧૯

તેમજ આ બાળક મારો અતિ ઇષ્ટ પ્રમાદ નામનો પુત્ર છે. હવે એઓ વગર પ્રસ્તાવે શામાટે હસ્યાં તે તમેજ એમનો પૂછો. ૨૦

तो हक्कारिय रन्ना, ते पुठा भो तुमेहि किह हसियं,
वज्जरइ तत्थ इत्थी, पुज्जा संमं निसामंतु. २१

सिसुमित्त सज्जकज्जे, किं ताओ इत्तियं वहइ चिंतं,
इय विम्हय ववसाए, मए सपुत्ताइ हसियं तु. २२

जं ताए पसाया रोहिणिं इमं धम्मओ खणद्धेण,
पाडेउ महं पि खमा, अहवा के यं वराई मे. २३

जे उवसंता मणनाणिणो य मे सुयजुयाइ चरणाओ,
भंसियपुव्वा तेसिं, संखं पि न कोवि जाणेइ २४

जे पुण मए चउद्दस, पुव्वधरा खडहडाविया धम्मा,
अज्जवि धूलि व्व रुलंति, ताय पायाण पुरओ ते. २५

तं सोउ चिंतइ निवो, धन्नो हं जस्स मज्झ सिन्नंमि,
भुवणजण जणणमंसल, बलाउ अबलाउ वि इमाओ. २६

ત્યારે હાક મારીને મોહ રાજાએ તેમને પૂછ્યું કે તમે શામાટે હસ્યા? ત્યારે ત્યાં તે સ્ત્રી બોલવા લાગી કે હે પૂજ્ય, તમે રૂડી રીતે સાંભળો. ૨૧

બાળકથી પણ સાધી શકાય એવા કામમાં તમે આટલી ચિંતા કેમ ધરો છો? એમ વિસ્મય પામીને હું તથા મારો પુત્ર હસ્યા છીયે. ૨૨

તમારી મેહેરબાની હોય તો આ રોહિણીને અરધી ક્ષણમાં ધર્મથી ભ્રષ્ટ કરવા હું સમર્થ છું. મારી આગળ એ બિચારી શી ગણતીમાં છે? ૨૩

જે ઉપશાંત કષાયી અને મનપર્યવ જ્ઞાની થએલા તેવા કઈ એકને પણ મારા પુત્રની સાથે રહી ચારિત્રથી ભ્રષ્ટ કર્યા છે, તેની સંખ્યાજ કોણ કરી શકે છે? ૨૪

વળી મેં જે ચૌદ પૂર્વીઓને પણ ધર્મથી ખખડાવ્યા છે તે હજુ સૂધી આપના પગ આગળ ધૂળ માફક રઝળે છે. ૨૫

તે સાંભળીને મોહ રાજા વિચારવા લાગ્યો કે હું ધન્ય છું કે મારી સૈન્યમાં સ્રીઓ પણ આવી જગ જીત કરનારી છે. ૨૬

इय सामत्थिय रन्ना, सा तणुअंगी तणूरुहसमग्गा,
सयहत्थ दिन्नबीडा, सहरिसजिंघिय सिरोदेसा. २७

तुह संतु सिवा मग्गा, पिठीइ च्चिय बलं पि आगमिही,
इय लहु विसज्जिया रोहिणीइ पासंमि सा पत्ता. २८

अह तीइ जोइणीए, अहिठिया सा गया जिणहरेवि,
अन्नन्नसावियाहिं, समं कुणइ विविहविगहाओ. २९

नय पूएइ जिणिंदे, देवे त्रि न वंदए पसन्नमणा,
बहुहास बोल बहुला, कुणइ विघायं परेसिं पि. ३०

नय कोवि किंपि पभणइ, महिढिधूय त्ति तो अइपसंगा,
सज्झायझाणरहिया, भणिया एगेण सढेणं. ३१

એમ વિચારીને મોહ રાજાએ તેણીને તેના પુત્ર સાથે પોતાને હાથે બીડું આપ્યું તથા હર્ષિત થઇ તેના મસ્તકે ચુંબન કર્યું. ૨૭

પછી તે બોલ્યો કે માર્ગમાં તને કશો વિઘ્ન મ થાઓ, તારી પાછલ તરતમાં બીજું લશ્કર આવી પહોંચશે એમ કહી તેને રવાના કરી તે રોહિણીની પાસે આવી પહોંચી. ૨૮

હવે તે યોગિનીએ તેના ચિત્તમાં પ્રવેશ કર્યાથી તે રોહિણી જિન મંદિરમાં જઇને પણ જૂદી જૂદી શ્રાવિકાઓ સાથે અનેક પ્રકારની વિકથાઓ કરવા લાગી. ૨૯

તેણીએ જિન પૂજા કરવી છોડી દીધી, પ્રસન્ન મનથી દેવ વાંદવા છોડી દીધા, અને અનેક રીતે બકબક કરતી થકી બીજાને પણ વિઘ્ન કરનાર થઈ પડી. ૩૦

તે મોટા શેઠની દીકરી હોવાથી તેની સામે કોઈ કંઇ કહી શકતો નહિ, તેથી તે વિકથા કરવામાં અતિશય વળગીને સ્વાધ્યાય ધ્યાનથી પણ રહિત થવા લાગી ત્યારે તેણીને એક શ્રાવકે નીચે મુજબ કહ્યું. ૩૧

किं भइणि अइपमत्ता, धम्मठाणेंवि कुणसि इय वत्ता,
जं भवियाण जिणेहिं, सया निसिद्धाउ विगहाओ. ३२

( तथा चोक्तं )

सा तन्वी सुभगा मनोहररूचिः कांतेक्षणा भोगिनी—
तस्या हारि नितंबबिंब मथवा विप्रेक्षितं सुभ्रुवः,
धिकूता मुष्ट्रगतिं मलीमसतनूं काकस्वरां दुर्भगा—
मित्थं स्त्रीजनवर्णनिंदन कथा दूरे स्तु धर्माथिनां. ३३

अहो क्षीरस्या न्नं मधुर मधुगावाज्यखंडान्वितं—
(चेत्) रसः श्रेष्ठो दध्नो मुखसुखकरं व्यंजनेभ्यः किं मन्यत,
न पक्वान्ना दन्य द्रमयति मनः स्वादु तांबूल मेकं—
परित्याज्या प्राज्ञै रशनविषया सर्वदै वे ति वार्त्ता. ३४

હે બેહેન, તું અતિ છકી જઇને ધર્મસ્થાનમાં પણ આવી વાતો કાં કરે છે? જે માટે જિનેશ્વરે ભવ્ય જનોને વિકથાઓ કરવાનો સદા નિષેધ કરેલો છે. ૩૨

( તે આ રીતે કે )

ફલાણી સ્ત્રી સૌભાગ્યવાળી મનોહર સુંદર નેત્રવાળી તથા ભોગ ભાણનારી છે, તેણીની કેડ મનોહર છે, તેણીનાં કટાક્ષ મનોહર છે–ફલાણી સ્ત્રીને ધિક્કાર થાઓ કેમકે તેની ચાલ ઊંટ જેવી છે, તે મેલા શરીરવાળી છે, તેનો સ્વર કાગડા જેવો છે, તે દુર્ભાગિણી છે–આ રીતે સ્ત્રીની પ્રશંસા અને નિંદા કરવાની વાતો ધર્માર્થિ જને નહિ કરવી. ૩૩

અહો દૂધપાકમાં જો મીઠું મધ, ગાયનું ઘી અને ખાંડ નાખ્યાં હોય તો કેવું સરસ થાય? દહીંનો રસ તો બધાથી ઉત્તમ છે, શાકોના કરતાં મુખને ભાવનાર બીજું શું હોય? પકવાન્ન વગર મનને બીજું કોણ રાજી કરે? તાંબૂલનો સ્વાદ ઓરજ છે. આ રીતે ખાવા પીવાના સંબંધની વાતો સમજુ જનોએ હમેશ ત્યાગ કરવી. ૩૪

रम्यो मालवकः सुधान्य कनकः कांच्या स्तु किं वर्ण्यतां—
दुर्गा गुर्जर भूमि रुद्भटभटा लाटाः किराटोपमाः,
कश्मीरे वर मुष्यतां सुखनिधौ स्वर्गोपमाः कुंतला—
वर्ज्या दुर्जन संग व च्छुभधिया देशी कथै वं विधा. ३५

राजा यं रिपुवार दारण सहः क्षेमंकर श्चौरहा—
युद्धं भीम मभू त्तयोः प्रतिकृतं साध्वं स्य तेना घुना,
दुष्टो यं म्रियतां करोतु सुचिरं राज्यं ममा प्यायुषा—
भूयो बंधनिबंधनं बुधजनै राज्ञां कथा हीयतां. ३६

सिंगाररसु त्तिइया,मोहमई हासकेलि संजणगा,
परदोस कहण पवणा, सावि कहा नेव कहियव्वा. ३७

ता जिण गणहर मुणिमाइ, सकहा असिलयाइ छिंदित्ता,
विगहावल्लिं तं होसु, धम्म झाणंमि लीणमणा. ३८

માળવો તો ધાન્ય અને સુવર્ણનો ભંડાર છે, કાંચીનું શું વર્ણન કરીયે, ઉદ્‌ભટ સુભટોવાળી ગુજરાતમાં તો ફરવુંજ મુશ્કેલ છે, લાટ તો કિરાટ જેવા છે, સુખ નિધાન કાશ્મીરમાં રહેવું સારૂં, કુંતલ દેશ તો સ્વર્ગ સમાન છે— આવા પ્રકારની દેશ કથા બુદ્ધિમાન્ પુરૂષે દુર્જનના સંગ માફક વર્જિત કરવી. ૩૫

આ રાજા દુશ્મનોના ટોળાને વારવામાં સમર્થ છે, પ્રજાનું ભલું કરનાર છે, અને ચોરોને મારનાર છે;—તે બે રાજાનું ભયંકર યુદ્ધ થયું, તેણે એનો ઠીક બદલો વાળ્યો, આ દુષ્ટ રાજા મરે તો સારૂં, આ રાજાને હું મારૂં આયુષ્ય અર્પણ કરી કહું છું કે તે ચિરંકાળ રાજ્ય કરો—આ રીતની ભારે કર્મ બંધની કારણ રાજકથા પંડિત જનોએ પરિહાર કરવી. ૩૬

તેમજ શૃંગાર રસને ઉપજાવનારી, મોહ પેદા કરનારી, હાસ્યક્રીડા ઉત્પાદક, અને પરદોષ દર્શાવનારી કથા પણ નહિ બોલવી. ૩૭

માટે જિનેશ્વર, ગણધર, અને મુનિ વગેરેની સત્કથારૂપ તરવારવડે વિકથારૂપ વલ્લીને કાપી કરીને ધર્મ ધ્યાનમાં હે બેહેન, તું લીન થા. ૩૮

सा भणइ तओ हे भाय, जिणगिहं पिउगिहं व पाविता,
नियनिय सुहदुह कहणेण, हुंति सुहिया खणं महिला. ३९
नय वत्ताण निमित्तं को वि हु कस्सवि गिहं समल्लियइ,
ता पसिय अम्ह तुमए, न किंपि इय जंपियव्वं ति. ४०
तो सव्वहा अजोग त्ति चिंतिउं मोणसंठिओ सड्ढो,
इयरी चिराउ गेहे समागया पभणिया पिउणा. ४१
वच्छे विगहाविसए, सुम्मइ तुह उवरवो भिसं लोए,
एसो सच्चो अलिओ व हणइ पयडंमि नणु महिमं. ४२

(उक्तंच)

विरुद्ध स्तथ्यो वा भवतु वितथो वा यदिपरं,
प्रसिद्धः सर्वस्मिन् हरति महिमानं जनरवः
तुलोत्तीर्णस्यापि प्रकट निहता शेप तमसो
रवे स्तादृक् तेजो नहि भवति कन्यां गत इति. ४३

ત્યારે તે બોલી કે હે ભાઈ, પિયરના માફક જિનગૃહમાં આવી પોતપોતાની સુખ દુઃખની વાતો બોલી ક્ષણભર સ્ત્રીઓ સુખી થાય તેમાં શું વાંધો છે? ૩૯

વાતોના માટે કોઈ કોઇના ઘરે મળવા જતું નથી. માટે મહેરબાની કરી અમને તારે કંઈ પણ કહેવું જોઈતું નથી. ૪૦

ત્યારે તેણીને સર્વથા અયોગ્ય જાણી તે શ્રાવક મૌન ધરી રહ્યો. પેહેલીમેર રોહિણી પણ બહુ મોડી ઘરે આવી એટલે તેના પિતાએ તેને કહ્યું. ૪૧

હે પુત્રી, લોકમાં તારી વિકથા બાબત ભારે ચર્ચા થતી સંભળાય છે તે ઠીક નહિ, કેમકે સાચી કે ખોટી પણ લોકવાણી મહિમાનું નાશ કરે છે. ૪૨

છ ચોક બોલવામાં આવતી લોકવાણી વિરૂદ્ધ અથવા ખરી કે ખોટી હોય તોપણ સર્વ સ્થળે મહિમાને તોડે છે. જુવો સકળ અંધકારનો નાશ કરનાર સૂર્ય તુલાથી ઊતરીને પણ જ્યારે કન્યા રાશિમાં ગમન કરે છે ત્યારે તે કન્યા ગામી કહેવાયાથી તેનું તેવું તેજ રહી શકતું નથી. ૪૩

ता पुत्ति मुत्तिपडिकूल, वत्तिणिं वत्तणिं च नरयस्स,
मुंचसु परदोस कहं, सुहं जइ च्छसि जओ भणियं. ४४

यदी च्छसि वशीकर्तुं, जग देकेन कर्मणा,
परापवाद सस्येभ्य श्चरंतीं गां निवारय. ४५

यावत् परगुण परदोष, कीर्त्तने व्यापृतं मनो भवति,
ताव द्वरं विशुद्धे, ध्याने व्यग्रं मनो (ध्रियतां) ४६

तो रोहिणी पयंपइ, पढमं ता ताय आगमो चज्जो,
जं पर गुणदोस कहा, इमाउ सव्वा पयट्टंति. ४७

नय कोवि इत्थ दीसइ, मोणधरो जं इमेवि महरिसिणो,
परचरिय कहण निरया, चिठंति विसिठचिठा वि. ४८

इच्चाइ आलमालं, भणिरी अवहीरिया य पिउणावि,
गुरुमाईहि वि एसा, उवेहिया भमइ सच्छंदं. ४९

માટે હે પુત્રી, મુકિતથી પ્રતિકૂળ વર્ત્તનારી અને નરકની વાટ એવી પરનિંદાને જો તું સુખ વાંછતી હોય તો છોડી દે. ૪૪

જો તું ફકત એક કામથી આખા જગત્‌ને વશ કરવા ઇચ્છતી હોય તો પરાપવાદરૂપ ઘાસમાં ચરતી તારી વાણીરૂપ ગાયને રોકી રાખ. ૪૫

જેટલું પરગુણ અને પરદોષ કહેવામાં આપણું મન રોકાય છે, તેટલું જો વિશુદ્ધ ધ્યાનમાં રોકાતું હોય તો કેટલો ફાયદો થાય? ૪૬

ત્યારે રોહિણી બોલી કે હે પિતા, જો એમ હોય તો પેહેલાં તો ત્યારે આગમજ બાધિત થશે, કેમકે એનાથીજ પરના ગુણ અને દોષની કથા ચાલુ થાય છે. ૪૭

આ જગત્‌માં સર્વથા મૌન ધરનાર કોણ દેખાય છે? જે માટે આ મહર્ષિઓ પણ વિશિષ્ટ ચેષ્ટા કરતા થકા પારકાં ચરિત્ર કહ્યા કરે છે. ૪૮

ઇત્યાદિ ગોળમાલ બોલતી સાંભળીને પિતાએ પણ તેની અવગણના કરી. તેમજ ગુરૂ વગેરેએ પણ તેની ઉપેક્ષા કરી એટલે તે સ્વચ્છંદ બની ભમવા લાગી. ૪૯

अह राय अग्गमहिसीइ, सीलविसए विभासिरी कइया,
दासीहि सुया देवीइ, साहिए सा कहइ रन्नो. ५०

कुविएण निवेण तओ, हक्कारिय से पिया उवालद्धो,
तुह धूया अम्हं पि हु, विरुद्ध मेवं समुल्लवइ. ५१

देव न अम्हं भणियं, करेइ एस त्ति सिठिणा वुत्ते,
बहुयं विडंविउ मिमा, निव्विसया कारिया रन्ना. ५२

तत्तो निंदिज्जंती, पएपए पागएण वि जणेण,
पिच्छिज्जंती सुयणेहिं, नेह तरलाइ दिठीए. ५३

कह दारुणो विवागो, विगहासत्ताण इत्थवि जियाण,
इय वठंती निवेय, रसभरं सक्कहजणाण. ५४

नूणं धम्मो वि इमाण, एरिसो जं इमं फलं पत्तं,
इह बोहिवीय घायं, कुव्वंती ठाणठाणंमि. ५५

હવે એક વેળાએ તેણી રાજાની પટરાણીના શીળ બાબત વિરૂદ્ધ વાત કરવા લાગી તે રાણીની દાસીએ સાંભળી રાણીને કહી, અને રાણીએં રાજાને કહી, ૫૦

તેથી રાજાએ ગુસ્સે થઈ તેના બાપને બોલાવી ઠપકો દીધો કે તારી પુત્રી અમારૂં પણ આવું ભૂંડું બોલે છે. ૫૧

શેઠ બોલ્યો કે હે દેવ એ અમારૂં કહ્યું માને તેમ નથી. ત્યારે રાજાએ તેની ખૂબ વિટંબના કરીને તેને દેશ છોડી જવાનો હુકમ કર્યો. ૫૨

ત્યારે તે પગલે પગલે સામાન્ય જનોથી નિંદા પામતી, તથા તેના સગા વહાલા તરફથી ટગર ટગર જોવાતી થકી દેશપાર થઈ. ૫૩

તેણીની તે સ્થિતિ જોઇ સત્કથા કરનાર જનો વધુ નિર્વેદ પામ્યા કે હાય હાય ! વિકથામાં આસકત થનાર જીવોને કેવાં દારૂણ દુઃખ પ્રાપ્ત થાય છે? ૫૪

વળી તેણીને તેવું ફળ પામેલી જોઇને કેટલાક કહેવા લાગ્યા કે અરે એનો ધર્મ પણ એવોજ હશે, એમ તે ઠામ ઠામ બોધિબીજના ઘાતની કારણ બની. ૫૫

बहुविह सीयायवखु, प्पिवास वासाइ दुक्खसंतत्ता,
मरिऊण गया नरयं, तत्तो उव्वट्टिऊण पुणो. ५६

तिरिएसुं बहुयभवे, अणंतकालं निगोयजीवेसु,
भमिउं लहिय नरभवं, कमसो किर रोहिणी सिद्धा. ५७

अह सो सुभद्दसिट्ठी, नियपुत्ति विडंबणं निएऊण,
गुरुवेरग्ग परिगओ, जाओ समणो समियपावो. ५८

तवचरण करण सज्झाय, सक्कहा संगओ गयपमाओ,
विगहाविरत्त चित्तो, कमेण सुहभायणं जाओ. ५९

एवं ज्ञात्वा दुःकथाव्यापृतानां, दुःखानंत्य दुस्तरं देहभाजां,
वैराग्या ढ्यै र्बंधमुक्ता, नित्यं वाच्या सत्कथा एव भव्यैः ६०

(इति रोहिणी ज्ञातं समाप्तं.)

તે બહુ પ્રકારના તાઢ તાપ તથા ક્ષુધા પિપાસા વગેરે દુઃખો સહીને મરીને નરકે ગઈ, ત્યાંથી નીકળીને ફરી તિર્યંચના બહુ ભવ કરી અનતો કાળ નિગોદમાં રખડી અનુક્રમે મનુષ્ય ભવ પામી તે રોહિણી મોક્ષે પહોંચી. ૫૭

હવે તે સુભદ્ર શેઠ પોતાની પુત્રીની વિટંબના જોઇને મહા વૈરાગ્ય પામી દીક્ષા લઈ પાપને શમાવી તપ, ચારિત્ર, સ્વાધ્યાય, તથા સત્કથામાં પ્રવૃત્ત રહી પ્રમાદને દૂર કરી વિકથાઓથી વિરકત રહી ક્રમે કરી સુખ ભાજન થયો. ૫૮–૫૯

આ રીતે જે પ્રાણિઓ વિકથામાં વળગ્યા રહે છે તેમને થતા અનેક દુઃખ જાણી કરીને ભવ્ય જનોએ વૈરાગ્યાદિક ભરપૂર અને નિર્દોષ સત્કથાજ હમેશાં વાંચવી. ૬૦

આ રીતે રોહિણીનું ઉદાહરણ પૂરૂં થયું.

ચતુર્દશતમ ગુણ.

उक्तः सत्कथ इति त्रयोदशो गुणः, संप्रति सुपक्षयुक्तं चतुर्दशं गुणं व्याख्यातु माह.

સત્કથપણારૂપ તેરમો ગુણ કહ્યો, હવે સુપક્ષ યુક્તપણારૂપ ચૌદમા ગુણની વ્યાખ્યા કરતા કહે છેઃ—

# ( मूळ गाथा. )

अणुकूल धम्मसीलो-
सुसमाचारो य परियणो जस्स,
एस सुपक्खो धम्मं-
निरंतरायं तरइ काउं. २१

( મૂળ ગાથાનો અર્થ. )

જેનો પરિવાર અનુકૂળ અને ધર્મશીલ હોઇ સદાચારયુક્ત હોય, તે પુરૂષ સુપક્ષ કહેવાય, તેવો પુરૂષ નિર્વિઘ્નપણે ધર્મ કરી શકે છે. ૨૧

( ટીકા. )

इह पक्षः परिवारः परिकर इत्येकोऽर्थः, शोभनः पक्षो यस्य स सुपक्ष, स्तमेव विशेषेणा ह—

ઇહાં પક્ષ, પરિવાર, કે પરિકર એ શબ્દ એક અર્થવાળા છે, તેથી શોભન પક્ષ એટલે પરિવાર જેનો હોય તે સુપક્ષ કહેવાય, તેજ વાત વિશેષે કરી કહે છે;—

अनुकूलो धर्माविघ्नकारी—धर्मशीलो धार्मिकः—सुसमाचारः सदाचारचारी—परिजनः परिवारो—यस्य एष सुपक्षो भिधीयते.

અનુકૂળ એટલે ધર્મમાં વિઘ્ન નહિ કરનાર—ધર્મ શીળ એટલે ધાર્મિક, અને સુસમાચાર એટલે સદાચાર પરાયણ—પરિજન એટલે પરિવાર હોય જેનો તે સુપક્ષ કહેવાય.

स च धर्मं निरंतरायं निःप्रत्यूहं तरइ त्ति शक्नोति कर्त्तुं मनुष्ठातुं, भद्रनंदि कुमारव दिति.

એવો સુપક્ષવાળો પુરૂષ ધર્મને નિરંતરાયપણે એટલે નિર્વિઘ્નપણે કરવાને એટલે અનુષ્ઠિત કરવાને સમર્થ થાય છે, ભદ્રનંદિ કુમારની માફક.

इद मत्र हृदयं—अनुकूलो धर्म प्रयोजनानि कुर्वतः प्रोत्साहकः साहाय्यकारी च स्यात्;

ઇહાં આ તાત્પર્ય છેઃ—અનુકૂળ પરિવાર ધર્મના કામ કરતાં ઉત્સાહ વધારનાર અને મદદગાર રહે છે;

धर्मशीलो धर्मप्रयोजनेष्व भ्यर्थितो ना भियोगं मन्यते, अपित्वनुग्रहं मन्यते;

ધર્મશીળ પરિવાર ધર્મના કામોમાં રોકવામાં આવતા પોતાનાપર દબાણ થયું નહિ માનતાં અનુગ્રહ થયો માને છે;

सुसमाचारो राजविरुद्धा द्यकृत्य परिहारी धर्म लाघव हेतु र्न भवेत्;

સુસમાચાર પરિવાર રાજ વિરૂદ્ધ વગેરે અકાર્યને પરિહરનાર હોવાથી ધર્મની લઘુતાનો હેતુ નથી થતો;

अत एवंविधः सुपक्षो धर्माधिकारी स्या दिति.

માટે એવા પ્રકારના સુપક્ષવાળો પુરૂષ જ ધર્માધિકારી થઈ શકે.



### भद्रनंदी कुमार कथा चैवं.

इह सुरयण सोहिल्लं, करिवयण समं समत्थि उसभपुरं,
ईसाण दिसाइ तहिं, थूभकरंडं ति उज्झाणं. १

### ભદ્રનંદિ કુમારનું ઉદાહરણ આ પ્રમાણે છે.

ઇહાં હાથીના મુખ માફક સારા રત્નોથી શોભતું રૂષભપુર નામે નગર હતું, તેની ઇશાન કોણમાં સ્તૂપકરંડ નામે ઉદ્યાન હતું. ૧

सव्वो उगतरु नियरे, तत्थासी पुन्ननामज कखस्स,
संनिहियपाडिहेरस्स, चेइयं वहुयजण महियं. २

तं नयरं परिपालइ, मालइ कुसुमं व मालिओ अहयं,
लहुयकरो पवरगुणो, धणावहो नाम नरनाहो. ३

सहसंते उरसारा, अक्खलिय विसालसील पब्भारा,
तस्सा सि महुरसुंदर, सरस्सई सरसइ भज्जा. ४

सा निसि कयाइ वयणे, हरिं विसंतं निएवि पडिबुद्धा,
नरवइ समीव मुवगम्म, सम्म मक्खेइ तं सुमिणं. ५

रज्जधरो तुह पुत्तो, होही भणिए निवेण सा एवं,
होउ त्ति भणिय रइ भवण, मुवगया गमइ निसिसेसं. ६

તે ઉદ્યાનમાં સર્વ ૠતુમાં ફળતાં અનેક ઝાડો હતાં, ત્યાં પૂર્ણનાગ નામના પરિકરધારી યક્ષનું બહુ જનમાન્ય ચૈત્ય હતું. ૨

તે નગરને માલતીની લતાને જેમ માળી ઉછેરે તેમ પ્રવર ગુણશાળી ધનાવહ નામે નરનાથ હલકા કરવડે પાલન કરતો હતો. ૩

તેની હજાર રાણીઓ હતી, તેમાં સૌથી સારી, અખંડિત શીળ પાળનારી, અને મધુર વાણી બોલનારી સરસ્વતી નામે રાણી હતી. ૪

તેણીએ કોઇ વેળા રાતે સ્વપ્નમાં પોતાના મુખમાં સિંહ પેસતો જોયો. બાદ જાગીને રાજા પાસે જઇ તેણીએ સમ્યક્ રીતે તે સ્વપ્ન કહી જણાવ્યું. ૫

રાજાએ કહ્યું કે રાજ્યનો ભાર ઉપાડનાર તારો પુત્ર થશે. ત્યારે 'એમજ થાઓ' એમ કહીને તે રતિભવનમાં આવી શેષ રાત્રિ પસાર કરવા લાગી. ૬

गोसे तोसपरवसो, राया ण्हाओ अलंकिय सरीरो,
सीहासण मासीणो, सद्दावइ सुमिणसत्थविऊ. ७

तेवि तओ लहु न्हाया, कयकोउय मंगला समागम्म,
वद्धाविंतु जएणं विजएण निवं सुहनिसन्ना. ८

भद्दासणंमि पवरे, देविं ठाविंत्तु जवणियं तरियं,
राया पुप्फफलकरो, तं सुमिणं अक्खए तेसिं. ९

सत्थाइ वियारेउं, निवपुरओ ते कहंति जह सत्थे,
बायालीसं सुमिणा, तीसं वुत्ता महासुमिणा. १०

चउदस गयाइ सुमिणे, नियंतिं जिणचक्कि मायरो तेसिं,
कमसो सग चउइक्कं, हरिबल मंडलिय जणणीओ. ११

देवीए जं दिठो, सुमिणे पंचाणणो तओ पुत्तो,
समयंमि रज्जसामी, राया होही मुणी अहवा. १२

પ્રભાતે રાજા હર્ષિત થઇ નાહી ધોઇ અલંકાર ધારી સિંહાસને બેશી સ્વપ્ન શાસ્ત્રના જાણનારાઓને બોલાવતો હવો. ૭

ત્યારે તેઓ પણ ઝટપટ ન્હાઇ ધોઈ કૌતુક મંગળ કરી ત્યાં આવી રાજાને જયવિજય શબ્દથી વધાવી સુખે બેઠા. ૮

બાદ રાજા રાણીને પડદામાં ભદ્રાસનપર બેસાડી ફૂલફળ હાથમાં ધરી તેમને તે સ્વપ્ન કહેવા લાગ્યો. ૯

તેઓ શાસ્ત્ર વિચારીને રાજા આગળ કહેવા લાગ્યા કે, શાસ્ત્રમાં બેંતાળીશ જાતનાં સ્વપ્ન અને ત્રીશ જાતનાં મહા સ્વપ્ન કહેલાં છે. ૧૦

જિનેશ્વર અને ચક્રવર્ત્તિની માતાઓ હાથી વગેરે ચૌદ સ્વપ્નો જુવે છે, વાસુદેવની માતા સાત જુવે છે, બળદેવની માતા ચાર જુવે છે અને માંડળિક રાજાની માતા એક જુવે છે. ૧૧

રાણીએ સ્વપ્નમાં સિંહ જોયો તેથી પુત્ર થશે અને તે સમય આવતાં કાંતો રાજ્યપતિ રાજા થશે અથવા તો મુનિ થશે. ૧૨

उवलद्ध विउलपीइ, दाणा तो ते गया सगेहेसु,
देवी पसत्थ संपुन्न, दोहला वहइ तं गब्भं. १३

समए पसवइ पुत्तं, कंतिल्लं दिनमणिं व पुव्वदिसा,
वद्धावणयं राया, कारावइ गुरुविभूईए. १४

भद्दकरो नंदिकरो त्ति, से कयं नाम भद्दनंदि त्ति,
पणधाई संगदिओ, वढइ गिरिगय तरुव्व कमा. १५

सो समए सयलकला, कुसलो अणुकूल परियणो धणियं,
पत्तो तारुन्न मणुन्न, पुन्नलायन्न नीरनिहिं. १६

पासायसए पंचउ, कारिय परिणाविओ इमो पिउणा,
सिरिदेवी पमुहाओ, पंचसय नरिंद धूयाओ. १७

રાજાએ તેમને ઘણું પ્રીતિદાન આપી વિદાય કર્યા, બાદ રાણી ઉત્તમ દોહદો પૂરા કરતી થકી તે ગર્ભને વહેવા લાગી. ૧૩

તેણીએ અવસરે પૂર્વદિશા જેમ સૂર્યને પ્રગટાવે તેમ કાંતિમાન્ પુત્ર જણ્યો. ત્યારે રાજાએ મોટા ઠાઠથી તેની વધામણી કરાવી. ૧૪

તે ભદ્રકારી અને નંદિકારી હોવાથી તેનું ભદ્રનંદિ એવું નામ આપ્યું. તે કુમાર પર્વતની ખીણમાં ઊગેલા તરૂની માફક પાંચ ધાત્રીઓના હાથમાં રહી વધવા લાગ્યો. ૧૫

તે સમયસર સર્વ કળાઓમાં કુશળ થયો અને તેનું તમામ પરિજન તેને અનુકૂળ રહેવા લાગ્યું, એ રીતે તે પરિપૂર્ણ અને પવિત્ર લાવણ્યરૂપ જળના દરિયા સમાન યૌવન વયને પામ્યો. ૧૬

ત્યારે રાજાએ તેના માટે પાંચસો મેહેલ બંધાવી તેને શ્રીદેવી પ્રમુખ પાંચસો રાજપુત્રીઓ પરણાવી. ૧૭

ताहि समं सो विसए, विसाय विसवेग विरहिओ संतो,
भुंजइ देवो दोगुंदगु व्व देवालए दिव्वे. १८

थूभकरिं दुज्जाणे, तत्थ न्नदिणे समोसढो वीरो,
बद्धाविओ नरिंदो, पउत्तिपुरिसेण लहु गंतुं. १९

सढ दुवाल सलक्खे, पीइदाणं दलित्तु तस्स निवो,
वीरं वंदिउकामो, निग्गच्छइ कूणियव्व तओ. २०

कुमरो वि भद्दनंदी, नंदीजुयधम्मसील परिवारो,
पवरं रह मारूढो, पत्तो सिरिवीर नमणत्थं. २१

कुमरस्स पीइवसओ, राई सरतलवरीइ पुत्ता वि,
वीर जिण वंदणत्थं, चलिया कलिया परियणेणं. २२

नमिय जिणं ते सव्वे, सुणंति धम्मं कहेइ सामी वि,
जह बज्झंति जिया इह, कम्मेहिं जहा व मुच्चंति. २३

તેમની સાથે તે કશી પણ દિલગીરી વગર દિવ્ય દેવભુવનની અંદર રહેલ દોગુંદક દેવની માફક વિષય સુખ ભોગવવા લાગ્યો. ૧૮

ત્યાં સ્તૂપકરંડ ઉદ્યાનમાં એક વેળા ભગવાન્ વીર પ્રભુ સમોસર્યા, એટલે સમાચાર આપનાર માણસે ઝટ જઈ રાજાને વધામણી દીધી. ૧૯

રાજાએ તેને સાડાબારલાખ પ્રીતિદાન આપ્યું, બાદ કોણિકના માફક તે રાજા વીર પ્રભુને વાંદવા નીકળ્યો. ૨૦

ભદ્રનંદી કુમાર પણ વાજતે ગાજતે ચાલતા ધર્મશીળ પરિવારને સાથે લઇ ઉત્તમ રથપર ચડીને વીર પ્રભુને નમવા ત્યાં આવ્યો. ૨૧

કુમારની પ્રીતિના વશે કરીને બીજા પણ ઘણા કુમારો પરિજન સાથે વીર પ્રભુને વાંદવા નીકળી પડયા. ૨૨

તેઓ ત્યાં આવી જિનને નમીને ધર્મ સાંભળવા લાગ્યા. વીર સ્વામિએ પણ તેમને જીવો કર્મથી કેમ બંધાય છે અને કેમ છુટે છે તે બાબત કહી સંભળાવી. ૨૩

इय सोउ भद्दनंदी, नंदियहियओ गहित्तु जिणपासे,
समत्तमूल मणहं, गिहिधम्मं स गिह मणुपत्तो. २४

अह पुच्छइ सिरिगोयम, सामी साभियदुहं महावीरं,
पहु एस भद्दनंदी, कुमरो अमरो इव सुरूवो. २५

सोमुव्व सोमसुत्ती, सोहग्ग निहीय सयल जणइठो,
साहूणं पि विसेसेण, समओ केण कम्मेण. २६

जंपइ जिणो विदेहे, आसी पुंडरिगिणीइ नयरीए,
विजओ नाम कुमारो, सणंकुमारो इव सुरूवो. २७

सो कइआवि सभवणे, भवणगुरुं गुरुगुणोह कयसोहं,
जुग बाहुं जिणनाहं, भिक्खाइकए नियइ इंतं. २८

तो झत्ति चत्तविरा, सणो गओ संमुहं सगठपए,
तिपयाहिणी करित्ता, वंदइ तं भूमि मिलियसिरो. २९

તે સાંભળીને ભદ્રનંદી આનંદિત મનથી વીર પ્રભુ પાસે સમ્યકત્વ મૂળ નિર્મળ ગૃહિ ધર્મ સ્વીકારીને પોતાને મુકામે આવ્યો. ૨૪

આ અવસરે ગૌતમ સ્વામિ દુ:ખ શમાવનાર મહાવીર પ્રભુને પૂછવા લાગ્યા કે હે પ્રભુ, આ ભદ્રનંદી કુમાર દેવની માફક રૂપવાન્ છે, ચંદ્રની માફક સૌમ્ય મૂર્ત્તિવાન્ છે, સૌભાગ્યનું નિધાન છે, સકળ જનને પ્રિય છે, અને સાધુઓને પણ વિશેષે કરીને સંમત છે, તે શા કર્મે કરીને તેવો થયો છે? ૨૫-૨૬

જિનેશ્વર બોલ્યા કે, મહા વિદેહ ક્ષેત્રમાં પુંડરીકિણી નગરીમાં વિજય નામે કુમાર હતો તે સનત્કુમારની માફક રૂપવાન્ હતો. ૨૭

તેણે એક વેળા પ્રવરગુણ શોભિત જગદ્‌ગુરૂ યુગબાહુ જિન નાથને પોતાના ઘર તરફ ભિક્ષા માટે પધારતા જોયા. ૨૮

ત્યારે તે ઝટ નેતરના આસનથી ઊઠીને સાત આઠ પગ સામે જઈ ત્રણ પ્રદક્ષિણા આપીને ભૂમિમાં માથું નમાવી તેમને વાંદવા લાગ્યો. ૨૯

भणइ य सामिय आहार, गहणओ मह करेसु सुपसायं,
दव्वाइसु उवउत्तो, जिणोवि पाणी पसारेइ ३०.

अह सो विजय कुमारो, हरिसभरुब्भिन्न बहुल कोमंचो,
विप्फारिय नयण जुओ, वियसंत पसंत मुहकमलो. ३१

आहारेण वरेणं, पडिलाभइ परमभत्ति संजुत्तो,
कयकिच्चं अप्पाणं मन्नंतो मणवइ तणूहिं. ३२

चित्तं वित्तं पत्तं, तिन्निवि एयाइं लहिय दुलहाइं,
पडिलाभंतेण तया, समज्जियं तेण फल मेयं. ३३

पुन्नाणुबंधि पुन्नं, उत्तमभोगा य सुलह बोहित्तं,
मणुयाउयं च बद्धं, कओ परित्तो य संसारो. ३४

अन्नं च तहिं तइया, पाउब्भूयाइं पंच दिव्वाइं,
पहयाउ दुंदुहीओ, चेलुक्खेवो सुरेहि कओ. ३५

બાદ તે બોલ્યો કે હે સ્વામિ, મારે ત્યાંથી આહાર ગ્રહણ કરીને મારાપર મહેરબાની કરો, ત્યારે દ્રવ્યાદિકનો ઉપયોગ કરી જિનરાજે હાથ પહોળો કર્યો. ૩૦

હવે તે વિજય કુમાર હર્ષથી રોમાંચ ઊભાં કરીને ખુલ્લેલી આંખે અને હસતા મુખકમળે પરમ ભક્તિવડે ઉત્તમ આહાર વ્હોરાવીને મન વચન કાયથી પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો. ૩૧-૩૨

ચિત્ત, વિત્ત, અને પાત્ર એ ત્રણ ભેગાં મળવાં દુર્લભ છે, તે તેણે મેળવીને તે વખતે ભગવાન્‌ને પ્રતિલાભિત કર્યાં, તેનું આ ફળ છે. ૩૩

તેણે તેમ કરતાં પુણ્યાનુબંધી પુણ્ય, ઉત્તમ ભોગ, સુલભ બોધિપણું, અને મનુષ્યનું આયુષ્ય બાંધ્યું તેમજ સંસારને પણ હદમાં આણ્યો છે. ૩૪

આ વખતે તેને ત્યાં પાંચ દિવ્ય પ્રગટ થયાં તે આ રીતે કે દેવ દુંદુભિ વાગવા માંડી. ૩૫

मुक्का हिरन्नवुठी, वुठी कुसुमाण पंचवन्नाण,
गयणंगणंमि घुटं, अहो सुदाणं सुदाणं ति. ३६

रायापमुहो लोओ, मिलिओ बहुओ स तत्थ वेणा वि,
सो विजओ विजियमओ, पसंसिओ हरिसियमणेण. ३७

भुत्तूण बहुं कालं, विजओ भोए समाहिणा मरिउं,
लोयपियाइ गुण जुओ, जाओ सो भद्दनंदि त्ति. ३८

पुच्छइ मुणिंदभूई, किं एसो गिण्हिही समणधम्मं,
भणइ जिणो गिण्हिस्सइ, समयंमि समाहिओ सम्मं. ३९

विहरइ अन्नत्थ पहू, कुमरो वि हु कुणइ सावयं धम्मं,
अणुकूल विणीय सुधम्म, सील परिवार परियरिओ. ४०

अह अन्नया कयाई, अठमिमाईसु पव्वदियहेसु,
गंतुं पोसहसालं, पासवणु च्चारभूमीओ. ४१

દેવોએ વસ્ત્રોની સોનાની અને પાંચ વર્ણના ફૂલની વૃષ્ટિ કરી, અને આકાશમાં "अहो सुदानं अहो सुदानं" એવો ઉદ્ઘોષ કર્યો. ૩૬

ત્યારે ત્યાં રાજા પ્રમુખ ઘણા લોક એકઠા થયા, તેમણે પણ તે નિરભિમાની વિજય કુમારની હર્ષિત મનથી પ્રશંસા કરી. ૩૭

પછી તે લોકપ્રિય વિજય કુમાર ત્યાં બહુ કાળ સૂધી ભોગ ભોગવી સમાધિએ મરીને આ ભદ્રનંદિ કુમાર થયો છે. ૩૮

ત્યારે ગૌતમ સ્વામિએ ભગવાન્‌ને પૂછયું કે, એ શ્રમણ ધર્મ ગ્રહણ કરશે કે કેમ? ભગવાને કહ્યું કે હા, અવસર આવતાં સમ્યક્ રીતે સમાહિત થઇ તે શ્રમણ થશે. ૩૯

પછી ભગવાન્ અન્યત્ર વિચરવા લાગ્યા, અને કુમાર અનુકૂળ વિનીત અને ધર્મ શીળ પરિવારવાળો રહીને શ્રાવક ધર્મ પાળવા લાગ્યો. ૪૦

હવે તેણે એક વેળાએ આઠમ વગેરે પર્વ દિવસોમાં પૌષધશાળામાં જઈ ઉચ્ચાર પ્રશ્રવણની ભૂમિઓને. ૪૧

पडिलेहिउं पमज्जिय, रइउं संथारयं च दब्भस्स,
तंमि दुरुढो अठम, भत्तजुयं पोसहं कुणइ. ४२

कुमरो जिणपयभत्तो, अठमभत्तंमि परिणमंतंमि,
पुव्वावरत्तकाले, चिंतिउ मेवं समाढत्तो. ४३

धन्ना ते गामपुरा, धन्ना ते खेडकव्वडमडंबा,
मिच्छत्त तिमिरसूरो, वीरजिणो विहर एजतत्थ. ४४

ते च्चिय धन्नसुपुन्ना, रायाणो रायपुत्तमाईया,
वीर जिणदेसणं निसुणिऊण गिण्हंति जे चरणं. ४५

इत्थंपि जइ समिज्जा, वीरो तेल्लुक्कबंधवो अज्ज,
तो हं तप्पयमूले, गिण्हिस्सं संजमं रम्मं. ४६

तस्स ब्भत्थं नाउं, गोसे वीरो समोसढो तत्थ,
तो भद्दनंदि सहिओ, पहुनमणत्थं निवो पत्तो. ४७

જોઇ પ્રમાર્જી દર્ભનો સંથારો પાથરી તે પર બેશીને અષ્ટમ ભક્તવાળું પૌષધ કર્યું. ૪૨

તે અષ્ટમ ભક્ત પૌષધ પૂરૂં થવા આવતાં જિનપદ ભક્ત કુમાર પાછલી રાતે આવું વિચારવા લાગ્યો. ૪૩

તે ગામો અને નગરોને ધન્ય છે, તે ખેડા ખંબાડા અને મંડપ પ્રદેશોને ધન્ય છે કે જ્યાં મિથ્યાત્વરૂપ અંધકારને હરવા સૂર્ય સમાન વીર ભગવાન્ વિચરે છે. ૪૪

વળી જે તે ભગવાન્‌ની દેશના સાંભળીને ચારિત્ર લ્યે છે તે રાજાઓ રાજકુમારો વગેરેને ધન્ય છે. ૪૫

અહીં પણ જો આજ ત્રૈલોક્ય બંધુ વીર પ્રભુ પધારે તો હું તેમના પાસે મનોહર સંયમ લઉં. ૪૬

તેનો તે અભિપ્રાય જાણી લઇને વીરપ્રભુ પણ પ્રભાતે ત્યાં સમોસર્યા, ત્યારે ભદ્રનંદિ સાથે રાજા ત્યાં આવ્યો. ૪૭

नमिय जिणं उववि़ठा, उचियठाणे नरिंदकुमरवरा,
तो नवजलहर गज्जिय, गहिरसरो भणइ इय सामी. ४८

भव्वा भवारहट्टे, कम्मजलं गहिय अविरइघडीहिं,
चउगइ दुह विसवल्लि, मा सिंचह जीवमंडवए. ४९

तं सुणिय निवो पत्तो, सगिहे कुमरो उ जंपए एवं,
पव्वज्जं गिण्हिस्सं, पियरो पुच्छिय परं सामि. ५०

मा पडिबंधं कुणसु त्ति, सामिणा सो पयंपिओ तत्तो,
पत्तो पिऊण पासे, नमिऊण कयंजली भणइ. ५१

वीरसगासे रम्मो, धम्मो अज्जंवताय निसुओ मे,
— — —सद्दहिय पत्तिओ य सो इच्छिओ य मए. ५२

તે રાજા અને કુમાર જિનને નમી ઉચિત સ્થાને બેઠા, ત્યારે વીર પ્રભુ નવા મેઘના ગર્જારવના માફક ગંભીર સ્વરથી આમ ઉપદેશ કરવા લાગ્યા. ૪૮

હે ભવ્યો, આ સંસારરૂપ અરઘટ્ટમાં અવિરતિરૂપ ઘડાઓથી કર્મજળ ગ્રહણ કરીને ચતુર્ગતિ દુઃખ રૂપ વિષવલ્લીને જીવ રૂપી માંડવા પર ચડાવવા માટે સિંચન કરો માં. ૪૯

તે સાંભળીને રાજા પોતાને ઘરે આવ્યો અને કુમારે ભગવાન્ પાસે જઈ કહ્યું કે હે સ્વામી! હું માબાપને પૂછી દીક્ષા લઈશ. ૫૦

ભગવાને કહ્યું કે પ્રતિબંધ નહિ કરો, ત્યારે તે માબાપની આગળ આવી નમીને હાથ જોડી કહેવા લાગ્યો. ૫૧

હે માતપિતા, આજે મેં વીર પ્રભુ પાસે રમ્ય ધર્મ સાંભળ્યો છે, સદ્દહ્યો છે, અને કબૂલ રાખ્યો છે. ૫૨

ते वि अणुकूलहियया, भणंति तं वच्छ धन्नकयउन्नो,
एवं दुच्चं तच्चंपि, जंपिए जंपए कुमरो. ५३

तुब्भेहि अणुन्नाओ, पव्वज्जं संपयं पवज्जिस्सं,
सोउं एय मणिठं, वयणं देवी गया मुच्छं. ५४

पउणीकया च कलुणं, विलवंती भणइ दीणवयण मिणं,
जाय तुमं मह जाओ, वहुओ वाइय सहस्सेहिं. ५५

ता कह ममं अणाहं, पुत्तय मुत्तुं गहेसि सामन्नं,
सोयभरभरिय हिययाइ, वच्चिहही मज्झ जीयंपि. ५६

ता अत्थइ जा वम्हे, जीवामो तो पवुड्ढसंताणो,
पच्छा काल गएहिं, अम्हेहि तुमं गहिज्ज वयं. ५७

ત્યારે તેઓ પણ અનુકૂળ હૃદયવાળા હોવાથી કહેવા લાગ્યા કે હે વત્સ, તું ધન્ય અને કૃતપુણ્ય છે, એમ બીજીવાર અને ત્રીજીવાર કહે છતે કુમાર બોલ્યો. ૫૩

તમે રજા આપો તો હવે હું દીક્ષા ગ્રહણ કરૂં. આ અનિષ્ટ વચન સાંભળી તેની માતા મૂર્છા પામી. ૫૪

તેને સાવધ કરવામાં આવતાં તે કરૂણ વિલાપ કરતી થકી આ રીતે દીન વચન બોલવા લાગી કે હે પુત્ર, તને મેં હજારો ઉપાયે જણ્યો છે. ૫૫

ત્યારે હવે મને અનાથ મૂકીને હે પુત્ર તું શી રીતે શ્રમણપણું લેશે, ત્યારે તો શોકથી મારૂં હૃદય ભરાતાં મારો જીવ પણ નીકળી જશે. ૫૬

માટે જ્યાં સૂધી અમે જીવિયે છીયે ત્યાં સૂધી તું રહે બાદ સંતાનો મોટાં થતાં અને અમો કાળગત થતાં તું વ્રત લેજે. ૫૭

(कुमारः)

वसग सय समभिभूए, विज्जुलया चंचलेसु मिण सरिसे,
मणुयाण जीविए मरण, मग्गओ पत्थओ वा त्रि. ५८
को जाणइ कस्स कहं, होही बोही सुदुल्लहो एस,
तो धरिय धीरिमाए, अंब तए हं विमुत्तव्वो. ५९

(पितरौ)

जाया तुह अंग मिणं, निरुवमल वणिम सुरुव सोहिल्लं,
तस्सिरि मणुहविऊणं, वुढ्वओ तयणु पव्वयसु. ६०

(कुमारः)

त्रिविहाहि वाहिगेहं, गेहं पि व जज्जरं इमं देहं,
निवडणधम्म मवस्सं, इण्हिं पि हु पव्वयामि तओ. ६१

(पितरौ)

सुकुलग्गयाउ लायन्न सलिल सरियाउ तुज्झ दइयाओ,
पंचसयाई इमाओ, कह मुंचसि तं अणाहाओ. ६२

કુમાર બોલ્યો:—મનુષ્યનું જીવિત સેંકડો કષ્ટથી ભરેલું છે, અને વીજળી માફક ચંચળ તથા સ્વપ્ન સરખું છે, વળી આગળ કે પાછળ પણ મરવાનું તો નક્કીજ છે. માટે કોણ જાણે છે કે કોને આ દુર્લભ બોધિ પ્રાપ્ત થશે કે નહિ થશે? માટે ધીરજ ધારીને હે માતા તું મને રજા આપ. ૫૮-૫૯

માબાપ બોલ્યાં:—હે પુત્ર, તારૂં આ અંગ અનુપમ લાવણ્ય અને રૂપથી શોભતું છે, માટે તેની શોભા ભોગવીને વૃદ્ધ થતાં દીક્ષા લેજે. ૬૦

કુમાર બોલ્યો:—આ શરીર અનેક આધિવ્યાધિઓનું ઘર છે, અને જૂના ઘર જેવું (ક્ષણભંગુર) છે. તે મોડું વેહેલું અવશ્ય પડનારૂંજ છે, માટે હમણાંજ દીક્ષા લઉં તો ઠીક. ૬૧

માબાપ બોલ્યાં:—તું આ કુલીન અને લાવણ્ય જળની નદીઓ રૂપ આ પાંચસેં દયિતાઓને અનાથ કેમ મૂકી જશે? ૬૨

(कुमारः)

विसमीसं पायससमं, विसए असुइब्भवे असुयणो य,
दुक्खतरु बीयभूए, को सेविज्जा सचेयणो. ६३

(पितरौ)

पुरिस परंपरपत्तं, वित्त मिण मणिदियं तुमं वच्छ,
दाउं भुत्तु पकामं, पच्छा पडिवज्ज पव्वज्जं. ६४

(कुमारः)

जलजलण पमुह साहारणंमि, जलनिहि तरंग तुल्लंमि,
मइमं वित्तंमि न कोइ, इत्थ पडिबंध मुव्वहइ. ६५

(पितरौ)

जह तिक्ख खग्गधाराइ, वियरणं दुक्करं तहा पुत्त,
वयपालणं विसेसा, तुह सरिसाणं अइसुहीणं. ६६

કુમાર બોલ્યોઃ—વિષયો વિષ મિશ્રિત દૂધપાક જેવા છે, વળી તેઓ અશુચિથી પેદા થાય છે અને અશુચિમય હોઇ દુઃખરૂપી ઝાડના બીજ ભૂત છે, માટે કોણ ચૈતન્યવાન્ પુરૂષ તેમને સેવે. ૬૩

માબાપ બોલ્યાંઃ—હે વત્સ, આપણી વંશ પરંપરાથી પ્રાપ્ત થએલું પવિત્ર ધન તું રૂડી રીતે દઇ ભોગવીને પછી પ્રવ્રજ્યા લેજે. ૬૪

કુમાર બોલ્યોઃ—આગ પાણી વગેરે પણ સરખી રીતેજ જેની બરબાદી કરી શકે છે, તેવા આ દરિયાના તરંગ સમાન ધનમાં કોણ બુદ્ધિવાન્ પ્રતિબંધ રાખે? ૬૫

માબાપ બોલ્યાંઃ—જેમ તરવારની તીખી ધારપર ઉઘાડે પગે ચાલવું એ દુષ્કર કામ છે, તેમ હે પુત્ર, વ્રત પાળવાં દુષ્કર છે અને તેમાં પણ તારા જેવા અતિ સુખીને તો તે ખાસ કરીને દુષ્કર છે. ૬૬

(कुमारः)

कीवाण कायराणं, विसयत्ति सियाण दुक्करं एयं,
उज्जमधणाण भणियं, सव्वं सज्जं तु पडिहाइ, ६७

त न्निच्छय मह मुणिउं, राया सिचेइ एगदंवसिए,
तं रज्जे तह पभणइ. संपइ तुह वच्छ किं देमो. ६८

भणइ कुमारो दिज्जउ, रयहरणं पडिगहं च तो राया,
लक्ख दुगेणं दुन्निवि, आणावइ कुत्तियावणओ. ६९

लक्खेणं कासवगं, सद्दाविय भगइ कुमरकेसग्गे,
निक्खमणप्पाओगे, कप्पसु सो वि हु करेइ तहा. ७०

देवी पडेण गहिउं, न्हाविउं, तह अच्चिउं च सियवसणे,
बंधिय रयण समुग्गे, काउं ते ठवइ उस्सीसे. ७१

કુમર બોલ્યોઃ—કલીવ (નામર્દ) કાતર (બીકણ), અને વિષયોમાં તરસેલા રહેનારને એ દુષ્કર છે, પણ સખત ઉદ્યમીને તો સઘળું સાધ્ય લાગે છે. ૬૭

હવે રાજાએ તેનો દૃઢ નિશ્ચય જોઇ તેને એક દિવસ સુધી રાજ્ય પાળવા માટે રાજ્યાભિષેક કરી પૂછ્યું કે હવે તને શું આણી આપીયે. ૬૮

કુમાર બોલ્યોઃ—રજોહરણ અને પાતરૂં આણી આપો. ત્યારે રાજાએ કુંતિઆમણ (સર્વ વસ્તુ સંઘરનારના દુકાન) થી બે લાખના મૂલે તે અણાવ્યાં. ૬૯

લાખ આપીને-વાળંદને બોલાવી રાજાએ તેને કહ્યું કે દીક્ષામાં લું-ચવા પડે એટલા કેશ છોડીને બાકીના કુમારના કેશ કાપી લે, એટલે વાળંદે તેમ કર્યું. ૭૦

તે કેશ તેની માતાએ શ્વેત વસ્ત્રમાં ગ્રહણ કરી અર્ચી પૂજીને બાંધી રત્નના દાબડામાં રાખી પોતાના ઓશીકે મેલ્યા. ૭૧

राया पुणो वि कुमरं, कंचण कलसाइएहि ण्हविऊण,
इय सव्व संगाइं गोसीसेणं विलिंपेइ. ७२

परिहावइ वत्थजुयं, कुमर मलंकुणइ कप्परूक्खुव्व,
कारइ सिबिं विसिठं, सीयं थंभसय सुनिविठं. ७३

तत्था रुहिउं कुमरो, निवसइ सींहासणंमि पुव्वमुहो,
दाहिणपासे भद्दासणंमि, कुमरस्स पुण जणणी ७४

घित्तुं रयहरणाई, वामे पासे तह वधाई से,
छत्तं घित्तुं एगा, वरतरुणी पिठओ य ठिया. ७५

चामरहत्थाउ दुवे, उभओ पासे तहेव पुव्वाए,
वीयणगकरा तह हुय वहाइ भिंगारवग्गकरा. ७६

समरूव जुव्वणाणं, समसिंगाराण हरिसियमणाण,
उक्खित्ता अह सीया, रायसुयाणं सहस्सेण. ७७

પછી રાજાએ તેને સોનાના કળશથી નવરાવી પોતાના હાથે તેનું અંગ લ્હોઈ ચંદનથી લીંપ્યું. ૭૨

પછી તેને બે વસ્ત્ર પહેરાવી કલ્પવૃક્ષના માફક તેને આભૂષણોથી શણગાર્યો. બાદ રાજાએ સો થાંભલાવાળી ઉત્તમ પાલખી કરાવી. ૭૩

તેનાપર ચડીને કુમાર સિંહાસનપર પૂર્વ દિશા સામે મુખ રાખીને બેઠો, અને તેની જમણી બાજુ ભદ્રાસનપર તેની માતા બેઠી. ૭૪

તેની ડાબી બાજુએ તેની ધાવ મા રજોહરણાદિક લઇને બેઠી. અને એક ઉત્તમ તરૂણી છત્ર લઇને તેની પીઠે ઊભી રહી. ૭૫

તેના બે પડખે બે ચામર ધરનારીઓ, તેમજ તેની પૂર્વ બાજુએ વીંઝણો ધરનારી અને ઇશાન બાજુએ કળશ ધરનારી ઊભી રહી. ૭૬

પછી સરખા રૂપવાળા, સરખા યોવનવાળા, સરખા શણગારવાળા, હર્ષિત મન ધરનાર (ઉમેદવાર) એક હજાર રાજકુમારોએ તે પાલખી ઊચકી. ૭૭

अट्ठ सुत्थियाई संपत्थियाइं से अठ मंगलाइं पुरो,
समलंकियाण हयगय, रहाण पत्तेय मठसया. ७८

चल्लिया बहवे असिलठि, कुंत धयचिंध पमुहगाहंतो,
अत्थत्थिया य बहवे, जयजय सद्दं पउंजंत. ७९

मग्गण जणस्स दितो, दाणं कप्प दुमु व्व सो कुमरो,
दाहिण हत्थेण तहा, अंजलिमाला पडिच्छंतो. ८०

दाइज्जंतो मग्गे, सो अंगुलि मालिया सहस्सेहिं,
पिच्छिज्जंतो य तहा, लोयणमाला सहस्सं हिं. ८१

पत्थिज्जंतो अहियं, हियय सहस्सेहि तहय थुव्वंतो,
वयण सहस्से हि इमो, संपत्तो जा समोसरणं. ८२

सीयाओ उत्तरिउं, जिणपयमूले भिगम्म भत्तीए,
तिपयाहिणी करेउं, वंदई वीरं स परिवारो. ८३

તે પાલખીની આગળ રૂડી રીતે ગોઠવેલા આઠ મંગળ ચાલતાં કર્યાં. તથા તે સાથે શણગારેલા આઠસે ઘોડા, આઠસે હાથી અને આઠસે રથ ચાલતા થયા. ૭૮

ત્યારબાદ ઘણા તલવાર, લાઠી, ભાલા તથા ધ્વજચિન્હ (ઝુંડા) ઉપાડનારા ચાલ્યા તે સાથે વળી ઘણા ભાટ ચારણો જય જય શબ્દ કરતા ચાલ્યા. ૭૯

હવે કુમાર કલ્પવૃક્ષની માફક માગણ લોકોને સવળે હાથે દાન દેવા લાગ્યો, તેને સૌ કોઈ અંજલિ બાંધી પ્રણામ કરવા લાગ્યા, વળી માર્ગમાં હજારો આંગળીઓથી તે ઓળખાવા લાગ્યો, હજારો આંખોથી તે જોવા લાગ્યો, હજારો હૃદયોથી તે અધિક અધિક ચાહવાયો અને હજારો વચનોથી તે વખણાવા લાગ્યો, એમ તે ઠેઠ સમવસરણ સૂધી આવી પહોંચ્યો. ૮૦-૮૧-૮૨

ત્યાં આવી પાલખીથી ઉતરી ભક્તિપૂર્વક જિનેશ્વરના પાસે જઈ ત્રણ પ્રદક્ષિણા આપી પરિવાર સાથે કુમાર વીર પ્રભુને વાંદવા લાગ્યો. ૮૩

अहिवंदिउं जिणिंदं, भणंति पियरो इमं जहे, स सुओ,
अम्हं एगो इठो, भीओ जर जम्म मरणाणं. ८४

तो तुम्हं पयमूले, निक्खमिउं एस इच्छइ तओ मे,
देमो सचित्तभिक्खं, पुज्जा पसिउण गिण्हंतु. ८५

भणइ पहू पडिबंधं, मा कुव्वह तयणु भद्दनंदी वि,
गंतुं ईसाणदिसिं, मुंचइ सय मेव लंकारं. ८६

लुंचइ केस कलावं, पंचहि मुठीहि तो तहिं देवी,
तं च पडिच्छइ हंसग, पडेण अंसूणि मुंचंती. ८७

भणइ य अंसिस अठे, जइज्ज मा पुत्त तं पमाइज्ज,
इय वुत्तुं सठाणे, पत्ता सा आह कुमरो वि. ८८

गंतुं भणइ जिणिंदं, आलित्त पलित्तयंमि लोयंमि,
भयवं जराइ मरणेण, देसु तन्नासणिं दिक्खं. ८९

તેનાં માબાપ ભગવાનને વાંદીને કહેવા લાગ્યાં કે, આ અમારો એક-લવાંચો લાડકો પુત્ર છે, તે જન્મજરા મરણથી બીને તમારા પાસે નિષ્ક્રાંત થવા ઇચ્છે છે, માટે અમે આ તમને સચિત્ત ભિક્ષા આપીયે છીયે તેને હે પૂજ્ય, પ્રસાદ કરી ગ્રહણ કરો. ૮૪-૮૫

ભગવાન્ બોલ્યા કે ખુશીથી આપો. ત્યારબાદ ભદ્રનંદિ કુમારે ઇશાન ખુણે જઈ પોતાને હાથે અલંકાર ઊતારી પાંચ મુષ્ટિથી પોતાના વાળ લુંચિત કર્યા, તે વાળ તેની માતા આંસુ પાડતી થકી હંસગર્ભ વસ્ત્રમાં સ્વીકારવા લાગી. ૮૬-૮૭

માતા બોલી કે હે પુત્ર, આ બાબત હવે તું પ્રમાદ નહિ કરજે, એમ કહીને માબાપ સ્વસ્થાને આવ્યાં અને કુમાર પણ જિનેંદ્ર આગળ જઈ કહેવા લાગ્યો કે, હે ભગવન્! આ જરા અને મરણવડે બળીઝળી રહેલા લોકમાં તેની નાશ કરનારી દીક્ષા મને આપો. ૮૮-૮૯

तो दिक्खिऊण विहिणा, जिणेण एसो सयं समणुसिठो,
सव्वंपि वच्छ किरियं, जयणापुव्वं करिज्जाहि. ९०

इच्छामि त्ति भणंतो, थेराण समप्पिओ इमो तेसिं,
पासे तवचरण रओ, गिण्हइ इक्कार संगाइं. ९१

सुचिरं पालित्तु वयं, मासं संलेहणं च काऊणं,
आलोइय पडिक्कंतो, सोहम्मे सुरवरो जाओ, ९२

भुत्तुण तत्थ भोए, तत्तो आउक्खए चुओ संतो,
होऊण उत्तमकुले, मणुओ पालित्तु गिहिधम्मं. ९३

पव्वज्जं काऊणं, होही देवो सणंकुमारंमि,
एवं बंभे सुक्के, आणयकप्पे य आरणए. ९४

तो सव्वठे एवं, चउदससु भवेसु नरसुरेसु इमो,
उत्तमभोए भोत्तुं, महाविदेहे नरो हो ही. ९५

ત્યારે જિનેશ્વરે વિધિપૂર્વક તેને દીક્ષા આપી, સ્વમુખે તેને શીખામણ આપી-કે હે વત્સ, તું યતનાપૂર્વક સઘળી ક્રિયા કરજે. ૯૦

તેમજ ઇચ્છું છું એમ બોલતા કુમારને પછી ભગવાને સ્થવિરોને સોંપ્યો, તેમની પાસે તે તપશ્ચરણમાં રક્ત રહી અગ્યાર અંગ શીખ્યો. ૯૧

પછી તે ભદ્રનંદિ કુમાર ચિરંકાળ વ્રત પાળી એક માસની સંલેખના કરી આલોચી પડિકમીને સૌધર્મ દેવલોકમાં ઉત્તમ દેવ થયો. ૯૨

ત્યાં સુખભોગ ભોગવી ત્યાંથી આયુક્ષયે ચવીને ઉત્તમ કુળમાં જન્મી ગૃહિધર્મ પાળી, પ્રવ્રજ્યા લઈ સનત્કુમાર દેવલોકમા, તે જશે એ રીતે બ્રહ્મ દેવલોકમાં, શુક્ર દેવલોકમાં, આનત દેવલોકમાં, આરણ દેવલોકમાં અને છેલ્લે સર્વાર્થ સિદ્ધ વિમાનમાં એમ દેવતા અને મનુષ્યના મળી ચૌદ ભવોમાં તે ઉત્તમ ભોગ ભોગવી મહા વિદેહમાં મનુષ્ય જન્મ લેશે. ૯૩-૯૪-૯૫

पव्वज्जं पडिवज्जिय, खविउं कम्माई केवली होउं,
सो भद्दनंदि कुमारो, लहिही अवही विमुक्कसुहं. ९६

एवं शुपक्षः किल भद्रनंदी, निर्विघ्न माराध्य विशुद्धधर्मं,
स्वर्गादिसौख्यं लभते स्म तस्मात्, श्राद्धस्ययुक्तो गुण एष नित्यं. ९७

(इति भद्रनंदि कुमारोदाहरणं समाप्तं.)

ત્યાં પ્રવ્રજ્યા લઇ કર્મો ખપાવી કેવળી થઇને તે ભદ્રનંદિ કુમાર અનંત સુખ પામશે. ૯૬

આ રીતે સુપક્ષવાળો ભદ્રનંદિ કુમાર નિર્વિઘ્નપણે વિશુદ્ધ ધર્મ આરાધી સ્વર્ગાદિકનાં સુખ પામ્યો, માટે શ્રાવકને સુપક્ષરૂપ ગુણની હમેશાં જરૂર રહેલી છે. ૯૭

આ રીતે ભદ્રનંદિ કુમારનું ઉદાહરણ સમાપ્ત થયું.

---

પંચદશતમ ગુણ.

उक्त श्चतुर्दशो गुणः, संप्रति पंचदशं दीर्घदर्शित्वगुण माह.
ચૌદમો ગુણ કહ્યો, હવે પંદરમો દીર્ઘદર્શિપણા રૂપ ગુણ કહે છે.

# (मूळ गाथा.)

आढवइ दीहदंसी-
सयलं परिणाम सुंदरं कज्जं,
बहुलाभ मप्पकेसं-
सलाहणिज्जं बहुजणाणं. २२

(મૂળ ગાથાનો અર્થ.)

દીર્ઘદર્શી પુરૂષ જે જે કામ પરિણામે સુંદર હોય—બહુ લાભ, અને થોડા ક્લેશવાળું હોય અને ઘણા જનને વખાણવા લાયક હોય તે તે કામ જ શરૂ કરે છે ૨૨

(ટીકા.)

आरभते प्रतिजानीते-दीर्घं परिणाम सुंदरं—कार्य मिति गम्यते—क्रिया विशेषण वा—द्रष्टु मवलोकयितुं शील मस्ये ति दीर्घदर्शी.

આરંભે છે એટલે શરૂ કરે છે—દીર્ઘ એટલે પરિણામે સુંદર 'કામ' એટલું ઉપરથી લેવું અથવા દીર્ઘ શબ્દ ક્રિયા વિશેષણ તરીકે જોડવો એટલે દીર્ઘ જોવાની જેને ટેવ હોય તે દીર્ઘદર્શી પુરૂષ જાણવો, તેવો પુરૂષ.

सकलं समस्तं—परिणाम सुंदरं आयति सुखावहं—कार्यंकृत्यं

સઘળું એટલે બધું પરિણામસુંદર એટલે આગામિકાળે સુખ આપનાર કાર્ય એટલે કામ.

तथा वहुलाभं प्रचुराभीष्टसिद्धिक—मल्पक्लेशं स्तोकायासं—श्लाघनीयं प्रशंसनीय—वहुजनानां स्वजनपरिजनानां शिष्टाना मिति भावः,

વળી બહુ લાભવાળું એટલે પુષ્કળ ફાયદાવાળું-અને અલ્પ ક્લેશ એટલે થોડી મહેનતવાળું-તેમજ બહુ જનોને એટલે સ્વજન પરિજનોને અર્થાત્ કેળવાયલા જનોને શ્લાઘનીય એટલે પ્રશંસવા યોગ્ય (જે કામ હોય તે તે કામ તેવો પુરૂષ કરવા માંડે છે.)

सहि किल पारिणामिक्या वुद्ध्या सुंदरपरिणाम मैहिक मपि कार्यं करोति, धनश्रेष्टिवत्, ततो धर्मस्यापि एवा धिकारी ति.

કારણ કે તેવો પુરૂષ આ લોક સંબંધી કાર્ય પણ પારિણામિકી બુદ્ધિવડે સુંદર પરિણામવાળું જાણીનેજ કરે છે, ધનશ્રેષ્ટિના માફક,-માટે તેજ ધર્મનો અધિકારી ગણાય છે.

( धनश्रेष्टिज्ञातं त्विदं )

अत्थि त्थ मगहदेसे, देसियदंसिय महल्ल कोहल्ले,
रायगिहं केलिगिहं व, भुवण कमलाइ वरनयरं. १

तत्था सि रासिकयवहु, मणिरयणो मइधणो धणो सिठी,
समुवज्जिय वहु भद्दा, भद्दा नामेण से गिहिणी. २

धणपालो धणदेवो, धणओ धणरक्खिओ त्ति सुपसिद्धा,
चउरो चउराणण आणणु व्व तेसिं सुया पवरा. ३

कमसो तेसिं भज्जा, सिरी य लच्छी धणा य धन्ना य,
निरुवम सुंदेरिम सालिणीउ चिठंति सुहियाओ. ४

कइयावि परिणयवओ, सिठी चिंतइ वयं गहिउकामो,
एए विहिया मुहिया, तणया मे इच्चिरं कालं. ५

## ધનશ્રેષ્ટિનું જ્ઞાત આ પ્રમાણે છે.

અહીં અનેક કુતૂહળવાળા મગધ દેશમાં જગત્ લક્ષ્મીના ક્રીડાઘર સમાન રાજગૃહ નામે મોહોટું નગર હતું. ૧

ત્યાં ઘણા મણિરત્નને સંઘરનાર, બુદ્ધિશાળી ધન નામે શેઠ હતો, તેની બહુ કલ્યાણ કરનારી ભદ્રા નામે સ્ત્રી હતી. ૨

તેમને બ્રહ્માના ચાર મુખની માફક, ધનપાળ–ધનદેવ–ધનદ–અને ધનરક્ષિત નામે ચાર ઉત્તમ પુત્રો હતા. ૩

તેમની અનુક્રમે શ્રી–લક્ષ્મી–ધના–અને ધન્યા એ નામની અનુપમ રૂપવાળી ચાર ભાર્યાઓ હતી, તેઓ સુખ સાથે રહેતી. ૪

હવે શેઠ અવસ્થાવાન્ થયાથી વ્રત લેવા ઇચ્છતો થકો વિચારવા લાગ્યો કે આટલે લગણ તો આ મારા પુત્રો મેં સુખી રાખ્યા છે. ૫

जइ पुण कावि हु मुण्हा, कुडुंबभारं धरिज्ज अविणठं,
तो पच्छावि अइसुही, न मुणंति गयंपि काल मिमे. ६

का पुण इमाण उचिया, गिहचिंताइ त्ति हुं सपुन्ना जा,
सा उण मईइ नेया, पुन्नणु सारेण जं वुद्धी. ७

जुज्जइ तओ परिक्खा, इमाण सुहिसयण बंधु पच्चक्खं,
जं संठवियकुडुंबा, कुडुंबिणो हुंति कित्तिपयं. ८

इय चिंतिऊण सुदंड, मंडवं ताडिऊण नियगेहे,
नियमित्तनाइवग्गं, निमंतए भोयणठाए. ९

भुत्तुत्तरं च सम्माणिऊण, तंबोल कुसुम माईहिं.
तस्स समक्खं सिठी, हक्कारावेइ वहुयाओ. १०

પણ હવે જો કોઈ વહુ કુટુંબનો ભાર બરોબર ઊપાડી લ્યે તો પાછળ પણ એઓ અતિ સુખી રહી વખત પસાર કરશે. ૬

હવે આ ચાર વહુઓમાંથી ઘરની સંભાળ કરવા યોગ્ય કઈ વહુ છે? હા–જાણ્યું ! જે પુણ્યવાળી હશે તે. તેવી કોણ છે તે તેની બુદ્ધિ ઉપરથી માલમ થશે જે માટે બુદ્ધિ પુણ્યના અનુસારે રહેલ છે. ૭

માટે એમની મિત્ર સગા અને ભાઈભાંડુની રૂબરૂ પરીક્ષા લેવી જોઇયે, જે માટે કુટુંબને ઠેકાણે પાડયાથીજ કોટુંબિકોની કીર્ત્તિ જળવાય છે. ૮

એમ ચિંતવીને તેણે પોતાના ઘરમાં મોટો મંડપ બંધાવી ભોજનના માટે પોતાના મિત્ર જ્ઞાતિવર્ગને નિમંત્રિત કર્યા. ૯

તેમને જમાડી પાન ફૂલ આપીને તેમની સમક્ષ શેઠે વહુઓને બોલાવી. ૧૦

पण पण सालिकणे, अप्पिऊण पभणेइ रक्खियव्व त्ति,
मइया मग्गेमि तया, एए मे अप्पियव्वा य. ११

एवं ति ताहि भणिए, विसज्जिया गउरवेण नियसयणा,
पत्ता य सयं ठाणं, कि मित्थ तत्तं ति सवियक्का. १२

मग्गिहिइ जया ताओ, जओ तओ गिण्हिउं समप्पिस्सं,
इय चिंतिय पढमाए, वहूइ ते उज्झिया झत्ति. १३

बीयाए तुसभावं, अवणेउं भक्खिया लहुं चेव,
तइयाए ताय समप्पिय त्ति अइगउरव पराए. १४

उज्जल वसणेणं बंधिऊण पक्खिविय भूसणकरंडे,
पइदिण तिकाल पडियरण, जोगओ रक्खिया ते उ. १५

अह धन्नाए नियपिउ, गेहाओ सद्दिऊण सयणजणो,
भणिओ जह पइवरिसं, वुढि मिमे जंति तह कुणह. १६

તેણે દરેક વહુને પાચ પાંચ ચોખાના દાણા આપીને કહ્યું આ દાણાને સંભાળી રાખજો અને જ્યારે માગું ત્યારે એ મને આપજો. ૧૧

તે વહુઓએ તે વાત કબૂલ રાખતા શેઠે માન સાથે પોતાનાં સગાંવહાલાંને વિસર્જિત કર્યાં, તેઓ આ વાતમાં શું તત્વ હશે તે વિચારતા થકા સ્વ સ્વસ્થાને ગયા. ૧૨

ત્યાં પહેલી વહુએ વિચાર્યું કે સસરોજી માગશે ત્યારે જ્યાં ત્યાંથી આવા દાણા લઇને આપીશ એમ વિચારી તેણીએ તે ફેંકી દીધા. ૧૩

બીજી વહુએ તેમની છાલ ઊતારી તે ખાઇ લીધા.

ત્રીજીએ વિચાર્યું કે સસરાજીના આપેલ છે તેથી માનની સાથે ઉજવળ વસ્ત્રમાં બાંધી પોતાના આભૂષણના કરંડિયામાં રાખી દરરોજ ત્રિકાળ સંભારીને સાચવી રાખ્યા. ૧૪–૧૫

ચોથી ધન્યા નામની વહુએ પોતાના પિયેરથી એક સગાને બોલાવી કહ્યું કે દર વર્ષે આ દાણા વાવીને વધતા રહે તેમ તું કરજે. ૧૬

तेणवि वरिसारत्ते, पत्ते ते वाविया पयत्तेण,
खुड्डंमि कियारे जल भरियंमि परोह मणुपत्ता. १७

तो सव्वे उक्खणिउं, पुणरवि आरोविया कमेण तओ,
जाओ पढमे वरिसे, पसत्थओ पत्थओ तेसिं. १८

वीयंमि वच्छरे आढगो, उ तइयंमि खारिया जाया,
तुरिए कुंभो पंचम, वरिसे पुण कुंभ सहसाणि. १९

अह सिठिणा वि भोयण, पुरस्सरं सयणमाइ पच्चक्खं,
सद्दाविय वहुयाओ, सालिकणा मग्गिया तेउ. २०

किच्छेण सुमरिय सिरी, जओ तओ अप्पए कणे पंच,
अइ सवह साविया भणइ, उज्झिया ते मए ताय. २१

તેણે વર્ષાઋતુ આવતાં મહેનત લઈ તે દાણા પાણીથી ભરેલા નાના ક્યારડામાં વાવ્યા એટલે તે ઊગી નીકળ્યા ૧૭

ત્યારે તે સર્વે ઊખેડીને ફરીને રોપ્યા એમ ક્રમે કરીને પહેલે વર્ષે તે એક પાલી જેટલા થયા. ૧૮

બીજા વર્ષે આઢક પ્રમાણ થયા, ત્રીજા વર્ષે ખારી પ્રમાણ થયા, ચોથે વર્ષે કુંભ પ્રમાણ થયા અને પાંચમે વર્ષે હજાર કુંભ (કળશી) થઈ પડયા. ૧૯

હવે શેઠે ફરીને સગાવાલાને જમાડી તેમની રૂબરૂ વહુઓને બોલાવી તે ચોખાના દાણા માગ્યા ૨૦

ત્યારે પહેલી શ્રી નામની વહુ તો તે વાતજ વીસરી ગઈ હતી એટલે જેમ તેમ યાદ કરીને જ્યાં ત્યાંથી ઊપાડીને તેણીએ પાંચ દાણા આપ્યા, ત્યારે સસરાએ તેને મોટા સોગન આપી ખરૂં પૂછતાં તેણીએ કહી આપ્યું કે હે તાત, મેં તે ફેંકી દીધા હતા. ૨૧

एवं लच्छी वि कहेइ, केवलं भक्खिया मए तेउ,
आभरण करंडाओ, ते गहियधणा समप्पेइ. २२
अइधन्ना अह धन्नावि मग्गिया सविणयं भणइ ताय,
तें एव मेव अइभूरि भाव मिंणिह समणुपत्ता. २३
एवं भवंति एए सुरक्खिया ताय वाविया संता,
सन्निक्खाया पुण वुढिभाव रहियत्ताओ नेव. २४
संति मम जणयगेहे, वहुं कुठारेसु संनिखित्ता ते,
सगडाइ वाहणेहिं, तो आणावइ लहुं सिठी. २५
तो नियभिप्पायं कहिय सिठिणा पुच्छिओ सयणवग्गो,
किं इत्थ उचिय मिणिंह, स आह तुब्भि च्चिय मुणेह. २६
जंपइ धणो वि उज्झण, सीला पढम त्ति उज्झिया नाम,
वारछगणाइ छड्डुण वा वारा वसउ मह गेहे. २७

એમ બીજી વહુ બોલી કે હું તો તે ખાઈ ગઇ હતી.

ત્રીજી ધના નામની વહુએ તે આભૂષણના કરંડિયામાંથી કહાડી આપ્યા. ૨૨

હવે અતિ ભાગ્યશાળિની ધન્યા નામની ચોથી વહુ પાસેથી શેઠે તે દાણા માગ્યા, ત્યારે તે વિનયપૂર્વક કહેવા લાગી કે હે તાત, તે દાણા આવી આવી રીતે હમણા બહુ વધી પડયા છે. હે તાત, એ રીતે એ વાવ્યા થકાજ એ સુરક્ષિત રાખ્યા કહેવાય, બાકી વધારો કર્યા વગર રાખી મેલ્યા શા કામના? માટે હાલ તે મારા બાપના ઘરે ઘણા કુઠારોમાં રખાયલા છે, માટે તમો ગાડાં મોકલાવી તે મંગાવી લ્યો. ૨૩-૨૪-૨૫

ત્યારે પોતાનો અભિપ્રાય જાહેર કરીને શેઠે સગાવહાલાને પૂછયું કે હવે ઇહાં શી રીતે કરવું ઉચિત છે? તેઓ બોલ્યા કે તમેજ તે વાત જાણો છો. ૨૬

ત્યારે શેઠ બોલ્યો કે પેહેલી વહુ ઉજ્ઝનશીલ હોવાથી હું તેનું ઉજ્ઝિતા એવું નામ પાડું છું અને તેણે અમારા ઘરમાં છાણ વાસીદું કરવાનું કામ કરવું. ૨૭

रंधण कंडण सोहण, दलणाइ नियोगिणी हवउ वीया,
निय आयरण वसेणं, भोगवइ नाम सुपसिद्धा. २८

जं सालिकणा जत्तेण रक्खिया रक्खियाभिहा तेण,
मणि कणग रयण भंडार, सामिणी हवउ तइयवहू. २९

अणइक्कमणिज्जाणा, तुरिया सव्वस्स सामिणी होउ,
सालिकण रोहणवसा, रोहिणिनामा गरुयपुन्ना. ३०

एवं च दीहदंसित्तणेण, काउं कुडुंबसुत्थं सो,
धणसिट्ठी निम्मलधम्म, कम्मआराहगो जाओ. ३१

अन्नोवि इहो वणओ, छठंग रोहिणीइ नायंमि,
भणिओ सुहम्म पहुणा किर वित्थरेणे वं. ३२

બીજીનું તેના આચરણ પ્રમાણે હું ભોગવતી નામ આપું છું, અને તેણે રાંધવા ખાંડવાનું તથા સોવા દળવાનું કામ કરવું. ૨૮

ત્રીજીએ ચોખાના દાણા સંભાળીને રાખ્યા માટે તેનું રક્ષિતા એવું નામ પાડું છું, અને તેણીએ મણિ સુવર્ણ, રત્ન વગેરે ભંડાર સંભાળવાનું કામ કરવું. ૨૯

ચોથીએ ચોખાના દાણા વવરાવ્યા માટે તેણીનું રોહિણી એવું નામ આપું છું, તે પુણ્યશાળિની હોવાથી એ ત્રણે વહુઓ ઊપર દેખરેખ રાખનારી થઇ રહો અને તેનો હુકમ બધાને પાળવો પડશે. ૩૦

આ રીતે દીર્ઘદર્શિ થઇને તે ધન શેઠ કુટુંબને સ્વસ્થ કરી નિર્મળ ધર્મ કર્મનો આરાધક થયો. ૩૧

વળી આ બાબત જ્ઞાત ધર્મ કથા નામના છઠ્ઠા અંગમાં રોહિણીના જ્ઞાતમાં સુધર્મ સ્વામિએ બહુ વિસ્તારે કરીને એનો આ રીતે બીજો ઉપનય પણ બતાવેલ છેઃ—૩૨

जह सो धणो तह गुरू, जह नायजणो तहा समणसंघो,
जह वहुया तह भव्वा, जह सालिकणा वयाइ तहा. ३३

जह सा उज्झियनामा, ते सालिकणे समुज्झिउं पत्ता,
पेसणदुक्खं परमं, तह कोइ जिओ कुकम्मवसा. ३४

सयल समीहिय संसिद्धि, कारए तारए भवसमुद्दा,
उज्झित्तु वए मरणाइ आवयाओ उवज्झेइ. ३५

अन्नो उण बीयवहु व्व वत्थभोयण जसाइ लोभेण,
भुत्तुं ताइं परलोय, दुक्ख लक्खक्खणी होइ. ३६

तत्तो वि य जो अन्नो, सो ताइं जीवियं वरक्खित्ता,
रक्खियवहु व्व जायइ, सव्वेसि गउरवठाणं. ३७

જેમ તે ધન શેઠ તેમ ગુરૂ જાણવા, જેમ જ્ઞાતિજન તેમ શ્રમણસંઘ જાણવો. જેમ વહુઓ તેમ ભવ્ય જીવો જાણવા, અને જેમ ચોખાના દાણા તેમ મહાવ્રત જાણવા. ૩૩

હવે જેમ પહેલી ઉજ્ઝિતા નામે વહુ ચોખાના દાણા ઉજ્ઝિત કરીને ગુલામગિરીનું મહા દુઃખ પામી તેમ કોઇ જીવ કુકર્મના વશે સકળ સમી-હિતની સિદ્ધિ કરનાર અને ભવસમુદ્રથી તારનાર મહાવ્રતોને મેલીને મરણા-દિક દુઃખ પામે છે. ૩૪–૩૫

વળી બીજા કેટલાક જીવો બીજી વહુના માફક વસ્ત્ર ભોજન અને યશાદિકના લોભથી તે વ્રતોને ખાઈ કરીને પરલોકનાં લાખો દુઃખ પામવાને યોગ્ય થાય છે. ૩૬

ત્રીજા જીવો રક્ષિતા નામની વહુ માફક તે વ્રતોને પોતાના જીવિ-તની માફક સાચવીને સર્વે તરફ માન મેળવે છે. ૩૭

जो पुण तओवि अन्नो, रोहिणिवहुय व्व वुढिमाणेइ,
पंचवि वयाइ स हवइ, संघपहाणो गणहरु व्व. ३८

अन्नो वि इत्थ दीसइ, ववहारे उवणओ इहं नाए,
जह किल कस्सइ गुरूणो, सीसा चत्तारि निप्पन्ना. ३९

आयरियत्तण जुग्गा, पज्जाएणं सुएण य समिद्धा,
अह चिंतिउं पवत्तो, गुरु समप्पेमि कस्स गणं. ४०

तत्तो तेण परिच्छा, हेउं देसंतरे विहाराय,
का होइ कस्स सिद्धि त्ति, पेसिया उचिय परिवारा. ४१

चउरोवि तओ पत्ता, खेमाइ गुणन्निएसु देसेसु,
जो तत्थ सव्वजिठो, सायावहुलो कडुयवयणो. ४२

एगंताणुवगा, निव्वेयत्तेण तहय आणीओ,
सव्वो परिवारो जह, अचिरा तस्सुब्भगो जाओ. ४३

વળી ચોથા જીવો રોહિણી નામની વહુ માફક પાંચે વ્રતોને વધારતા રહે છે, તેઓ ગણધરની માફક સંઘમાં પ્રધાન થાય છે. ૩૮

વળી આ જ્ઞાતનો વ્યવહારમાં બીજો પણ ઉપનય દેખાય છે તે આ રીતે કે કોઇક ગુરૂના ચાર શિષ્યો હતા. ૩૯

તેઓ બધા વ્રતપર્યાય અને શ્રુતપાઠથી આચાર્ય પદને યોગ્ય થયા હતા. હવે ગુરૂ વિચારવા લાગ્યો કે આ ગચ્છ કોને સોંપવો? ૪૦

ત્યારે તેણે તેમની પરીક્ષા કરવા માટે કોણ કેટલી સિદ્ધિ કરે છે તે જાણવા ખાતર તેમને ઉચિત પરિવાર આપીને દેશાંતરમાં વિહાર કરવા મોકલ્યા. ૪૧

તેઓ ચારે ક્ષેમાદિ ગુણવાળા જૂદા જૂદા દેશમાં ગયા. ત્યાં જે સર્વથી મોટો શિષ્ય હતો, તે સુખશીળ બની કટુક વચન બોલતો, અને એકાંતે કોઇને મદદ ટેકો નહિ આપતો, તેથી તેનો સઘળો પરિવાર થોડા વખતમાં તેના પાસેથી નાશી ભાગી ગયો. ૪૨–૪૩

बीओ वि सायबहुलत्तणेण नियदेहसंठिइं चेव,
कारेइ सादरं सीस, वग्ग मवरं नउण किरियं. ४४

तइओ पुण सारणवारणाइ करणेण निच्च मुज्जुत्तो,
रक्खइ पमत्तभावं, गच्छंतं तं परीवारं. ४५

जो पुण तुरिओ सीसो, सयल महीमंडलो नलद्धजसो,
जिण समयामयमेहो, दुक्कर सामन्न निरओ य. ४६

ओइन्न देवलोगं व, भूरिसंतोसपोस मणुपत्तं,
नियय विहार धरायल, मुवजणयंतो नियगुणेहिं. ४७

देसन्नू कालन्नू, सुदीहदंसी जहेव कालज्जो,
जाओ पभूयपरिवार, परिगओ विहिय जणबोहो. ४८

पत्तो गुरुणो पासे, उवलद्धो तेण तेसि वुत्तंतो,
तो नियय गच्छ मेलण, पुव्वो दिन्नो य अहिगारो. ४९

બીજો શિષ્ય પણ માંદો સાજો રહીને પરિવાર પાસેથી પોતાના શરીરની સંભાળ લેવરાવવા લાગ્યો, પણ તેણે તેમને ખરી ક્રિયા કરાવી નહિ. ૪૪

ત્રીજા શિષ્યે નિત્ય ઉદ્યમી રહીને સારસંભાળ લઈ પરિવારને પ્રમાદી થતા અટકાવી રાખ્યા. ૪૫

હવે જે ચોથો શિષ્ય હતો તે પૃથ્વીભરમાં યશ મેળવવા લાગ્યો. કેમકે તે જિનસિદ્ધાંતરૂપ અમૃતનું ઘર હોઇ દુષ્કર શ્રમણપણું પાળતો અને પોતાની વિહાર ભૂમિને પોતાના ગુણોવડે જાણે દેવલોકથી આવી વસી હોય તેટલી સંતોષિત કરતો, વળી તે આર્યકાલિક સૂરિના માફક દેશકાળનો જાણ અને સુદીર્ઘદર્શિ હોઇને લોકોને બોધતો થકો ભારે પરિવારવાળો થઈ પડયો. ૪૬–૪૭–૪૮

તે ગુરૂના પાસે આવ્યો ત્યારે ગુરૂએ બધાનો વૃત્તાંત જાણી લઇને તે ચારે શિષ્યોને પોતાના ગચ્છનો નીચે મુજબ અધિકાર આપ્યો. ૪૯

सच्चित्त मचित्तं वा, जं गच्छे छड्डणारिहं किंचि,
पढमेण परिठावण, मिमस्स कज्जं ति संठवियं. ५०

जं भत्तं पाणं वा, उवगरणं वा गणस्स पाउग्गं,
तं दुइएणा परितंतएण उप्पाइयव्वं ति. ५१

गुरु थेर गिलाण तवस्सि, बाल सेहाइयाण य मुणीणं,
रक्खा दक्ख वियक्खण, जुग्गा तइयंमि संठविया. ५२

जो पुण तेसिं कणिठो, गुरुभाया तस्स नियगणो सव्वो,
बहुपणय परायण, माणसेण गुरुणा समुवणीओ. ५३

एवं जहजुग्ग निउंजणेण आराहणं परं पत्तो,
सो सूरी तह गच्छो, सव्वो गुणभायणं जाओ. ५४

किर दीहदंसि गुणसंगएण, धण सिठिणा इहं पगयं,
भवियमइ कोवणत्थं, पयंपिया उवणयविभासा. ५५

પહેલા શિષ્યને સચિત્ત અચિત્ત પરઠવવાનું કામ બજાવવાનો હુકમ કર્યો. ૫૦

બીજાને હુકમ કર્યો કે તારે ગચ્છને યોગ્ય ભક્તપાન ઉપકરણ વગેરે લાવી આપવાનું કામ થાકયા વગર બજાવતા રહેવું. ૫૧

ત્રીજાને કહ્યું કે તારે ગુરૂ–સ્થવિર–ગ્લાન–તપસ્વિ–બાળશિષ્ય વગેરે મુનિઓની રક્ષા કરવી, કેમકે તે દક્ષ અને વિચક્ષણ હોય તેજ કરી શકે. ૫૨

હવે ચોથો જે તેમાંનો સૌથી નાનો ગુરૂભાઈ હતો તેને તે ગુરૂએ મનમાં બહુ પ્રીતિ લાવીને પોતાનો આખો ગચ્છ સોંપ્યો. ૫૩

આ રીતે જેને જે યોગ્ય હતું તેને તે સોંપીને તે આચાર્ય પરમ આરાધક થયો અને તે ગચ્છ પણ પૂર્ણ ગુણશાળી થયો. ૫૪

આ સ્થળે ચાલતા પ્રકરણમાં તો દીર્ઘદર્શિ ગુણવાળા ધન શેઠના જ્ઞાતનોજ ઉપયોગ છે, છતાં ભવ્ય જનોની બુદ્ધિ ઉઘાડવા ખાતર ઉપનયની વાત પણ કહી બતાવી છે. ૫૫

इति फल मकलंक श्लोक मस्तोक मेतदु-
गुणिन इह धनाढ्य श्रेष्टिनः संनिशम्य,
गुण ममल मुदारं दीर्घदर्शित्व मेव-
श्रयत भविकलोकाः किं बहु व्याकृतेन. ५६

(इति धनश्रेष्टि वृतकं समाप्तं)

આ રીતે ધન શેઠને પ્રાપ્ત થએલું નિર્મળ યશવાળું ભારે ફળ સાં.. ભીને દીર્ધદર્શિપણારૂપ નિર્મળ ઉત્તમ ગુણને હે ભવ્ય લોકો તમે ધારણ કરો. ઝાઝું કહેવાની શી જરૂર છે? ૫૬

એ રીતે ધન શેઠનું જ્ઞાત છે.

---

ષોડશતમ ગુણ.

व्याख्यातः सुदीर्घदर्शी ति पंचदशो गुणः, सांप्रत विशेषज्ञ इति षोडशं गुणं प्रचिकटयिषु राह.

સુદીર્ઘદર્શીપણારૂપ પંદરમો ગુણ વર્ણવ્યો, હવે વિશેષજ્ઞપણારૂપ સોલમા ગુણને પ્રગટ કરે છેઃ—

# (मूळ गाथा.)

वत्थूणं गुणदोसे-
लक्खेइ अपक्खवाय भावेण,
पाएण विसेसन्नू-
उत्तम धम्मारिहो तेण. २३

(મૂળ ગાથાનો અર્થ.)

વિશેષજ્ઞ પુરૂષ અપક્ષપાતપણે કરી વસ્તુઓના ગુણ દોષ જાણી શકે છે, માટે પ્રાયે કરીને તેવો પુરૂષ જ ઉત્તમ ધર્મને યોગ્ય છે. ૨૩

( टीका. )

वस्तुनां द्रव्याणां सचेतना चेतनानां धर्माधर्महेतूनां वा, गुणान् दोषां श्च लक्षयति जाना त्यपक्षपात भावेन माध्यस्थ्य सुस्थचेतस्तया,

( विशेषज्ञ पुरुष ) वस्तु એટલે સચેતન–અચેતન દ્રવ્યો અથવા ધર્મ-અધર્મના હેતુઓ–તેના ગુણો અને દોષોને અપક્ષપાત ભાવે કરીને એટલે માધ્યસ્થ્ય ભાવથી સુસ્થ ચિત્ત રાખીને ઓળખે છે એટલે જાણી શકે છે.

पक्षपातयुक्तो हि दोषान पि गुणान्—गुणा नपि दोषा नध्यवस्यति समर्थ यति च.

કેમકે પક્ષપાતી પુરૂષ દોષોને ગુણો માની લે છે અને ગુણોને દોષો માની લે છે, અને તેવીજ રીતે તેનું સમર્થન કરે છે.

ऊक्तंच,

आग्रही वत निनीषति युक्तिं, तत्र, यत्र मति रस्य निविष्टा,
पक्षपात रहितस्य तु युक्ति यत्र, तत्र मति रेति निवेशं

આગ્રહી માણસ, બસ, જ્યાં તેની મતિ બેઠી હોય છે ત્યાં યુક્તિને તાણવા ઇચ્છે છે, પણ નિષ્પક્ષપાતી માણસની તો મતિ, જ્યાં યુક્તિ હોય ત્યાં તણાય છે.

अतः प्रायेण बाहुल्येन विशेषज्ञः सारेतरवेदी उत्तमधर्मार्हः प्रधान धर्मोचितो भवति, सुबुद्धिर्मंत्रिव दिति.

એથી પ્રાયે એટલે ઘણા ભાગે વિશેષજ્ઞ એટલે સારા નરસાને જાણનારોજ ઉત્તમ ધર્મને અર્હ એટલે પ્રધાન ધર્મને યોગ્ય થાય છે, સુબુદ્ધિ મંત્રિના માફક.



( तत्कथा पुन रेवं )

इह पुन्नभद्द चेइय, विभूसिया अत्थि पुरवरी चंपा,
तत्थ जियसत्तुराया, राया इव सयल जणइठो. १

रुवेण हारिणी सील, सालिणी धारिणी पिया तस्स,
अइदीणी कयसत्तू, अदीणसत्तू य जुवराया. २

उप्पत्तियाइ चउविह, विसुद्ध नियबुद्धि विजियसुरमंती,
जीवाजीवाइ पयत्थ, सत्थ वित्थर विसेसन्नू. ३

रज्जधुरा चिंतण पवण, माणसो धम्म कम्म कयकरणो,
निव माणस कलहंसो, अत्थि सुबुद्धी महामंती. ४

मयकुहिय विणठ अणिठ, गंध गड्डुर सरीरसंछन्ना,
मयगव समंस रुहिराइ पिच्छिला, असुइ बीभत्था. ५

સુબુદ્ધિ મંત્રિની કથા આ પ્રમાણે છે:—

અહીં પૂર્ણભદ્ર નામના ચૈત્યથી વિભૂષિત ચંપા નામે નગરી હતી. ત્યાં જિતશત્રુ નામે રાજા હતો, તે ચંદ્રના માફક સકળ જનને ઇષ્ટ હતો. ૧

તેની મનોહર રૂપવાળી અને શીળશોભિત ધારિણી નામે રાણી હતી, અને તેનો શત્રુઓને અતિદીન કરનાર અદીનશત્રૂ નામે યુવરાજ કુમાર હતો. ૨

તે રાજાનો ઔત્પાતિકી વગેરે ચાર પ્રકારની નિર્મળ બુદ્ધિવડે બૃહસ્પતિને જીતે એવો અંને જીવાજીવાદિ પદાર્થોના વિસ્તારના વિશેષનો જાણનાર રાજ્યભારની ચિંતામાં મન રાખનાર ધર્મના કામ કરવા તૈયાર રહેનાર રાજાના મનરૂપ માનસમાં હંસની માફક રમનાર સુબુદ્ધિ નામે મહા મંત્રી હતો. ૩–૪

તે ચંપાનગરીની ઇશાન કોણે બાહેર એક મોટી ખાઇ હતી, તેમાં મરેલા સડેલા વણસેલા અને ગંધાતા રખડતા કલેવરો ભરવામાં આવતાં, તેથી તે મુડદાની વસા માંસ અને રૂધિરથી ભરપૂર બની ભયાનક અશુચિમય થઇ રહી હતી. ૫

मयसप्पसाण गोणाइ, देहदुग्गंध सलिल पडिपुन्ना,
ईसाण दिसाइ पुरीइ, तीइँ वहि अत्थि गुरूपरिहा. ६

कइयावि हु भोयण मंडवंमि निवई सुहासणनिसन्नो,
राईसर तलवर कुमर, सिठि सत्थाह पमिइजुओ. ७

आसायणिज्ज वीसायणिज्ज पल्हायणिज्ज माहारं,
सुहवन्न गंधरस फरिस, परिगयं भुंजए हिठो. ८

भुत्तुत्तरंपि तंमि य, आहारे जायविम्हओ भणइ,
राईसर पमुहजणो, अहो मणुन्नो य आहारो. ९

ते वि हु अणुवित्तीए, भणंति जं आणवेइ सामि त्ति,
तत्तो य सुबुद्धिं पइ, जंपइ एवं चिय नरिंदो. १०

निवइस्स एय मठं, मंती ना ढाइ न परियाणाइ,
तुसिणी चिठइ तत्तो, दुच्चं तच्चं पि आह निवो. ११

તેમાં ભરેલા સર્પ કૂતરા અને બેલોનાં કલેવર નાખવામાં આવતાં, તેથી તે દુર્ગંધી પાણીવાળી બની હતી. ૬

હવે રાજા એકવેળા ભોજન મંડપમાં બીજા અનેક રાજા (ખંડીયા), ઈશ્વર (સરદાર), તલવર, કુમાર, શેઠ, સાર્થવાહ વગેરેની સાથે સુખાસનપર બેશીને ખાનપાન યોગ્ય, આનંદ જનક, અને સારા વર્ણગંધરસ સ્પર્શવાળા આહારને હર્ષથી ખાવા લાગ્યો. ૭—૮

ખાવા બાદ પણ તે આહાર માટે આશ્ચર્ય પામી રાજા બીજા જ-ણોને કહેવા લાગ્યો કે અહો આ આહાર કેવો મનોજ્ઞ હતો ? ૯

ત્યારે તેઓ રાજાનું મન રાખવા બોલ્યા કે બરોબર તેવો જ હતો. ત્યારે રાજા સુબુદ્ધિ મંત્રિ પ્રત્યે પણ તેમજ કહેવા લાગ્યો. ૧૦

પરંતુ સુબુદ્ધિ રાજાની આ વાત તરફ બેદરકાર રહીને ચુપચુપ રહ્યો, ત્યારે રાજાએ તે વાત બીજીવાર અને છેવટ ત્રીજીવાર ઉથલાવી. ૧૧

अह जंपइ वरमंती, सामिय एयंमि अइमणुन्नेवि,
आहारे अम्हाणं, न मणागवि विम्हओ होइ. १२

जं पुग्गला सुहा वि हु, असुहत्तेणं खणेण जायंति,
असुहा वि हु सुहभावेण परिणमंते खणेणावि. १३

किंच

सुहसद्दा सुहरूवा, सुहगंधा सुहरसा सुहाफासा,
असुहत्तेणं जायंति, पुग्गला नणु पओगेण. १४

एवं सुबुद्धि वयणं, न सद्दहइ नरवई कयावि पुणो,
सामंत मंति सहिओ, विणिग्गओ वाहियालीए. १५

परिहो द्य अंतेणं, वयमाणो दुरहिगंध अभिभूओ,
दढ पिहियवयण नासो, अक्कमिओ कंपि भूभागं. १६

जंपेइ मंतिमाई, अहो इमं मंगुलं परिहउदयं,
अहिमडय दुरहिगंधं, भणंति ते देव एव मिणं. १७

ત્યારે સુબુદ્ધિ મંત્રી બોલ્યો કે હે સ્વામિન્! આવા અતિ મનોજ્ઞ આહારમાં પણ મને લગારે વિસ્મય થતો નથી. ૧૨

કારણ કે શુભ પુદ્ગળો ક્ષણવારમાં અશુભ થઇ પડે છે અને અશુભ પુદ્ગળો ક્ષણવારમાં શુભ થઇ પડે છે. ૧૩

વળી શુભ શબ્દવાળા—શુભ રૂપવાળા—શુભ ગંધવાળા—શુભ રસવાળા—અને શુભ સ્પર્શવાળા—પુદ્ગળો પ્રયોગે કરી અશુભ બની જાય છે. ૧૪

આ મંત્રિનું વચન રાજાએ કબૂલ નહિ કર્યું. બાદ કોઇક વેળા રાજા સામંત અને મંત્રિઓ સાથે બાહેર ફરવા નીકળ્યો. ૧૫

તે ખાઇના નજીક આવતાં દુર્ગંધથી મુંઝાઇને મુખ અને નાશિકાને ખૂબ ઢાંકીને તેટલો ભૂમિભાગ પસાર કરવા લાગ્યો. ૧૬

બાદ તે મંત્રી વગેરેને કહેવા લાગ્યો, આ ખાઇનું પાણી સર્પ વગેરેના મુડદાંથી દુર્ગંધિ થઇ બહુ ખરાબ થઇ ગયું છે, ત્યારે તેઓ પણ હા પાડવા લાગ્યા. ૧૭

तो भणइ सुबुद्धि पइ, उव्वेयकूरं अहोदगं एयं,
मंती वि आह नरवर, नहु जुत्तो इत्थ उव्वेओ. १८

जं अगुरु घुसिण घणसार, कुसुमपमुहेहि सुरहिदव्वेहिं,
वासियसिता असुहा वि, पुग्गला जंति सुहभावं. १९

कप्पूरमाइणो वि हु, अइसुइणो देहमाइ मासज्ज,
असुहा हवंति तम्हा, सुहअसुहकहा न वत्तव्वा. २०

(अतः)

पुग्गलाण परीणामं, तेसिं नच्चा जहातहा,
विणीयतण्हो विहरे, सीईभूएण अप्पणा. २१

अह ईसि फुरियकोवो, नरनाहो जंपए महामंति,
मा पर मप्पं तदुभय, मेवं कुग्गाहियं कुणसु. २२

चिंतइ मंतिवरिठो, अहो इमो नरवरो कहं होही,
परमत्थ विसेसन्नू, जिणपवयण भावियं मई य. २३

ત્યારે રાજા સુબુદ્ધિના પ્રતે કહેવા લાગ્યો કે, અહો! આ પાણી કેવું ઉદ્વેગ કરનારૂં છે? મંત્રી બોલ્યો કે હે નરવર, એમાં ઉદ્વેગ પામવાનું શું કામ છે? ૧૮

કારણ કે અગર-ચંદન-કપૂર-અને ફૂલ વગેરે સુગંધિ દ્રવ્યોથી વાસ્યા થકા અશુભ પુદ્‌ગળો પણ શુભ થતા દેખાય છે. અને કપૂર વગેરે અતિશુચિ પદાર્થો પણ દેહાદિક સાથે સંબંધિત થઇ અશુભ બને છે, માટે શુભ અને અશુભની વાતજ મ કરો. ૧૯-૨૦

એટલા માટે કહેલું છે કે તે તે પુદ્‌ગળોનો પરિણામ વિચારીને જેમ તેમ તૃષ્ણા હાંખીને આત્માને શાંત રાખી વિચરવું જોઇએ. ૨૧

આમ સાંભળી રાજા જરા ગુસ્સે થઇ સુબુદ્ધિને કહેવા લાગ્યો કે તું આ રીતે પોતને પરને અને બન્નેને ખોટા હઠમાં શામાટે તાણે છે? ૨૨

ત્યારે મંત્રિ વિચારવા લાગ્યો કે, અહો! આ રાજા પરમાર્થના વિશેષને જાણનાર અને જિન પ્રવચનથી ભાવિત બુદ્ધિવાળો શી રીતે થઇ શકે? ૨૩

अइपच्च इयनरेहिं, संझा समयंमि नवयकुंभेहिं,
परिहोदग माणाविय, गालिय खेवइ नवघडेसु. २४

पक्खिविय सज्जखारे, ते लंछियमुदिए करावेइ,
महया जत्तेण पुणो, सत्त दिणे परिवसावेइ. २५

एवं दुच्चं तच्चंपि, सत्त राइंदियं कए संते,
तं जाय मुदग रयणं, अत्थं सत्थं फलिहवन्नं. २६

तो नं वासइ मंती, एला सक्करिय माइदव्वेहिं,
रन्नो पाणियं घरियं, सद्दाविता इमं आह. २७

भो भो तुमं निवइणो, भोयण वेलाइ उदग रयण मिणं,
उवणिज्ज सोवि जंपइ, जं सामी आणवेइ त्ति. २८

तेणवि तहेव विहिए, राया गुरु हरिस पुलइय सरीरो,
सपरियणोवि पसंसइ, अहो इमं उदगरयणं ति. २९

બાદ તેણે સાંજના સમયે પોતાના ખાસ વિશ્વાસુ માણસો મારફત તે ખાઈનું પાણી મગાવીને ગળાવી નવા ઘડાઓમાં રાખી તેમાં સાજીખાર નાખી તેમને મુદ્રિત કરાવીને લટકાવી રાખ્યા, એમ બે ત્રણવાર સાત સાત રાત દિવસ પ્રયોગ કરતાં તે પાણી સ્ફટિકના માફક સાફ અને ધોળું થઈ ઉત્તમ થઈ રહ્યું. ૨૪-૨૫-૨૬

પછી તે પાણીને તે મંત્રિએ એલાયચી અને સાકર વગેરે દ્રવ્યોથી વાસિત કર્યું. બાદ રાજાના પાણી લાવનારને બોલાવીને આ રીતે કહ્યું:-૨૭

ભો ભો, તું રાજાના જમવાની વેળાએ ત્યાં આ પાણી ધરજે, ત્યારે તેણે તે વાત કબૂલ રાખી. ૨૮

બાદ તેણે તેમ કરતાં રાજા પોતાના પરિવાર સાથે તે પાણી પીને ભારે હર્ષથી રોમાંચિત થઈ પ્રશંસવા લાગ્યો કે, અહો! આ કેવું ઉત્તમ પાણી છે! ૨૯

तयणु नरिंदो पाणियहरियं सद्दाविउं भणइ भद्द,
आसाइयं कओ ते, जलरयण मिणं इमो आह. ३०

देव मए दगरयणं, सुबुद्धि सचिवाउ पावियं एयं,
तो राया सद्दाविय, सुबुद्धिमंतिं इय भणेइ. ३१

किं मंति तुह अणिठो, अहयं जेणे य सुदग वररयणं,
कल्लि भोयणवेला वेलाए नो उवठवसि. ३२

हंहो देवाणुपिया, कत्तो एयं तए समुवलद्धं,
पभणेइ मंतिपवरो, तं परिहोदग मिणं देव. ३३

इमिणा मए उवाएण. परिसं कारियं महीनाह,
तं वयण ममन्नंतो, रायावि तहेव कारेइ. ३४

तं कमसो जलरयणं, जायं माणसजलं व दट्ठूणं,
जंपेइ मंतिरायं, राया विम्हय भरिय हियओ. ३५

પછી તરત જ રાજાએ પાણી લાવનારને બોલાવી પૂછ્યું કે હે ભદ્ર! તેં આ ઉત્તમ પાણી ક્યાંથી મેળવ્યું? ત્યારે તે બોલ્યો કે હે દેવ, આ ઉદક રત્ન હું સુબુધ્ધિ મંત્રિ પાસેથી લાવેલો છું. ત્યારે રાજાએ સુબુદ્ધિ મંત્રિને બોલાવીને આ રીતે કહ્યું. ૩૦–૩૧

હે મંત્રિ, શું તને હું અનિષ્ટ છું કે જે માટે ગઈ કાલે ભોજન વેળાએ તારે ત્યાંથી આવેલું ઉદકરત્ન તું હમેશાં મને નથી મોકલાવતો? ૩૨

હે દેવાનુપ્રિય, આ ઉદકરત્ન તેં ક્યાંથી મેળવ્યું છે? ત્યારે મંત્રિ બોલ્યો કે હે દેવ, એ તેજ ખાઇનું પાણી છે. ૩૩

અને હે મહીનાથ, આવા આવા ઉપાયે કરીને મેં તે આવું કરવેલું છે; ત્યારે રાજાને તે વચનની ખાતરી નહિ આવતાં તેણે પોતે તે અજમાયસ કરી જોઈ, ત્યારે ક્રમે કરીને તે પાણી માનસ સરોવરના જળ જેવું ઉત્તમ બની રહ્યું. ત્યારે રાજા મનમાં વિસ્મય પામીને મંત્રિને કહેવા લાગ્યો. ૩૪–૩૫

देवाणुपिया कत्तो, तए विसेसा इमे परिन्नाया,
अइसुहमबुद्धिगम्मा, स आह जिण वयणओ देव. ३६

भणइ निवो जिणवयणं तुहंतिए मंति सोउ मिच्छामि,
केवलिपणीय मणहं, धम्मं एसो वि साहेइ. ३७

पढमं चाउज्जामं, धम्मं मुणिजण निवेसियं कहिउं,
सम्मदंसण मूलं, गिहत्थधम्मंपि साहेइ. ३८

तं सोउ भणइ निवई, अमच्चवर पवयणं तु निग्गंथं,
सच्च मणुत्तर मिच्चाइ, सद्दहामी तहि च्चाइ. ३९

किंतु अहं तुहपासे, सावयधम्मं गहित्तु मिच्छामि,
मंती वि भणइ सामिय, मा पडिवंधं करेसु त्ति. ४०

तो जियसत्तुनरिंदो, सुबुद्धिमंतिस्स अंतिए तुठो,
सम्मं दुवालसविहं, गिहत्थधम्मं पवज्जेइ. ४१

હે દેવાનુ પ્રિય, આવા અતિ સૂક્ષ્મ બુદ્ધિગમ્ય બનાવો તેં શાથી જાણી શકયા છે? ત્યારે મંત્રિ બોલ્યો કે હે દેવ, જિન વચનથી. ૩૬

ત્યારે રાજા બોલ્યો કે હે મંત્રિ, હું તારી પાસેથી જિનવચન સાંભળવા ઇચ્છું છું, ત્યારે મંત્રી તેને કેવળિપ્રણીત નિર્મળ ધર્મ કહેવા લાગ્યો. ૩૭

મંત્રિએ પહેલાં તેને મુનિજનમાં રહેલ ચાતુર્યામ ધર્મ સંભળાવ્યો, બાદ. સમ્યકત્વ મૂળ ગૃહસ્થ ધર્મ સંભળાવ્યો. ૩૮

તે સાંભળીને રાજા બોલ્યો કે હે અમાત્યવર, આ નિર્ગ્રંથ પ્રવચન સત્ય અને સર્વાધિક છે અને હું તેને તથા કરીને શ્રદ્ધું છું. ૩૯

પરંતુ (હાલ) હું તારી પાસે શ્રાવક ધર્મ લેવા ઇચ્છું છું, ત્યારે મંત્રિ બોલ્યો કે હે સ્વામિન્, વગર વિલંબે તેમ કરો. ૪૦

ત્યારે જિતશત્રુ રાજા સુબુદ્ધિ મંત્રિના પાસે હર્ષિત થઈ રૂડી રીતે બાર પ્રકારનો ગૃહસ્થ ધર્મ સ્વીકારવા લાગ્યો. ૪૧

तइया थेरागमणं, वंदण वडियाइ निग्गओ राया,
मंतीवि सुणिय धम्मं, हिट्ठो विन्नवइ गुरुपाए. ४२

तुम्हाण मंतिए हं, पव्वइहं नवरि पुच्छिउं भूवं,
भणियं गुरुहिं भो मंति, मा पमायं करिज्जासि. ४३

अह तेण निवो पुठो, पयंपए मंति नियरज्ज मिणं,
पालित्तु किंचि कालं, दुवेवि दिक्खं गहिस्सामो. ४४

एवं होउ त्ति पयंपियंमि सचिवेण दोवि तं रज्जं,
धम्मं तह पालंता, बारसवरिसाइं वोलंति. ४५

इत्तो य तहिं पत्ता, थेरा तेसिं तिए सुणियधम्मो,
अदीण सत्तु नियपुत्त ठविय गुरुरज्ज पब्भारो. ४६

सुहबुद्धि सुबुद्धि सुमंति संजुओ पवयणं पभावंतो,
गिण्हइ वयं नरिंदो, विम्हाविय देवदेविंदो. ४७

તેટલામાં ત્યાં સ્થવિર મુનિઓ પધાર્યા, તેમને વાંદવા માટે રાજા ત્યાં ગયો. ત્યાં મંત્રિએ ધર્મ સાંભળી હર્ષિત થઈ ગુરૂ પાસે વીનતી કરી કે તમારા પાસે હું પ્રવ્રજ્યા લઇશ, કિંતુ રાજાને પૂછી આવું છું, ત્યારે ગુરૂ બોલ્યા કે હે મંત્રિ, તરતોતરત તેમ કર. ૪૨–૪૩

હવે તેણે રાજાને પૂછતાં રાજા બોલ્યો કે હે મંત્રિ, આપણું આ રાજ્ય કેટલાક વખત લગી પાળીને પછી આપણુ બન્ને જણુ દીક્ષા લેશું. ૪૪

મંત્રીએ કહ્યું કે ઠીક. ત્યારે એમજ કરશું–એમ કહીને તે બન્ને જણુ રાજ્ય અને ધર્મ પાળતા થકા બાર વર્ષ પસાર કરતા હવા. ૪૫

એ વેળા ત્યાં ફરીને સ્થવિરો આવ્યા, તેમના પાસે ધર્મ સાંભળીને રાજા પોતાના અદીનશત્રુ નામના પુત્રને રાજ્યભાર સોંપી બુદ્ધિવાન્ સુબુદ્ધિ મંત્રિના સાથે મળેલો રહીને પ્રવચનની પ્રભાવના કરતો થકો ઇંદ્રાદિકને વિસ્મય પમાડી દીક્ષા સ્વીકારતો હવો. ૪૬–૪૭

उग्गा उग्गविहारी, दुवेवि इक्कारसंग सुयधारी,
अइसुद्ध बंभयारी, कुणंति दिक्खं निरइयारी. ४८

विलसंत सियज्झाणा, रक्खियनी सेसजंतु संताणा,
उप्पन्न विमलनाणा, सिद्धिं पत्ता मुणि पहाणा. ४९

इति स्पष्टं यस्मा ज्जिनवचन पुष्पैक मधुकृत्-
सुबुद्धि मंत्रीशः स्वपरहितकर्त्ता समजनि,
विशेषज्ञत्वाख्यं गुण ममल मेनं कृतधियः
श्रयंतां संसारस्फुरदुधि पोत प्रतिकृतिं. ५०

इति सुबुद्धि मंत्रि कथा समाप्ता.

તેઓ બે ઉગ્ર ઉગ્ર વિહારી થઇને અગ્યાર અંગ ભણી અતિ શુદ્ધ બ્રહ્મચર્ય પાળી નિરતિચારપણે દીક્ષા પાળવા લાગ્યા. ૪૮

તેઓ તમામ જંતુઓની રક્ષા કરતા થકા શુક્લ ધ્યાનપર ચડી કેવળજ્ઞાન પામી સિદ્ધિ પ્રાપ્ત થયા. ૪૯

આ રીતે જિન વચનરૂપ પુષ્પોમાં ભમરાની માફક પ્રીતિધરનાર સુબુદ્ધિ મંત્રી સ્પષ્ટ રીતે વિશેષજ્ઞત્વ ગુણના યોગે સ્વપરહિત કર્ત્તા થયો. માટે હે બુદ્ધિમાન્ જનો, તમે સંસારથી તારવામાં વહાણ સમાન આ ગુણને ધારણ કરો. ૫૦

આ રીતે સુબુદ્ધિ મંત્રીની કથા છે.



સપ્તદશતમ ગુણ.

उक्तो विशेषज्ञ इति षोडशो गुणः संप्रति वृद्धानुग इति सप्तदशं गुण मभिधित्सु राह.

વિશેષજ્ઞપણારૂપ સોલમો ગુણ કહ્યો, હવે વૃદ્ધાનુગપણારૂપ સત્તરમો ગુણ કહે છે.

# ( मूळ गाथा. )

वुढो परिणय बुद्धी-
पावायारे पवत्तई नेव,
वुढाणुगो वि एवं-
संसग्गकिया गुणा जेण. २४

( મૂળ ગાથાનો અર્થ. )

વૃદ્ધ પુરૂષ પાકી બુદ્ધિવાળો હોવાથી પાપાચારમાં નહિજ પ્રવર્તે, એ રીતે તેની પાછળ ચાલનાર હોય તે પણ પાપાચારમાં નહિ પ્રવર્તે. કેમકે સોબત પ્રમાણે ગુણ આવે છે. ૨૪

(ટીકા.)

वृद्धः प्रवयाः परिपक्कधिषणः परिणामसुंदरमतिः सद्विवेकादिगुण समन्वित इत्यर्थः

વૃદ્ધ એટલે અવસ્થાવાન્ પુરૂષ પરિપક્વ બુદ્ધિવાળો એટલે પરિણામ સુંદર બુદ્ધિવાળો અર્થાત્ વિવેક વગેરે ગુણોથી સહિત હોય છે.

(तथा चोक्तं)

तपः श्रुत-धृति-ध्यान-विवेक-यम-संयमैः,
ये वृद्धा स्ते त्र शस्यंते, न पुनः पलितां कुरैः १

જેઓ તપ, શ્રુત, ધૈર્ય, ધ્યાન, વિવેક, યમ, અને સંયમથી વધેલા હોય તેઓ વૃદ્ધ જાણવા, નહિ કે જેમને ધોળા વાળ આવ્યા હોય તે વૃદ્ધ લેખાય. ૧

सत्तत्वनिकषोद्भुतं, विवेकालोक वर्द्धितं,
येषां बोधमयं तत्त्वं, ते वृद्धा विदुषां मताः २

ખરા તત્ત્વરૂપ કસોટીથી પ્રગટેલું અને વિવેકરૂપ પ્રકાશથી વૃદ્ધિ પામેલું જ્ઞાનમય તત્ત્વ જેમણે મેળવ્યું હોય તેમને પંડિત જનો વૃદ્ધ ગણે છે. ૨

प्रत्यासत्ति समायातै, र्विषयैः स्वांतरंजकैः
न धैर्यं स्खलितं येषां, ते वृद्धाः परिकीर्तिताः ३

પ્રાપ્ત થએલા મન હરનાર વિષયોવડે જેનું ધૈર્ય તુટે નહિ તે વૃદ્ધો જાણવા. ૩

नहि स्वप्नेपि संजाता, येषां सदूवृत्तवाच्यता,
यौवनेपि मताद्वृद्धा, स्ते धन्याः शीलशालिभिः ४

જેમના સદાચાર સંબંધે સ્વપ્નમાં પણ કોઇ વિરૂદ્ધ બોલી શકયો નહિ હોય તેવા ભાગ્યશાળિ પુરૂષો યૌવનમાં છતાં તેમને સુશીલ જનો વૃદ્ધ માને છે. ૪

किंच,

प्रायः शरीर शैथिल्यात्, स्यात् स्वस्था मति रंगिनां,
तरुणोपि क्वचित् कुर्यात्, दृष्टतत्वोपि विक्रियां. ५

(વળી બીજી બાજુ આમ પણ કહેવાય છે કે) વૃદ્ધાવસ્થામાં શરીરનું જોર કમી પડવાથી પ્રાણિઓની બુદ્ધિ સ્વસ્થ થાય છે, અને તરૂણ તો તત્વને સમજેલો છતાં પણ કોઈ સ્થળે વિકાર પામી જાય છે. ૫

वार्द्धकेन पुन र्धत्ते, शैथिल्यं हि यथायथा,
तथातथा मनुष्याणां, विषयाशा निवर्त्तते ६

મનુષ્ય વૃદ્ધાવસ્થા થતાં જેમ જેમ શિથિલ થતો જાય છે, તેમ તેમ તેની વિષય તૃષ્ણા પણ નિવર્તતી જાય છે. ૬

हेयोपादेय विकलो, वृद्धोपि तरुणाग्रणीः
तरुणोपि युत स्तेन, वृद्धै र्वृद्ध इतीरितः ७ (इति)

(છતાં સારાંશ એ છે કે) જે વૃદ્ધ છતા પણ હેયોપાદેયના જ્ઞાનથી હીન હોય તે તરૂણોનો સરદારજ જાણવો, અને તરૂણ છતાં પણ જે હેયોપાદેયને બરોબર સમજી તે પ્રમાણે ચાલતો હોય તે વૃદ્ધ સમજવો. ૭

**स एवंविधो वृद्धः—पापाचारेऽशुभकर्मणि—प्रवर्त्तते नैव,**

માટે એવા પ્રકારનો વૃદ્ધ પુરૂષ પાપાચારમાં એટલે ભુંડા કામમાં નહિજ પ્રવર્ત્તે.

**स हि किल यथावस्थिततत्त्व मव बुध्यत इति.**

કેમકે તે ખરેખર યથાવસ્થિત તત્વને સમજેલો હોય છે.

**यतएव वृद्धो ना हितहतौ प्रवर्त्तते,—ततो वृद्ध मनुगच्छति य स्तन्मतानुसारितया—स वृद्धानुगः—सो प्येवमेव पापे न प्रवर्त्तते इति भावः**

જે માટે વૃદ્ધ પુરૂષ અહિતના હેતુમાં નથી પ્રવર્ત્તતો,-તે માટે વૃદ્ધના પાછળ ચાલનાર એટલે તેને અનુસરનાર તે વૃદ્ધાનુગ પુરૂષ પણ એજ રીતે પાપમાં નથી પ્રવર્ત્તતો એ મતલબ છે.

**मनीषि वृद्धानुग—मध्यमबुद्धिवत्**

બુદ્ધિમાન્ વૃદ્ધજન પાછળ ચાલનાર મધ્યમબુદ્ધિના માફક.

**केन हेतुने त्याह,—संसर्गकृताः सांगत्य जनिता गुणा येन कारणेन प्राणिनां स्यु, रतएव प्रोक्त मागमे—**

શા હેતુથી એમ છે તે કહે છેઃ—જે કારણે પ્રાણિઓના ગુણો સંસર્ગકૃત છે એટલે કે સોબત પ્રમાણે થતા દીસે છે, એથીજ આગમમાં કહેલું છે કેઃ—

**उत्तमगुण संसग्गी, सीलदरिदं पि कुणइ सीलढं,**
**जह मेरु गिरिविलग्गं, तणंपि कणगत्तण मुवेइ (त्ति)**

ઉત્તમ ગુણવાન્‌ની સોબત શીળહીનને પણ શીળવાન્ કરે છે, જેમકે મેરૂ પર્વતપર ઊગેલું ઘાસ પણ સોનારૂપે થઇ જાય છે.

( मध्यमबुद्धि चरितं पुन रेवं )

अस्त्य त्र भरतक्षेत्रे, पुरं क्षिति प्रतिष्टितं,
तत्र कर्मविलासाख्यो, राजा वीर्य निधानभूः १

तस्य प्रणयिनी ज्येष्टा, यथार्था शुभ सुंदरी,
अन्या कुशल मालाख्या, शालेव सकलापदां. २

तयो र्मनीषिबालाख्यौ, पुत्रौ प्रेमपरौ मिथः,
स्वदेहोद्यान मन्येद्यु, र्गतौ गतौ क्रीडितुं मुदा. ३

ताभ्या मदर्शि तत्रैकः, पुमा नुदूबंध तत्परः
बालः पाश मपास्या थ, पप्रच्छो दूबंध कारणं. ४

अमुना प्रश्नितेना ल मित्यु क्त्वो ल्लंवयन् पुनः,
निवार्य सादरं पृष्टो, बालेने दं स ऊचिवान्. ५

મધ્યમબુદ્ધિનું ચરિત્ર આ પ્રમાણે છે:—

આ ભરતક્ષેત્રમાં ક્ષિતિપ્રતિષ્ટિત નામે નગર છે, તેમાં બળવાન્ કર્મ-વિલાસ નામે રાજા હતો. ૧

તેની યથાર્થ નામવાળી શુભસુંદરી નામે એક સ્ત્રી હતી, અને બીજી સકળ આપદાનીશાળા સમાન અકુશળમાળા નામે સ્ત્રી હતી. ૨

તે બે સ્ત્રીઓના મનીષિ અને બાળ નામે બે પુત્રો હતા, તેઓ અ-રસપરસ પ્રીતિવાન્ રહી એકવેળા શરીરરૂપી ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયા. ૩

ત્યાં તેમણે એક માણસને ફાંસો ખાતો જોયો; ત્યારે બાળ તેના ફાં-સાને દૂરકરી તે માણસને ફાંસો ખાવાનું કારણ પૂછવા લાગ્યો. ૪

તે માણસ બોલ્યો કે એ વાત પૂછવી મુલતવી રાખો, એમ કહીને તે ફરી ફાંસો લેવા તૈયાર થયો, ત્યારે જેમ તેમ તેને અટકાવીને બાળ તેને આદરથી પૂછવા લાગ્યો; એટલે તે આ પ્રમાણે બોલ્યો:—૫

स्पर्शनाख्यस्य मे भद्र, भवजंतु रभूत् सखा,
समं सदागमेनो च्चैः, स मैत्री मन्यदा करोत्. ६

ततः प्रभृति जज्ञे सौ, त्रुटयत्प्रेमा ममो परि,
ललनातूलिकात्यागी, मुदुस्तपतपोरतः. ७

अंगीकृत बहु क्लेशः, केश लुंचन लालसः,
भकाष्ट शय्या शयनः, प्रांतरुक्षाशनो भृशं. ८

( युग्मं )

स्फूर्ज दुर्ज स्वलध्यानो, ज्ञानोत्साहित भावनः,
मां मुक्त्वा मदगम्यायां, स ययौ निर्वृतौ पुरि. ९

ततो मित्र वियुक्तेन, मये दं भो श्चिकीर्षितं,
श्रुत्वे ति तत् दृढप्रेमा, प्रीतो बालो भ्यधा दिति. १०

હે ભદ્ર! મારૂં નામ સ્પર્શન છે, મારો એક ભવજંતુ નામે મિત્ર હતો, તેણે કેટલોક વખત થયા સદાગમના સાથે મૈત્રી બાંધી. ૬

ત્યારથી માંડીને એનો મારાપરથી પ્રેમ ત્રૂટયો, તે સ્ત્રી અને પલંગને છોડી સખત તપ તપવા લાગ્યો, ભારે ક્લેશ સહેવા લાગ્યો, કેશ લુંચન કરવા લાગ્યો, જમીન અને કાષ્ટપર સૂવા લાગ્યો, અને હલકું રૂખુંસૂખું ખાવા લાગ્યો. ૭–૮

તે ઉછળતા ધ્યાનમાં ચડી જ્ઞાનથી ભાવનાઓને ઉત્તેજિત કરી, મને છોડીને મારાથી જ્યાં નહિ જઇ શકાય એવી નિર્વૃતિ નામની પુરીમાં જતો રહ્યો છે. ૯

તેથી મિત્રના વિયોગે કરીને હું આમ કરવા લાગ્યો છું. તે સાંભળી તેના તે દૃઢ પ્રેમથી ખુશી થઇને બાળ બોલ્યો—૧૦

मित्र वात्सल्य युक्तानां, दृढ सौहार्दशालिनां,
परोपकार शीलानां युक्त, मेतद् भवादृशां. ११

(यतः)

मित्रस्य विरहे स्थातुं, क्षण मप्युचितं नहि,
मनस्विना मितीवा शु, दिवसेना स्त मीयते. १२

अहो ते मित्र वात्सल्य, महो ते स्थिररागिता,
अहो तव कृतज्ञत्व, महो ते साहसं दृढं. १३

भवजंतोः पुनरहो, क्षण रक्त विरक्तता,
अहो हृदयकाठिन्य, महो मौढ्य मनुत्तरं. १४

तथापि धीर धीरत्वं, कृत्वा हित्वा तथा शुचं,
स्वास्थ्यं धेहि मुदं देहि, मम मित्रं भवा धुना. १५

મિત્રપર વાત્સલ્ય ધરનાર, મજબૂત પ્રીતિશાળિ, અને પરોપકાર પ-રાયણ તમારા જેવાને એમજ કરવું વાજબી છે. ૧૧

જે માટે મનસ્વી પુરૂષોને મિત્રના વિરહમાં ક્ષણભર પણ રહેવું ઘ-ટતું નથી એમ વિચારીનેજ જુવો મિત્ર (સૂર્ય) નો વિરહ થતાં દિવસ પણ અસ્ત થાય છે. ૧૨

ધન્ય છે તારા મિત્ર વાત્સલ્યને, ધન્ય છે તારી સ્થિરતાને, ધન્ય છે તારી કૃતજ્ઞતાને, અને ધન્ય છે તારા દૃઢ સાહસને. ૧૩

ભવજંતુની ક્ષણવારમાં થએલી રક્ત વિરક્તતા જુવો ! તેના હૃદયની કઠોરતા જુવો ! અને તેની મહા મૂઢતા જુવો ! ૧૪

તોપણ હે ધીર, તું ધીરજ ધરી શોક મેલીને સ્વસ્થ થા અને હર્ષ પામી મારો મિત્ર થા. ૧૫

स्पर्शनो प्याख्य दित्य स्तु, भवजंतु रित्रा सि मे,
तत स्तेन व्यधा न्मैत्रीं, बालः प्रीतांतरात्मना. १६

सदागमत्याजितत्वा, न्नूनं नैष शुभाशयः,
मनीषिणे ति विदधे, र्वहिर्वृत्त्या त्वसौ सखा. १७.

तौ तं वृत्तांत माख्यातं, मातापित्रो र्यथास्थितं,
ततो राजा भवद् भूरि, हर्षद्रुम विहंगमः १८

उवाचा कुशला हृष्टा, साधु साध्व सि पुत्रक,
यत् त्वया सर्वसौख्यानां, खानि रेष सखा कृतः १९

तुषार इव पद्मस्य, स्वर्भानु रिव शीतगोः,
स्पर्शनो यं सखा सौख्य, कारणं मे सुतस्य न. २०

एवं विषाद विवशा, चिंतय च्छुभ सुंदरी,
किंतु नाचीकथत् किंचिद्, गांभीर्यात् स्वसुतं मति. २१ (युग्मं)

સ્પર્શન બોલ્યો—બહુ સારૂં, તમેજ મારા ભવજંતુ સમાન છો. ત્યારે બાળ મનમાં ખુશી થઇને તેની સાથે દોસ્તી કરવા લાગ્યો. ૧૬

મનીષિ નામનો કુમાર વિચારવા લાગ્યો કે સદાગમથી એ તજાયલ હોવાથી નક્કી એ સ્પર્શન ભૂંડા આશયવાળો હોવો જોઇયે, તેથી તેણે બાહેરથીજ તેની સાથે દોસ્તી દર્શાવી. ૧૭

તે બે જણાએ તે વૃત્તાંત માબાપને કહી સંભળાવ્યો. ત્યારે રાજા ભારે હર્ષ પામવા લાગ્યો. ૧૮

અકુશળા માતા હર્ષિત થઈ બોલી કે, હે પુત્ર! તેં બહુજ ઠીક કર્યું, કે જે આ સર્વ સુખની ખાણ સમાન સ્પર્શનને તેં મિત્ર કર્યો. ૧૯

શુભસુંદરી વિચારવા લાગી કે, પદ્મને જેમ હિમ બાળે છે, ચંદ્રમાને જેમ રાહુ ગ્રસે છે, તેમ આ સ્પર્શન પણ મિત્ર થયાથી મારા પુત્રના સુખનું કારણ નથી, એમ ચિંતવીને વિષાદ પામવા લાગી, પણ ગાંભીર્ય ધારી તેણીએ પુત્રને કાંઈ કહ્યું નહિ. ૨૦-૨૧

स्पर्शनमूल शुद्ध्यर्थं, परेद्यवि मनीषिणा,
आहूय रहसि प्रोक्तो, बोधो नामां गरक्षकः २२

भद्रा स्य मूळशुद्धिं मे, शीघ्रं ज्ञात्वा निवेदय,
यदा ज्ञापयति स्वामी, त्युक्त्वा सौ निरगात् ततः २३

तेना त्मीयः प्रभावाख्यः, प्रैषि प्रणाधिपूरूषः
प्रस्तुतार्थाय सो न्येद्यु, र्यात्वा गाद् बोधसन्निधौ. २४

ततः कृतावनामो सौ, बोधेना प्रच्छि सादरं,
प्रभाव कथया त्मीयं, वृत्तांतं सो प्यथा ख्यत. २५

इत स्तदा हि निर्गत्य, बाह्यदेशेषु बंभ्रमं,
मया नचापि गंधोपि, प्रस्तुतार्थस्य तेष्वथ. २६

आगा मांतरदेशेषु, तत्रचा पश्य मुल्वणं,
पुरं राजस चित्ताख्यं, समंता त्तमसा चित्तं. २७

હવે એક વેળા સ્પર્શનની મૂળ શુદ્ધિ મેળવવા માટે મનીષિએ બોધ નામના અંગરક્ષકને એકાંતમાં બોલાવી કહ્યું કે હે ભદ્ર, આ સ્પર્શનની મૂળ શુદ્ધિ શોધીને મને જલદી જણાવ–ત્યારે સ્વામિની આજ્ઞા કબૂલ કરી તે બોધ ત્યાંથી રવાને થયો. ૨૨–૨૩

તે બોધે પોતાનો પ્રભાવ નામે પ્રતિનિધિ પુરૂષ આ કામના માટે મોકલાવ્યો. તે કેટલાક દિવસે પાછો આવી બોધ પાસે જઈ તેને પ્રણામ કરવા લાગ્યો, એટલે બોધે તેને આદરથી પૂછ્યું કે હે પ્રભાવ, તારો વૃત્તાંત કહે, ત્યારે તે બોલ્યો:—૨૪–૨૫

અહીંથી ત્યારે હું નીકળીને બાહેરના દેશોમાં ખૂબ રખડયો, પણ મને એ વાતનો કશો લેશ માત્ર પણ પત્તો મળ્યો નહિ. ૨૬

ત્યારે હું અંદરના દેશોમાં આવ્યો, ત્યાં મેં રાજસચિત્ત નામનું ચારે બાજુથી અંધકાર ભરેલું ભયંકર નગર જોયું. ૨૭

पुरे तस्मि न्नहं यावत्, माप्तो राजकुलांतिकं,
ताव दुल्लसितोऽकांड, एव कोलाहलध्वनिः २८

ब्रह्मांड भांड संव्यापि, स्फूर्जे दूघणघणारवा,
लौल्यादि भूयाधिष्टाना, मिथ्यामाना द्यो रथाः २९

गर्जितर्जि तजीमूता, ममत्वाद्या मतंगजाः,
हेषा पूरित दिक्चक्रा, अज्ञानाद्या स्तुरंगमाः ३०

अनेकरण संघट्ट, प्रौढ निर्व्यूढ साहसाः,
चेलु र्गृहीतनानास्त्रा, श्चापलाद्याः पदातयः ३१

(त्रिभि र्विशेषकं)

प्रसर्पदर्प कंदर्प, पटहोद्घोषणाव् क्षणात्,
प्राचाली द्चलस्थामा, पर मप्यमितं बलं. ३२

पृष्टो मया थ त्रिषया भिलाषस्यैव पूरूषः,
विपाकाख्यः समाचख्यौ, राज्ञः प्रस्थान कारणं. ३३

તે નગરમાં પેસીને હું જેવો દરબાર ઘર પાસે આવ્યો, તેવામાં મેં ત્યાં ઓચિંતો કોલાહલ થતો સાંભળ્યો. ૨૮

ત્યાં લૌલ્યાદિક રાજાઓના મિથ્યાભિમાનાદિક રથો પોતાના ઊછળતા ઘણઘણાટથી બ્રહ્માંડને ભરી નાખતા હતા. ૨૯

મમત્વાદિક હાથીઓ ગાજીને મેઘને પણ હલકો પાડતા હતા, તેમ જ અજ્ઞાનાદિક ઘોડાઓ હણહણાટથી દિશાઓ ભરી નાખતા હતા. ૩૦

વળી ચાપળ વગેરે પદાતિઓ અનેક લડાઇ લડવાથી મજબૂત, સાહસિક બન્યા થકા અનેક જાતના હથિયારો લઇ ચાલતા હતા. ૩૧

આ શિવાય બીજું પણ તમામ લશ્કર ઊછળતા ગર્વવાળા કંદર્પનો પડઘા વાગવાથી તરતો તરત તૈયાર થઇ ચાલવા લાગ્યું. ૩૨

ત્યારે મેં વિષયાભિલાષનાજ વિપાક નામના માણસને પૂછતાં તે આ પ્રસ્થાનનું કારણ નીચે મુજબ કહેવા લાગ્યો. ૩૩

भो भद्रा त्रा स्ति वैरीन कुंभ निर्भेदकेसरी,
मुख्य श्चरटचक्रस्य नरेंद्रो रागकेसरी. ३४

तस्या स्ति मंत्री विषया, भिलापो नाम विश्रुतः,
चंडमार्त्तंडवत् प्रौढ, प्रतापाक्रांत विष्टपः ३५

रागकेसरि देवेन, स मंत्रीशो न्यदा मुदा,
जगदे जगदेतन्मे, वश्यं कुरु विशारद. ३६

ओ मित्युक्त्वा महामंत्री, विश्ववश्यत्वहेतवे,
स्पर्शनादीनि पंच स्व, मानुपाणि समादिशत. ३७

मंत्रिणो चे न्यदा देव, देवशासनतो मया,
स्वमानुषाणि प्रेष्यंत, जगत्साधन हेतवे. ३८

तैः साधितं जगत् प्रायो, ग्राहितं देवशासनं,
केवलं श्रूयते कश्चित, सस्याना मीतिसंघवत. ३९

તે બોલ્યો કે આ લુંટારૂ લશ્કરનો મુખ્ય સરદાર રાગકેશરી નામે રાજા છે, તે વૈરીઓના હાથીઓના કુંભસ્થળ વિદારવામાં સિંહ સમાન છે. ૩૪

તેનો વિષયાભિલાષ નામે પ્રખ્યાત મંત્રી છે, તે પ્રચંડ સૂર્યના માફક પ્રૌઢ પ્રતાપથી આખા જગતને દબાવનાર છે. ૩૫

તે મંત્રીશ્વરને એક વેળા રાગકેશરી કહેવા લાગ્યો કે હે બુધ્ધિમાન્ મને તું આ જગત્ વશ કરી આપ. ૩૬

ત્યારે મંત્રીએ તે વાત કબૂલ કરીને જગત્‌ને વશ કરવા માટે પોતાના સ્પર્શનાદિક પાંચ માણુસોને બોલાવી ફરમાવ્યું. ૩૭

બાદ કેટલેક વખતે મંત્રિએ રાજાને કહ્યું કે હે દેવ! તમારા હુકમથી મેં મારા માણુસોને જગત્‌ને વશ કરવા મોકલાવ્યા છે. તેઓએ પ્રાયે સઘળું જગત્ જીતીને તમારા તાબે કર્યું છે, છતાં એવું સંભળાય છે કે નીપજેલા પાકને જેમ તીડનું ટોળું બગાડે. ૩૮-૩૯

तेषा मुपद्रवकरः, स्फुटोद्भट पराक्रमः,
संतोषनामा चरटः, कूटः कपट पाटवः ४०

भूयो भूयः पराभूय, तानि तेन कियान् जनः
देवभुक्ते र्बहिस्थायां, प्रक्षिप्तो निर्वृतौ पुरि. ४१

त न्मंत्रिवचनं श्रुत्वा, कोपाटो पारुणे क्षणः,
तस्यो परि स्वयं देवः, प्रतस्थे रणकर्मणे. ४२

इत श्चास्मारि देवेन, तातपादा भिवंदनं,
तरंगेणे व पाथोधे, र्वले च क्षणा त्ततः ४३

विपाको थ मया नाथ, संभ्रमोद्भ्रांत चक्षुषा,
पृष्टः कोस्य नरेंद्रस्य, पिते ति मम कथ्यतां. ४४

ईषद् विहस्य स प्रोचे, ननु मोहो महा नृपः,
त्रिलोकी ख्यात महिमा, दध्यौ वृद्धो न्यदे ति सः ४५

તેમ આપણા જીતાયલા લોકોને ઉપદ્રવ કરનાર ભારે પરાક્રમવાન્ સંતોષ નામે બહારવટિઓ કૂડકપટમાં કુશળ રહી વારંવાર કેટલાક જનોને પકડી પકડીને તમારા ભોગવટાથી બાહેર રહેલી નિર્વૃતિપુરીમાં નાખ્યા કરે છે. ૪૦-૪૧

મંત્રિનું તે વચન સાંભળીને રાજા કોપના ભરાવથી લાલ નેત્રવાળો બનીને તેની સાથે લડવા માટે જાતે રવાના થયો હતો. ૪૨

એટલામાં તો તે રાજાને બાપને પગે પડવાની વાત યાદ આવ્યાથી તરતો તરત તે દરિયાના મોજાં માફક પાછો વળ્યો છે. ૪૩

ત્યારે હું ભયથી આમ તેમ નજર ફેરવતો થકો વિપાકને પૂછવા લાગ્યો કે આ રાજાનો બાપ કોણ છે તે મને કહે. ૪૪

તે લગાર હસીને બોલ્યો, કે શું એટલી પણ તને ખબર નથી કે? અરે એ તો ત્રણે લોકમાં વિખ્યાત મહિમાવાળો મોહ નામે મહા નરેંદ્ર છે.

पार्श्वे स्थितोपि वीर्येण, क्षमो हं रक्षितुं जगत्,
तेंना धुना प्रयच्छामि, साम्राज्यं निज सूनवे. ४६

राज्यं देवाय दत्वा थ, शेते मोहो निराकुलः
तथापी दं जगत् तस्य, प्रभावेणैव वर्त्तते. ४७

तदेष मोहराज स्ते, कथं प्रष्टव्यतां गतः,
व्याहारि हारि वचनं तत स्तं प्रत्य दो मया. ४८

भवता भद्र पापो हं, साधु साधु प्रबोधितः,
परं निवेद्यता मग्रे, किमभूत् सो प्यथा वदत्. ४९

गत्वा सारपरीवार, युक्तो देवः पितुः क्रमौ,
ननामै नं च वृत्तांतं, मूलतोपि व्यजिज्ञयत्. ५०

मोहो वोचत हे वत्स, यन्मदंगस्य बाध्यते,
पामाव्याप्त मयस्ये व, त त्सारं किलं संप्रति. ५१

તે વૃદ્ધ થવાથી તેણે વિચાર્યું કે હું પડખે રહીને પણ મારા બળે જગત્‌ને વશ રાખી શકીશ, તેથી હવે મારા પુત્રને રાજ્ય સોંપુ. તેથી આ રાગકેશરીને રાજ્ય આપીને તે નિશ્ચિંત થઇ સૂતો છે, છતાં તેનાજ પ્રભાવથી આ જગત્ વશમાં રહે છે. ૪૫–૪૬–૪૭

માટે મોહ રાજાની તારે પરપૂછ કરવાની શી જરૂર છે? આ રીતે તે બોલ્યો ત્યારે મેં તેના પ્રત્યે આ રીતે મીઠું વચન કહ્યું કે હે ભદ્ર, હું નિર્બુદ્ધિ છું, માટે તેં મને ઠીક પ્રબોધિત કર્યો, પણ હવે આગળ શી વાત છે તે કહે ત્યારે તે બોલ્યો. ૪૮–૪૯

રાગકેશરી પરિવાર સહિત બાપ પાસે જઈ તેના ચરણે નમ્યો, અને તેણે તેને સઘળો વૃત્તાંત સંભળાવ્યો. ૫૦

મોહ બોલ્યો કે હે પુત્ર, એ તો મારા અંગને ખરજની માફક પીડા કરે છે. ૫૧

तत् त्वं तिष्ट निजं राज्यं, सुचिरं प्रतिपालय,
संतोष शत्रुघातार्थं, महं यास्यामि संगरे. ५२

देवः श्रुतीः पिधाया रुया, दाः शांतं पातकं ह्यदः,
अनंतकाल संस्थापि, तातीयं भवताद् वपुः ५३

देवेन वार्यमाणोपि, मोहः सर्वाभि सारतः,
स्वयं चचाल भद्रे दं, राज्ञः प्रस्थान कारणं. ५४

इत्युक्त्वा स ययौ तूर्णं, चित्ते दध्या वहं पुनः,
अये स्पर्शन संशुद्धि, र्लब्ध यं सकला मया. ५५

किंत्विदं घटते नायं, यत् संतोषात् पराभवं,
स्पर्शनस्या ह स पुन, स्त मा चख्यौ सदागमात्. ५६

त चस्या नुचरः कोपि, संतोषो भविना ह्ययं,
एवं वितर्कय न्नागां, प्रमाणं स्वाम्यतः परं. ५७

વાસ્તે તું ઇહાં રહી ચિરંકાળ તારૂં રાજ્ય પાળ, સંતોષ શત્રુને મારવા માટે લડાઇ કરવા હુંજ જઇશ. ૫૨

ત્યારે રાગકેશરી કાને હાથ દઇ બોલવા લાગ્યો કે હાય હાય, આ તે શા ભોગ મળ્યા! તમારૂં શરીર તો અનંત કાળ સૂધી એકજ સ્થાને રહેવું જોઇયે. ૫૩

એમ તેણે વારતાં છતાં પણ મોહ સર્વથી આગળ પડી પોતે ચાલતો થયો છે. એ આ પ્રસ્થાનનું કારણ છે. ૫૪

એમ કહીને તે વિપાક જલદી ત્યાંથી ચાલતો થયો એટલે હું વિચારવા લાગ્યો કે અરે સ્પર્શનની સઘળી શોધ મેં મેળવી, પણ એમાં એણે જે સંતોષથી સ્પર્શનના પરાભવની વાત જણાવી છે તે અઘટમાન લાગે છે, તેથી ફરીને પૂછી જોતાં તેણે સદાગમનું નામ આપ્યું. ૫૫-૫૬

ત્યારે મેં તર્ક કર્યો કે સંતોષ એ સદાગમનો કોઇક અનુચર હોવો જોઇએ, એ રીતે વિચાર કરતો થકો હું તમારા આગળ આવ્યો છું. હવે આપ મુખ્ત્યાર છો. ૫૭

बोधेना भिद्धे साधु, प्रभावानुष्ठितं त्वया,
तेनैव सहितो बोधो, ययौ पार्श्वे मनीषिणः ५८

कृतानतिः कुमाराय, तं वृत्तांतं न्यवी विदत्,
प्रभावं पूजयामास, प्रीतात्मा नृपनंदनः ५९

मनीषिणा न्यदा प्रोचे, स्पर्शना ख्याहि किं तव,
चक्रे सदागमे नैव, मित्रेण विरहो ननु. ६०

तत्रा सीत् किमुता न्यो पि, स स्माहा सीत् परं सखे,
कृतं तत्कथया यन्मां, स कदर्थयते भृशं. ६१

कर्त्ता हि सैव सर्वस्यो, पदेष्टैव सदागमः,
भूयः किं तस्य नामे ति, तं पप्रच्छ नृपात्मजः ६२

બોધ બોલ્યો કે હે પ્રભાવ, તેં ઠીક કામ બજાવ્યું. પછી તેને સાથે તેડીને બોધ મનીષિ કુમાર પાસે ગયો. ૫૮

કુમારને નમીને બોધે તે વૃત્તાંત સંભળાવ્યો, એટલે કુમાર આનંદિત થઈ પ્રભાવને પૂજવા લાગ્યો. ૫૯

પછી મનીષિ કુમારે એક વેળા સ્પર્શનને કહ્યું કે હે સ્પર્શન, શું તને સદાગમેજ મિત્રનો વિરહ કરાવ્યો છે કે કેમ તે બોલ. ૬૦

તે કામમાં બીજો પણ કોઈ મદદગાર હતો કે કેમ? ત્યારે સ્પર્શન. બોલ્યો કે હા હતો. પણ હે મિત્ર તેની વાત પૂછ નહિ, કારણ કે તે મને બહુ દુઃખ આપે છે. ૬૧

ખરૂં કહું તો તેજ સઘળો કર્ત્તાહર્ત્તા છે, બાકી સદાગમ તો ફક્ત ઉપદેશ કરનાર છે. ત્યારે કુમારે ફરીને પૂછ્યું કે તેનું નામ શું તે કહે. ૬૨

भयविह्वल उचे सौ, तस्या हं क्रुरकर्मणः
नामा प्युच्चरितुं नेश, स्ततो वादी न्नरेंद्र सूः ६३

त्वया नैवा स्म, दभ्यर्णे, भीतिः कार्या मनागपि,
भद्र नह्यग्नि रित्युक्ते, मुखदाहः प्रजायते. ६४

अथ ज्ञात्वा तिनिर्बंधं, स्पर्शनः स्माह दैन्यभाक्,
संतोष इति दुर्नाम, तस्य पापशिरोमणेः ६५

नरेंद्रनंदनो दध्या, वियता सकलो प्यहो,
प्रभावानीत वृत्तांतो, घटाकोटि मटीकत. ६६

अन्यदाः स्पर्शनः सिद्ध, योगिवत् तत्पुरे विशत,
बालो तीव वशीभूतो, मनीषी तु तथा नहि. ६७

ताभ्यां सर्वः प्रबधो यं, स्वस्वमात्रो र्निवेदितः,
उवाचा कुशला बालं, वत्से दं साधु साध्व भूत्. ६८

ત્યારે તે ભયથી વિહ્વળ થઈ બોલ્યો કે તે ક્રૂર કર્મીનું તો હું નામ પણ ઉચ્ચારી શકું તેમ નથી. ત્યારે રાજકુમાર બોલ્યો કે તારે અમારી આગળ જરાએ બીક રાખવી નહિ જોઇયે. હે ભદ્ર, અગ્નિ શબ્દ બોલ્યાથી કંઈ મુખમાં દાહ ઉત્પન્ન થતો નથી. ૬૩-૬૪

ત્યારે બહુ આગ્રહ થતો જાણી સ્પર્શન દીનતા ધરી બોલ્યો કે તે પાપિઓના શિરોમણિનું સંતોષ એવું નામ છે. ૬૫

ત્યારે રાજકુમાર વિચારવા લાગ્યો કે આટલાથી હવે પ્રભાવ આણેલો તમામ વૃત્તાંત ઘટિત થઈ જાય છે. ૬૬

બાદ એક વેળા સિદ્ધ યોગિની માફક સ્પર્શન તે નગરમાં પેઠો, ત્યારે બાળ કુમાર તો તેને ખૂબ વશીભૂત થઈ રહ્યો પણ મનીષિ કુમાર તેવો વશ નહિ થયો. ૬૭

તેમણે આ સર્વ પ્રબંધ પોતપોતાની માતાઓને જણાવ્યો. ત્યારે અકુશળા બોલી કે હે પુત્ર! બધું ઠીક થયું છે. ૬૮

स्वसुतं मधुरै र्वाक्यै, र्बभाषे शुभ सुंदरी,
वत्सा स्य पापमित्रस्य, संबंध स्ते न सुंदरः ६९

सो भ्यधा देवमेवैतत्, मातः किं क्रियते परं,
प्रतिपन्न मकाले हि, सतां हातुं न युज्यते. ७०

शुभ सुंदर्यथा वोच, दृष्टो ते वत्स सन्मतिः,
अहो ते नतवात्सल्य, महो ते नीति नैपुणं. ७१

(तथाहि)

नाकांड एव मुंचंति, सदोष मपि सज्जनाः,
प्रतिपन्नं गृहस्थायी, तत्रोदाहरणं जिनाः. ७२

यस्तु मूढतया काले, प्राप्तेपि न परित्यजेत्,
स दोषं लभते तस्मात्, संक्षयं नात्र संशयः ७३

હવે શુભ સુંદરી પોતાના પુત્રને મધુર વાકયોથી કહેવા લાગી કે હે વત્સ, આ પાપ મિત્રની સાથે સંબંધ રાખવો તારે સુંદર નથી. ૬૯

તે બોલ્યો કે હે માતા, તારી વાત ખરી છે, પણ શું કરૂં, જે માટે કબૂલેલાને વગર પ્રસ્તાવે સજ્જનોએ છોડવું જોઇયે નહિ. ૭૦

શુભ સુંદરી બોલી કે હે પુત્ર, તારી પવિત્ર બુદ્ધિને ધન્ય છે, નમેલા ઉપર વત્સલ રહેવાના તારા કામને ધન્ય છે, અને તારી નીતિ નિપુણતાને પણ ધન્ય છે. ૭૧

જે માટે કહેલું છે કે,

સજ્જન પુરૂષો સદોષ વસ્તુને પણ વગર પ્રસ્તાવે છોડી દેતા નથી આ બાબતમાં પરણીને ઘરવાસમાં રહેતા તીર્થંકરજ ઉદાહરણ છે. ૭૨

પણ જે પુરૂષ અવસર પ્રાપ્ત થતાં પણ મૂઢ બની સદોષનો ત્યાગ નહિ કરે તે તેથી ક્ષય પામે છે એ વાતમાં સંશય નથી. ૭૩

कर्म विलास राजो पि, तजज्ञात्वा दयिता मुखात्,
तुष्टो मनीषिणो गाढं, रुष्टो बालस्य चोपरि. ७४

अभू स्त्यक्तान्य कर्त्तव्यो, बालः स्पर्शन दोषतः,
विलसन् मृद्वपस्मारो, स्सार मारित चेतनः ७५

तन्मूलशुद्धि माख्याय, बालः प्रोक्तो मनीषिणा,
स्पर्शने त्र रिपौ भ्रात, मा विश्रंभ कृथाः क्वचित्. ७६

बालो ज जल्प हे बंधो, निःशेष सुखदायकः,
अयं वरवयस्यो मे, कथं शत्रु स्त्वयो दितः ७७

दध्यौ मनीषी बालो य, मुपदेशशतै रपि,
आकार्य करणो द्युक्तो, निषेद्धुं पार्यते नहि. ७८

अकार्ये दुर्विनीतेषु, प्रवृत्तेषु ततः सदा,
न किंचि दुपदेष्टव्यं, सता कार्या वधीरणा. ७९

કર્મવિલાસ રાજા પણ સ્ત્રીઓના મુખથી તે વાત જાણીને મનીષિના ઉપર ખુશી થયો અને બાળના ઉપર ગુસ્સે થયો. ૭૪

હવે બાળકુમાર સ્પર્શનના દોષથી બીજું કામ છોડી વિલાસમાં પડયો થકો લગાર છકેલો અને કામથી ચેતનહીન બની ગયો. ૭૫

ત્યારે મનીષિ કુમારે સ્પર્શનની મૂળ શુદ્ધિ જણાવીને બાળને કહ્યું, કે હે ભાઈ, આ સ્પર્શન શત્રુનો તું કોઈ સ્થળે પણ વિશ્વાસ કરીશ નહિ. ૭૬

બાળ બોલ્યો કે હે બંધુ! આ તો સકળ સુખદાયક આપણો ઉત્તમ મિત્ર છે, તેને તું શત્રુ કેમ કહે છે? ૭૭

મનીષિ વિચારવા લાગ્યો કે, આ બાળ અકાર્ય કરવામાં તૈયાર થએલ છે, માટે સેંકડો ઉપદેશથી પણ એ રોકાશે નહિ. ૭૮

જે માટે એમ કહેલું છે કે, દુર્વિનીત જનો અકાર્યમાં પ્રવર્તે ત્યારે સત્પુરૂષે તેમને ઉપદેશ નહિ કરતાં ઉપેક્ષા કરવી જોઇયે. ૭૯

इत्या लोच्य स्वयं चित्ते, हित्वा बालस्य शिक्षणं,
स्वकार्य करणो द्युक्तो, मनीषी मौन माश्रितः ८०

अथ सामान्य रुपाख्या, प्रिया तस्यैव भूपतेः,
अस्ति मध्यम बुद्ध्याख्य, स्तस्या श्च तनयो नयी. ८१

तदा देशांतरा दागात, स दृष्ट्वा स्पर्शनं मुदा,
बालं पप्रच्छ कोयं ना, स ऊचे तस्य वल्गितं. ८२

ततो बालस्य वचनात, स्पर्शनो मध्यमांगके,
प्राविशद तेन जज्ञे सो, वालवद् विव्हलाशयः ८३

मनीषी तत्तु विज्ञाय, मध्यमाय न्यवेदयत,
मूलात् स्पर्शन संशुद्धिं, स दध्यौ संशयाकुलः ८४

એમ પોતે મનમાં વિચારીને મનીષિ કુમાર બાળને શિક્ષણ આપવાનું છોડી પોતાનું કામ કરવામાં તત્પર બની મૌન ધરી રહ્યો. ૮૦

હવે તે રાજાની સામાન્યરૂપા નામની એક રાણી હતી, અને તેનો મધ્યમબુદ્ધિ નામે પુત્ર હતો. ૮૧

તે તે વખતે દેશાંતરથી ઘરે આવ્યો, તે સ્પર્શનને જોઇ હર્ષિત થઇ બાળને પૂછવા લાગ્યો કે આ કોણ છે? ત્યારે બાળે તેની ઓળખાણ આપી. ૮૨

પછી બાળના કહેવાથી સ્પર્શન મધ્યમબુદ્ધિના અંગમાં પેઠો, તેથી તે બાળની માફક વિહ્વળ ચિત્તવાળો બન્યો. ૮૩

મનીષિને તે વાતની ખબર પડતાં તેણે મધ્યમબુદ્ધિને સ્પર્શનની મૂળથી કીધેલી શોધ જણાવી, ત્યારે મધ્યમબુદ્ધિ સંશયમાં પડી વિચારવા લાગ્યો. ૮૪

एकतः स्पर्श सत्सौख्य, मन्यतो भ्रातृवारणं
नहि जानाम्य हं सम्यक्, किं विधातुं ममो चितं. ८५

तत् पृच्छामि सदासौख्य, जननीं जननी मिति,
ध्यात्वा निवेद्य वृत्तं स्वं, कृत्यं पप्रच्छतां ततः ८६

जगाद सापि माध्यस्थ्य, मधुना धेहि नंदन,
कालांतरे तु बलिनं पक्ष निर्दोष माश्रयेः ८७

(यतः)

संशयापन्न चित्तेन, भिन्ने कार्यद्वये सता,
कार्यः कालविलंबो त्र, दृष्टांतो मिथुनद्वयं. ८८

(तथाहि)

पुरे कस्मिन्नृजो राज्ञः, प्रगुणा नाम पत्नय भूत्,
तस्या श्च तनयो मुग्धो, वधू श्चा कुटिलाभिधा. ८९

એકબાજુ સ્પર્શન તરફનું મઝાનું સુખ રહેલ છે, અને બીજી બાજુ ભાઈ વારે છે, માટે મારે શું કરવું ઉચિત છે તે હું બરોબર જાણી શકતો નથી. ૮૫

માટે મારૂં સદા સુખ ચાહનારી માતાને પૂછી જોઉં એમ વિચારી તેણે માને સઘળો વૃત્તાંત કહીને પોતે શું કરવું તે પૂછ્યું. ૮૬

તે બોલી કે હે નંદન! હાલ તું મધ્યસ્થ રહે, વખત આવે જે બળવાન્ અને નિર્દોષ પક્ષ જણાય તેને પકડજે. ૮૭

જે માટે કહેલું છે કે,

બે જૂદા જૂદા કામમાં સંશય ઊભો થતાં તે સ્થળે કાળવિલંબ કરવો જોઇયે. એ બાબત બે જોડલાનું દૃષ્ટાંત છે. ૮૮

બે જોડલાનું દૃષ્ટાંત આ રીતે છે:—

એક નગરમાં રૂજુ નામે રાજા હતો, તેની પ્રગુણા નામે પત્ની હતી. તેનો મુગ્ધ નામે પુત્ર હતો અને અકુટિલા નામે તેની વહુ હતી. ૮૯

पुष्पोच्चयकृते न्ये द्यु, स्ते मुग्धाकुटिले मधौ,
स्वगेहोपवने यातां, गृहीत्वा हैमसूर्पिके. ९०

कः पूर्वं पूरये च्छूर्पं, मित्याशयपरौ मिथः,
दूरं दूरतरं जातौ, तन्वा नौ कुसुमोच्चयं. ९१

इत श्च व्यंतरयुगं, तत्रा गात् केलिलालसं,
देवी विचक्षणा नाम, देवः कालज्ञ संज्ञितः ९२

देवो देवानुभावेना, नुरक्तोऽकुटिलां प्रति,
मुग्धं प्रति पुन र्देवी, देवो वादीत् प्रिया मथ. ९३

प्रिये गच्छ पुरो यावद्, भूपालोपवना दितः,
पुष्पाण्या दाय पूजार्थं, मेष आयामि सत्वरं. ९४

संकेतं च तयो र्ज्ञात्वा, विभंगेन सुरः क्षणात्,
विधाय मुग्धरूपं स्वं, पुष्पै र्भृत्वा थ सूर्पिकां. ९५

હવે તે મુગ્ધ અને અકુટિલા એક વેળા વંસત ઋતુમાં સોનાનાં સુપડાં લઇને પોતાના ઘરના નજીકના બગીચામાં ફૂલ વીણવા ગયાં. ૯૦

આદ તેઓ પહેલું સૂપડું કોણ ભરે છે એવા આશયથી ફૂલ એકઠાં કરતાં થકાં એક બીજાથી છેટે છેટે થતાં ગયાં. ૯૧

એટલામાં ત્યાં ક્રીડા કરતું એક વ્યંતરનું જોડલું આવ્યું. તેમાં જે દેવી હતી તેનું વિચક્ષણા એવું નામ હતું અને દેવનું નામ કાળજ્ઞ હતું. ૯૨

હવે દૈવયોગે તે દેવ અકુટિલા ઉપર મોહિત થઇ પડયો અને દેવી મુગ્ધ પ્રતે મોહિત થઈ, ત્યારે દેવ પોતાની પ્રિયાને કહેવા લાગ્યો કે હે પ્રિયા, તું આગળ ચાલ. હું આ રાજાના ઉપવનમાંથી પૂજાના અર્થે ફૂલો લઇને જલદી તારી પાછળ આવું છું. ૯૩-૯૪

પછી તે સ્ત્રી ભર્ત્તારના સંકેતને પોતાના વિભંગ જ્ઞાનથી જાણી લઇને તે દેવ મુગ્ધનું રૂપ કરી સૂપડાને ફૂલથી ભરી અકુટિલા પાસે આવી કહેવા લાગ્યો. ૯૫

आगा दकुटिलापार्श्वे, जितासि त्वं प्रिये भणन्,
विपन्नां तां च संभाष्य, निनाय कदलीगृहे. ९६

एवं विचक्षणा प्या श्व, कुटिला रुप धारिणी,
प्रतार्य मुग्धकं निन्ये, तदैव कदलीगृहे. ९७

त द्वीक्ष्य मुग्धधी मुग्धो वितर्काकुलितो जनि,
बभूव विस्मयस्मेरा,ऽकुटिलाऽकुटिलाशया. ९८

दध्यौ देवांगना केयं, द्वितीया हुं मम प्रिया,
तत्पर स्त्री कृता संगं, हन्म्येनं पुरुषाधमं. ९९

स्वैरिणीं दयितां चेमां, पीडयामि दृढं तथा,
असौ यथा नरे न्यत्र, विधत्ते न मनोपि हि. १००

यद्वा स्वयं सदाचार भ्रष्टस्य मम नोचितं,
कर्त्तु मेतादृशं कर्म, त द्वरं कालयापना. १०१

કે હે પ્રિયા, મેં તને જીતી છે. તે સાંભળી તે જરા જંખવાણી પડી. તેને તે કેળના ઘરમાં લઈ ગયો. ૯૬

એ રીતે વિચક્ષણા પણ જલદી અકુટિલાનું રૂપ ધારણ કરીને મુગ્ધને ભોળવીને તેજ કેળના ઘરમાં લઈ આવી ૯૭

તે જોઈને મુગ્ધ બુદ્ધિવાળો મુગ્ધ અનેક વિતર્ક કરવા લાગ્યો તથા અકુટિલ આશયવાળી અકુટિલા પણ આશ્ચર્યચકિત થઈ રહી. ૯૮

હવે દેવ વિચારવા લાગ્યો કે આ સ્ત્રી કોણ છે? હા એ મારી પ્રિયા જ છે, માટે પરસ્ત્રીમાં આસંગ કરનાર આ પુરૂષાધમને મારી નાખું. અને આ સ્વેચ્છાચારિણી મારી દયિતાને પણ ખૂબ પીડું કે જેથી તે બીજા કોઇ માણસપર ફરીથી નજરજ નાખે નહિ. ૯૯–૧૦૦

અથવા તો હું પોતેજ સદાચારથી ભ્રષ્ટ થયો છું, માટે એવું કામ મારે કરવું ઉચિત નથી, માટે કાળક્ષેપ કરવો સારો છે. ૧૦૧

ध्यात्वा विचक्षणा प्येवं कालक्षेपपरा भवत्,
क्षणं प्रक्रीड्य तत्रा गात्, स्वगेहे त च्चतुष्टयं. १०२

तद् दृष्ट्वा सप्रियो राजा, प्रीत आख्या दहो सुतः,
वधू श्च मे द्विगुणिता, वनदेव्या प्रसन्नया. १०३

सकलेपि पुरे हर्षा, न्महोत्सव मचीकरत्,
तेषां चतुर्णा मप्येवं, ययौ कालः कियानपि. १०४

अथ तत्र पुरे मोह, विलयाख्ये सुकानने,
सूरि प्रबोधको नाम, ज्ञानवान् सम वासरत्. १०५

अथ लोका नरेंद्रा द्या वंदनायै मुनीशितुः,
निर्ययु र्भगवां स्तेभ्य इति चक्रे सुदेशनां. १०६

शल्यं कामा विषं कामाः, कामा आशीविषोपमा,
कामार्थनापरा जीवा, अकामा यांति दुर्गतिं. १०७

આ રીતે વિચક્ષણા પણ વિચાર કરીને કાળક્ષેપમાં તત્પર થઈ પછી થોડીવાર રમીને તે ચારે ઘરે આવ્યાં. ૧૦૨

તે જોઇને રાણી સહિત રાજા ખુશી થઈ બોલ્યો કે, અહો! મારો દીકરો તથા વહૂ વનદેવીએ પ્રસન્ન થઈ બેવડા કરી આપ્યાં. ૧૦૩

તેથી તેણે આખા નગરમાં મહોત્સવ કરાવ્યો. આ રીતે તે ચારેનો કેટલોક કાળ પસાર થયો. ૧૦૪

હવે તે નગરમાં મોહવિલય નામના વનમાં પ્રબોધક નામે જ્ઞાનવાન્ આચાર્ય પધાર્યા. ૧૦૫

ત્યારે રાજા વગેરે લોકો તે મુનીશ્વરને વાંદવા ગયા, તેમના પ્રત્યે સૂરિએ નીચે મુજબ ઉત્તમ દેશના આપી. ૧૦૬

કામ શલ્ય સમાન છે, કામ આશીવિષ સમાન છે, કામને ઇચ્છતા થકા જીવો અકામ રહ્યા છતાં પણ દુર્ગતિ પામે છે. ૧૦૭

तत् शृण्वतो गुरो र्वाक्यं, तयो र्देवी सुपर्वणोः
मोहजालं प्रविध्वस्तं, जाता सम्यक्त्ववासना. १०८

अत्रांतरे तयो र्देहात् कृष्ण रक्ताणु संचयैः
निर्गते भीषणाकारा, घटितै का नितंबिनी. १०९

सा च भागवतं तेजो, ऽसहंती पर्षदो बहिः,
गत्वा पराङ्मुखीभूया, वतस्थे दुस्थिताशया. ११०

अथो त्थाया वदद् देवः, सप्रियो भगव न्नहं,
कथ मस्मा न्महापापा, न्मुच्ये प्रोचे मुनीश्वरः १११

नायं भो भवतो दोषः, किंत्व स्याः पापयोषितः,
कासा विति गुरुः पृष्टः, प्राहा मृतकिरा गिरा. ११२

તે ગુરૂનું વાક્ય સાંભળતાં તે દેવ અને દેવીનું મોહજાળ નાશ પામ્યું, અને તેમને સમ્યકત્વની વાસના પ્રાપ્ત થઈ. ૧૦૮

એટલામાં તેમના શરીરમાંથી નીકળતા કાળા રાતા પરમાણુથી બનેલી, ભયંકર આકૃતિવાળી એક સ્રી નીકળી. ૧૦૯

તેણી ભગવાન્નું તેજ સહી નહિ શકવાથી પર્ષદાની બાહેર પરાઙ્મુખ ધારીને દિલગીર થઈ થકી ઊભી રહી ૧૧૦

હવે પોતાની પ્રિયા સહીત દેવ ઊઠીને બોલ્યો કે હે ભગવન્, હું આ મહાપાપથી શી રીતે મુક્ત થાઉં? ત્યારે મુનીશ્વર બોલ્યાઃ—૧૧૧

હે દેવ, આ તમારો વાંક નથી, પણ એ બધો એક પાપણી સ્રીનો વાંક છે. ત્યારે તેમણે પૂછયું કે તે કોણ છે? ત્યારે અમૃત ઝરતી વાણીએ ગુરૂ બોલ્યા ૧૧૨

भद्रौ विषयतृष्णे यं, दुर्जया त्रिदशै रपि,
रजनीव तमिस्रस्य, सर्वदोषततेः पदं ११३

शुद्ध स्फटिक संकाशौ, स्वरूपेण युवां पुनः,
एषैव सर्वदोषाणां, कारणत्वेन संस्थिता. ११४

इह स्थातु मशक्ते ति, दूर मेषा स्थिता धूना,
भवंतो मत्समीपा च्च, निर्गच्छंतौ प्रतीक्षते. ११५

तौ प्रोचतुः कदा स्वामिन्, मोक्षो नौ भविता नया,
गुरुः प्राह भवे नात्र, परं भावी भवांतरे. ११६

किंतु सम्यक्त्व महात्म्यात्, नात्यंतं नौ विबाधिका,
प्रतिपन्नं तत स्ताभ्यां, सम्यक्त्वं मोक्षसौख्य दं. ११७

रूजुराट् प्रगुणा देवी, स मुग्धोऽकुटिला तथा,
अथो विज्ञपयामासु, गुरुं स्वस्व विडंबनां. ११८

હે ભદ્ર, આ તે વિષય તૃષ્ણા છે, તેને દેવો પણ જીતી શકતા નથી. તે સર્વ દોષ રૂપ અંધકારને વિસ્તારવા રાત્રિ સમાન છે. ૧૧૩

તમે તો સ્વરૂપે નિર્મળ સ્ફટિક જેવા છો. બાકી આ સ્રીજ સર્વ દોષોના કારણપણે રહેલી છે. ૧૧૪

તે ઇહાં રહી શકવા અસમર્થ હોવાથી હમણાં તે દૂર થઈ ઊભી છે, અને તમો મારી પાસેથી ઊઠી ક્યારે રવાના થશો તેની વાટ જોતી ઊભી છે. ૧૧૫

તેઓ બોલ્યા કે હે ભગવન્, અમારો તેણીનાથી ક્યારે છૂટકારો થશે? ગુરૂ બોલ્યા કે આ ભવમાં તો થનાર નથી, બાકી ભવાંતરમાં થશે. પરંતુ સમ્યકત્વના પ્રભાવથી તે હવે તમને પીડા કરી શકશે નહિ. એ સાંભળી તેમણે મોક્ષસુખ આપનાર સમ્યકત્વ અંગીકાર કર્યું. ૧૧૬–૧૧૭

હવે ઋજુ રાજા પ્રગુણા રાણી, મુગ્ધ કુમાર તથા અકુટિલા વધૂ, એ ચારે જણે ગુરૂપ્રત્યે પોતપોતાની વિટંબના કહી. ૧૧૮

अत्रांतरे तदंगेभ्यो, निर्गतैः परमाणुभिः,
घटितं वर्णतः श्वेतं, डिंभ मेक मदंभकं. ११९

रक्षितानि मया यूयं, ब्रुवाण मिति चो च्चकैः,
पश्यद्गुरो मुखांभोजं, सर्वेषां पुरतः स्थितं. १२० (युग्मं)

द्वितीयं कृष्णवर्णाभं, डिंभ तदनु निर्ययो,
ततो जातं महाकृष्णं, डिंभरूप तृतीयकं. १२१

आहत्य तच्च शुक्लेन, वर्द्धमानं निवारितं,
ततो द्वे अपि ते कृष्णे, निर्गते गुरुपर्षदः १२२

गुरुः प्रोवाच भो भद्रा, न दोषो वोत्र कश्चन,
अज्ञान पापाभिधयोः, किंत्वसौ कृष्णडिंभयोः १२३

(तथाहि)

यत्तावदिद मज्ञानं, युष्मद्देहा द्विनिर्गतं,
एतदेव समस्तस्य, दोषवृंदस्य कारणं. १२४

એ અવસરે તેમના અંગમાંથી નીકળેલા ધોળા પરમાણુથી બનેલું એક નિષ્કપટી બાળક નીકળી પડયું. તે બોલ્યું કે મેં તમને બચાવ્યા છે, એમ કહી તે ગુરૂના મુખને જોતું થકું બધા આગળ ઊભું રહ્યું. ૧૧૯–૧૨૦

ત્યારબાદ તેમના શરીરમાંથી એક કંઇક કાળા વર્ણવાળું બાળક નીકળ્યું, તથા ત્યારબાદ ત્રીજું અતિશય કાળું બાળક નીકળી પડયું. ૧૨૧

તે ત્રીજું બાળક પોતાનું શરીર વધારવા માંડયું, એટલે ધોળા બાળકે તેને ધપ્પો મારીને અટકાવ્યું. બાદ તે બન્ને કાળા બાળકો ગુરૂની પર્ષદામાંથી રવાને થયા. ૧૨૨

ગુરૂ બોલ્યા કે હે ભદ્રો, આ બાબતમાં તમારો દોષ મુદ્દલજ નથી. કિંતુ આ અજ્ઞાન અને પાપ નામના કાળા બાળકોનોજ દોષ છે. ૧૨૩

તે આં રીતે કે તમારા શરીરમાંથી જે આ પહેલાં અજ્ઞાન નીકળ્યું, તેજ સમસ્ત દોષોનું કારણ છે. ૧૨૪

अनेन वर्त्तमानेन, शरीरे जंतवो यतः,
कार्या कार्यं न जानंति, गम्यागम्यादिकं तथा. १२५
ततः पापं निवर्ध्नंति, दुःखदंदोल्लिदायकं,
यत्तु पूर्वं सितं डिंभं, तदार्जव मुदाहृतं. १२६
अज्ञाना दूर्द्धमानं हि, पापं वो वार्यता मुना,
रक्षितानि मया यूय, मत एवेद माख्यत. १२७

(यतः)

धन्याना मार्जवं येषा, मेत च्चेतसि वर्त्तते,
अज्ञाना दाचरंतोपि, पापं ते स्वल्पपातकाः १२८
तदेवं विधभावानां, भद्राणां युज्यते धुना,
अज्ञानपापे निर्धूय, सम्यग्धर्म निषेवणं. १२९
उपादेयो हि संसारे, धर्म एव बुधैः सदा,
विशुद्धो मुक्तये सर्वं, यतो न्यत् दुःखकारणं. १३०

એ જ્યાં લગી શરીરમાં વર્ત્તે છે ત્યાં લગી જંતુઓ કાર્યાકાર્ય જાણી શકતા નથી, તેમજ ગમ્યાગમ્ય પણ જાણતા નથી. ૧૨૫

તેથી તેવા જીવો દુઃખને દેનારૂં પાપ વધારે છે. હવે જે સૌ પહેલાં ધોળું બાળક નીકળ્યું હતું તે આર્જવગુણ જાણવો. ૧૨૬

અજ્ઞાનથી તમારૂં પાપ વધતું હતું તેને એણે રોકી પાડ્યું, અને તમોને મેં બચાવ્યા છે એમ પણ એજ બોલ્યું હતું. ૧૨૭

તે માટે જેમના ચિત્તમાં આર્જવ વર્ત્તે છે, તેમને ભાગ્યશાળીજ ગણવા, તેઓ અજ્ઞાનથી પાપ આચરે છે, છતાં તેમને બહુ થોડું પાપ લાગે છે. ૧૨૮

માટે આવા પ્રકારના તમો ભદ્ર જનોને હવે અજ્ઞાન અને પાપને દૂર કરી સમ્યક્ ધર્મ સેવવો ઘટે છે. ૧૨૯

પંડિતોએ મુક્તિ મેળવવા માટે આ સંસારમાં વિશુદ્ધ ધર્મનેજ સદા ગ્રહણ કરવો જોઇએ, જે માટે બીજું સઘળું દુઃખનું કારણ છે. ૧૩૦

अनित्यः प्रिय संयोग, इर्ष्या शोकादि संकुलः,
अनित्यं यौवनं चापि कुत्सिता चरणास्पदं. १३१

अनित्यं सर्व मेवे ह, भवे वार्द्धितरंगवत,
अतो वदत किं युक्ता, क्वचि दास्था विवेकिनां. १३२

श्रुत्वे तिं राज्ये संस्थाप्य, शुभाचाराभिधं सुतं,
प्राव्राजी दृजुभूपालो, जायापुत्र वधू युतः १३३

तत स्ते कृष्णरूपे द्वे, डिंभे तूर्णं पलायिते,
शुकलरूपं पुन डिंभं, प्रविष्टं तनुषु क्षणात. १३४

कालज्ञेन तत श्चित्ते, सभार्येण विचिंतितं,
तदया हो धन्यता मीषां, यैः प्राप्तं व्रतं मार्हतं १३५

वयं तु देवभावेन, व्यर्थकेना त्र वंचिताः,
यद्वा सम्यक्त्व संप्राप्त्या सुधन्या वय मप्यहो. १३६

પ્રિય સંયોગ અનિત્ય અને ઈર્ષ્યા તથા શોકાદિકથી ભરપૂર છે, વળી યૌવન પણ ભૂંડા આચરણનું ઘર હોઇ અનિત્ય છે. ૧૩૧

આ ભવમાં દરિયાનાં મોજાં માફક સઘળું અનિત્યજ છે. માટે બોલો કે વિવેકિ જનોને કોઇ ઠેકાણે પણ આસ્થા ધારવી યુકત છે વારૂ? ૧૩૨

આવું સાંભળીને શુભાચાર નામના પુત્રને રાજ્યમાં સ્થાપી, ઋજુ રાજા પોતાની સ્ત્રી, પુત્ર તથા વધૂ સાથે પ્રવ્રજિત થયો. ૧૩૩

ત્યારે તે કાળા વર્ણવાળા બે બાળક જલદી નાશી પરવાર્યા, અને ધોળા રૂપવાળું બાળક ઝટ પાછું તેમના શરીરમાં પેઠું. ૧૩૪

ત્યારે દેવી સહિત દેવે વિચાર્યું કે જુવો એમને ધન્ય છે કે જેમણે અર્હત્ પ્રણીત દીક્ષા લીધી છે. ૧૩૫

અમે તો આ વ્યર્થ જનાર દેવભવ પામી ઠગાયા છીયે, અથવા તો સમ્યકત્વ પામવાથી અમે પણ ધન્યજ ગણાઇયે. ૧૩૬

सहर्षा वथ तौ सूरेः, प्रणम्य चरणद्वयं,
तेना नुशिष्टौ स्वस्थानं, प्रापतं देवदंपती. १३७

इदं पुत्र मया तुभ्यं, कथितं मिथुनद्वयं,
संदिग्धे र्थे हि तत्काल, विलंबो गुणभाजनं. १३८

य दादिशति मा मंव कर्त्ता हं त त्तथैव हि,
इति जल्पन् मुदा मध्यः प्रपेदे जननी वचः १३९

बालो प्यथ स्वमित्रेण, मात्राऽकुशलमालया,
अधिष्ठितो भवद् गाढ, मकृत्यकरणा द्दतः १४०

कुविंद डुंबमातंग, जातीयास्वपि तद्वशः,
अति लौल्येन नारीषु, प्रावर्त्तत निरंतरं. १४१

तत श्च गतलज्जो यं, पापिष्ठः कुलदूषणः
एवं स निंद्यते लोके, नेच पापा न्निवर्त्तते. १४२

પછી તેઓ હર્ષથી સૂરિના ચરણે નમી તેમની શિક્ષા સ્વીકારી તે દેવદેવી સ્વસ્થાને ગયાં. ૧૩૭

આ રીતે હે પુત્ર, તને મેં બે જોડલાંની વાત કહી, માટે સંદેહ ભરેલી વાતમાં કાળ વિલંબ કરવાથી ફાયદો થાય છે. ૧૩૮

ત્યારે મધ્યમબુદ્ધિ બોલ્યો કે હે માતા, જેમ તમે ફરમાવો છો તેમજ હું કરનાર છું, એમ બોલીને તેણે હર્ષથી માતાનું વચન કબૂલ રાખ્યું. ૧૩૯

હવે પેલી તરફ બાળ કુમાર પોતાના સ્પર્શન મિત્ર તથા અકુશળમાળા માતાના વશમાં રહી અકૃત્ય કરવામાં અતિશય ફસી પડયો. ૧૪૦

તે ઢેડ અને ચાંડાળ જાતિની સ્ત્રીઓમાં પણ અતિ લુબ્ધ થઈ નિરંતર વ્યભિચાર સેવવા લાગ્યો. ૧૪૧

ત્યારે લોકો તેને નિંદવા લાગ્યા કે, આ નિર્લજ્જ અને પાપિષ્ટ પોતાના કુળને ડાઘ લગાડે છે; છતાં તે પાપથી નિવર્ત્યો નહિ. ૧૪૨

अथ निंदापरे लोके, स्नेहविव्हल मानसः,
लोकापवाद भीरु स्तं, मध्यबुद्धि रभापत. १४३

भ्रात नों युज्यते कर्तुं, तत्र लोक विरुद्धकं,
अगम्य गमनं निंद्यं, सपापं कूल दूपणं. १४४

स प्राह विप्रलब्धो सि, नूनं वंधो मनीपिणा,
नार्हो य मुपदेशानां, मौन्य भूदिति मध्यमः १४५

अपरेद्यु र्मधौ वालः, समं मध्यमबुद्धिना,
ययौ लीलावरोद्यान, संस्थिते कामधामनि. १४६

तत्रचै क्षिष्ट पार्श्वस्थं, गुप्तस्थान व्यवस्थितं,
कामस्य वासभवनं, मंदमंद प्रकाशकं. १४७

कुतूहल वशेना थ द्वारे संस्थाप्य मध्यमं,
मध्ये प्रविष्टः सहसा, स वाल स्तस्य सद्मनः १४८

હવે લોકોમાં તેની આવી રીતે નિંદા થતી જોઇ સ્નેહથી વિહ્વળ મનવાળો મધ્યમબુદ્ધિ લોકાપવાદથી ડરીને તેને આ રીતે કહેવા લાગ્યો. ૧૪૩

હે ભાઇ, તારે આવું લોક વિરૂદ્ધ અને કૂળને દૂષણ લગાડનાર અગમ્ય ગમન નહિ કરવું જોઇયે. ૧૪૪

ત્યારે તે બાળ બોલ્યો કે, અરે તું પણ મનીષિથી છેતરાયો છે. ત્યારે મધ્યમબુદ્ધિએ વિચાર્યું કે, આ ઉપદેશને યોગ્ય નથી, માટે તે મૌન ધારી રહ્યો. ૧૪૫

એક વેળા વસંત ઋતુમાં બાળ કુમાર મધ્યમબુદ્ધિના સંઘાતે લીલાવર ઉદ્યાનમાં રહેલા કામદેવના મકાનમા ગયો. ૧૪૬

ત્યાં તેણે તે મકાનના પડખે ગુપ્તસ્થાનમાં રહેલું મંદ મંદ પ્રકાશવાળું કામનું વાસમંદિર જોયું. ૧૪૭

ત્યારે તે કુતૂહળના વશે મધ્યમ કુમારને દરવાજાપર બેસાડી પોતે ઝટ દઇ તે ઘરની અંદર પેઠો. ૧૪૮

तत्र कामस्य शयने, कोमलामल तूलिके,
मित्रांबादोषतो बालः शेते स्म गतपुण्यकः १४९

इतश्च तत्रैवपुरे, वहि रंगनरेशितुः
शत्रु मर्दननाम्नो भूत्, प्रिया मदनकंदली. १५०

सा गत्य तत्र कामो यं, शय्यास्थ इति भक्तितः
स्पृशंती सर्वगाभेषु, तं बालक मपूपुजत्. १५१

ययौ स्वमंदिरे राज्ञी, प्रपूज्य च रतीश्वरं,
वाल स्तु तस्याः सस्पर्शे, वश्यो भू न्नष्टचेतनः १५२

मया कथं नु लभ्ये य, मिति चिंता परायणः,
अल्पोदके मीन इव, तत्रा स्था च्च स दुःस्थितः १५३

— — — — — — — — —
— — — — — — — — —

ત્યાં કોમળ નિર્મળ તુલિકાવાળા કામદેવના પલંગપર સ્પર્શન મિત્ર અને અકુશળા માતાના દોષે કરીને તે હીનપુણ્ય સૂઈ ગયો. ૧૪૯

એવામાં તેજ નગરમાં રહેલા શત્રુમર્દન રાજાની મદનકંદળી નામે રાણી હતી, તે ત્યાં આવીને તેને શય્યાપર સૂતેલો કામદેવ માની લઈ ભક્તિથકી તેના સર્વ અંગમાં ફરસીને તેને પૂજવા લાગી. ૧૫૦–૧૫૧

આ રીતે રાણી કામદેવને પૂજીને પોતાના ઘરે પહોંચી. હવે બાળ કુમાર તેના સંસ્પર્શના યોગે મૂઢ બની ગયો. ૧૫૨

તે વિચારવા લાગ્યો કે, એ સ્ત્રી મને શી રીતે મળે? એમ ચિંતવતો તે થોડા પાણીમાં જેમ માછલું તરફડે તેમ દુઃખિત થઈ રહ્યો. ૧૫૩

એટલામાં તે બાળકના માફક ચેનચાળા કરતા તે બાળકુમારને તે સ્થળે રહેતા વ્યંતરે પકડયો. ૧૫૪

— — — — . — — — — — . . -

बाल स्तावच्च तत्रत्य, व्यंतरेण न्यबध्यत. १५५

अपात्यत महीपीठे, सर्वांगीण मयात्यत,
बहि रक्षेपि लोकेभ्य, स्तद्वृत्तं च न्यवेद्यत. १५६

ततो गाढतरं प्रार्थ्य, व्यंतरा न्मध्यबुद्धिना,
लोकै श्च मोचितो बालो, निन्ये च निजमंदिरे. १५७

मध्यबुद्धि मथो बालो, ऽप्राक्षीद् बंधो किमु त्वया,
व्युदैक्षि वासभवना, न्निर्याती कापि नायिका. १५८

स प्राह दर्शि यद्येवं, हे भ्रात स्तर्हि कस्य सा,
स स्माहा त्रैव भूपस्य, देवी मदनकंदली. १५९

तदा कण्या वदद् वालः, कथं सा मादृशा मिति,
मध्यमेन तदाकूतं, ज्ञात मुक्तं च तं प्रति. १६०

તેણે તેને પલંગપરથી જમીનપર પાડ્યો, તેના સર્વ અંગે તાડના કરી અને બાહેર લોકોમાં તેનું સઘળું ભોપાળું ફોડ્યું. ૧૫૫

ત્યારે મધ્યમબુદ્ધિએ તથા લોકોએ બહુ બહુ પ્રાર્થના કરીને તેને તે વ્યંતર પાસેથી છોડાવીને ઘરે આણ્યો. ૧૫૬

હવે બાળ મધ્યમબુદ્ધિને પૂછવા લાગ્યો કે હે ભાઈ, તેં તે વાસભવનથી નીકળતી કોઇ સ્ત્રી જોઈ કે કેમ? ૧૫૭

મધ્યમબુદ્ધિ બોલ્યો કે હા જોઈ, ત્યારે તે બોલ્યો કે, ત્યારે ભાઇ કહે કે તે કોની સ્ત્રી હતી? ત્યારે મધ્યમબુદ્ધિએ કહ્યું કે, તે અહીં રહેલા રાજાની મદનકંદળી નામે રાણી હતી. ૧૫૮-૧૫૯

તે સાંભળી બાળ બોલ્યો કે, તે મારા જેવાની ક્યાંથી હોય? આમ બોલવાપરથી મધ્યમબુદ્ધિ તેનો આશય ચેતી જઈ કહેવા લાગ્યો,—૧૬૦

भ्रातः केय मविद्या ते, यदेवं तप्यसे किमु,
त्वया धुनैव व्यस्मारि, यत् कृच्छ्रेणा सि मोचितः १६१

त च्छ्रुत्वा बालको जज्ञे, कज्जल श्यामलाननः
अयोग्यो य मिति ज्ञात्वा, मध्यमो मौन पाश्रयत्. १६२

इतश्चा स्तमिते सूर्ये निःसृत्य निजमंदिरात्
गंतुं प्रवहृते बालो, भिमुखं नृपवेश्मनः १६३

भ्रातृ स्नेह विमूढात्मा, मध्य स्तत्पृष्टतो लगत्,
केनापि पुरुषेणा थ, बालौ वध्यत निश्चलं. १६४

प्रक्षिप्त आरटन् व्योम्नि, ततो मध्य स्त मन्वगात्,
रे रे क यासि यासीति, प्राप्तः प्राप्त इतिब्रुवन्. १६५

गृहीतबालः स पुमान्, क्षणेना भू ददर्शनः,
भ्रातृ प्राप्त्याशया मध्य, स्तथापि ववले नहि. १६६

કે હે ભાઇ, આ તને શી બલા વળગી છે કે, જેથી તું આમ દુઃખી થાય છે. શું તું ભૂલી ગયો કે હમણાંજ તને બહુ મેહેનતે છોડવ્યો છે. ૧૬૧

તે સાંભળીને બાળ કાળું મેશ જેવું મુખ ધરવા લાગ્યો, ત્યારે મધ્યમ કુમાર તેને અયોગ્ય જાણી મૌન રહ્યો. ૧૬૨

એવામાં સૂર્ય આથમતાં તે બાળ પોતાના ઘરથી નીકળી તે રાજાના ઘર તરફ ચાલતો થયો. ૧૬૩

ત્યારે ભાઈના સ્નેહથી મુંઝાઇને મધ્યમ કુમાર તેની પાછળ પડયો. હવે કોઈક પુરૂષ આવી તે બાળને મજબૂત બાંધી રડતો ને રડતો આકાશમાં ફેંકયો, ત્યારે "અરે કયાં જાય છે પકડો પકડો" એમ બોલતો મધ્યમ કુમાર તેની મદદે આવી પહોંચ્યો. ૧૬૪–૧૬૫

એટલામાં તો તે પુરૂષ બાળને પકડી અદ્રષ્ટ થઈ ગયો, છતાં મધ્યમ કુમાર ભાઈની શોધ કરવાની આશાથી પાછો નહિ વળ્યો. ૧૬૬

वंभ्रमन् सप्तमे चान्हि, पुरं प्राप कुशस्थलं,
नोदंतं मात्र मप्याप, स्वानुजस्य परं क्वचित्. १६७

ततो भ्रातृवियोगार्त्तः, कंठबद्धशिलो वटे,
पतन् नंदन संज्ञेन, राजपुत्रेण वारितः १६८

पृष्टश्च नंदनाया ख्यत्, तं वृत्तांत मशेषतः,
स ऊचे भद्र यद्येवं, तर्हि ष्टं सिद्धवत् तव. १६९

(तथाहि)

हरिश्चंद्रो नृपो त्रा स्ति, स चा रिभि रभिद्रुतः,
खेचरं रतिकेल्याख्यं, मित्रं प्रोचे कृतांजलिः १७०

सखे कुरु तथा शत्रु, विघातं स्या द्यथा मम,
ततो नृपाय स ददौ, विद्यां शत्रु विघातिनीं. १७१

હવે તે મધ્યમ કુમાર રખડતો રખડતો સાતમે દહાડે કુશસ્થળપુરમાં આવી પહોંચ્યો, પણ તેણે કોઇ સ્થળે પોતાના ભાઇનો. એકે સમાચાર ન મેળવ્યો. ૧૬૭

ત્યારે તે ભાઇના વિયોગથી પીડાઇને ગળામાં પત્થર બાંધી કૂવામાં પડવા તૈયાર થયો, એટલામાં તેને નંદન નામના રાજ કુમારે અટકાવ્યો. ૧૬૮

બાદ નંદનના પૂછવાથી તેણે તેને બધી હકીકત સંભળાવી, એટલે નંદને તેને કહ્યું કે, જો એમ છે તો, સિદ્ધના માફક તારૂં ઇષ્ટ થયું જાણ. ૧૬૯

તે આ રીતે કે,

અહીં હરિશ્ચંદ્ર નામે રાજા છે, તેને દુશ્મનો દબાવવા લાગ્યા, એટલે તેણે પોતાના મિત્ર રતિકેલિ નામના વિદ્યાધરને પ્રણામ કરી વીનતી કરી કે, હે મિત્ર? તું કોઈ રીતે મારા શત્રુનો વિઘાત થાય તેમ કર, ત્યારે તેણે રાજાને શત્રુ વિઘાતની વિદ્યા આપી. ૧૭૦–૧૭૧

ततः षाण्मासिकी राजा, पूर्व सेवा मचीकरत्,
अधुना वर्त्तते भद्र, साधनावसरः खलु. १७२

ततो होमार्थ मानीत, आकाशे रतिकेलिना,
इतो ष्टमे दिने कोपि, पुमान् लक्षण लक्षितः १७३

पोषं पोषं तदंगास्तृक्, पललै स्तर्पणापरः
विद्यां मासाद्य राट् चक्रे, पश्चात्सेवां दिनाष्टकं. १७४

राज्ञा धुना तु रक्षार्थं, मर्पितो स्ति ममैव सः,
मध्यमः प्राह यद्येवं, तर्हि तं दर्शया शु मे. १७५

तेना प्यदर्शि चर्मास्थि, शेषांग मुपलक्ष्य तं,
मध्यो याचत कारुण्यात्, सोपि चास्मै समार्पयत. १७६

उक्त श्च मध्यम स्तेन, राजद्रोह्य मिदं ननु,
इतो पसर शीघ्रं भो, आत्मानं रक्षिता स्म्यहं. १७७

ત્યારે રાજાએ તેની છ માસ લગીની પૂર્વ સેવા પૂરી કરી છે, અને હવે તેની સાધના કરવાનો અવસર પ્રાપ્ત થયો છે. ૧૭૨

તેથી હોમ કરવા માટે રતિકેલિ વિદ્યાધર આજથી આઠમા દિવસપર કોઇક લક્ષણવાન્ પુરૂષને આકાશ માર્ગે લાવેલો છે. ૧૭૩

તેના અંગના લોહી અને માંસવડે ખૂબ તર્પણ કરીને રાજા વિદ્યાને પ્રસન્ન કરી તેની આઠ દિન સૂધીની પશ્ચાત્સેવા કરનાર છે. ૧૭૪

તે માણસને હાલ તેની રક્ષા કરવા માટે રાજાએ મનેજ સોંપેલ છે, ત્યારે મધ્યમ બોલ્યો કે, જો એમ હોય તો તે મને જલદી બતાવ. ૧૭૫

ત્યારે તેણે હાડપિંજર બનેલો તે બતાવ્યો, એટલે તેને ઓલખીને મધ્યમ કુમાર કરૂણા લાવી તેના પાસેથી માગવા લાગ્યો, એટલે તેણે તેને તે હવાલે કર્યો. ૧૭૬

છતાં તેણે મધ્યમને કહ્યું કે, આ કામ રાજદ્રોહ છે, માટે અહીંથી તું જલદી દૂર થા–હું મારો પોતે બચાવ કરીશ. ૧૭૭

महाप्रसाद इत्युक्त्वा, बाल मादाय सो जसा,
भीतभीतो पचक्राम, क्रमात् प्राप स्वपत्तनं. १७८

कथंकथ मपि प्राप, वलितां बालक स्ततः,
आख्य न्नंदनव न्मध्य, बुद्धेः स्वं वृत्त मुच्चकैः १७९

मनीष्यपि तदा तत्रा, गम ल्लोकानुवृत्तितः,
तत्कुड्यां तरितो श्रौषी, त्सर्वं बालविचेष्टितं. १८०

तत स्त माह हे भ्रातः, कथितं ते मया पुरा,
यदेषः स्पर्शनः पापः, सर्वदोषनिकेतनं. १८१

बालो प्यजल्प दद्यापि यदि ता मायतेक्षणां,
प्राप्नुयां कोमलस्पर्शां, त न्मे दुःखं न किंचन. १८२

दध्यौ मनीषी न च्छ्रुत्वा, हीं बालो यं वराकः,
नैवो पदेशमंत्राणां, काल दष्ट इवो चितः १८३

ત્યારે મધ્યમ કુમાર તેનો ઉપકાર માની બાળને લઇ, બીતો, બીતો, જલદી ત્યાંથી નીકળી, અનુક્રમે પોતાના શહેરમાં આવ્યો. ૧૭૮

પછી, બાળ જેમ તેમ કરી કાંઇક બળવાળો થયો, એટલે નંદનની માફકજ તેણે મધ્યમ કુમારને પોતાની સઘળી હકીકત કહી. ૧૭૯

આ વખતે મનીષિ કુમાર પણ લોકાનુવૃત્તિથી ત્યાં આવી પહોંચ્યો, અને તેણે પડદા પાછળ રહીને, સઘળું બાળનું બ્યાન સાંભળ્યું. ૧૮૦

પછી મનીષિ કુમાર તેને કહેવા લાગ્યો કે, હે ભાઇ! તને મેં અગાઉથી ચેતવ્યું હતું કે, આ સ્પર્શન પાપિષ્ટ અને બધા દોષનું ઘર સમાન છે. ૧૮૧

બાળ બોલ્યો કે, હજુ પણ જો તે લાંબા નેત્રવાળી કોમલાંગી સ્રીને પામું તો, આ બધું દુઃખ ભૂલી જાઉં. ૧૮૨

તે સાંભળી મનીષિ વિચારવા લાગ્યો કે, દિલગીરીની વાત છે કે, આ બિચારો બાળ કાળા સર્પે ડંશેલાની માફક ઉપદેશમંત્રને ઉચિત નથી. ૧૮૩

(किंच)

एकं हि चक्षु रमलं सहजो विवेक,
स्तद्वद्भि रेव सह संवलति द्वितीयं,
एतद्वयं भुवि न यस्य स तत्वतों ध-
स्तस्या प्यमार्ग चलने खलु को पराधः १८४

मध्यबुद्धि रथो त्याप्य, प्रोक्त स्तेन वचस्विना,
किं त्वयापि विनष्टव्यं, विलग्नेना स्य पृष्ठतः १८५

मनीषिण मसौ प्रोचे, पद्मकोशी कृतांजलिः,
अद्यप्रभृति बालस्य, संगो त्याजि मयानघ. १८६

इदानीं माश्रयिष्यामि, वृद्धमार्गानु गामितां,
जलांजलि मलं दास्ये, सकल क्लेश संहतेः १८७

જે માટે કહેલું છે કે,

સ્વાભાવિક વિવેક એ એક નિર્મળ ચક્ષુ છે, અને વિવેકિઓની સાથે સોબત એ બીજી ચક્ષુ છે. જગત્‌માં જેને એ બે ચક્ષુ નહિ હોય તે પરમાર્થે આંધળોજ જાણવો; માટે તેવો પુરૂષ જો ઉલટે માર્ગે ચાલે, તો, તેમાં તેનો શો વાંક છે? ૧૮૪

હવે, મનીષિએ મધ્યમબુદ્ધિને ઊઠાવીને કહ્યું કે, આ બાળની પૂઠે વળગા રહીને શું હવે તારે પણ વિનષ્ટ થવું છે કે કેમ? ૧૮૫

ત્યારે મધ્યમબુદ્ધિ પદ્મકોશના માફક અંજલિ જોડી, મનીષિને કહેવા લાગ્યો કે, હે પવિત્ર બંધુ! હું આજથી માંડી આ બાળની સોબત છોડી દઉં છું. ૧૮૬

હવેથી હું વૃદ્ધના માર્ગનેજ અનુસરીશ કે જેથી, સકળ ક્લેશને જલાંજલિ આપવા સમર્થ થઈ શકીશ. ૧૮૭

वृद्धानुगो भविष्यं चे, त्त्व मिवा हं पुरापि हि,
असहिष्ये तदा भ्रात, नैवं क्लेशवशां दशां. १८८

ते धन्या पुण्यभाज स्ते, येहि वृद्धानुगाः सदा,
यद्वा वृद्धानुगामित्वं, स्वयं सिद्धं व्रतं सतां. १८९

विपद्यु च्चैः स्थेयं पद मनुविधेयं च महतां-
प्रिया न्याय्या वृत्ति, र्मलिन मसुभंगे प्यसुकरं,
असंतो ना भ्यर्थ्याः सुहृदपि न याच्यस्तनुधनः-
सतां केनो द्दिष्टं विषम मसिधाराव्रत मिदं. १९०

परं ममापि धन्यत्वं, किंचना द्यापि विद्यते,
यद हं त्व मिवा भूवं, वृद्धमार्गानुगामुकः १९१

જો હું તારા માફક અગાઉથીજ વૃદ્ધાનુસારી રહ્યો હોત, તો, હે ભાઇ! હું આવી ક્લેશ ભરેલી દશાને નહિ પામત. ૧૮૮

જેઓ હમેશાં વૃદ્ધાનુસારી રહે છે, તેમને ધન્ય છે અને તેઓજ પુણ્યશાળી છે, અથવા તો વૃદ્ધાનુસારિપણું એ સત્પુરૂષોનું સ્વયંસિદ્ધ વ્રતજ હોય છે. ૧૮૯

જે માટે કહેલું છે કે,

વિપદ્ પડતાં હિમ્મત રાખવી, મહા પુરૂષોના માર્ગને અનુસરવું, ન્યાય ભરેલી રીતે વૃત્તિ મેળવવી, પ્રાણ જતાં પણ ભુંડું કામ નહિ કરવું, અસત્ પુરૂષોની પ્રાર્થના નહિ કરવી, અને ઓછા ધનવાળા મિત્રને પણ નહિ યાચવું, એ રીતે તરવારની ધાર સમાન સખત વ્રત પાળવાનું સજ્જનોને કોણે દર્શાવ્યું હશે? (અર્થાત્ તેઓ પોતાના સહજ સ્વભાવથીજ એ વ્રત પાળે છે.) ૧૯૦

પરંતુ આજથી હું પણ કાંઇક ધન્ય ગણાઉં કે જેથી, હવે હું તારા માફક વૃદ્ધાનુસારી થયો છું. ૧૯૧

(किंच)

रागादिभिः समं याति, शांति स्मरहुताशनः
धत्ते प्रसन्नतां स्वांतं, ध्रुवं वृद्धानुगामिनां. १९२

अहो मातेव हितकृद्, दीपिकेवा र्थदर्शिनी,
विनेत्री गुरुवाणीव, पुंसां वृद्धानुगामिता. १९३

मातापि विकृतिं यायात्, कदाचि दैवयोगतः,
नपुन वृद्धसेवे यं, कदापि विहिता सती. १९४

वृद्ध वाक्यामृत स्पंद, सुंदरे तस्य मानसे,
ज्ञानराज मराली यं, सुस्थिरां स्थिति मश्नुतां. १९५

यो वृद्धमंडलीं मंदो, नुपास्यैव समीहते,
तत्वं विज्ञातु मत्युच्चैः स इच्छे द्गमनं करैः १९६

वृद्धोपदेशतिग्मांशु, प्राप्य यस्य मनोंबुजं,
न प्राबोधि कथं तत्र, गुणलक्ष्मी समाश्रयेत्. १९७

વળી વૃદ્ધાનુસારિ પુરૂષોનો જેમ રાગદ્વેષ મંદ પડે છે તેમ કામાગ્નિ પણ શાંત પડે છે અને ખરેખર તેમનું મન પ્રસન્ન રહે છે. ૧૯૨

વૃદ્ધાનુગામિતા માતાની માફક હિત કરનારી છે, દીપિકાની માફક પરમાર્થ બતાવનારી છે, અને ગુરૂવાણીની માફક સીધે માર્ગે દોરનારી છે. ૧૯૩

કદાચિત્ દૈવયોગે માતા વિકાર પામે, પણ આ વૃદ્ધસેવા કદાપિ વિકાર પામતી નથી. ૧૯૪

વૃદ્ધ વાકયરૂપ અમૃતના ઝરણથી સુંદર રહેલા મનરૂપ માનસ સરોવરમાં જ્ઞાનરૂપ રાજહંસ રૂડી રીતે નિવાસ કરે છે. ૧૯૫

જે મંદબુધ્ધિ વૃધ્ધોની મંડળીની ઉપાસના કર્યા વગરજ તત્વ જાણવા ઇચ્છે તે જાણે કિરણો પકડીને ઊડવા ઇચ્છે છે. ૧૯૬

વૃધ્ધોના ઉપદેશરૂપ સૂર્યને પામી કરીને જેનું મનરૂપી કમળ વિકાસિત થયું નથી ત્યાં ગુણ લક્ષ્મી શી રીતે વાસો કરે? ૧૯૭

कथं तस्य वराकस्य, पापपंकः प्रहीयतां,
वृद्धवाग्वारिभि र्येन, नात्मा प्राक्षालि कर्हिचित्. १९८

वृद्धोपजीविनां पुंसां, करस्था एव संपदः,
किं कदापि विषीदंति, फलैः कल्पद्रुभाजिनः १९९

वृद्धोपदेश बोहित्थैः, सत्काष्टै गुणयंत्रितैः,
तीर्यते दुस्तरो प्येष, भविकै रागसागरः २००

मिथ्यात्वादि नगोत्तुंग, शृंगभंगाय कल्पते,
देहिनां वृद्धसेवोत्थ, विवेक कुलिशो ह्ययं. २०१

नृणां तिमिस्र मश्रांतं, क्षीयते क्षणमात्रतः,
वृद्धानुसेवया नूनं, प्रभये व प्रभापतेः २०२

एकैव वृद्धसत्सेवा, स्वातिवृष्टि र्निपेतुषी,
स्वांतशुक्तिषु जंतूनां, प्रसूते मौक्तिकं फलं. २०३

જેણે પોતાના આત્માને વૃધ્ધ વાણીરૂપ પાણીથી પખાળ્યો નથી, તે રાંક જનનો પાપ પંક શી રીતે ઊતરે? ૧૯૮

વૃધ્ધને અનુસરનારા જનોને હથેલીમાં સંપદા મળે છે; કેમકે કલ્પ-વૃક્ષપર ચડી બેઠેલા જનોને શું કોઈ વેળા ફળો મેળવવાનાં વાંખા પડે? ૧૯૯

વૃધ્ધોપદેશ જહાજ સમાન છે, તેમાં સત્પણારૂપ કાષ્ટ છે, તે ગુણરૂપ દોરડાથી બાંધેલ છે. તેનાવડે ભવ્યજનો દુસ્તર રાગસાગરને તરી પાર ઊતરે છે. ૨૦૦

વૃધ્ધ સેવાથી પ્રાપ્ત થએલ વિવેકરૂપ વજ્ર પ્રાણિઓના મિથ્યાત્વા-દિક પર્વતોને તોડવા સમર્થ થાય છે. ૨૦૧

સૂર્યની પ્રભાના માફક વૃધ્ધ સેવાથી માણસોનું અજ્ઞાનરૂપી અંધકાર ક્ષણવારમાં નાશ પામે છે. ૨૦૨

એકલી વૃધ્ધ સેવારૂપ સ્વાતિની વૃષ્ટિ પડતી થકી પ્રાણિઓના મન-રૂપી શીપોમાં સદ્ગુણરૂપી મોતીઓ પેદા કરે છે. ૨૦૩

विश्वविद्यासु चातुर्यं, विनयेष्व तिकौशलं,
कलयंति गतक्लेशं, वृद्धसेवापरा नराः २०४

शरीराहार संसार, कामभोगेष्वपि स्फुटं,
विरज्यति नरः क्षिप्रं, वृद्धै स्तत्वे प्रबोधितः २०५

ज्ञानध्यानादि शून्योपि, वृद्धान् यदि महीयते,
विलंघ्य भवकांतारं, तदा याति महोदयं. २०६

कुर्व न्नपि तप स्तीव्रं, विद न्नप्यखिलं श्रुतं,
ना सादयति कल्याणं, चे द्वृद्धा नवमन्यते. २०७

न त ल्लोके परं धाम, न त त्सौख्य मखंडितं,
यद् वृद्ध वरिवस्याकृ, न्नाप्नोति पुरुषः क्षणात्. २०८

या माप्य जायते नृणां, स्वप्नेपि नहि दुर्गतिः,
चिरं विजयतां सैषा, वृद्धपादानुगामिता. २०९

વૃદ્ધ સેવામાં તત્પર રહેનાર માણુસો તમામ વિદ્યાઓમાં ચતુર થાય છે, અને, વિનય ગુણમાં વગર મહેનતે કુશળતા મેળવે છે. ૨૦૪

વૃદ્ધ જનોએ તત્વને સમજાવેલો પુરૂષ શરીર–આહાર–અને કામભોગોમાં પણ ઝટ વિરકત થઈ શકે છે. ૨૦૫

જ્ઞાન ધ્યાનાદિકથી રહિત છતાં પણ, જે વૃદ્ધોને પૂજે છે, તે સંસારૂપ અટવી ઉલ્લંઘીને મહોદય પામે છે. ૨૦૬

તીવ્ર તપ કરતો થકો તથા બધું શાસ્ત્ર ભણતો થકો, પણ જે વૃદ્ધોની અવજ્ઞા કરે તે કશું કલ્યાણ મેળવી શકતો નથી. ૨૦૭

લોકમાં એવું કોઈ ઉત્તમ ધામ નથી, તથા એવું કોઈ અખંડ સુખ નથી કે જે વૃદ્ધ સેવા કરનાર પુરૂષ મેળવી શકે નહિ. ૨૦૮

જેને પામીને માણુસોને સ્વપ્નમાં પણ દુર્ગતિ થતી નથી, તે વૃદ્ધાનુસારિતા ચિરંકાળ વિજયમાન રહો. ૨૦૯

एवं तस्य वचः श्रुत्वा, मनीषी मोदमेदुरः
स्वं धामा गम देषोपि, धर्मकर्मरतो भवत्. २१०

वाल स्त्वंवा कुमित्राभ्यां, मेर्यमाणो मुहुर्मुहुः,
शत्रुमर्दनराट् सौधं, प्रदोषे गा दुराशयः २११

तदा मंडन शालायां, देवी मदनकंदली,
आत्मानं मंडयं त्यासीद्, विविधै र्वरवर्णकैः २१२

स पापो दैवयोगेना, विश द्वासगृहे द्रुतं,
अस्वाप्सी न्नृपशय्याया, महो स्पर्श इति ब्रुवन्. २१३

इतश्च नृप मायांतं, दृष्ट्वा वालो भयाकुलः,
शय्यातो न्यपतद् भूमौ, ज्ञात श्चासौ महीभुजा. २१४

क्रुद्धो राट् स्वनरं प्रोचे, रे रे एष नराधमः,
सौधे त्रैव कदर्थ्यो हि, सर्वा मपि तमस्विनीं. २१५

આ રીતે મધ્યમ કુમારનાં વચનો સાંભળી મનીષિ કુમાર બહુ રાજી થયો થકો પોતાના મુકામે આવ્યો, અને આ મધ્યમ કુમાર પણ ધર્મ પરાયણ થયો. ૨૧૦

હવે બાળ માતા અને કુમિત્રવડે વારંવાર પ્રેરાયો થકો દુષ્ટાશય બનીને, રાત પડતાં, શત્રુમર્દન રાજાના મહેલમાં ગયો. ૨૧૧

તે વેળા મદનકંદળી રાણી મંડનશાળામાં રહી, પોતાને વિવિધ તરેહની વાનકીથી શણગારતી હતી. ૨૧૨

હવે તે પાપિષ્ટ બાળ દૈવયોગે વાસઘરમાં ઝટ દઈ ઘુસી ગયો, અને રાજાની સુંવાળી શય્યા જોઇ તેપર સૂઈ ગયો. ૨૧૩

એટલામાં રાજાને આવતો જોઇ, બાળ ભયભીત થઇ, શય્યાથી નીચે કૂદી પડયો, તે રાજાના જાણવામાં આવ્યો, એટલે રાજા ક્રોધિત થઇ પોતાના માણસને કહેવા લાગ્યો કે, આ નીચ માણસને આખી રાત આજ મકાનમાં સજા આપો. ૨૧૪-૨૧૫

तत स्तेन निबद्धो सौ, स्तंभे दंभोलिकंटके,
उत्सिक्त स्तप्ततैलै श्च, कशाभि रतिताडितः २१६

अंगुल्यग्रेषु विक्षिप्ता, स्तस्या यस्यशलाकिकाः,
क्रंदतो स्य भराकस्य, सा ययौ सकला निशा. २१७

प्रातः क्रुद्धनृपादेशात्, तस्या रक्षक पूरुषाः,
आरोपयन् खरेऽकर्णे, चूर्णगैरिक पुंड्रकं. २१८

शिरोधृत कलिंजं च, निंबपत्र स्रजांचितं,
कश्चित्केशेषु दध्रेथ, भल्लूक मिव लुब्धकः २१९

जघाना न्य श्चपेटाभि, र्भूता र्त मिव मांत्रिकः,
यष्टया न्यो ताडयद् गेह, प्रविष्ट मिव कुक्कुरं. २२०

एवं विडंबना पूर्वं, भ्रामयित्वा खिले पुरे,
पादपे साय मुद्बध्य, पुरारक्षो विशत् पुरं. २२१

ત્યારે તેણે તેને પકડીને વજ્રના કાંટાવાળા થાંભલામાં બાંધ્યો, તપાવેલા તેલથી તેને સીંચ્યો તથા તાજણાથી તેને તાડયો. ૨૧૬

તેની આંગળીઓના ટેરવાઓમાં લોખંડની શળીયો પરોવી. એ રીતે વિટંબના પામી, તે આખી રાત બાળે રડતાં રડતાં પસાર કરી. ૨૧૭

પ્રભાતે કોપેલા તે રાજાના હુકમથી તેના આ રક્ષકો તેને ચૂના અને ગેરૂનું તિલક કરી, માથાપર કાળીંગું બંધાવી, ગળે લીંબડાના પાનની માળા પહેરાવી, કાન કાપેલા ગધેડાપર ચડાવ્યો. પછી કોઇક તેને શિકારી જેમ રીંછને ખેંચે તેમ, વાળો પકડી ખેંચવા લાગ્યો, કોઇક–ભૂત વળગેલાને ભૂવો થપાટો લગાવે તેમ, થપાટો લગાવવા લાગ્યો; અને કોઇક ઘરમાં પેઠેલા કૂતરાને જેમ મારે તેમ, તેને લાકડીઓ મારવા લાગ્યો. ૨૧૮–૨૧૯–૨૨૦

આ રીતે વિટંબનાપૂર્વક આખા શહેરમાં ભમાવીને સાંજે તેને ઝાડમાં ફાંસે લટકાવીને તે આ રક્ષકો શહેરમાં દાખલ થયા. ૨૨૧

अथो दैवनियोगेन, त्रुटित स्तस्य पाशकः,
पतित श्च क्षितौ बालः, क्षणात् संप्राप्त चेतनः २२२

स्वमंदिरे शनै रागात् प्रच्छन्न स्तास्थिवान् सदा,
गाढ भीत्या नरेंद्रस्य, न निर्यातिस्म कुत्रचित्. २२३

इतश्च तत्पुरोद्याने, स्वविलासाह्वये वरे,
प्रबोधनरति नाम, मुनींद्रः समवासरत्. २२४

उद्यान पालक मुखात्, श्रुत्वा गुर्वागमं मुदा,
अधिष्ठितः स्वया मात्रा, मनीष्या ह्वास्त मध्यमं. २२५

सोपि बालं हठेनापि, समाहूय त्रयो प्यथ,
तत्रो द्यानवरे जग्मु, र्भूरिकौतुक संकुले. २२६

प्रमोदशे खराभिख्ये, चैत्ये तत्र जिनेशितुः,
बिंबं युगादिदेवस्य, न तौ मध्यमनीषिणो. २२७

હવે દૈવયોગે તેનો ફાંસો તૂટી જતાં તે બાળ જમીનપર પડ્યો, અને થોડીવારમાં તેને શુદ્ધિ આવી, એટલે તે ધીમે ધીમે ચાલી ઘરે આવી છુપાઈ રહ્યો. કેમકે રાજાની બીકથી બાહેર નીકળતોજ નહિ. ૨૨૨-૨૨૩

એવામાં તે નગરના સ્વવિલાસ નામના ઉત્તમ ઉદ્યાનમાં પ્રબોધનરતિ નામે મુનીંદ્ર પધાર્યા. ૨૨૪

ત્યારે ઉદ્યાન પાળકના મુખથી ગુરૂનું આગમન સાંભળી, હર્ષિત થઈ, પોતાની મા સાથે રહીને, મનીષિ કુમારે મધ્યમને પણ સાથે બોલાવ્યો. ૨૨૫

તે મધ્યમ કુમારે વળી હઠ કરીને બાળને સાથે બોલાવ્યો, એમ ત્રણે જણ તે ઘણા કૌતુકથી ભરેલા ઉદ્યાનમાં ગયા. ૨૨૬

ત્યાં પ્રમોદશેખર નામના જિનેશ્વરના ચૈત્યમાં યુગાદિ દેવની પ્રતિમાને મધ્યમ કુમાર અને મનીષિ નમ્યા, બાદ દેવની દક્ષિણ બાજુએ રહેલા

देव दक्षिण भागस्थं, तौ नत्वा तं मुनीश्वरं,
शुद्धं शुश्रुवतु धर्मं, कर्ममर्म प्रदर्शनं. २२८

अंबा कुमित्र दोषेण, स बालः शून्यमानसः,
गुरुं ग्राम्य इवा नत्वा, भ्रात्रोः पार्श्वे मुपाविशत्. २२९

इतश्च जिनसद्भक्त, सुबुद्धि सचिवेरितः,
समं मदनकंदल्या, चैत्ये तत्रा गम न्नृपः २३०

नत्वा जिनं गुरुं श्रापि, राजा श्रौषीत् सुदेशनां,
सुबुद्धि स्तु जिनाधीशं, स्तोतु मित्थं प्रचक्रमे. २३१

जय देवाधिदेवा धि, व्याधिवैधुर्यनाशन,
सर्वदा सर्व दारिद्रय, मुद्रा विद्रावणक्षम. २३२

अगण्य पुण्य कारुण्य, पण्यापण वृषध्वज,
जय संदेहसंदोह, शैलदंभोलि संनिभ. २३३

તે મુનીશ્વરને નમીને, કર્મના મર્મને બતાવનારી શુદ્ધ ધર્મની દેશના સાંભળવા લાગ્યા. ૨૨૭–૨૨૮

પરંતુ, બાળ કુમાર માતા અને કુમિત્રના દોષે કરીને, ગામડીયાની માફક શૂન્ય મનથી જરા નમીને, ભાઈઓના પડખે બેઠો. ૨૨૯

એટલામાં જિનેશ્વરના ખરા ભક્ત સુબુદ્ધિ મંત્રીની પ્રેરણાથી રાજા મદનકંદળી સાથે તે ચૈત્યમાં આવ્યો. ૨૩૦

તે રાજા જિન અને ગુરૂને નમી, દેશના સાંભળવા લાગ્યો. અને સુબુદ્ધિ મંત્રી નીચે મુજબ જિનેશ્વરને સ્તુતિ કરવા લાગ્યો. ૨૩૧

હે દેવાધિ દેવ! આધિવ્યાધિની વિધુરતાને નાશ કરનાર, સર્વદા સર્વ પ્રકારના દરિદ્રપણાની છાપને ગાળવા સમર્થ, અગણિત પવિત્ર કારૂણ્યરૂપ પણ્યના આપણ (હાટ) સમાન, વૃષભના લાંછનને ધરનાર, સંદેહરૂપ પર્વતને ભાંગવા વજ્ર સમાન, આકરા કષાયરૂપ સંતાપને સમાવવા અમૃત સમાન,

स्फुरत्कषाय संताप, संपात शमनामृत,
जय संसारकां तार, दाव पावक पावन. २३४

सदासदागमां भोज, विवोधनदिन प्रभुं,
नत्वा न त्वा भवे भावि, भविनः पतनं खलु. २३५

ये देव देव गंभीर, नाभे नाभेय भूरिभिः,
त्वद्गुणैः स्वं नियच्छंति, ते मुक्ताः स्यु महाद्भुतं. २३६

देव त्वन्नाम सन्मंत्रो, येषां चित्ते चकास्ति न,
मोहसर्पविषं तेषां, कथं यातु क्षयं क्षणात्. २३७

परिस्पृशंति ये नित्यं, त्वदीयं पदपंकजं,
तेषां तीर्थेश्वरत्वादि, पदवी न दवीयसी. २३८

नमः सद्दर्शनज्ञान, वीर्यानं दमयाय ते,
अनंत जंतु संतान, त्राणप्रवण चेतसे. २३९

સંસારરૂપ અટવીને બાળવા દવાનળ સમાન, પવિત્રાત્મા તું જયવાન્ રહે. ૨૩૨–૨૩૩–૨૩૪

સર્વદા સદાગમરૂપ કમળને વિકાશિત કરવા સૂર્ય સમાન, તમને નમવાથી ભવિજીવ સંસારમાં પડતાં અટકે છે. હે દેવના દેવ! ગંભીર નાભિવાળા, નાભિ રાજાના પુત્ર, તારા ઘણા ગુણોથી જેઓ પોતાને બાંધે છે, તેઓ ઉલટા મુક્ત થાય છે, એ આશ્ચર્યની વાત છે. હે દેવ! તારા નામરૂપી સન્મંત્ર જેના ચિત્તમાં ચમકતો નથી, તેમને લાગેલું મોહરૂપી સર્પનું વિષ શી રીતે ઉતરી શકે? ૨૩૫–૨૩૬–૨૩૭

હે દેવ! જેઓ તારા ચરણકમળને નિત્ય ફરસે છે, તેમને તીર્થંકરપણા વગેરાની પંદવી વધારે દૂર રહેતી નથી. સમ્યક્ દર્શન–જ્ઞાન–વીર્ય–અને આનંદમય અને અનંત જીવોના રક્ષણ કરવામાં ચિત્ત રાખનાર તમોને નમસ્કાર

एवं युगादि तीर्थेशं, ये स्तुवंति सदा नराः-
देवेंद्रवृंदवंद्या स्ते, प्राप्नुवंति महोदयं. २४०

इति तीर्थपतिं स्तुत्वा, सचिवेशः प्रमोदभाक्,
नत्वा च सूरिपादाब्ज, मश्रौषी देशना मिति. २४१

यथा नरा स्त्रिधा ज्ञेया, जघन्योत्तम मध्यमाः
तेषु च प्रथमे रक्ताः, स्पर्शने दुःखदायके. २४२

समतावर्त्तिनो मध्याः, सदा तद्विष उत्तमाः
क्रमेण नरकस्वर्ग, शिवाख्यगतिगामिनः २४३

मनीषि मध्यराजाद्या, स्तत् श्रुत्वा भाविता भृशं,
बाल स्त्वेकमना स्तस्थौ, पश्यन् मदनकंदलीं. २४४

मित्रांबा प्रेरणाद् देव्याः, संमुखं सं प्रधावितः,
अये सएव बालो य. मित्यूचे कुपितो नृपः २४५

થાઓ. આ રીતે યુગાદિ જિનને જે માણસો સદા સ્તવે છે, તેઓ દેવેંદ્રના સમૂહને વંદનીય થઈ મહોદય પામે છે. ૨૩૮–૨૩૯–૨૪૦

આ રીતે તીર્થંકરને સ્તવીને, મંત્રીશ્વર હર્ષ સાથે સૂરિના ચરણે નમી, આ રીતે દેશના સાંભળવા લાગ્યો. ૨૪૧

(દેશના.)

માણુસો ત્રણ પ્રકારના થાય છે–અધમ, મધ્યમ અને ઉત્તમ. તેઓમાં જેઓ અધમ હોય છે તેઓ દુઃખદાયક સ્પર્શનમાં રક્ત રહે છે, જેઓ મધ્યમ હોય છે તેઓ વચગાળે રહે છે, અને જેઓ ઉત્તમ હોય છે તેઓ સ્પર્શનના હમેશ દુશ્મન રહે છે. અધમ નરકમાં જાય છે, મધ્ય સ્વર્ગમાં જાય છે અને ઉત્તમ મોક્ષમાં જાય છે. ૨૪૨–૨૪૩

આ દેશના સાંભળી મનીષિ કુમાર મધ્યમ કુમાર અને રાજા વગેરે ભારે ભાવિત થયા. છતાં બાળ તો એક મનથી મદનકંદળી તરફજ જોતો

ततो राजभया न्नष्टः, कामावेशः स बालकः
नश्यन् भग्नगति र्भूमौ, न्यपत द्गतचेतनः २४६

अथ राज्ञा गुरुः पृष्टः, किं पुमा नेष इद्दशः,
प्रौढ स्पर्शन दोषेणे, त्यूचे सूरि रपि स्फुटं. २४७

धराधीशः पुनः प्रोचे, भाव्य स्य किं मतः पुरः
गुरुः प्राह क्षणा देष, कृच्छ्रात् प्राप्स्यति चेतनां. २४८

इतो नश्यन् कर्मपूर, ग्रामासन्न सरोवरे,
श्रमखिन्न शरीर श्च, स्नानार्थं प निमंक्ष्यति. २४९

तत्र स्नानकृते पूर्वं, पवतीर्णां स्वपाकिकां,
स्पृश न्नेकेन बाणेन, चंडालेन हनिष्यते. २५०

नरकेषु ततो गंता, तत स्तिर्यक्ष्व नंतशः,
भूयोपि नरकेष्वेवं, भ्रमिष्यत्येष संसृतौ. २५१

રહ્યો. એટલામાં કુમિત્ર અને માની પ્રેરણાથી ફરીને તે રાણી સામે દોડયો, એટલે રાજા કોપીને બોલ્યો કે, અરે! આ તો તેજ બાળ છે. ત્યારે રાજાથી બીને તે કામાવેશી બાળ નાસવા માંડયો, તે નાસતો નાસતો થાકી જઇને ભૂમિપર બેશુદ્ધ થઇ પડયો, ૨૪૪–૨૪૫–૨૪૬

હવે રાજાએ ગુરૂને પૂછયું કે, આ પુરૂષ આવો કેમ છે? ગુરૂએ ખુલ્લું કહ્યું કે આકરા સ્પર્શનના દોષે કરી એ એવો થયો છે. ૨૪૭

રાજા ફરીને બોલ્યો કે, આનું આગળમાં શું થનાર છે? ગુરૂ બોલ્યા કે, ક્ષણવાર પછી એ જેમ તેમ કરી ચેતના પામી, ઇહાંથી નાશી, કર્મપૂર ગામના નજીક રહેલા તળાવમાં થાકયો પાકયો થકો ન્હાવા ઉતરશે. ત્યાં સ્નાન કરવા પૂર્વે ઉતરેલી ચંડાળણને અડકતાં, તેને (ઉપર રહેલો) ચંડાળ એક બાણથી મારી નાખશે. ત્યાંથી તે નરકમાં જશે ત્યાંથી અનંતીવાર તિર્યંચ થઇ, ફરી નરકમાં જશે, એમ સંસારમાં ભટકયા કરશે. ૨૪૮–૨૪૯–૨૫૦–૨૫૧

श्रुत्वेति मंत्रिणं प्रोचे, नृपतिः क्रोधदुर्द्धरः
भो भो निर्वासय क्षिप्रं, मद्देशात् स्पर्शनं ह्यमुं. २५२

व्याघुट्य यदिवा गच्छेत्, तदा लोहविनिर्मिते,
यंत्रे क्षिप्त्वा तथा पिष्या, यथायं भस्मसा द्भवेत्. २५३

अथ स्पष्ट मभाषिष्ट, सूरि र्भो मनुजाधिप,
नां तरंग जनध्वंसे, बाह्योपायः प्रवर्त्तते. २५४

बभाषे भूपति र्भूयो, भक्तित स्तं गुरुं प्रति,
स्वामि न्नुपायः क्व स्तर्हि, प्रोचे नूचानपुंगवः. २५५

ज्ञानदर्शन चारित्र, तपः संतोष लक्षणं,
सुयंत्र मप्रमादाख्यं, साधवो वा ह्यंति यत्. २५६

तदेवां तरवैरीभ, ध्वंसे पंचाननायते,
अदृष्ट पारसंसार, वार्द्धेः प्रवहणायते. २५७

એમ સાંભળીને, રાજા ભારે ક્રોધ ધરી મંત્રિને કહેવા લાગ્યો કે હે મંત્રિ! આ સ્પર્શનને ઝટપટ મારા દેશમાંથી કહાડી મૂકો. કદાચ પાછો વળી આવે તો લોઢાની ઘાણીમાં નાખી એવું પીલો કે ખાખ થઇ જાય. ૨૫૨–૨૫૩

ત્યારે, સૂરિ બોલ્યા કે, હે નરેશ્વર! અંતરંગ શત્રુને જીતવામાં બાહેરના ઉપાય ચાલી શકતા નથી. ૨૫૪

ત્યારે રાજા ફરીને ભક્તિ સાથે ગુરૂને પૂછવા લાગ્યો કે, હે સ્વામિન્! ત્યારે બીજો કયો ઉપાય છે? ત્યારે પૂર્ણ જ્ઞાની ગુરૂ બોલ્યા:—

જ્ઞાનદર્શન ચારિત્ર તપ સંતોષરૂપ અપ્રમાદ નામનું યંત્ર જેને સાધુઓ ફેરવે છે, તેજ અંતરંગ શત્રુરૂપ હાથીનો ધ્વંશ કરવામાં સિંહનું કામ કરે છે, અને અપાર સંસારસાગરમાં પ્રવહણની ગરજ સારે છે. ૨૫૫–૨૫૬–૨૫૭

यति धर्मक्रियासक्तौ, तत् श्रुत्वा नृप मध्यमौ,
सम्यक्त्व मूल मनघं, गृहिधर्मं समाश्रितौ. २५८

गाढं विज्ञपयामास, मनीषी तु मुनीश्वरं,
भगवन् देहि मे दीक्षां, भवांभो निधि मंथिनी. २५९

वत्स मा स्म प्रमादी स्त्व, मेवमुक्ते च सूरिणा,
ततो मनीषिणं प्रोचे, राजा विस्मितमानसः २६०

प्रसीद मद्गृहं ह्येहि, मुदं देहि क्षणं च मे,
येना हं ते महाभाग, कुर्वे निःक्रमणोत्सवं. २६१

ततो राजानुवृत्त्यै ष, ययौ नृपनिकेतनं,
यदानों राज्ञ आनंदं, तत्रा स्थात् सप्तवासरीं. २६२

दिना त्ततो ष्टमे चा न्हि कृतस्तान विलेपनः,
आमुक्त रत्नालंकारः सदशां शुकशोभितः २६३

ત્યારે તે સાંભળીને, યતિધર્મ પાળવામાં અશક્ત રહેલા રાજા અને મધ્યમ કુમાર સમ્યકત્વમૂળ નિર્મળ શ્રાવકધર્મ સ્વીકારતા હવા. ૨૫૮

પણ મનીષિ કુમાર તો તે મુનીશ્વરને આગ્રહથી વીનવવા લાગ્યો કે, હે ભગવન્! મને તમે સંસાર સમુદ્ર તારનારી દીક્ષાજ આપો. ૨૫૯

ત્યારે સૂરિ બોલ્યા કે હે વત્સ! એમાં આલસ્યજ કર નહિ, બાદ રાજા વિસ્યમ પામી, મનીષિને કહેવા લાગ્યો કે, મહેરબાની કરી, મારા ઘરે પધારો, અને મને ક્ષણભર રાજી કર, કે જેથી, હે મહાભાગ, હું તારૂં નિષ્ક્રમણોત્સવ કરૂં. ૨૬૦–૨૬૧

ત્યારે રાજાની અનુવૃત્તિથી તે રાજાનાં ઘરે ગયો, ત્યાં રાજાને આનંદિત કરતો થકો સાત દિવસ રહ્યો. આઠમે દિને સ્નાનવિલેપન કરી, મોતીના અલંકાર પહેરી, ઝરીના છેડાવાળા વસ્ત્રો પહેરી, ઉત્તમ રથ કે જેમાં રાજા

प्रधान स्यंदना रूढः सारथी भूत भूपतिः,
जंगमः कल्पशाखीव, दद द्दान मनुत्तरं. २६४

वीजयमान श्चामराभ्यां, श्वेतच्छत्रेण राजितः,
वैतालिकैः स्तूयमान, निविडव्रत संस्तवः॥२६५

अत्यद्भुत गुणग्राम, रामणीय करंजितैः,
तदैवोपगतै र्देवैः, स्तूयमानः सुरेंद्रवत्. २६६

निषादि सादि पादाति, रथिकामात्य मध्यमैः,
अन्वीयमानः स प्राप, स्थानं सूरिपवित्रितं. २६७

(पंचभिः कुलकं)

ततो रथा त्समुत्तीर्य, मनीषी पातका दिव,
प्रमोद शेखराभिख्य, चैत्य द्वारे स्थितः क्षणं. २६८

अत्रांतरे नृपस्यापि, मनीषि चरितं मुदा,
परिभावयतः सम्यक्, निर्मलेनां तरात्मना. २६९

સારથિ થઈ બેઠો તેનાપર ચડી, જંગમ કલ્પવૃક્ષના માફક ઉત્કૃષ્ટ દાન દેતો થકો, બે ચામરોથી વીજાતો થકો, શ્વેત છત્રથી શોભતો થકો, ભાટ ચારણો-વડે, દૃઢ પ્રતિજ્ઞપણા માટે સ્તવાતો થકો, અને તેના અતિ અદ્દ્ભુત ગુણોથી રંજિત થઇને, તેજ વખતે આવી પહોંચેલા દેવોવડે ઇંદ્રની માફક વખણાતો થકો, તે કુમાર ઘણા ઘોડાવાળા, હાથીવાળા, પાયદળ, રથવાળા, તથા અમાત્ય અને મધ્યમના સંઘાતે સૂરિથી પવિત્ર રહેલા તે સ્થાનમાં આવી પહોંચ્યો. ૨૬૩–૨૬૪–૨૬૫–૨૬૬–૨૬૭

પછી, રથથી ઊતરીને પાતકથી ઊતર્યો હોય તેમ, તે પ્રમોદશેખર નામના ચૈત્યના દરવાજે ક્ષણવાર ઊભો રહ્યો. ૨૬૮

એવામાં રાજાને પણ મનીષિનું ચરિત્ર સમ્યક્ રીતે, નિર્મળ અંતઃકરણથી વિચારતાં થકાં, ચારિત્ર પરિણામ ઉત્પન્ન થયો કે, જે ધર્મરૂપ કલ્પ-

चारित्र परिणामो भूत्, कर्मकल्पष वारिदः,
अहो वृद्धानुगामित्वं, देहिनां सर्वकामधुक्. २७० (युग्मं)

ततः सुबुद्ध्य मात्याय, देव्यै मध्यमवुद्धये,
सामंतेभ्य श्च भूनाथो, निजाभिप्राय माख्यत. २७१

अचिंतयत्वा च्च महतां, संनिधेः सुनिधे रिव,
सर्वेपि जातचारित्र, परिणामा स्त मूचिरे. २७२

साधु साधू हितं देव, युक्त मेत द्भवादृशां,
संसारे ह्यत्र निःसारे, ना न्य च्चारु विवेकिनां. २७३

वय मप्ये त देवे ह, कर्त्तु मीहामहे प्रभो,
तत् श्रुत्वा मुमुदे राजा, केकीवां भोधरध्वनिं. २७४

राजचिन्हार्पणा द्राज्ये, कृत्वा पुत्रं सुलोचनं,
ततो नृपानुगाः सर्वे, प्राविशन् जिनमंदिरे. २७५

વૃક્ષને વધારવા મેઘ સમાન ગણાય છે. આ રીતે જુવો વૃદ્ધાનુગામિપણું, પ્રાણિઓના સર્વે મનવાંછિત પૂરવા કામધેનુ સમાન થાય છે. ૨૬૯—૨૭૦

ત્યારે રાજાએ તે વાત સુબુદ્ધિ અમાત્યને, રાણીને, મધ્યમ કુમારને, તથા સામંતોને જણાવી. ૨૭૧

ત્યારે નિધાનની માફક મહંત પુરૂષોની સોબતનાં ફળ પણ અચિંત્ય હોવાથી, બધાને ચારિત્ર લેવાનો પરિણામ થયો એટલે તેઓ બોલ્યા કે, હે રાજન્! તમે બહુજ સારૂં કહ્યું, તમારા જેવાને એ યુક્તજ છે, કારણ કે આ અસાર સંસારમાં વિવેકિ જનો માટે બીજું કશું સારૂં નથી. ૨૭૨-૨૭૩

અમે પણ હે પ્રભુ! એમજ કરવા માગીયે છીયે; તે સાંભળીને મોર જેમ મેઘની ગર્જના સાંભળી રાજી થાય, તેમ રાજા રાજી થયો. ૨૭૪

પછી રાજા સુલોચનને રાજ્યચિન્હો આપી, રાજ્યમાં સ્થાપિત કરી, તે બધાની સાથે જિનમંદિરમાં આવ્યો. ૨૭૫

जिनं संपूज्य सूरिभ्यः, कथितं तैः स्व चिंतितं,
साधु साधु महाभागा, इति प्रोवाच तान् गुरुः २७६

ततः प्रवचनोक्तेन, विधिना सूरिणा स्वयं,
ते सर्वे दीक्षिता एवं, चा न्वशिष्यतं सादरं. २७७

(तथाहि)

चत्वारि परमांगानि, दुर्लभानी ह जन्मिनां,
मानुषत्वं श्रुतिः श्रद्धा, संयमे वीर्य मुत्तमं. २७८

एनां समग्रसामग्रीं, संप्राप्य कथमप्य हो,
भवद्भि र्नहि कर्त्तव्यः, प्रमादो त्रं मनागपि. २७९

तत स्तैः प्रणतैः सर्वैं, र्जजल्पे सूरिसंमुखं,
एव मेत दिती च्छामः, कुर्मः पूज्यानुशासनं. २८०

प्रहृष्टैः स्थविरर्षिभ्य, स्ते सर्वे प्यथ सूरिभिः,
अर्पिता आर्यिकाभ्य स्तु, साध्वी मदनकंदली. २८१

ત્યાં જિનેશ્વરને પૂજી, તેઓએ ગુરૂને પોતપોતાનો અભિપ્રાય કહ્યો, એટલે ગુરૂ બોલ્યા કે, હે મહાભાગ! તમે ઘણું સારૂં કરો છો. ૨૭૬

પછી સિદ્ધાંતમાં કહેલી વિધિથી ગુરૂએ પોતાને હાથે તેમને દીક્ષા આપીને, આદર સાથે આ પ્રમાણે શીખામણ આપી:—૨૭૭

જંતુઓને આ જગત્‌માં ચાર પરમ અંગ મળવાં અતિ દુર્લભ છે. એક મનુષ્યપણું બીજું ધર્મ શ્રવણ ત્રીજી શ્રદ્ધા અને ચોથું સંયમમાં ઉત્તમ વીર્ય. ૨૭૮

આ સકળ સામગ્રીને બહુ મુશ્કેલીએ તમે મેળવી છે, માટે તમારે હવે લગાર પણ પ્રમાદ નહિ કરવો. ૨૭૯

ત્યારે તે બધા નમેલા રહી સૂરિના સામે બોલ્યા કે, તમારી આજ્ઞા પ્રમાણ છે, અમે એમજ કરવા ઇચ્છીયે છીયે. ૨૮૦

આચાર્યે હર્ષિત થઇ, તે બધાને સ્થવિર ઋષિઓને સોંપ્યા, અને મદનકંદળી સાધ્વીને આર્યાઓને સોંપત કરી. ૨૮૧

कालं विहृत्य भूयांस, मागमोक्तेन वर्त्मना,
पर्यंतकाले संप्राप्ते, विधाया राधना विधिं. २८२

सर्वेपि विमलध्यानाः, प्रतनूभूत कर्मकाः,
मध्यमाद्या गताः स्वर्गं, मनीषी तु शिवं ययौ. २८३

बालस्य तु यदादिष्टं, भदंतै र्भावि चेष्टितं,
त त्तथैवा खिलं जज्ञे, नान्यथा मुनिभाषितं. २८४

एवं वृद्धानुगत्व प्रगुण गुण जुषो मध्यबुद्धे र्विशुद्धं-
श्लोकं कुंदेंदुशुभ्रं त्रिदिवशिव फलं धर्मकर्मा द्यवेत्य,
भो भव्या दुःख कक्ष क्षय दवदहने पुण्यकंदांबुदाभे-
संपत्संपत्ति बीजे सकलगुणकरे धत्त यत्नं तदत्र. २८५

( इति मध्यमबुद्धि चरितं समाप्तं )

તેઓ આગમની રીતે ઘણો કાળ વિચરીને અંતકાળે આરાધનાની વિધિ સાચવી નિર્મળ ધ્યાનથી કર્મને હલકા કરી મધ્યમ કુમાર વગેરે સ્વર્ગે પહોંચ્યા અને મનીષિ કુમાર મુક્તિએ પહોંચ્યો. ૨૮૨-૨૮૩

હવે ગુરૂએ બાળના માટે જે ભવિષ્ય વાત કહી હતી, તે સઘળી તેમજ થઈ, કેમકે, મુનિ જનનું ભાષિત અન્યથા થઇ શકતું નથી. ૨૮૪

આ રીતે વૃદ્ધાનુગપણારૂપ ગુણ ધરનાર મધ્યમબુદ્ધિ કુમારનું ધર્મ કર્મ કરવાથી, સ્વર્ગ અને મોક્ષ સુખનું ફળ આપનાર એવું કુંદના ફૂલ અને ચંદ્ર જેવું સ્વચ્છ યશ સાંભળીને, હે ભવ્યો, દુઃખરૂપ ઘાસને બાળવા દહન સમાન, પુણ્યરૂપ કંદને વધારવા મેઘ સમાન, સંપદારૂપ પાકની પેદાશના બીજ સમાન અને સકળ ગુણ પેદા કરનાર આ વૃદ્ધાનુગપણારૂપ ગુણમાં યત્ન કરો. ૨૮૫

આ રીતે મધ્યમબુદ્ધિનું ચરિત્ર સમાપ્ત થયું.

અષ્ટાદશઃતમ ગુણ.

उक्तो वृद्धानुग इति सप्तदशो गुण, सांप्रत मष्टादशं विनयगुण मधिकृत्या ह.

વૃદ્ધાનુગપણારૂપ સતરમો ગુણ કહ્યો, હવે અઢારમા વિનયગુણની બાબત કહે છે.

# (मूळ गाथा.)

विणओ सव्वगुणाणं-
मूलं सन्नाणदंसणाईणं;
सुक्खस्सय ते मूलं-
तेण विणओ इह पसत्थो. २५

(મૂળ ગાથાનો અર્થ.)

વિનય એજ સમ્યક્ જ્ઞાન દર્શન વગેરે સઘળા ગુણોનું મૂળ છે; અને તે ગુણો જ સુખનાં મૂળ છે, તેથી આ જગોએ વિનીતને પ્રશસ્ત ગણ્યો છે. ૨૫

(ટીકા.)

विनीयतेऽपनीयते विलीयते वा अष्टप्रकारं कर्म्म येनस विनय इति सामयिकी निरुक्तिः ।

વિશેષે લઇ જવાય એટલે કે દૂર કરી શકાય, અથવા નાશ કરી શકાય, આઠ પ્રકારના કર્મ જેનાવડે તે વિનય કહેવાય, એમ સમય સંબંધી અર્થાત્ જિનસિદ્ધાંતની નિરૂક્તિ છે.

(उक्तंच)

जम्हा विणयइ कम्मं, अठविहं चाउरंत मुक्खायं,
तम्हा उ वयंति विऊ, विणउ त्ति विलीण संसारा,

જે માટે અષ્ટ પ્રકારનું ચાતુરંત (ચાર ગતિના કારણ સંસારનું કારણ) કહેલું કર્મ દૂર કરે છે. તેથી સંસારને વિલીન કરનાર વિદ્વાનો તેને વિનય કહે છે.

स पुन दर्शन[१]-ज्ञान[२]-चारित्र[३]-तप[४]-ऊपचारिक[५]-भेदात् पंचधा,

તે દર્શન વિનય, જ્ઞાન વિનય, ચારિત્ર વિનય તપ વિનય અને ઔપચારિક વિનય, એવા ભેદોથી કરીને પાંચ પ્રકારે છે.

(तथा चोक्तं)

दंसण नाण चरित्ते, तवे य तह ओवयारिए चेव,
मुक्खत्थ मेस विणओ, पंचविहो होइ नायव्वो. १
दव्वाइ सद्दहंते, नाणेण कुणंतयंमि कज्जाइं,
चरणं तवं च सम्मं, कुणमाणो होइ तव्विणओ. २
अह ओवयारिओ पुण, दुविहो विणओ समासओ होइ,
पडिरूव जोगजुंजण, तहय अणासायणा विणओ. ३
पडिरूवो खलु विणओ, काइयजोगेय वाय-माणसिओ,
अठ चउव्विह दुविहो, परूवणा तस्सि मा होइ. ४

(તેનું સ્વરૂપ આ પ્રમાણે છે.)

દર્શનમાં, જ્ઞાનમાં, ચારિત્રમાં, તપમાં, અને ઔપચારિક એમ મોક્ષના અર્થે પાંચ પ્રકારનો વિનય કહેલો છે. (૧)

દ્રવ્યાદિક પદાર્થની શ્રધ્ધા કરતાં, દર્શન વિનય કહેવાય છે, તેમનું જ્ઞાન મેળવ્યાથી જ્ઞાન વિનય થાય છે, ક્રિયા કરતાં ચારિત્ર વિનય બોલાય છે, અને સમ્યક્ રીતે તપ કરતાં તપ વિનય થાય છે. ૨

હવે ઓપચારિક વિનય સંક્ષેપમાં બે પ્રકારે છે:—એક પ્રતિરૂપ યોગ યુંજનરૂપ, અને બીજો અનાશાતના વિનય. ૩

પ્રતિરૂપ વિનય પાછો ત્રણ પ્રકારનો છે:—કાયિક, વાચિક, અને માનસિક. ત્યાં કાયિક આઠ પ્રકારનો છે, વાચિક ચાર પ્રકારનો છે, અને માનસિક બે પ્રકારનો છે—તેની પ્રરૂપણા આ રીતે છે:—૪

अब्भुट्ठाणं अंजलि, आसणदाणं अभिग्गहकिईय,
सुस्सूसण अणुगच्छण, संसाहण काय अठविहो. ५

हिय मियअ फरुसवाई, अणुवाई भासिवाइओ विणओ,
अकुसलमणो निरोहो, कुसलमणोदीरणं चेव. ६

पडिरूवो खलु विणओ, पराणुवित्तिमइओ मुणेयव्वो,
अप्पडिरूवो विणओ, नायव्वो केवलीणं तु. ७

एसो भे परिकहिओ, विणओ पडिवत्ति लक्खणो तिविहो,
बावन्न विहिविहाणं, बिंति अणा सायणा विणयं. ८

કાયિક વિનયના આઠ પ્રકાર આ રીતે છેઃ—ગુણવાન્ જનને ઊઠી સામા જવું તે અભ્યુત્થાન, તેના સામે હાથ જોડી ઊભા રહેવું, તે અંજલિબંધ, તેમને આસન આપવું તે આસનપ્રદાન, તેમની ચીજ વસ્તુ લઈ ઠેકાણે રાખવી, તે અભિગ્રહ, તેમને વંદન કરવું તે કૃતિકર્મ, તેમની આજ્ઞા સાંભળવા તૈયાર રહેવું, તે શુશ્રૂષા, તેમની પાછળ જવું તે અનુગમન, અને તેમની પગચંપી કરવી તે સંસાધન.

વાચિક વિનયના ચાર પ્રકાર આ રીતે છેઃ—હિતકારી બોલવું, મિત (ખપ પૂરતું) બોલવું, અપરૂષ (મધુર) બોલવું, અને અનુપાતિ (અનુસરતું) બોલવું.

માનસિક વિનયના બે પ્રકાર આ રીતે છેઃ—અકુશળ મનનો નિરોધ કરવો, અને કુશળ મનની ઉદીરણા કરવી—અર્થાત્ ભુંડું નહિ ચિંતવવું અને ભલું ચિંતવવું. ૫-૬

આ રીતે પ્રતિરૂપ વિનયપરની અનુવૃત્તિમય છે. કેવળજ્ઞાનિ અપ્રતિરૂપ વિનય કરે છે. ૭

આ રીતે પ્રતિપત્તિરૂપ ત્રણ પ્રકારનો વિનય કહ્યો. હવે અનાશાતના વિનયના બાવન પ્રકાર છે; તે આ રીતે છેઃ—૮

तित्थयर सिद्ध कुलगण, संघकिरिय धम्मनाण नाणीणं,
आयरिय थेरु वज्झाय, गणीण तेरस पयायाइं. ९

अणा सायणा य भत्ती, बहुमाणो तहय वन्न संजणणो,
तित्थयराई तेरस, चउग्गुणा हुंति वावन्ना. १०

તીર્થંકર, સિદ્ધ, કુળ, ગણ, સંઘ, ક્રિયા, ધર્મ, જ્ઞાન, જ્ઞાની, આચાર્ય, સ્થવિર, ઉપાધ્યાય, અને ગણી એ તેર પદની આશાતના કરવાથી દૂર રહેવું, ભક્તિ કરવી, બહુ માન કરવું, તેમજ પ્રશંસા કરવી એમ ચાર પ્રકારે તેર પદ ગણતાં બાવન પ્રકાર થાય છે. ૯-૧૦

एवंविध श्च विनयः सर्वगुणानां मूलं वर्त्तते.

આવા પ્રકારનો વિનય સર્વ ગુણોનું મૂળ રહેલ છે.

तथाचोक्तं

विणओ सासणे मूलं, विणीओ संजओ भवे,
विणयाउ विपमुक्कस्स, कओ धम्मो कओ तवो.

વિનયજ જિન શાસનનું મૂળ છે, માટે સંયત સાધુએ વિનીત થવું જોઇયે, કારણ કે, વિનયથી રહિત જનને ધર્મ અને તપ શેના હોય.

कतमाना मित्याह—सज्ञान दर्शनादीनां

સર્વ ગુણો કયા તે કહે છે કે, સમ્યક્ જ્ઞાનદર્શન વગેરે ગુણો તેમનું મૂળ વિનયજ છે.

उक्तंच

विणया नाणं, नाणाउ, दंसणं, दंसणाउ चरणं तु,
चरणाहिंतो मुक्खो, मुक्खे सुक्खं अणा बाहं.

વિનયથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, જ્ઞાનથી દર્શન પ્રાપ્ત થાય છે, દર્શનથી ચારિત્ર પ્રાપ્ત થાય છે, ચારિત્રથી મોક્ષ પ્રાપ્ત થાય છે, અને મોક્ષ પ્રાપ્ત થતાં અનંત અવ્યાબાધ સુખ પ્રાપ્ત થાય છે.

ततः कि मित्याह—चकारस्य पुनः शब्दार्थस्यै वं योग—स्ते पुन र्गुणा मोक्षस्य मूलं—सम्यग् दर्शन ज्ञान चारित्राणि मोक्षमार्ग इति वचनात्.

તેથી શું થાય તે કહે છે–ચકાર પુનર્ શબ્દના અર્થે વાપરેલ છે, તે આવી રીતે જોડવો કે, તે વળી ગુણો મોક્ષનું મૂળ છે, કારણ કે, સમ્યગ્દર્શન જ્ઞાન અને ચારિત્ર એજ મોક્ષનો માર્ગ છે, એમ કહેલું છે.

तेन हेतुना विनीत इह धर्माधिकारे प्रशस्तः श्लाघितः, भुवनकुमारवत्.

તે કારણે વિનીત પુરૂષજ આ ધર્માધિકારમાં પ્રશસ્ત કહેતાં વખાણેલો છે. ભુવન કુમારની માફક.

(तत्कथानकं चैवं)

सुइवाणियं सुपत्तं, कुसुमं व समत्थि इत्थ कुसुमपुरं,
धणओ विव भूरिधणो धणओ नामेण तत्थ निवो. १

आसि पउमेसयस्स व, पउमा पउमावई पिया तस्स,
पुत्तो य भुवण तिलओ, तिलओ इव सेसपुरिसाण. २

ભુવનતિલક કુમારનું કથાનક આ પ્રમાણે છે.

શુચિપાણિજ (પવિત્ર પાણીથી પેદા થએલ) અને સુપત્ર (સારી પાંખડીવાળાં) કુસુમ (ફૂલ) જેવું શુચિવાણિજ (સારા વેપારવાળું) અને સુપાત્ર (સારા લોકોવાળું) ઈહાં કુસુમપુર નામે નગર હતું, ત્યાં ધનદ (કુબેર) ના માફક બહુ ધનવાળો ધનદ નામે રાજા હતો. ૧

તેની પદ્મેશય (શ્રી કૃષ્ણ) ની જેમ પદ્મા સ્ત્રી હતી, તેવી પદ્માવતી નામે રાણી હતી. તેમનો શેષ જનોમાં તિલક સમાન ભુવનતિલક નામે પુત્ર હતો. ૨

तस्स य रूवाइ गुणाण, जइवि उवमापयं इमे हुज्जा,
मयणाइणो पसिद्धा, विणयगुणो अणुवमो तहवि. ३

सो कालंमि सुहेणं, उज्झाय महन्नवाउ गिण्हेइ,
विणओणओ कलाओ, जलपडलीओ जलहरु व्व. ४

तेणय विणयगुणेणं, जणिओ विज्जागुणो उ सो तस्स,
जो अमरसुंदरीणवि, मुहाइं मुहलाइं कासी य. ५

अन्नदिणे सो राया, अत्थाण सभाइ जाव आसीणो,
चिठेइ ताव हिठेण, वित्तिणा एव विन्नत्तो. ६

सामिय रयणत्थलपुर, पहुणो सिरि अमरचंदनरवइणो,
चिठइ पहाणपुरिसो, बाहिं को तस्स आएसो. ७

તે કુમારના રૂપાદિક ગુણો કામદેવાદિકના સમાન હતા, પણ તેનો વિનયગુણ તો અનુપમજ હતો. ૩

તે કુમાર અવસર પ્રાપ્ત થતાં, મહા સમુદ્રમાંથી મેઘ જેમ જળ ભરેલી વાદળીઓ ગ્રહણ કરે તેમ, વિનયનમ્ર રહીને, ઉપાધ્યાયરૂપ મહા સમુદ્ર પાસેથી કળાઓ ગ્રહણ કરવા લાગ્યો. ૪

તેના તેવા વિનય ગુણથી કરીને, તેને એવી વિદ્યા પ્રાપ્ત થઈ કે, જેથી તેણે દેવાંગનાઓના મુખને પણ મુખર બનાવ્યાં; અર્થાત્ તેઓ તેના વખાણ કરવા તત્પર થઇ. ૫

એક દિવસે રાજા આસ્થાન સભામાં બેઠેલો હતો, તેવામાં હર્ષ પામેલો વેત્રિ (દ્વારપાળ) તેને આ રીતે વીનવવા લાગ્યો. ૬

તે બોલ્યો કે, હે સ્વામિન્! રત્નસ્થળ નગરના સ્વામિ અમરચંદ રાજાનો પ્રધાન બાહેર આવી ઊભો છે, તેના માટે શો હુકમ છે? ૭

लहु मुंचसु इयरसा, वुत्तो सो विहिणा सम्मणीओं,
नमिय निवं उववि‍ठो, समए इय भणिउ मारद्धो. ८
देव सिरिधणय नरवर, तुम्हं पइ जंपए अमरचंदो,
अम्ह पहू अत्थि मई, वरधूया जसमई नाम. ९
सा तुह सुयस्स विमलं, गुणनिवहं खेयरीहि गिज्जंतं,
आयन्निऊण सुइरं, अच्चंतं तंमि अणुरत्ता. १०
किंच तयं चिय मित्तांव, कमलिणी निच्चमेव झायंती,
परिचत्त कुसुम तंबोल, माइ कहकहवि गमइ दिणे. ११
जा अज्जवि सा बाला, तणं व नहु चयइ जीवियं निययं,
ता तुब्भेहिं नरवर, पुव्वसिणे हाभिवुढिकए. १२
सहला किज्जउ अम्हाण, पत्थणा पेसिउं नियं तणयं,
तीए गिण्हाविज्जउ, वरलक्खण लक्खिओ पाणी. १३

રાજાએ કહ્યું કે જલદી તેને અંદર મોકલો, એટલે છડીદાર તેને અંદર લાવ્યો. તે રાજાને નમીને બેઠા બાદ અવસર પામી આ રીતે કહેવા લાગ્યો. ૮

હે ધનદ નરેશ્વર, તમોને અમારા સ્વામિ અમરચંદ્રે કહેવરાવ્યું છે કે, મારી યશોમતી નામે ઉત્તમ પુત્રી છે; તે તમારા પુત્રના નિર્મળ ગુણો વિદ્યાધરીઓ ગાયેલા સાંભળીને ઘણો વખત થયો તેના તરફ અત્યંત અનુરક્ત થઈ છે. ૯–૧૦

વળી તે કમલિની જેમ સૂર્યના તરફ રહે તેમ તે કુમારનેજ હમેશાં ચિંતવતી થકી ફૂલતંબોળ વગેરે છોડી જેમ તેમ કરી દિવસો પસાર કરે છે. ૧૧

તે બાળા (તમારા કુમાર વિના) પોતાના જીવિતને પણ તણખલા માફક છોડી દેવા તૈયાર થઇ છે, છતાં હજુ જીવે છે ત્યાં લગણ હે નરેશ્વર, તમો પ્રથમના સ્નેહમાં વધારો કરવા ખાતર, અમારી પ્રાર્થના સફળ કરો, અને તમારા પુત્રને ત્યાં મોકલાવી તેણીનું લક્ષણ ભરપૂર હાથ તેના હાથ સાથે મેળાવો. ૧૨–૧૩

अह मइविलास वरमंति, वयण मवलोयए निवो सोवि,
विणएण भणइ सामिय, जुत्त मिणं कीरउ पमाणं. १४

जं भणह तयं कुणिमुत्ति, निवइणा जंपिए पहाणनरो,
सो पत्तो निवदिन्ने, आवासे फुरियगुरुहरिसो. १५

तो रन्ना णुन्नाओ, अणेय सामंतमंतिमाइ जुओ,
सो कुमरो संचलिओ, अखलिय चउरंग वलकलिओ. १६

संपत्तो अइदूरं, पहंमि सिद्धउरनयर वाहिंमि,
मुच्छा मिलिलय नयणो, सो पडिओ रहवरुच्छंगे. १७

अह मज्झिमखंधारे, सहसा कोलाहले समुच्छलिए,
मिलिओ अग्गिमपच्छिम, खंधारजणो तहिं सव्वो. १८

ત્યારે રાજાએ મતિવિલાસ નામના મંત્રીશ્વરના મુખ તરફ જોયું, એટલે તે વિનયપૂર્વક કહેવા લાગ્યો કે સ્વામિન્! આ માગું બરોબર યુક્ત છે માટે કબૂલ રાખો. ૧૪

ત્યારે રાજાએ તે પ્રધાન પુરૂષને કહ્યું કે જેમ કહો છો તેમ કરો, એટલે તે પ્રધાન પુરૂષ ભારે હર્ષ પામી રાજાએ આપેલા ઊતારામાં આવ્યો. ૧૫

પછી રાજાએ અનેક સામંત અને મંત્રિઓ સાથે કુમારને ત્યાં જવા ફરમાવ્યું, એટલે તે અસ્ખલિત ચતુરંગ લશ્કર લઇ રવાને થયો. ૧૬

તે કુમાર રસ્તામાં આગળ અતિ દૂર રહેલા સિદ્ધપુર નગરની બાહેર આવી પહોંચ્યો, તે વખતે તે મૂર્છા પામી બંધ આંખે રથના આગલા ભાગે ઢળી પડ્યો. ૧૭

આ બનાવ જોઈ વચલા લશ્કરમાં ઓચિંતો કલકલાટ થઈ પડ્યો, એટલે આગલું પાછલું તમામ લશ્કર ત્યાં ભેગું થઇ ગયું. ૧૮

तो मंति माइणो तं, महुरालावेहिं आलवंति भिसं,
कहं व विगयचिठो, न किंपि पडिजंपए कुमरो. १९

आदन्ना ते सव्वे, विविहोसहमंत तंतमणि पमुहे,
पकुणंति बहुवयारे, नय से जायइ गुणो कोवि. २०

किंतु पवट्टइ अहियं, वियणा वियलंति सयलअंगाइं,
तो मंतिमाइ लोओ, करुणसरं पलवए एवं. २१

हा गुणरयण महोयहि, हा निरुवम विणय कणय कणयगिरे,
हा पणय कप्पपायव, कुमार पत्तो सि किं मवत्थं. २२

सुयवच्छलस्स देवस्स, किंतु गंतुं वयं कहिस्सामो,
इय जा पलवेइ जणो, सिद्धपुर बहिठिउज्जाणे. २३

ત્યારે મંત્રિઓ વગેરે કુમારને મધુર વચનોથી બહુએ બોલાવવા લાગ્યા, પણ કુમાર લાકડાની માફક નિશ્ચેષ્ટ રહી કાંઇ પણ બોલી શકયો નહિ. ૧૯

તેઓ બધા આકુળ થઇ વિવિધ પ્રકારનાં ઔષધ, મંત્ર, તંત્ર, અને મણિ વગેરેના ઘણા ઉપચાર કરવા લાગ્યા, પણ કુમારને કશો ફાયદો થયો નહિ. કિંતુ અધિક અધિક વેદના થવા લાગી, અને તેનાં સર્વ અંગો વિકળ થવા લાગ્યાં, ત્યારે મંત્રી વગેરે કરૂણસ્વરે આ રીતે વિલાપ કરવા લાગ્યાઃ– ૨૦–૨૧

હાય હાય, હે ગુણરત્નના મહા સમુદ્ર, અનુપમ વિનયરૂપ કનકના કનકાચળ, નમેલા પ્રતે કલ્પવૃક્ષ સમાન કુમાર, તું શી અવસ્થાને પ્રાપ્ત થયો છે? ૨૨

પુત્રવત્સલ રાજાની પાસે જઇ અમે શા સમાચાર આપશું? આ રીતે તેઓ સિદ્ધપુરના બાહેરલા ઉદ્યાનમાં રહી વિલાપ કરવા લાગ્યા. ૨૩

ता सुरकिन्नरसेविज्ज, माणचरणो अणेग समणजुओ,
नामेण सरयभाणू, वरनाणी आगओ तत्थ. २४

अमरकय कणकमला, सीणो धम्मं कहेइ अह तत्थ,
सो मंतिप्पमुहजणो, गओ गुरुं नमिय उववीठो. २५

अह कंठीरव सामंत पुच्छिओ कुमर दुक्ख वुत्तंतं,
तेसिं आउलभावा, समासओ कहइ इय सूरी. २६

धायइसंडे दीवे, भरहे भवणा गरंमि नयरंमि,
विहरंतो संपत्तो, इक्को गच्छो सुगुरुकलिओ. २७

तत्थय एगो साहू, वासवनामा सुवासणारहिओ,
गुरुगच्छ पच्चणीओ, अइअविणीओ किलिठमणो. २८

તેટલામાં ત્યાં સુરાસુરથી સેવાયલ ચરણવાળા અને અનેક શ્રમણોથી પરિવરેલા શરદભાનુ નામે પ્રવરજ્ઞાની સમોસર્યા. ૨૪

તેઓ દેવકૃત કનકકમળપર બેશી ધર્મ કહેવા લાગ્યા, ત્યારે મંત્રિ વગેરે જનો ત્યાં જઈ તેમને નમીને ત્યાં બેઠા. ૨૫

હવે કંઠીરવ નામનો સામંત તેમને કુમારનો વૃત્તાંત પૂછવા લાગ્યો, ત્યારે તેઓને આકુળ જાણીને આચાર્ય સંક્ષેપમાં આ રીતે હકીકત કહેવા લાગ્યાઃ—૨૬

આચાર્ય બોલ્યા કે, ધાતકીખંડ નામના દ્વીપમાં ભરતક્ષેત્રમાં ભાવનાકર નગરમાં વિચરતાં વિચરતાં એક સુગુરૂ સહિત સાધુઓનું ગચ્છ (ટોળું) આવી પહોંચ્યું. ૨૭

તે ગચ્છમાં એક વાસવ નામે સાધુ હતો, તે સદ્વાસનાથી રહિત હતો, પોતાના ગુરૂ અને ગચ્છનો દુશ્મન હતો, અવિનીત હતો, અને ક્લિષ્ટ મનવાળો હતો.

सो कइयावि गुरूहिं, भणिओ भो भद्द होसु विणयपरो,
जम्हा विणएणं चिय, कल्लाण परंपरा होइ. २९

( उक्तंच )

विनयफलं शुश्रूषा, गुरुशुश्रूषाफलं श्रुतज्ञानं,
ज्ञानस्य फलं विरति, विंरतिफलं चा श्रवनिरोधः ३०

संवरफलं तपोबल, मथ तपसो निर्जरा फलं दृष्टं,
तक्ष्मात् क्रियानिवृत्तिः, क्रियानिवृत्ते रयोगित्वं. ३१.

योगनिरोधा द्भवसंततिक्षयः संततिक्षया न्मोक्षः,
तस्मात् कल्याणानां, सर्वेषां भाजनं विनयः ३२

( तथा )

मूलाउ खंधप्पभवो दुमस्स, खंधाउ पच्छा समुविंति साहा,
साहप्पसाहावि रूहंति पत्ता, तओ सि पुप्फं च फलं रसोय. ३३

તેને એકવેળા ગુરૂએ કહ્યું કે હે ભદ્ર, તું વિનયમાં તત્પર થા—જે માટે વિનયથીજ સઘળાં કલ્યાણ થાય છે. ૨૯

જે માટે કહેલું છે કે, વિનયનું ફળ શુશ્રૂષા છે, શુશ્રુષાંનું ફળ શ્રુતજ્ઞાનછે, જ્ઞાનનું ફળ વિરતિ છે, વિરતિનું ફળ આશ્રવનિરોધ છે, અર્થાત્ સંવર છે, સંવરનું ફળ તપોબળ છે, તપનું ફળ નિર્જરા છે, નિર્જરાથી ક્રિયાની નિવૃત્તિ થાય છે, ક્રિયા નિવૃત્ત થયાથી અયોગિપણું થાય છે, અયોગિપણાથી ભવની સંતતિનો ક્ષય થાય છે, સંતતિના ક્ષયથી મોક્ષ થાય છે. માટે વિનય સકળ કલ્યાણનું ભાજન છે. ૩૦–૩૧–૩૨

વળી જેમ ઝાડના મૂળમાંથી સ્કંધ થાય છે, સ્કંધમાંથી શાખા થાય છે, શાખામાંથી પડશાખા ફૂટે છે, તેમાંથી પત્ર, પુષ્પ, ફળ, અને રસ થાય

एवं धम्मस्स विणओ, मूलं परमो से मुक्खो,
जेण किंत्ति सुयं सिग्घं, नीसेसं चा भिगच्छइ. ३४

इय गुरुवयणं पवणं व, वणदवो पप्प सप्प इव कूरो,
कोवेण धगधगंतो, सो अहिययरं समुज्जलिओ. ३५

सो अन्नया अकज्जंमि कत्थइ चोइओ मुणीहिंपि,
जाओ भिसं पउठो, इहपरलोएय निरविक्खो. ३६

सव्वे सिघायणत्थं ताल उड विसंखि वित्तु जल मज्झे,
सो एगदिसा हुत्तो सयंपणठो उभय भीओ. ३७

गच्छाणुकंपियाए य, देवयाए तयं कहेऊण,
तप्परिभोग पवत्ता, निवारिया साहुणो सव्वे. ३८

છે, એમ વિનય એ ધર્મનું મૂળ છે, અને મોક્ષ એ તેનું ફળ છે, વિનયથીજ કીર્ત્તિ તથા સમસ્ત શ્રુત જ્ઞાન જલદી મેળવી શકાય છે. ૩૩–૩૪

આ રીતે ગુરૂનું વચન સાંભળી તે વાસવમુનિ પવનથી જેમ દવાનળ જોસ પકડે તેમ સર્પની માફક ક્રૂર બનીને કોપથી ધગધગતો થકો વધારે બળવા લાગ્યો. ૩૫

તેને એક વેળાએ અકાર્યમાં પ્રવર્ત્તતાં થકાં બીજા મુનિઓએ વારતાં તે તેમના પર પણ અતિશય પ્રદ્વેષી થઈ આ લોક–પરલોકથી બેદરકાર બન્યો, અર્થાત્ તેણે તેમની ગોચરીમાં વિષ ભેળી દીધું. ૩૬

— — — — — — — — — — — — — —

— — — — — — — — — — — — — —

એવામાં ગચ્છપર અનુકંપા રાખનારી દેવીએ તે વાત જણાવી દઈને તે આહાર ખાવા તૈયાર થયલા સર્વે સાધુઓને તે ખાતાં અટકાવ્યા. ૩૮

सो वच्चंतो रन्ने, कत्थवि वणदव पलित्तसव्वंगो,
मरिऊण समुप्पन्नो, परमाऊ अप्पइठाणे. ३९

— — — —, तो मच्छेसुं पुणोवि नरयंमि,
सव्वत्थ दहणछिंदण, भिंदण वियणाहिं संतत्तो. ४०

भमिओ भूरिभवेसुं, अन्नाणतवं करित्तु किंपि पुरा,
जाओ धणयनरिंदस्स, एस अइवल्लहो पुत्तो. ४१

रिसिघाय परिणएणं, जं च तया अज्जियं असुहकम्मं,
तस्सेसवसा इण्हिं, एय भवत्थं गओ कुमरो. ४२

तो भीएणं कंठीरवेण पणमित्तु पभणियं नाह,
कह होइ पुणो एसो, पउणो पडिभणइ मुणिनाहो. ४३

खीणप्पायं कम्मं, इमस्स संपइ विमुच्चमाणो य,
चिठइ वियणाहि इहा, गओ विमुच्चिहिइ सव्वत्तो. ४४

હવે તે વાસવ જંગલમાં જતો રહ્યો. ત્યાં કોઇક સ્થળે દવાનળમાં સપડાઈ બળી મરીને સાતમી નરકમાં અપ્રતિષ્ટાન નામના સ્થળમાં મહાન્ આયુષ્યવાળો એટલે કે તેત્રીશ સાગરોપમના આયુષ્યે નારક થઈ ઉપનો. ૩૯

ત્યાંથી મચ્છ થયો, ત્યાંથી ફરી નરકમાં ગયો, એમ સર્વ સ્થળે દહન, છેદન, અને ભેદનની વેદનાથી પીડાતો રહ્યો. ૪૦

એમ ઘણા ભવ ભમી બાદ કોઇક જન્મમાં અજ્ઞાન તપ કરી ધનદ રાજાનો આ અતિ વહ્યભ પુત્ર થયો છે. ૪૧

ઋષિ ઘાતમાં તત્પર થઈ એણે જે પૂર્વે અશુભ કર્મ બાંધ્યું છે, તેના શેષના વશે કરીને હમણા આ કુમાર આવી અવસ્થાને પામ્યો છે. ૪૨

ત્યારે ભીત થએલા કંઠીરવે પ્રણામ કરી તે જ્ઞાનીને કહ્યું કે હે નાથ, આ હવે શી રીતે આરામ પામશે? ત્યારે મુનીશ્વર બોલ્યાઃ—૪૩

આ કુમારનું તે કર્મ લગભગ ક્ષીણ થવા આવ્યું છે, અને હમણા તે વેદનાથી રહિત થયો છે અને તે ઇહાં આવતાં સર્વથા આરામ પામશે. ૪૪

इय सोउ मंति पमुहा, लोया हरिसियमणा कुमरपासं,
संपत्ता अह दिठो, पउणप्पाओ तओ तेहिं. ४५

कहिओ केवलि कहिओ, पुव्वभवाई य वइयरो तस्स,
तो सो भीओ पमुइय, मणो य पत्तो सुगुरुपासे. ४६

नमिउं सूरिं कंठीरवाइ, वहुलोय संजुओ कुमरो,
निस्सीमभीम भवभय, भीओ दिक्खं पवज्जेइ. ४७

इय सुणिय जसमई वि हु, तत्था गंतूण गिण्हए दिक्खं,
सेसजणो पुण वलिउं, धणयनिवस्सा ह तं चरियं. ४८

पुव्वकय अविणयफलं, सुमरंतो माणसे कुमरसाहू,
अइसय विणय पहाणो, जाओ अचिरेण गीयत्थो. ४९

विणए वयावच्चे, सो तह दढ भिग्गहो समुप्पन्नो,
जह तग्गुण तुठेहिं, अमरेहि वि संथुओ वहुसो. ५०

એમ સાંભળી મંત્રિ વગેરે લોકો રાજી થયા થકા કુમાર પાસે પહોંચ્યા અને જોયું તો કુમાર લગભગ હુશિયાર થયલો દેખાયો. ૪૫

તેમણે તેને કેવળિએ કહેલો પૂર્વભવાદિકનો વ્યતિકર કહી સંભળાવ્યો, ત્યારે તે ભય પામવાની સાથે પ્રમુદિત થઇ સુગુરૂ પાસે ગયો. ૪૬

તે કંઠીરવ વગેરેની સાથે સૂરિને નમીને અતિ ભયાનક સંસારના ભયથી બીતો થકો દીક્ષા લેતો હવો. ૪૭

એ વાત સાંભળીને યશોમતી પણ ત્યાં આવી દીક્ષા લેવા લાગી. હવે બાકીના લોકે ત્યાંથી પાછા વળીને તે વાત ધનદ રાજાને જણાવી. ૪૮

હવે કુમાર પૂર્વકૃત અવિનયનું ફળ મનમાં સંભારતો થકો હમણા અતિશય વિનય કરવામાં તત્પર રહી થોડાજ વખતમાં ગીતાર્થ થયો. ૪૯

તે હવે વિનય અને વૈયાવૃત્યમાં એવો દૃઢ પ્રતિજ્ઞ થયો કે, તેના ગુણોથી તુષ્ટ થઇને દેવો પણ તેની બહુવાર સ્તુતિ કરવા લાગ્યા. ૫૦

तं उववूहंति गुरू, अभिक्खणं महुर निउण वयणेहिं,
धन्नो सि भो महायस, तुह सहलं जम्म जीयं च. ५१

परिचत्त रायरिसिणा, दमगमुणीसु वि पवत्तविणएणं,
वेयावच्च परेण य, सच्चवियं ते इमं वयणं. ५२

पणमंति य पुव्वयरं, कुलया न नमंति अकुलया पुरिसा,
पणओ पुव्विं इह जइजणस्स जह चक्कवट्ठिमुणी. ५३

इय उववूहिज्जंतो, सो केवलिणावि फुरियमज्झत्थो,
पालइ वय मकलंकं, बावत्तरि पुव्वलक्खाइं. ५४

सव्वाउ पुव्वलक्खे, असिइं परिपालिऊण पज्जंते,
पडिवन्न पायवगमो, अज्झीणज्झाण लीलमणो. ५५

उप्पन्न विमलनाणो, विलीण नीसेस कम्मसंताणो,
सो भुवण तिलयसाहू, भुवणोवरिमं पयं पत्तो. ५६

ગુરૂ તેને વારંવાર મધુર વચનોથી ઉત્તેજિત કરતા કે, હે મહાયશ, તારૂં જન્મ અને જીવવું સફળ છે. ૫૧

તું રાજ્ય છોડી રાજર્ષિ થયો છે છતાં દ્રમક મુનિ (ભીખારી હોઇને થએલા મુનિ) નો પણ વિનય અને વૈયાવૃત્ય કરે છે, તેથી તું આ વચનને સાચું પાડે છે કે, કુલીન પુરૂષો પહેલાને નમે છે, અને અકુલીન પુરૂષોજ તેમ કરતાં અટકે છે, જે માટે ચક્રવર્તી પણ જ્યારે મુનિ થાય છે ત્યારે તેનાથી અગાઉના તમામ મુનીઓને નમે છે. ૫૨–૫૩

આ રીતે કેવળિ ભગવાન્ તેની ઉપવૃંહણા કરતા છતાં તેણે મધ્યસ્થ રહી બોતેર લાખ પૂર્વ સૂધી તે વ્રતને નિષ્કલંકપણે પાલન કર્યું. ૫૪

એકંદર એંસી લાખ પૂર્વનું સર્વ આયુષ્ય પૂરૂં કરી અંતે પાદપોપગમન નામનું અણસણ કરી સંપૂર્ણ ધ્યાન મગ્ન રહીને વિમળ જ્ઞાન પામી સકળ કર્મના સંતાનને તોડી તે ભુવનતિલક સાધુ જગતના ઊપર રહેલ સિદ્ધિસ્થાનને પામ્યો. ૫૫–૫૬

इति विनय गुणेन प्राप्तनिःशेष सिद्धे,
धनदनृपतिसूनो र्वृत्त मुच्चै र्निशम्य,
सकल गुणगरिष्टे लब्धविश्वप्रतिष्टे,
सुगुण इह विधत्त स्वांत मश्रांत भावाः ५७

**इति भुवनतिलक कुमार कथानकं समाप्तं.**

આ રીતે વિનયગુણથી તમામ સિદ્ધિને પામેલા ધનદ રાજાનું ચરિત સાંભળીને સકળગુણમાં ગરિષ્ટ અને આ જગતભરમાં વખણાયલા વિનય નામના સદ્‌ગુણમાં ઊછળતા ભાવે મન ધરો. ૫૭

**આ રીતે ભુવનતિલક કુમારની કથા સમાપ્ત થઇ છે.**

## એકોનવિંશતિતમ ગુણ.

**उक्तो विनीत इत्यष्टादशो गुणः, सांप्रत मेकोनविंशस्य कृतज्ञता गुणस्या वसर स्तत्र परेण कृत मुपकार मविस्मृत्या जानातीति कृतज्ञः प्रतीत एवा त स्तं फलद्वारेण व्याचष्टे.**

વિનીતપણારૂપ અઢારમો ગુણ કહ્યો, હવે ઓગણીશમા કૃતજ્ઞપણારૂપ ગુણનો અવસર છે, ત્યાં બીજાએ કરેલા ઉપકારને વીસાર્યા વગર જાણતો રહે તે કૃતજ્ઞ કહેવાય છે એ વાત પાધરીજ છે તેથી તે ગુણને ફળ દ્વારે વર્ણવે છે.

## ( મૂળ ગાથા. )

बहुमन्नइ धम्म गुरुं–
परं मुवयारि त्ति तत्तबुद्धीए,
तत्तो गुणाण वुढी–
गुणारिहो तेणिह कयन्नू. २६

(મૂળ ગાથાનો અર્થ.)

કૃતજ્ઞ પુરૂષ ધર્મગુરૂ વગેરેને ખરી બુદ્ધિથી પરમોપકારી ગણીને તેમનો બહુ માન કરે છે, તેથી ગુણોની વૃદ્ધિ થાય છે. માટે કૃતજ્ઞજ બીજા ગુણોને યોગ્ય ગણાય છે. ૨૬

(ટીકા.)

बहुमन्यते सगौरवं पश्यति–धर्मगुरुं धर्मदातार माचार्यादिकं, परमोपकारी ममाव–मुध्धृतोऽह मनेना कारण वत्सलेना तिघोरसंसार कूप कुहरे निपत न्नित्येवं प्रकारया तत्त्वबुद्धया परमार्थ सारमत्या.

બહુ માનિત કરે છે એટલે કે ગૌરવથી જુવે છે ધર્મ ગુરૂને એટલે ધર્મ દાતાર આચાર્યાદિકને–(તે આ રીતે કે) આ મારા પરમ ઉપકારી છે, એમણે વિના કારણ મારાપર વત્સલ રહી મને આ અતિ ઘોર સંસારરૂપ કૂવામાં પડતાં ઉદ્ધર્યો છે, એવી રીતની તત્ત્વબુદ્ધિથી એટલે પરમાર્થવાળી મતિથી.

स हि भावय त्येवं परमागमवाक्यं

तिण्हं दुप्पडियारं समणाउसो–तंजहा–अम्मापिऊणं, भट्टिस्स, धम्मायरियस्स य.

તે આ પરમાગમના વાક્યને વિચારે છે કે,

હે આયુષ્યન્ શ્રમણો, ત્રણ જણનો બદલો વાળવો મુશ્કેલ છેઃ–માબાપનો, સ્વામિનો, અને ધર્માચાર્યનો.

तत्थ सायं पाओ वियणं केइ पुरिसे अम्मापियरं सयपाग सहस्स पागेहिं तिल्लेहिं अब्भंगित्ता, सुरहिणा गंधोदएणं उव्वट्टित्ता, तिहिं उदगेहिं मज्जावित्ता, सव्वालंकार विभूसियं कारित्ता, मणुन्नं थालीपागसुद्धं अठारसंवजणाउलं भोयणं भोयावित्ता, जावज्जीवं पिठिवडिंसयाए परिवाहिज्जा, तेणावि तस्स अम्मापिउस्स दुप्पडियारं हवइ—

ત્યાં કોઇ પુરૂષ પોતાના માબાપને સાંજ સવાર શતપાક અને સહસપાક તૈલથી અભ્યંગન કરી સુગંધિ ગંધોદકથી ઉદ્વર્ત્તન કરી ત્રણ પાણીથી ન્હવરાવી સર્વાલંકારથી શણગાર કરાવી, પવિત્ર વાસણમાં પિરસેલું અઢાર શાક સહિત મનોજ્ઞ ભોજન જમાડી યાવજીવ પોતાની પૂઠે ઊપાડતો રહે તેટલાથી પણ તે માબાપનો બદલો વાળી શકાય નહિ.

**अहणं से तं अम्मापियरं केवलिपन्नते धम्मे आघवइत्ता पन्नवइत्ता परूवित्ता ठावित्ता भवइ, तेणा मेव अम्मापिउस्स सुपडियारं भवइ.**

હવે જો તે પુરૂષ તે માબાપને કેવળિ ભાષિત ધર્મ કહી સમજાવી બતાવી તેમાં તેમને સ્થાપનાર થાય, તોજ માબાપનો બરોબર બદલો વાળ્યો ગણાય.

**समणाउसो केइ महच्चे दरिद्दं समुक्कसिज्ञा, तएणं से दरिद्दे समुक्किठे समाणे पच्छा पुरंचणं विपुलमइसमन्नागए या त्रि विहरिज्जा—तएणं से महच्चे अन्नया कयाइ दरिद्दीहूए समाणे तस्स दलिद्दस्स अंतियं हव्व मागछिज्जा—**

હે આયુષ્મન્ શ્રમણો, કોઇ મહર્ધિક પુરૂષ કોઈ દરિદ્રીને ટેકો આપી ઊંચો કરે, ત્યારે દરિદ્રી ઊંચે ચડયો થકો આગળ પાછળ બહુ બુદ્ધિવાન્ થઇને રહે. એવામાં તે મહર્દ્ધિક કોઇક વેળાએ દરિદ્રી થઇને તે પ્હેલા દરિદ્રના પાસે આવે—

**तएणं से दरिद्दे तस्स भट्टिस्स सव्वस्स मवि दलइज्जा, तेणावि तस्स दुप्पडियारं हवइ.**

ત્યારે તે દરિદ્ર તે શેઠને પોતાનું સર્વસ્વ પણ આપી દે, તોપણ તેનો બદલો વળી શકતો નથી.

**अहणं से तं भट्टिं केवलिपन्नत्त धम्मे आघवइत्ता पन्नवइत्ता परूवित्ता ठावित्ता भवइ, तएणं से तस्स भट्टिस्स सुपडियारं भवइ.**

પણ જો તે દરિદ્રી તે સ્વામિને કેવળિભાષિત ધર્મ કહી જણાવી બતાવી તેમાં તેને સ્થાપિત કરે તો તે સ્વામિનો બદલો વાળી શકે.

केइ तहारूवस्स समणस्स वा माहणस्स वा अंतियं एग मवि आरियं धम्मियं सुवयणं निसम्म कालमासे कालं किच्चा अन्नयरेसु देवलोएसु देवत्ताए उववन्ने.

કોઈ પુરૂષ તેવા પ્રકારના શ્રમણ કે બ્રાહ્મણના પાસે એક પણ આર્ય ધાર્મિક સુવચન સાંભળી કાળક્રમે મરણ પામી કોઈ પણ દેવલોકમાં દેવતાપણે ઉપજે.

तएणं से देवे तं धम्मायरियं दुब्भिक्खाओ वा देसाओ सुभिक्खं देसं साहरिज्जा, कंताराओ वा निकंतारं, दीहकालिएण वा रोगायंकेणं अभिभूयं विमोइज्जा, तेणावि तस्स धम्मायरियस्स दुप्पडियारं हवइ.

ત્યારે તે દેવ તે ધર્માચાર્યને દુકાળવાળા દેશથી હરીને સુકાળવાળા દેશમાં દાખલ કરે, અગર અટવીમાંથી ખેંચી વસતીવાળા પ્રદેશમાં આણે, અથવા લાંબા વખતથી રોગે પીડાયલાને રોગથી મુક્ત કરે, તોપણ તે ધર્માચાર્યનો બદલો વળી શકતો નથી.

अहणं से तं धम्मायरियं केवलिपन्नत्ते धम्मे आघवइत्ता पन्नवइत्ता परूवित्ता ठावित्ता भवइ, तएणं तस्स धम्मायरियस्स सुपडियारं हवइ त्ति.

પણ જો તે તે ધર્માચાર્યને કેવળિ ભાષિત ધર્મ કહી સમજાવી બતાવી તેમાં તેને સ્થાપિત કરે તોજ તેનો બદલો વળી શકે છે.

वाचक मुख्येना प्युक्तं.

दुःप्रतिकारौ माता पितरौ स्वामी गुरु श्च लोकेऽस्मिन्,
तत्र गुरु रिहा मुत्र च सुदुष्करतर प्रतीकारः (इति)

વાચકમુખ્ય ઉમાસ્વાતિએ પણ કહ્યું છે કે,

આ લોકમાં માતા પિતા સ્વામી અને ગુરૂ એ દુષ્પ્રતીકાર છે. ત્યાં પણ ગુરૂ તો અહીં અને પરભવમાં અતિશય દુષ્પ્રતીકારજ છે.

तस्माद् कृतज्ञता भावजनित गुरु बहु मानाद् गुणानां क्षांत्यादीनां ज्ञानादीनां वा वृद्धि र्भवती ति गम्यते.

'તેથી' એટલે કે કૃતજ્ઞતાભાવથી કરેલા ગુરૂજનના બહુમાનથી ગુણોની એટલે ક્ષાંતિ વગેરા અથવા જ્ઞાન વગેરા ગુણોની વૃદ્ધિ થાય છે. (થાય છે એ ક્રિયાપદ અધ્યાહારથી લઇ લેવાનું છે)

**गुणार्हो गुण प्रतिपत्तियोग्य स्तेन कारणेने ह धर्माधिकारविचारे कृतज्ञ उक्तशब्दार्थो,-धवलराज तनूज विमल कुमारवत्.**

તે કારણે આ ધર્માધિકારના વિચારમાં ગુણાર્હ એટલે ગુણોની પ્રતિપત્તિ કરવા લાયક કૃતજ્ઞજ છે. (કૃતજ્ઞ શબ્દનો અર્થ ઊપર કહેલોજ છે.) ધવલ રાજના પુત્ર વિમળ કુમારના માફક.

**तच्चरितं पुन रिदं.**

**पुर मत्थि वद्धमाणं, सुवद्धमाणं सिरीहि पउराहिं,**
**बहुविहमहल्ल कल्लाण, कारणं वद्धमाणं व. १**

**रभसवस नमिर निव निवह, भसलसेविज्ज माणकमकमलो,**
**रज्जभर धरण धवलो, धवलो नामेण तत्थ निवो. २**

**सययं सुहासिणी सुमण, संगया किंतु अइसयकुलीणा,**
**देवी इव देवी कमल, सुंदरी नाम तस्स त्थि. ३**

**ધવલ રાજાના પુત્ર વિમલ કુમારની કથા આ પ્રમાણે છે.**

ઘણી રિદ્ધિથી વધતું વર્દ્ધમાન નામે નગર હતું. તે વર્દ્ધમાનક (શરાવળા) ની માફક ઘણા મંગળનું કારણભૂત હતું. ૧

ત્યાં ઊતાવળથી નમતા રાજારૂપ ભમરાઓથી સેવાતા ચરણ કમળવાળો અને રાજ્યનો ભાર ધારણ કરવા ધવળવૃષભ સમાન ધવલ નામે રાજા હતો. ૨

તેની હમેશ સુભાષણ કરનારી અને સુમન (પુષ્પ) ધારણ કરતી દેવીના સરખી છતાં અતિશય કુલીન કમળસુંદરી નામે દેવી (રાણી) હતી. ૩

नीसेस कलाकुसलो, सरुव्व सरलो विमुक्ककलिलमलो,
ताणं तणओ विमलो, कयन्नुयाहंस वरकमलो. ४

किर सामदेव सिठिस्स, नंदणो वहुलियाइ कुलभवणं,
जाओ य वामदेवु त्ति, तस्स मित्तं महामइणो. ५

कइयावि कीलणकए, अन्नुन्नं कीलियव्वनेहेण,
कीलानंदण नामे, उज्जाणे दोवि ते पत्ता. ६

तत्थ नरमिहुण पयपंति, मुत्तमं वालुयागयं दट्ठुं,
तणुलक्खण निउणमई, मित्तं पइ जंपए विमलो. ७

जाण इमा पयपंती, चक्कंकुस कमल कलस कयसोहा,
दीसइ खेयरसामीहिं, तेहिं वरमित्त भवियव्वं. ८

तयणु घण कोउगेणं, पुरओ गंतुं लयागिहस्संते,
आसीणं तं मिहुणं, नियंति ते परमसुंदरं. ९

તેમનો બધી કળાઓમાં કુશળ, બાણુની માફક સરળ, પાપ મળથી રહિત, અને કૃતજ્ઞતારૂપ હંસને રહેવા માટે ઉત્તમ કમળ સમાન વિમળ નામે પુત્ર હતો. ૪

તે કુમારને સામદેવ શેઠનો વામદેવ નામે પુત્ર કે જે કપટકળાનો કુળગૃહ હતો, તે મિત્ર થયો. ૫

તે બે જણ કોઇક વેળા રમવા માટે અરસપરસ રમવામાં પ્રેમ ધારણ કરીને ક્રીડાનંદન નામના ઉદ્યાનમાં આવી પહોંચ્યા. ૬

ત્યાં રેતીમાં બે માણસનાં પગલાં જોઇને શરીરલક્ષણ જાણવામાં નિપુણ બુદ્ધિવાળો વિમલ પોતાના મિત્ર પ્રતે કહેવા લાગ્યો. ૭

હે મિત્ર, આ ચક્ર-અંકુશ-કમલ-અને કળશથી શોભતી જેમના પગની હાર દેખાય છે, તે નક્કી વિદ્યાધરના સ્વામી હોવા જોઇયે. ૮

બાદ ઘણા કૌતુકથી તેઓએ આગળ ચાલતાં લતાગૃહના છેડે બેઠેલા તે પરમ રૂપવાન્ જોડલાને જોયો. ૯

इत्तो य दुवे पुरिसा, कढिय करवाल भीसण करग्गा,
हणहणहणत्ति भणिरा, लयागिहस्सु वरि संपत्ता. १०

एगेण ताण वुत्तं, रे रे निल्लज्ज होसु तं पुरिसो,
सुमरेसु इठदेवं, कुणसु सुदिठं च जियलोयं. ११

तं सुणिय फुरिय गुरूकोव, पसरामिस मिसमिसंत अहरदलो,
वल्लिगिहमज्झिमनरो, विणिग्गओ खग्गवग्गकरो. १२

तो मुक्कहक्क बहु असि, खडक्क संभंत खेयरी विंदं,
जायं तेसिं गयणं, गणंमिं अइदारूणं जुज्झं १३

जो उण बीओ पुरिसो, लयागिहं सो पविठु महिलसइ,
तत्तो मिहुण नरत्थी, भयकंपंता विणिक्खंता. १४

दठुं च भणइ विमलं, पुरिसुत्तम रक्ख रक्ख मं भीयं,
सो आह होसु भद्दे, वीसत्था नत्थि तुज्झ भयं. १५

એટલામાં ત્યાં તે લતાગૃહના ઊપર ઊઘાડી તરવારો હાથમાં ધરીને માર માર કરતા બે પુરૂષો ત્યાં પ્રાપ્ત થયા. ૧૦

તેમાંના એકે કહ્યું કે, અરે નિર્લજ્જ! તું હવે શૂરો થઈ સામો થા, અને તારા ઇષ્ટદેવને સંભાર અને આ દેખાતી દુનિયાને બરોબર જોઇ લે. ૧૧

તે સાંભળીને ઊછળતા ભારે કોપના જોરથી હોઠ કચકચાવતો થકો હાથમાં તરવાર ધરીને તે લતાઘરમાં રહેલો વિદ્યાધર બાહેર નીકળ્યો. ૧૨

બાદ તે બે જણાનું આકાશમાં અતિ ભયંકર યુદ્ધ થયું કે જેમાં તેઓ જે હાંકો પાડતા તથા તરવારોના જે ખટકારા થતા તેથી વિદ્યાધરીઓ ભડકી જતી. ૧૩

હવે જે સાથે બીજો પુરૂષ આવેલ હતો તે લતાઘરમાં પેસવા તૈયાર થયો, એટલે પહેલા જોડલામાંની સ્ત્રી ભયભીત થઇ બાહેર નીકળી. ૧૪

તે વિમળને જોઇ બોલી કે, હે ઉત્તમ પુરૂષ! મુજને બચાવ, ત્યારે તે બોલ્યો કે હે ભલી બેન-વિશ્વાસ રાખ, તને ભય નથી. ૧૫

इत्तो तग्गहणत्थं, पत्तो सो खेयरो गयणमग्गे,
विमलगुण तुठवण देवयाइ अह थंभिओ सहसा. १६

सोवि य जुज्झंतनरो, विजिओ मिहुणगनरेण य पलाणो,
तप्पुठीए लग्गो, जियकासी मिहुणगो सोवि. १७

थंभिय नरेण दिठो, संजाया तयणु तस्स गमणिच्छा,
तं नाउं देवीए, झडि त्ति उत्तंभिओ सो उ. १८

लग्गो य तेसि पिठे, तिन्निवि पत्ता अदंसण पहंमि,
अह बाला रुयइ हहा, मं मुत्तुं नाह कत्थ गओ. १९

इत्थंतरंमि जयलच्छि. परिगओ आगओ मिहुण पुरिसो,
जाया य हठतुठा, सा बाला अमयसित्त व्व. २०

એટલામાં તે વિમળને પકડવા માટે તે વિદ્યાધર આકાશ માર્ગે આગળ વધ્યો, પણ વિમળના ગુણોથી તુષ્ટ થએલી વનદેવીએ તેને અટકાવી રાખ્યો. ૧૬

વળી તે લડતા માણસને પણ પેલા જોડલાના માણસે જીત્યું એટલે તે નાશવા લાગ્યો તેથી જોડલાનો માણસ પણ તેને બરોબર જીતવા તેની પૂઠે લાગ્યો. ૧૭

તે બનાવ પેલા થંભાયલા માણસે જોયો, તેથી તેને ત્યાં જવાની ઈચ્છા થઇ એટલે દેવીએ તેને ઝટ છૂટો કર્યો. ૧૮

તે પણ તેમની પૂઠે લાગ્યો—બાદ ત્રણે જણ નજરથી વેગળે થયા, ત્યારે તે સ્ત્રી રોવા લાગી કે, હાયહાય હે નાથ! તું મને મેલીને કયાં ગયો? ૧૯

એટલામાં જય મેળવીને તે જોડલાનો પુરૂષ ત્યાં આવ્યો, તેથી તે સ્ત્રી અમૃતથી સીંચાઈ હોય તેમ આનંદિત થઇ. -૨૦

सो नमिय भणइ विमलं, तं चिय बंधू तमेव मह मित्तं,
जं एसा मज्झ पिया, हीरंती रक्खिया धीर. २१

विमलो वि भणइ अलं, कयन्नुसिर रयण संभमेण इहं,
किंतु इमं वुत्तांतं, कहेसु एसोवि इय भणइ. २२

अत्थिह वेयढगिरिंद, संठिए रयणसंचए नयरे,
राया मणिरह नामो, कणयसिहा भारिया तस्स. २३

ताणं च अत्थिपुत्तो, विणयपरो रयणसेहरो नाम,
धूयाउ दुन्नि पवरा, रयणसिहा मणिसिहा य तहा. २४

रयणसिहा ससिणेहं, परिणीया मेहनाय खयरेणं,
तेसिं च अहं पुत्तो, नामेणं रयण चूडु त्ति. २५

अमियप्पह खयरेणं, परिणीया मणिसिहा, उ तेसिंपि,
संजाया दुन्नि सुया, अचलो चवलो य पवलवला. २६

તે વિદ્યાધર વિમળને નમીને કહેવા લાગ્યો કે, તુંજ મારો ભાઈ અને તુંજ મારો મિત્ર છે, તે કેમ જે તેં આ મારી હરાતી પ્રિયાને બચાવી રાખી. ૨૧

ત્યારે વિમળ બોલ્યો કે, હે કૃતજ્ઞ શિરોમણિ! આ બાબત સંભ્રમ કરવાનું કામ નથી, કિંતુ આ બાબતનો વૃત્તાંત કહે, ત્યારે તે નીચે મુજબ કહેવા લાગ્યો. ૨૨

અહીં વૈતાઢ્ય પર્વતમાં રહેલા રત્નસંચય નગરમાં મણિરથ નામે રાજા હતો, તેની કનકશિખા નામે ભાર્યા હતી. ૨૩

તેમનો વિનયશાળી રત્નશેખર નામે પુત્ર છે, અને રત્નશિખા અને મણિશિખા નામે બે ઉત્તમ પુત્રીઓ છે. ૨૪

રત્નશિખાને મેઘનાદ નામનો વિદ્યાધર પ્રીતિપૂર્વક પરણ્યો, તેમનો હું રત્નચૂડ નામે પુત્ર છું. ૨૫

તેમજ મણિશિખાને અમિતપ્રભ વિદ્યાધર પરણ્યો, તેના અચળ અને ચપળ નામે બે બળવાન્ પુત્ર થયા. ૨૬

तह रयण सेहरस्सवि, रइकंता नामियाइ दइयाए,
जाया एसा किर चूय, मंजरी वल्लहा धूया. २७

सव्वेहि वि बालत्तो, सह पंसुकीलिएहि अम्हेहिं,
गहियाउ नियकुलक्कम, समागयाओ य विज्जाओ. २८

चंदण भिहाण नियमित्त, सिद्धपुत्तस्स संगमवसेण,
जाओ मह माउलओ, अच्चंतं जइण धम्मरओ. २९

तेणं महासएणं, जणणी जणगो य मज्झ अहयं च,
कहिऊणं जिणधम्मं, गिहिधम्म धुरंधरा विहिया. ३०

निद्दिठो हं अह चंदणेणं पासित्तु लक्खणं किंपि,
विज्जाचक्की होही, एसो खलु दारगो अइरा. ३१

तो विमलो मित्तेणं वुत्तो, संवयइ तुज्झ तं वयणं,
सो भणइ न मे वयणं, किंतु इमं आगमुद्दिठं. ३२

તેમજ રત્નશેખરને પણ તેની રતિકાંતા નામની સ્રીથી આ માનીતી ચૂતમંજરી નામે પુત્રી થઈ છે. ૨૭

અમો બધાએ નાનપણમાં સાથે ધૂળમાં રમીને પોતાના કુળક્રમમાં આવેલી વિદ્યાઓ ગ્રહણ કરી છે. ૨૮

હવે મારો મામો તેના મિત્ર ચંદન નામના સિદ્ધ પુત્રની સોબતના યોગે કરીને જૈન ધર્મમાં અત્યંત આસક્ત થયો. ૨૯

તે મહાશયે મારા માબાપને તથા મને જિન ધર્મ કહી સંભળાવીને શ્રાવક ધર્મના ધુરંધર બનાવ્યા છે. ૩૦

હવે તે ચંદનસિદ્ધ પુત્રે મારૂં કંઈક ચિન્હ જોઇને મને કહ્યું કે, આ બાળક થોડા વખતમાં વિદ્યાધરોનો ચક્રવર્ત્તી થશે. ૩૧

આ સાંભળીને વિમળ કુમારને તેનો મિત્ર કહેવા લાગ્યો કે, તારૂં વચન મળતું આવે છે. ત્યારે વિમળ બોલ્યો કે, એ કંઈ મારૂં વચન નથી, પણ આગમ ભાષિત છે. ૩૨

पुण भणइ रयण चूडो, तुठेणं माउलेण मम दिन्ना,
ता चूयमंजरी परिणिया मए सा इमा भद्द. ३३

तत्तो य अचलचवला, कुविया नय मं चयंति परिहविउं,
भूयव्व छिद्दमग्गण, पउणमणा निग्गमंति दिणे. ३४

छलघाय जाणणत्थं, फुडवयणो नियचरो पउत्तो मे,
सो अन्नदिणे सहसा, आगंतुं मम इय कहित्था. ३५

जह देव तेसि सिद्धा, काली विज्जा तह त्थि इय मंतो,
जुज्झिहिइ तुह सहेगो, बीओ पुण तुह पियं हरिही. ३६

को बंधवेहि सरिसं, जुज्झिस्सइ चिंतिऊण एव महं,
अवि तेसि निग्गहखमो, इत्थ निलीणु म्हि लयगेहे. ३७

ते दोवि मए जिणिया, नय हणिया भायरु त्ति काऊण,
इत्तो य परं तुम्हवि, पायं सव्वंपि पच्चक्खं. ३८

ફરીને રત્નચૂડ બોલ્યો કે, મારા મામાએ ખુશી થઇને આ ચૂતમંજરી મને આપી, તેથી હું તેને પરણ્યો છું. ૩૩

ત્યારે અચળ અને ચપળ ક્રોધે ભરાયા છતાં મને કશું પરાભવ કરી શકતા નહિ, તેથી ભૂતના માફક છિદ્રો જોતા થકા દિવસો ગાળવા લાગ્યા. ૩૪

તેમના છળભેદ જાણવા ખાતર મેં એક સ્પુટવક્તા જાસુસ જોડી રાખ્યો હતો, તે એક દિવસે ઓચિંતો આવી મને આ રીતે કહેવા લાગ્યો. ૩૫

કે હે દેવ, તેમને કાળી વિદ્યા સિદ્ધ થઈ છે અને તેમણે એવો છાનો મંત્ર (ઠરાવ) કર્યો છે કે, એકે તારી સાથે લડવું અને બીજાએ તારી સ્ત્રી હરવી. ૩૬

ત્યારે હું વિચારવા લાગ્યો કે, ભાઇઓ સાથે કોણ લડે? એમ ધારીને હું તેમને નિગ્રહ કરવા સમર્થ છતાં આ લતાઘરમાં સંતાઈ રહ્યો. ૩૭

તે બન્નેને મેં જીત્યા છે છતાં ભાઇઓ ગણીને મારી નાખ્યા નથી. આ ઉપરાંત તો પ્રાયે બધું તમને પ્રત્યક્ષજ છે. ૩૮

ता धारंतेण इमं, मह जीयं धारियं तए अहवा,
सयलावि धरा धरिया, जस्सु वयारे मई एवं. ३९

(उक्तंच)

दो पुरिसे धरउ धरा, अहवा दोहिंपि धारिया धरणी,
उवयारे जस्स मई, उवयरिउं जो न संफुसइ. ४०
तो दिज्जउ आएसो, तुज्झ पियं किं करेमु एस जणो,
अह दंत कंति धवलिय, धरवलओ जंपए विमलो. ४१
भो रयणचूड चूडामणी, तुमं आसि कत्तु लोयंमि,
सव्वंपि तए विहियं, पयडंतेणं नियरहस्सं. ४२

(यत:)

वच:सहस्रेणं सतां न सुंदरं, हिरण्यकोट्यापि नवा निरीक्षितं,
अवाप्यते सज्जनलोकचेतसा, न कोटिलक्षै रपि भावमीलनं. ४३

માટે આ મારી સ્ત્રીને રાખતાં તેં મારૂં જીવિત રાખ્યું છે, અથવા તો તેં આખી પૃથ્વી ધારી રાખી છે કે જેની ઉપકાર કરવામાં આવી તીવ્ર લાગણી છે. ૩૯

જે માટે કહેલું છે કે,

આ પૃથ્વી બે પુરૂષને ધારણ કરો અથવા તો બે પુરૂષે પૃથ્વી ધારણ કરી છે, તે બે એ કે એક તો જેની ઉપકાર કરવામાં મતિ હોય અને બીજો એ કે જે ઉપકાર કરી ગર્વ ન કરે. ૪૦

માટે ફરમાવો કે તમારૂં હું શું પ્રિય કરૂં ? ત્યારે દાંતની કાંતિથી ભૂવલયને અજવાળતો થકો વિમળ બોલ્યો. ૪૧

હે રત્નચૂડ ! તું આ લોકમાં ચૂડામણિ સમાન છે. અને તેં તારૂં રહસ્ય પ્રગટ કર્યું એટલે સઘળું થઈ ચૂકયું જાણવું. ૪૨

જે માટે કહ્યું છે કે,

સજ્જનોના હજારો વાકયોથી અથવા ક્રોડો સોના મહોરોથી કંઈ સુંદરપણું સિદ્ધ થતું નથી, પણ તેમના ચિત્તની પ્રસન્નતાથીજ ખરેખરૂં ભાવ મેલાપ થાય છે. ૪૩

तो सप्पणयं भणियं, खयरेणं कुमर मज्ज पसिउण,
गिण्हसु इमं सुरयणं, चिंतामणि रयण सारित्थं. ४४

जंपइ धवलंगरुहो, दिन्नं तुमए मए य गहिय मिणं,
अत्थह तहेव पासे, मुच्चउ अइसंभमं भद्द. ४५

अह अइनिरीहभावं, नाउं विमलस्स विमलभावस्स,
तच्चेलअंचले तं, रयणं बंधइ रयणचूडो. ४६

पुठो य वामदेवो, अंबापिउनाम माइयं सव्वं,
कुमरस्स संतियं कहइ, सहरिसो खेयरवरस्स. ४७

तं सुणिय विमलचरियं, अच्छरियकरं विचिंतए खयरो,
पडिउवगरामि अहयं, जिणबिंबं दंसिय इमस्स. ४८

तो भणियं खयरेणं, कुमारवर अत्थि काणणे इत्थ,
मम मायामह कारिय, माइजिणिंदस्स चेइ हरं. ४९

ત્યારે પ્રીતિપૂર્વક વિદ્યાધર બોલ્યો કે, હે કુમાર, મેહરબાની કરી આ ચિંતામણિ સમાન એક ઉત્તમ રત્ન છે તે લ્યો. ૪૪

વિમળ બોલ્યો કે, તેં દીધું અને મેં લીધું તારે માનવું. બાકી તેને તારા પાસેજ રહેવા દે, અને અતિ ધાંધલ કરવી છોડી દે. ૪૫

હવે વિદ્યાધરે નિર્મળ ભાવવાળા વિમળનું નિરીહપણું જાણીને, તેના કપડાના છેડામાં તે રત્ન બાંધ્યું. ૪૬

બાદ તેણે વામદેવને પૂછતાં તેણે હર્ષિત થઇ તેને વિમળકુમારના માબાપનાં નામ ઠામ જણાવ્યાં. ૪૭

આ રીતે આશ્ચર્યકારક વિમળકુમારનું વૃત્તાંત સાંભળીને વિદ્યાધર વિચારવા લાગ્યો કે, એને હું જિન પ્રતિમા બતાવિ ધર્મ બોધ આપી ઉપકારનો બદલો વાળું. ૪૮

બાદ વિદ્યાધર બોલ્યો કે, હે કુમાર! આ વનમાં મારા મમાવાનું કરાવેલું આદીશ્વર ભગવાનનું દેહેરૂં છે. ૪૯

तं मम काउ पसायं, कुमरवरो दट्ठु अरिहए इण्हिं,
एवं ति भणिय सव्वे, जिणभवणा भिमुह मह चलिया. ५०

थंभसय संमिविट्ठं, बहुविह दुमसंगयं व उज्जाणं,
नहुसरसरि लहरीहिं व मणोरहं वरपडागाहिं. ५१

अइंउन्नएहिं कंचण, पयदंडेहिं च दंतुरं व सया,
उवरिं विरायमाणं, चामीयर विमल कलसेणं. ५२

कत्थइ पल्लवियंपि व, रोमंचपवंच अच्चियं व कहिं,
संवम्मियं व कत्थवि, कत्थवि लित्तं च करणेहिं. ५३

ठाणठाणे वियरिय, हरिचंदणवासगेहि कयसोहं,
सुसिलिठ संधिभावा, इक्कसिलाइ व्व निम्मवियं. ५४

માટે મારાપર મહેરબાની કરી તેને હમણાં જોવા પધારો. તે વાતને કબૂલ રાખી બધા જિન મંદિરની સન્મુખ ચાલ્યા. ૫૦

તે મંદિર સેંકડા થંભો ઊપર ચણેલ હતું. તેથી જાણે અનેક ઝાડોવાળું ઉદ્યાન હોય તેવું લાગતું, વળી આકાશમાં ફરકતી ધજાઓથી જાણે આકાશ ગંગાની લહેરો વહેતી ન હોય ! તેવું દીસતું. ૫૧

તેના ટોચે અતિ ઊંચા સોનાના દંડ હતા અને સોનાના કળશથી તે શોભતું હતું. ૫૨

ક્યાંક તેની કોરણીમાં વેલ, બૂટા હતા, ક્યાંક જાણે રોમાંચ ફરકતા જીવતાં ચિત્રો દેખાતાં, ક્યાંક બખ્તર ધારી ચિત્રો હતાં, ક્યાંક હીલતી ઇંદ્રિયોવાળાં ચિત્રો હતાં. ૫૩

તેમાં સ્થળે સ્થળે હરિચંદનના ફૂલોના તખતા ભરેલા હતા, અને તેનું સાંધમેલનું કામ એવું સરસ કરેલ હતું કે, જાણે તે એકજ પત્થરમાંથી બનાવ્યું હોય તેવું લાગતું. ૫૪

बहुसालभंजियाहिं, विसिठचिठाहिं — — —,
वर अच्छराहिं सययं, अहिठियं मेरुसिहरं व. ५५

एवंविह जिणभवणं, पत्ता दिठा य रिसहनाहस्स,
पडिमा अपडिमरूवा, नमिया हिठेहि तेहि तओ. ५६

तं अइसयरमणीयं, बिंबं उरुफुरिय दुरियगिरिसंबं,
अणमिस नयण जुएहिं, पिच्छेउं धवलनिवतणओ. ५७

एरिसरुवं बिंबं, पुव्विपि मए कहिंचि दिठं ति,
चिंततो मुच्छाए पडिओ धरणीयले सहसा. ५८

अह पवणपयाणेणं, पच्चागयचेयणो पुणो कुमरो,
अइ आयरेणं पुठो, खयरेणं किं नु एयं ति. ५९

तो रयणचूडचरणे, भवहरणे पणमिउं धवलपुत्तो,
हरिसभर निब्भरंगो, एवं थुणिउं समाढत्तो. ६०

વળી તેમાં વિવિધ ચાળા કરતી અનેક પૂતળીઓ હતી, તેથી તે જાણે અપ્સરાઓથી અધિષ્ટિત મેરૂનું ટુંક હોય તેવું લાગતું હતું. ૫૫

એવા જિન મંદિરમાં જઈ તેમણે ત્યાં ઋષભદેવ ભગવાનની સુંદર પ્રતિમા જોઈ, તેથી તેઓ હર્ષિત થઈ તેને નમ્યા. ૫૬

હવે તે અતિશય રમણીય અને પસરેલા પાપરૂપ પર્વતને તોડવા વજ્ર સમાન જિનબિંબને નિર્નિમેષ નેત્રોવડે જોતાં થકાં વિમળ કુમાર વિચારવા લાગ્યો કે, આવા રૂપવાળું બિંબ મેં પૂર્વે પણ ક્યાંક દીઠેલું છે, એમ ચિંતવતો થકો તે ઓચિંતો મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગયો. ૫૭–૫૮

ત્યારે તેનાપર પવન નાખતાં તે ચેતના પામ્યો, ત્યારે વિદ્યાધર તેને આગ્રહથી પૂછવા લાગ્યો કે, આ શું થયું ? ત્યારે રત્નચૂડના પગે લાગીને વિમળ કુમાર ભારે હર્ષથી તેની આ રીતે સ્તુતિ કરવા લાગ્યો કે, તું મારો માબાપ છે, તું

तं माया तं च पिया; तं भाया तं सुहं तुमं देवो,
तं परमप्पा जीयंपि, मज्झ तं चेव खयरवर. ६१

जेण इमं सुरनर सुक्ख, कारणं दुरिय तिमिर रविबिंबं,
बिंबं जुगाइ देवस्स, दंसियं मह तए सामि. ६२

एयं दंसंतेणं, तुमए मह दंसिओ सुगइमग्गो,
छिन्नं च दुक्खजालं, विणिम्मियं परमसोजन्नं. ६३

खयरोवि भणेइ अहं, परमत्थं इत्थ किंपि नहुजाणे,
विमलोत्ति आह सामिय, संजायं जाइसरणं मे. ६४

पुव्वभवेसुवि बहुसो, जिणबिंबे वंदिए मए नाह,
संमत्तनाण दंसण, चरणं परिपालियं सुद्धं. ६५

मित्तीपमोय करुणा मज्झत्थगुणेहि भाविओ अप्पा,
इच्चाइ मए सरियं, जाई सरणेण सव्वंपि. ६६

મારોભાઇ અને મિત્ર છે, તુંજ મારો દેવ, અને પરમાત્મા છે, અને તુંજ મારો જીવ છે. કેમકે તેં દેવ મનુષ્યના સુખનું કારણ ભૂત અને પાપતિમિર નશાડવા સૂર્યસમાન એવું આ યુગાદીશ્વર પ્રભુનું બિંબ મને બતાવ્યું, અને તે બતાવતાં તેં મને સુગતિનો માર્ગજ બતાવ્યો, તથા દુઃખની જાળ છેદિત કરી અને એ રીતે પરમ સૌજન્ય ભાવ બતાવ્યો છે. ૫૯-૬૩

વિદ્યાધર બોલ્યો કે હું કંઇ પરમાર્થ સમજ્યો નથી. ત્યારે વિમળ બોલ્યો કે, મને જાતિસ્મરણ થયું છે. ૬૪

'મેં પૂર્વભવમાં ઘણીવાર જિનબિંબ વાંદ્યા છે અને સમ્યક્ જ્ઞાનદર્શન અને ચારિત્ર પાળ્યાં છે, વળી મૈત્રી-પ્રમોદ-કરૂણા-અને માધ્યસ્થ ભાવનાઓ ભાવી છે, ઇત્યાદિ સઘળી વાત મને જાતિસ્મરણથી યાદ આવે છે. માટે હે

तं मज्झ कयं तुमए, जं परमगुरू कुणंति भो भद्द,
इय जंपंतो कुमरो, पडिओ खयरिंद चलणेसु. ६७

अल मित्थ संभमेणंत्ति, वुत्तु उठाविउं च निवतणयं,
साहंमियं ति वंदित्तु, सविणयं जंपए खयरो. ६८

भो भो नरिंदनंदण, संपन्नं मह समीहियं सव्वं,
जं एवं तुहभत्ती, जिणनाहे निच्चला जाया. ६९

ठाणे य एस हरिसो, पयडुक्करिसो कुमार तुह जम्हा,
मुत्तुं दुहा विमुत्तिं, नन्नत्थ रमंति सप्पुरिसा. ७०

(उक्तंच)

अज्ञानांधा श्चटुलवनिता पांगविक्षेपिता स्ते-
कामे सक्तिं दधति विभवाभोग तुंगार्जने वा,
विद्वच्चित्तं भवति हि मह न्मोक्ष सौख्यैकतानं-
नाल्पस्कंधे विटपिनि कष त्यंसभित्तिं गजेंद्रः ७१

ભદ્ર! તેં મને એટલું કર્યું કે, જેટલું કોઈ પરમગુરૂ કરે-એમ બોલીને કુમાર વિદ્યાધરના પગે પડયો. ૬૫-૬૭

ત્યારે વિદ્યાધરે કહ્યું કે, એટલી ભક્તિનું કામ નથી. એમ કહી કુમારને ઊઠાવી અને તેને સાધર્મિક ગણીને પ્રણામ કરી વિનયપૂર્વક આ રીતે કહ્યું:—હે નરેંદ્રનંદન, મારૂં સર્વ ઇચ્છિત પ્રાપ્ત થયું કે જે તને જિનેશ્વર ભગવાન્પર આવી ભક્તિ ઉત્પન્ન થઈ છે. ૬૮-૬૯

હે કુમાર! તું આટલો ભારે હર્ષ કરે છે તે વાજબીજ છે, કારણ કે સજ્જનો દુઃખથી મુક્તિ પામવાના કામ શિવાય બીજા કામે નથી રમતા,-

જે માટે કહેલું છે કે:—

અજ્ઞાનથી આંધળા જનો સ્ત્રીઓના ચંચળ કટાક્ષથી આકર્ષાઈ કામમાં આસક્ત થાય છે, અથવા પૈસો કમાવવા મશ્ગુલ રહે છે, પણ જ્ઞાની વિદ્વાન્ જનનું ચિત્ત તો હમેશ મોક્ષ સુખમાંજ મગ્ન રહે છે, કેમકે હાથી કંઈ નાનકડા ઝાડમાં પોતાના ખાંધને ઘસતો નથી. ૭૦-૭૧

किंच नियभाव सरिसं, फल मिह मिच्छंति पाणिणो पायं,
सुणओ कवलेण हरी, तूसइ करिकुंभदलणेण. ७२

उत्तालकरो नच्चइ, वीहदलं पप्प मूसओ अहियं,
भुंजइ करी अवन्नाइ, भोयणं निवइहिन्नंमि. ७३

पुव्विं तुमं सुरयणे, पत्ते मज्झत्थभाव मल्लीणो,
नहु लक्खिओ मए तुह, हरिसवियारो मणागं पि. ७४

अहुणा तं पुण जाओ, हरिस भरुब्भिज्जमाण रोमंचो,
जिणपवयणस्स लाभे, पुरिसुत्तम साहुसाहु असि. ७५

पर मित्थ जणे नेवं, गुरुत्त मारोवणीययं कुमर,
जं बुद्धो सि सयं चिय, निमित्तमित्त जणो एसो. ७६

लोयंतियदेवेहिं सहसंबुद्धा जिणेसरा जइवि,
पडिबोहिज्जंति तहावि, तेसिं नहु हुंति ते गुरुणो. ७७

વળી પ્રાયે પ્રાણિઓ પોતાના ભાવ પ્રમાણેજ ફળ ઇચ્છે છે, જુવો કૂતરો કોળિયાથી તૃપ્ત રહે છે, ત્યારે સિંહ હાથીના કુંભસ્થળ વિદારી સંતોષિત થાય છે, વળી ઉંદરને ઘઉંનો દાણો મળે, તો હાથ ઊંચા કરી નાચે છે અને હાથીને મળીદા મળતાં પણ બેદરકાર રહી માંડ માંડ તે ખાય છે. ૭૨–૭૩

પહેલાં જ્યારે મેં તારા કપડામાં ઉત્તમ રત્ન બાંધ્યું, ત્યારે તું ઉદાસ ભાવે રહ્યો હતો, અને તે વેળા તારામાં હર્ષનો લવલેશ જેટલો વિકાર પણ મારા જોવામાં નહતો આવ્યો. પણ હમણાં જિન પ્રવચનનો લાભ થતાં તું હર્ષથી રોમાંચિત બની ગયો છે, એજ હે ઉત્તમ પુરૂષ! તારા સારાપણાની નિશાની છે. ૭૪–૭૫

છતાં તું મને ગુરૂ તરીકે ગણે છે તે તારે ન ગણવું જોઇયે, કેમકે તું તો પોતેજ પ્રતિબોધ પામ્યો છે. હું તો માત્ર નિમિત્તદર્શક રહેલ છું, વળી જુવો જિનેશ્વર ભગવાન્ સ્વયંબુદ્ધ છતાં તેમને લોકાંતિક દેવ પ્રતિબો-

तइचेव इमोवि जणो, जाणिज्जउ तो भणेइ निवतणओ,
संबुद्धाण जिणाणं, हेउवि न हुंति ते देवा. ७८

तं पुण मज्झं सिरिरिसहनाह, पडिमाइ दंसण वसेणं,
सद्धम्मलंभणेणं, फुडं गुरु होसि जं भणियं. ७९

जो जेण सुद्धधम्मंमि, ठाविओ संजएण गिहिणा वा,
सो चेव तस्स जायइ, धम्मगुरू धम्मदाणाओ. ८०

उचियं च सुपुरिसाणं, काउं विणयाइयं सुहगुरुंमि,
साहम्मियमित्तस्स वि, भणियं किर वंदणाईयं. ८१

खयरो जंपइ नेवं वुत्तुं अरिहेइ नरवरंगरूहो,
जं गुणपगरिसरूवो, तं चिय सव्वेसि होसि गुरू. ८२

भणइ कुमारो गुणगण, घडियाण कयन्नुयाण सुनराणं,
एयंचिय इह लिंगं, जं गुरुणो पूयणं निच्चं. ८३

धित करे છે, તેથી કંઈ તેઓ તેમના ગુરૂ થઇ શકતા નથી. તેમજ મને પણ તારે જાણવું. ત્યારે રાજકુમાર બોલ્યો કે, જિન ભગવાન્ તો સંબુદ્ધ હોય છે, માટે ત્યાં તેમના બોધમાં દેવો કંઈ હેતુભૂત પણ થતા નથી. ૭૬–૭૮

તું તો મને રિષભદેવ સ્વામિની પ્રતિમા બતાવીને ખરા ધર્મને પમાડનાર હોવાથી ખુલ્લી રીતે ગુરૂ થાય, જે માટે કહ્યું છે કે, જે સાધુ અથવા ગૃહસ્થે જેને શુદ્ધ ધર્મમાં સ્થાપિત કર્યો હોય, તે તેને ધર્મદાતા હોવાથી તેનો ધર્મગુરૂ ગણાય. અને એવા શુભ ગુરૂપ્રતે વિનયાદિ કરવાનું સત્પુરૂષોને ઉચિત છે, કેમકે સાધર્મિ મિત્રને પણ વંદનાદિક કરવાનું કહેલ છે. ૭૯–૮૧

વિદ્યાધર બોલ્યો—હે રાજકુમાર! એમ ના બોલ, તું ગુણવાન્ હોવાથી તુંજ બધાનો ગુરૂ છે. ત્યારે કુમાર બોલ્યો કે, ગુણવાન્ અને કૃતજ્ઞ જનોનું એજ લિંગ છે કે, તેઓ નિત્ય ગુરૂના પૂજનાર રહે છે. કારણ કે તેજ મહાત્મા છે, તેજ ધન્ય છે, તેજ કૃતજ્ઞ છે, તેજ કુલીન અને ધીર છે, તેજ

स महप्पा सो धन्नो, स कयन्नू सो कुलुब्भवो धीरो,
सो भुवण वंदणिज्जो, स तवस्सी पडिओ सोय. ८४

दासत्तं पेसत्तं, सेवगभावं च किंकरत्तं च,
अणवरयं कुव्वंतो, जो सुगुरूणं न लज्जेइ. ८५

ति च्चिय मणवयणतणू, सकयत्था गुणगुरूण सुगुरूण,
जे निरूचिंतण संथुणण विणय करणुज्जुया सययं. ८६

(अविय)

सम्मत्तदागयाणं, दुप्पडियारं भवेसु बहुएसु,
सव्वगुणमेलियाहि वि, उवयार सहस्स कोडीहिं. ८७

भो सुपुरिस बुद्धो हं, तुज्झ पसाएण गिण्हिहं दिक्खं,
किंतु मह तायपमुहा, बहवे इह बंधवा संति. ८८

जइ तेसिं पडिबोहो, जायइ तो हं भवामि कयकिच्चो,
ता उवइस सुगुरूं मे, अह हिठो भणइ खयरिंदो. ८९

જગત્માં વંદનીય છે, તેજ તપસ્વી છે અને તેજ પંડિત છે કે, જે સુગુરૂ મહારાજનું નિરંતર દાસપણું પ્રેષપણું સેવકપણું તથા કિંકરપણું કરતો થકો પણ શરમાય નહિ. ૮૨-૮૫

વળી મન, વચન અને કાય પણ તેજ કૃતાર્થ જાણવાં કે, જે ગુણવાન ગુરૂની આરોગ્યતા ચિંતવવામાં, તેની સ્તુતિ કરવામાં, તથા વિનય કરવામાં હમેશ કામે લાગે. ૮૬

સમ્યકત્વ દાયકનો પ્રત્યુપકાર તો અનેક ભવોમાં ક્રોડો ઉપકાર કરતાં પણ નહિ થઈ શકે એમ છે. ૮૭

માટે હે સત્પુરૂષ! હું તારા પસાયે બોધ પામ્યો છું અને દીક્ષા લઈશ, પણ પિતા વગેરે ઈહાં મારા ઘણા બાંધવો છે, તેથી જો તેમને પણ પ્રતિબોધ થાય તો, હું કૃતકૃત્ય થાઉં. માટે સુગુરૂ કોણ છે તે મને બતાવ, ત્યારે વિદ્યાધર હર્ષ પામી નીચે મુજબ બોલ્યો. ૮૮-૮૯

अत्थि बुहनाम सूरी, जलभर भरियं बुवाह समघोसो,
जइ एइ कहवि सो इह, तो पडिबोहिज्ज तुह बंधु. ९०

कुमरेण तओ भणियं, सो दिठो कत्थ ते महाभाग,
सो आह इहु ज्जाणे, जिण भवणासन्न भूभागे. ९१

जं अइय अठमीए, सपरियणेणा गएण मे इत्थ,
पविसंतेणं जिणमंदिरंमि, दिठं सुमुणिविंदं. ९२

तस्स य मज्झे एगो, साहू मसिअसिलया कसिणदेहो,
पिंगलसिर चिहुरभरो, सेलु व्व जलंतदवजणो. ९३

आखु व्व लहुयकन्नो, दुठविरालु व्व पिंगनयणजुओ,
पवगु व्व चिविडनासो, मिय व्व अइदीहकंबुद्धो. ९४

लंबोयरो व्व थूलोयरो य, उव्वेगजणगरूवधरो,
धम्मं वागरमाणो, दिठो महुमहुरसद्देणं. ९५

બુધ નામે આચાર્ય કે જે જળ ભરેલ મેઘના માફક ગર્જારવ કરનાર છે, તે જો કોઈ પ્રકારે ઈહાં પધારે તો તારા ભાઈઓને તેઓ પ્રતિબોધ આપે. ૯૦

ત્યારે કુમારે પૂછ્યું કે, હે મહાભાગ! તેમને તેં ક્યાં દીઠા? તે બોલ્યો કે, આજ ઉદ્યાનમાં જિન મંદિરની નજીકમાં ગઈ આઠમે પરિવાર સહિત હું અહીં આવેલ, ત્યારે જિન મંદિરની અંદર પ્રવેશ કરતાંજ એક મુનિઓનું ટોળું જોયું, તેમાં વચ્ચે એક સાધુ સારી અને તલવાર માફક કાળા દેહવાળો અને પીળા કેશવાળો હોવાથી, જાણે અગ્નિથી બળતો પહાડ હોય, તેવો જણાતો તથા ઉંદર માફક નાના કાનવાળો અને વિકરાળ બિલાડાની માફક પીળી આંખોવાળો, વાંદરા માફક ચપટા નાકવાળો, મૃગ માફક અતિ લાંબી કોટવાળો, લાંબા અને મોટા પેટવાળો, એમ ઉદ્વેગકારી રૂપવાળો છતાં મીઠે શબ્દે ધર્મ કહેતો થકો મેં દીઠો. ૯૧-૯૫

तं असरिस गुणजुत्तं, दट्ठुं मे चिंतियं इमं हियए,
जह एयस्स भगवओ, गुणाणुरुवं न रूवं ति. ९६

तो पविसिय जिणभवणं, जिणपडिमं ण्हविय पूइऊणं च,
खणमित्तेणं साहूण, वंदणत्थं विणिक्खंतो. ९७

ता सो चेव वरमुणी, उववट्ठो विमलकणय कमलंमि,
रइमुक्क व्व अणंगो, ससहर इव रोहिणी रहिओ. ९८

भासुरसुवन्नवन्नो, तणुप्पहा पडल हणिय तमपसरो,
अलिउल कज्जलकेसो, सुसिलिठ पलंबस वणजुगो. ९९

नीलुप्पलदल नयणो, अइउन्नय सरलनासियावंसो,
कंबुविडंबिरकंठो, नवपल्लव अरूण अहरूठो. १००

केशरि किसोर उयरो, विसाल वत्थयल जणिय कणयसिलो,
सुरकिंनर परियरिओ, दिठो दिठीइ सुहहेऊ. १०१

તેને જોઇને મેં મારા હૃદયમાં ચિંતવ્યું કે, આ મહારાજનું તેના ગુણોને મળતું રૂપ નથી. પછી જિન મંદિરમાં પેસી જિન પ્રતિમા ન્હવરાવી પૂજી ક્ષણેક પછી સાધુઓને વાંદવા બાહેર નીકળ્યો તો તેજ મુનિને મેં નિર્મળ સોનાના કમળપર બેઠેલો જોયો. ત્યારે તે રતિરહિત કામદેવ અથવા રોહિણીરહીત ચંદ્ર જેવો દેખાવા લાગ્યો. વળી તે દીપતા સોના જેવા વર્ણવાળો, શરીરની કાંતિથી અંધારાને ટાળનાર, ભમરા જેવા કાળા વાળવાળો, સુંદર લાંબા કાનવાળો, નીલકમળના પત્ર જેવા નેત્રવાળો, અતિ ઊંચી અને સરળ નાસિકાવાળો, કંબુ જેવા કંઠવાળો, નવપલ્લવ જેવા લાલ હોઠવાળો, સિંહના બચ્ચા જેવા પેટવાળો, પહોળી છાતીવડે મેરૂ જેવો લાગતો, અને સુર અને કિંનરોથી વીંટાયલો એમ નેત્રને આનંદકારી તે મુનિ જોયો. ૯૬–૯૭–૯૮–૯૯–૧૦૦–૧૦૧

तो चिंतियं मए कह, एस खणेणं अणेरिसो जाओ,
अहवा चंदण गुरुणा, कहिया से विविहलद्धीओ. १०२

तथाहि

१ २ ३ ४
आमोसही विप्पोसहि, खेलोसहि जल्लओसही चेव,
५ ६ ७ ८ ९
सव्वोसहि संभिन्ने, ओहि रिउ विउलमइलद्धी. १०३

१० ११ १२ १३ १४
चारण आसीविस केवली य मणनाणिणोय पुव्वधरा,
१५ १६ १७ १८
अरहंत चक्कवट्टी, वलदेवा वासुदेवा य. १०४

१९ २० २१
खीरमहु सप्पिआसव, कोठयवुद्धी पयाणुसारीय,
२२ २३ २४ २५
तह वीयवुद्धी तेयय, आहारग सीयलेसाय. १०५

२६ २७ २८
वेउव्विदेहलद्धी, अक्खीण महाणसी पुलाया य,
परिणाम तववसेणं, एमाइ हुंति लद्धीओ. १०६

ત્યારે મેં ચિંતવ્યું કે, આ સાધુ ક્ષણવારમાં આવા તે કેમ થઇ ગયા, અથવા તો ચંદન ગુરૂએ મને અનેક લબ્ધિઓ કહેલી છે (તેના પ્રતાપે આમ બન્યું હશે.) ૧૦૨

તે લબ્ધિઓનાં નામ આ પ્રમાણે છે:—આમર્ષૌષધિ, વિપ્રૌષધિ, ખેલ્લૌષધિ, જલ્લૌષધિ, સર્વૌષધિ, સંભિન્નશ્રોત, અવધિજ્ઞાન, ઋજુમતિજ્ઞાન, વિપુલમતિજ્ઞાન, ચારણલબ્ધિ, આશીવિષલબ્ધિ, કેવળજ્ઞાનિપણું, મનપર્યવજ્ઞાનિપણું, પૂર્વધરપણું, અર્હત્પણું, ચક્રવર્ત્તિપણું, બળદેવપણું, વાસુદેવપણું, ક્ષીરાશ્રવ મધ્વાશ્રવ સર્પિરાશ્રવલબ્ધિ, કોષ્ટબુદ્ધિ, પદાનુસારિલબ્ધિ, બીજબુદ્ધિ, તેજોલેશ્યા, આહારકલબ્ધિ, સીતલેશ્યા, વૈક્રિયલબ્ધિ, અક્ષીણ મહાનસલબ્ધિ, અને પુલાકલબ્ધિ, ઇત્યાદિ લબ્ધિઓ પરિણામ અને તપના વશે પ્રગટે છે. ૧૦૩-૧૦૪-૧૦૫-૧૦૬

संफरिसण मामो सो, मुत्तपुरीसाण विप्पुसो वा वि,
अन्ने विड त्ति विटं, भासंति पइत्ति पासवणं. १०७

एए अन्नेवि बहू, जेसिं सव्वेपि सुरहिणो वयवा,
रोगो वसमसमत्था, ते हुंति तओसहिप्पत्ता. १०८

जो सुणइ सव्वओ सुणइ, सव्वविसए य सव्वसोएहिं,
सुणइ बहुए व सद्दे, भिन्ने संभिन्नसोओ सो. १०९

रिउ सामन्नं तम्मत्त, गाहिणी रिउमई मणोनाणं,
पायं विसेस विमुहं, घडमित्तं चिंतियं सुणइ. ११०

विउलं वत्थुविसेसण, नाणं तग्गाहिणी मइ विउला,
चिंतिय मणुसरइ घडं, पसंगओ पज्जवसएहिं. १११

હવે તેનું વિવરણ કરે છે:—આમર્ષ એટલે સ્પર્શ તેજ ઔષધરૂપ હોય તે આમર્ષોષધિલબ્ધિ જાણવી. મૂત્ર અને પુરીષના વિપ્રુષ્ એટલે બિંદુઓ ઔષધ થઈ પડે તે વિપ્રૌષધિ જાણવી. બીજા એમ વ્યાખ્યા કરે છે કે વિં શબ્દે વિષ્ટા અને પ શબ્દે પિશાબ લેવો. તેથી તે તથા બીજા પણ જેમના અવયવો સુગંધિ હોઇ રોગ મટાડી શકે તેમને તે તે ઔષધિની લબ્ધિવાળા જાણવા. ૧૦૭–૧૦૮

જે સર્વ બાજુથી સર્વ વિષયોને સર્વ ઇંદ્રિયોથી ગ્રહણ કરે અથવા જૂદી જૂદી જાતના બહુ શબ્દ સાંભળી શકે તે સંભિન્ન શ્રોતલબ્ધિવાન્ જાણવો. ૧૦૯

સામાન્ય માત્રને ગ્રહણ કરનાર મનોજ્ઞાની ઋજુમતિ જાણવો, તે પ્રાયે વિશેષને ગ્રહણ ન કરતાં ઘટ એવું ચિંતવીએ તો તે ઘટનુંજ ગ્રહણ કરે છે. ૧૧૦

વસ્તુના વિશેષ પર્યાયને ગ્રહણ કરનાર મનોજ્ઞાની વિપુલમતિ કહેવાય છે, તે ઘડાને ચિંતવતાં તેના સેંકડો પર્યાયથી તેનું ગ્રહણ કરી શકે છે. ૧૧૧

अइसय चरण समत्था, जंघाविज्जाहि चारणा मुणओ,
जंघाहिं जाइ पढमो, निस्सं काउं रविकरेवि. ११२

एगुप्पाएण गओ, रुयगवरंमी तओ पडिनियत्तो,
बीएणं नंदीसर, मेइ इहं तइयएण पुणो. ११३

(ऊर्ध्वं) पढमेण पंडगवणं, वीउप्पाएण नंदणं एइ,
तइउप्पाएण तओ, इह जंघा चारणो एइ. ११४

पढमेण माणुसुत्तर नगं, सुनंदीसरं तु बीएणं,
एइ तओ तइएणं, कय चेइयवंदणो इहयं. ११५

पढमेण नंदणवणे, बीउप्पाएण पंडगवणंमि,
एइ इहं तइएणं, जो विज्जाचारणो होइ. ११६

आसी दाढा तग्गय, महाविसा सीविसा भवे दुविहा,
तें कम्मजाइ भेएण, णेगहा चउविहविगप्पा. ११७

જંઘા અને વિદ્યાવડે અતિશય ચાલવા સમર્થ તે ચારણલબ્ધિવાન્ જાણવા. ત્યાં જંઘાચારણ જંઘાએ કરીને સૂર્યના કિરણોની નિશ્રાએ પણ જઇ શકે છે. ૧૧૨

તે એક ઉત્પાતે રૂચકવરપર જઇ ત્યાંથી વળતો બીજા ઉત્પાતે નંદીશ્વર પહોંચી ત્રીજા ઉત્પાતે પોતાના ઠેકાણે આવી પહોંચે. ૧૧૩

(ઊર્ધ્વગતિના હિશાબે) પહેલા ઉત્પાતે પંડકવને પોહોંચે, બીજાએ નંદન વનમાં આવે અને ત્રીજા ઉત્પાતે ત્યાંથી ઇહાં આવે. ૧૧૪

વિદ્યાચારણ પહેલે ઉત્પાતે માનુષોત્તર પર્વતપર જાય, બીજા ઉત્પાતે નંદીશ્વર જાય અને ત્યાંના ચૈત્ય (જિનપ્રતિમાઓ) વાંદીને ત્રીજે ઉત્પાતે ત્યાંથી ઇહાં આવે. (ઊર્ધ્વગતિમાં) પહેલે ઉત્પાતે નંદનવને જઈ બીજે ઉત્પાતે પંડકવનમાં જાય અને ત્રીજા ઉત્પાતે ઇહાં આવે. ૧૧૫–૧૧૬

આશી એટલે દાઢ તેમાં રહેલ વિષવાળા તે આશીવિષ તથા મહાવિષ એમ બે પ્રકારે હોય છે, તે બન્ને પાછા કર્મ અને જાતિના વિભાગે ચાર પ્રકારના થાય છે. ૧૧૭

खीरमहु सप्पिसा ओवमाण वयणा तयासवा हुंति,
कुठयधन्न सुनिग्गल, सुत्तत्था कुठबुद्धी य. ११८

जो सुत्तपएण बहुं, सुय मणुधारइ पयाणुसारी सो,
जो अत्थपएण त्थं, अणुसरइ स बीयबुद्धी उ. ११९

समओ जहन्न मंतर, मुक्कोसेणं तु जाव छम्मासा,
आहारसरीराणं, उक्कोसेणं नव सहस्सा. १२०

चत्तारिय वाराओ, चउदसपुव्वी करेइ आहारं,
संसारंपि वसंतो, एगभवे दुन्नि वाराओ. १२१

तित्थयर रिद्धिसंदंसणत्थ, मत्थो वगहणहेउं वा,
संसयवुच्छेयत्थं, गमणं जिणपाय मूलंमि. १२२

ક્ષીર-મધુ અને સર્પિષ્ (ઘૃત) એ ઉપમાવાચક શબ્દ છે, તેને ઝરનારા તે તે લબ્ધિવાળા જાણવા. ધાન્ય ભરપૂર કોષ્ટક (કોઠાર) માફક સૂત્રાર્થને ધારણ કરનાર તે કુષ્ટ બુદ્ધિ જાણવા. ૧૧૮

જે સૂત્રના એક પદે ઘણું શ્રુત ધારણ કરે તે પદાનુસારી જાણવો, અને જે એક અર્થ પદે કરી અનેક અર્થ સમજે તે બીજબુદ્ધિ જાણવો. ૧૧૯

આહારક લબ્ધિવાળાને આહારક શરીર હોય છે, તેનું અંતરકાળ જઘન્યથી એક સમય છે, અને ઉત્કૃષ્ટું છ માસ છે. તે આહારક શરીર ઉત્કૃષ્ટપણે નવ હજારવાર ધારણ કરાય છે. ચૌદપૂર્વી સંસારમાં વસતાં ચારવાર આહારક શરીર ધરે અને તેજ ભવમાં તો માત્ર બે વાર ધારી શકે. ૧૨૦-૧૨૧

તીર્થંકરની ઋદ્ધિ જોવા માટે, અથવા અર્થ સમજવા માટે, અથવા સંશય ટાળવા માટે જિનેશ્વર પાસે જતાં આહારક શરીર કરવાની જરૂર પડે છે. ૧૨૨

समणी मवगयवेयं, पहिहार पुलाय मप्पमत्तं च,
चउदसपुव्विं आहारगं च न कयाइ संहरइ. १२३

वेउव्विय लद्धीए, अणु व्व सुहुमा खणेण जायंति,
कंचणगिरि व्व गुरूणो, लहुदेहा अक्कतूलं व. १२४

पडओ पडकोडीओ, पकुणंति घडाउ घडसहस्साइं,
चिंतियमित्तं रूवं, कुणंति भणिएण किं बहुणा. १२५

अंतमुहुत्तं नरएसु, हुंति चत्तारि तिरियमणुएसु,
देवेसु अद्धमासो, उक्कोसविउव्वणाकालो. १२६

अक्खीण महाणसिया, भिक्खं जेणा णियं पुणो तेण,
परिभुत्तं चिय खिज्जइ, बहुएहिंवि न उण अन्नेहिं. १२७

भवसिद्धिय पुरिसाणं, एयाउ हवंति भणिय लद्धीओ,
भवसिद्धिय महिलाणवि, जत्तिय जायंति तं वुच्छं. १२८

આર્યાજી, અવેદિ, પરિહાર વિશુદ્ધ ચારિત્રવંત, પુલાક લબ્ધિવંત, અપ્રમાદિ સાધુ, ચઉદપુર્વી સાધુ આહારક શરિરી, એનું કોઇ દેવતા સાહારણ કરી શકે નહીં. ૧૨૩

વૈક્રિય લબ્ધિવડે ક્ષણવારમાં પરમાણુ માફક સૂક્ષ્મ થઈ શકાય છે, અગર મેરૂ જેવા મોહોટા થઇ શકાય છે, અગર આકડાની તૂલ માફક હલકું થઈ શકાય છે. વળી એક વસ્ત્રમાંથી ક્રોડ વસ્ત્ર કરાય છે, એક ઘડામાંથી ક્રોડ ઘડા કરી શકાય છે અને ચિંતવ્યું રૂપ કરી શકાય છે, વધુ શું કહીયે. ૧૨૪-૧૨૫

નરકમાં નારક જીવોની વિકુર્વણા ઉત્કૃષ્ટી અંતર્મુહુર્ત ટકે, તિર્યંચ અને મનુષ્યની વિકુર્વણા ચાર મુહૂર્ત્ત ટકે અને દેવની વિકુર્વણા પંદર દિવસ ટકી શકે છે. ૧૨૬

અક્ષીણ મહાનસ લબ્ધિવાન્ જો ભિક્ષા લઈ આવે તો પોતે ખાય તો ખૂટે પણ બીજા ગમે તેટલા ખાય તોપણ નહિ ખૂટે. ૧૨૭

એ કહેલી લબ્ધિઓ ભવ્ય પુરૂષને તમામ સંભવી શકે. હવે ભવ્ય સ્રીને કેટલી સંભવે તે કહે છેઃ—અર્હત્પણું, ચક્રવર્ત્તિપણું, વાસુદેવપણું, બ-

अरिहंत चक्कि केसव बल संभिन्ना य चारणा पुव्वा,
गणहर पुलाय आहारगं च नहु भविय महिलाणं. १२९

अभविय पुरिसाणं पुण, दस पुव्विलाउ केवलित्तं च,
उज्जुमई विउलमई, तेरस एयाउ नहु हुंति. १३०

अभवियमहिलाणंपि हु, एयाउ नहुंति भणियलद्धीओ,
महूखीरासव लद्धी वि, नेव सेसाउ अविरुध्धा. १३१

ता नूणं वेउव्विय, लध्धिपभावेण निम्मियं पहुणा,
पुव्विं विरुवरूवं, इमस्स साहावियं तु इमं. १३२

तो विम्हिएण गुरूणो, मुणिणो य मए भिवंदिया सव्वे,
दिन्नो य तेहिं कयसिव, सुहलाभो धम्मलाभो मे. १३३

मुणिणाय सुहारस वरिस, सुंदरा देसणा खणं तेसिं,
पुठो य मुणीएगो, किंनामा एस मुणिनाहो. १३४

ળદેવપણું, સંભિન્નશ્રોતસ્લબ્ધિ, ચારણલબ્ધિ, પૂર્વધરપણું, ગણધરપણું, પુલાકલબ્ધિ, આહારકલબ્ધિ, એ દશ લબ્ધિઓ ભવ્ય સ્રીને પણ નહિ પ્રાપ્ત થાય. ૧૨૮-૧૨૯

અભવ્ય પુરૂષને એ દશ લબ્ધિઓ તથા કેવળિપણું, ઋજુમતિ, અને વિપુળમતિ એમ તેર લબ્ધિ ન હોય, તેમજ અભવ્ય સ્રીને એ તેર તથા મધુક્ષીરાશ્રવલબ્ધિ પણ નહિ હોય, બાકી બીજી સંભવી શકે. ૧૩૦-૧૩૧

માટે આ આચાર્યે નક્કી વૈક્રિયલબ્ધિના પ્રભાવે કરીને પેહેલું કદરૂપું રૂપ કર્યું હતું, પણ એનું સ્વાભાવિક રૂપ તો આજ છે. ૧૩૨

તેથી મેં વિસ્મિત થઈ ગુરૂને તથા સઘળા મુનિઓને વાંદયા, ત્યારે તેમણે મને મુક્તિ સુખ આપનાર ધર્મ લાભ આપ્યો. ૧૩૩

બાદ આચાર્યે ક્ષણભર તેમને અમૃતની વૃષ્ટિ સમાન દેશના આપી. ત્યારે મેં એક મુનિને પૂછયું કે એમનું નામ શું છે? ૧૩૪

भणियं च तेण मुणिणा, अम्हगुरु एस भुवण विक्खाओ,
बुहनामा बद्धिनिही, विहरइ अणियय विहारेण. १३५

तं सुणिय अहं हिठो, नमिउं गुरुणो गओ सठाणंमि,
परउवयारिक्क गुरु, गुरुवि अन्नत्थ विहरित्था. १३६

तेण भणेमि अहं तो, बुहसूरी जइय एइ इह कहवि,
तो तुज्झ बंधुवग्गं, सुहेण धम्मंपि बोहिज्जा. १३७

जं मह परिवारस्स य, धम्मे विज्जत्थ मेव तइयावि,
विहियं विउव्विरुवं, तेणं परहियकयमणेणं. १३८.

विमलो भणेइ सुपुरिस, अब्भत्थिय इत्थ सो समणसीहो,
तुमइ च्चिय आणेओ, एवं ति पवज्जए खयरो. १३९

तो अंसुपुन्न नयणो, कुमरं आपुच्छिउं रयणचूडो,
संपत्तो सट्ठाणं, सुसरंतो विमलगुण निवहं. १४०.

તે મુનિ બોલ્યો કે, એ જગદ્વિખ્યાત બુધ નામે લબ્ધિના ભંડાર અમારા ગુરૂ છે, અને તે અનિયતવિહારે વિચરે છે. ૧૩૫

તે સાંભળીને હું હર્ષિત થઇ ગુરૂને નમી સ્વસ્થાને ગયો અને પરોપકાર કરવામાં મહાન્ ગુરૂ પણ બીજા સ્થળે પધાર્યા. ૧૩૬

તેથી હું કહું છું કે, જો બુધસૂરી કોઈ પ્રકારે ઇહાં આવે તો, તારા બંધુવર્ગને સુખે ધર્મ પમાડે. ૧૩૭

કેમકે મારા પરિવારને પણ ધર્મમાં લાવવા માટે તે વખતે તે પરોપકારી મહાત્માએ વૈક્રિયરૂપ કર્યું હતું. ૧૩૮

ત્યારે વિમળ બોલ્યો કે, હે સત્પુરૂષ, તે શ્રમણસિંહને તુંજ પ્રાર્થના કરી ઇહાં લાવ, ત્યારે વિદ્યાધર તેમ કરવા કબૂલ થયો. ૧૩૯

બાદ રત્નચૂડ આંખે આંસુ લાવી કુમારની રજા લઈ તેના ગુણ સંભારતો થકો પોતાને સ્થાને આવ્યો. ૧૪૦

कुमरो वि जिणं थुणिउं, निग्गंतूणं जिणिंद भवणाओ,
पभणेइ मित्त एयं, रयणं इत्थो वगोवेहि. १४१

गुरूए कहिंचि कज्जे, उवजुज्जिहिई इमं महारयणं,
गेहे नीयं एमेव, जाइही पुण अणायरओ. १४२

जं आणवेइ कुमर त्ति, भणिय तत्थेव गुविलदेसंमि,
सो गोवइ तं रयणं, अह पत्ता दोवि सगिहेसु. १४३

वहुली वसओ पविसिय, बुद्धी चिंतेइ सामदेवसुओ,
वंचित्तु विमलकुमरं, रयणं पत्तो त मुद्देसं. १४४

तत्तो उक्खणिउं तं, तत्थु वलं वत्थवेढियं खिविउं,
अन्नत्थ निहिय रयणं, गिहपत्तो चिंतइ निसाए. १४५

नहु साहू मए विहियं, जं रयणं नाणियं तयं गेहे,
गिण्हिहिइ कोवि अन्नो, केणवि दिठं धुवं होही. १४६

હવે વિમળ કુમાર પણ જિનને સ્તવી જિનમંદિરથી બાહેર નીકળ્યો, અને મિત્રને કહેવા લાગ્યો કે, આ રત્ન તું ઈહિં સાચવી રાખ. ૧૪૧

કેમકે આ મહારત્ન કોઇ પણ મોટા કામમાં ખપ લાગશે, અને તે આદરથી સાચવ્યા વગર ઘરે લઈ જતાં એમજ જતું રહેશે. ૧૪૨

તમે જે ફરમાવો તે કબૂલ છે, એમ કહી તે મિત્રે ત્યાંજ ગુપ્ત પ્રદેશમાં તે રત્ન દાટયું, બાદ તે બે જણ પોતપોતાના ઘરે આવ્યા. ૧૪૩

બાદ કપટના વશથી બુદ્ધિભ્રષ્ટ થએલો તે સામદેવનો પુત્ર ચિંતવવા લાગ્યો કે, વિમળ કુમારને ઠગીને એ રત્ન (મારે) લઇ લેવું, તેથી તે પાછો ત્યાં આવ્યો. ૧૪૪

ત્યાં તેણે ખોદીને તે રત્ન કાઢી લઈ તેના ઠેકાણે વસ્રમાં વીંટાળેલો પત્થર દાટયો, અને તે રત્ન બીજા સ્થળે દાટયું, પછી ઘરે આવી રાતે ફરી વિચારવા લાગ્યો કે, મેં તે રત્ન ઘરે આણ્યું નહિ એ ઠીક ન કર્યું, કેમકે કોઇએ પણ તે જોયું હશે તો તે લઈ જશે. ૧૪૫-૧૪૬

इच्चाइ आलजालं, परिचिंतंतस्स तस्स पावस्स,
वारिगयस्स गयस्स व, न मणागवि आगया निद्दा. १४८

उठित्तु सो पभाए, तुरियं तुरियं गओ तहिं ठाणे,
जा गिण्हिस्सइ रयणं, ता कुमरो तग्गिहे पत्तो. १४९

उज्जाणगयं मुणिउंच, वामदेवं लहुं कुमारोवि,
पत्तो तहिंचि दिठो, आगच्छंतो य इयरेण. १५०

तो अइसंभंतेणं, तेणं विस्सरिय रयण ठाणेणं,
भीएण सुन्नहियएण, गिण्हिउं उवलखंडं तं. १५१

खिवियं कडिवट्टीए, पुठो विमलेण कीस संभंतो,
दीससि वयंस तुह विरह, भावओ सोवि पच्चाह. १५२

तं संठविउ कुमरो, पत्तो जिणमंदिरे समं तेण,
मज्झंमि गओ विमलो, ठिओ य वालो बहिं देसे. १५३

ઇત્યાદિક આળજાળ ચિંતવતાં થકાં તે પાપીને પાણીમાં રહેલા હાથીની માફક લગાર પણ નિદ્રા નહિ આવી. ૧૪૮

પ્રભાત થતાં તે ઊઠીને ઝટપટ તે ઠેકાણે ગયો અને જેવો તે રત્નને લેવા તૈયાર થયો કે, તેટલામાં વિમળ કુમાર તેના ઘરે આવ્યો. ૧૪૯

કુમારને માલમ પડ્યું કે, વામદેવ ઉદ્યાનમાં ગયો છે તેથી તે પણ જલદી ત્યાં આવ્યો તેને વામદેવે આવતો જોયો તેથી તેણે ઊતાવળમાં રત્ન જ્યાં છુપાવ્યું હતું તે ભૂલી જઈ ભયથી શૂન્યહૃદય બનીને તે પત્થરનો કટકો લઈ કેડે ઘાલ્યો, ત્યારે વિમળે પૂછ્યું કે હે મિત્ર, તું આટલો સંભ્રાંત કેમ દેખાય છે? એટલે વામદેવ બોલ્યો કે, તારા વિરહથી વ્યાકુળ થયો છું. ૧૫૦–૧૫૧–૧૫૨

તેને ધીરજ આપીને તેના સાથે કુમાર જિન મંદિરમાં આવ્યો. બાદ કુમાર મંદિરની અંદર ગયો, અને વામદેવ બાહેર ઊભો રહ્યો. ૧૫૩

नाओ कुमरेण अहं ति, संकिरो भीयमाणसो धणियं,
नठो नठविवेगो, तओ पएसाउ सिठिसुओ. १५४

दवदवपएहि तिहि वासरेहि अडवीस जोयणे गंतुं,
जा छोडइ मणिगंठिं, ता पिच्छइ उवलसकलं सो. १५५

हाहा हओ हओ म्हि, त्ति, मुच्छिओ निवडिओ धरणिवट्टे,
पच्चागय चेयन्नो, विविहपलावे करेसी य. १५६

तत्थज्जवि गंतूणं, गहेमि तं रयण मिय विचिंतेउं,
चलिओ सदेसभिमुहं, मुहुं मुहुं मणसि झूरंतो. १५७

इत्तो य नमिय देवं, जिणभवणाओ विणिग्गओ कुमरो,
मित्त मपासित्तु तओ, गवेसए काणणाईसु. १५८

सव्वत्थवि अनियंतो, चउदिसिं पेसए निए पुरिसे,
सो पत्तो एगेहिं, उवणीओ कुमरपासंमि. १५९

વામદેવને શંકા થઈ કે, કુમારે મને જાણી લીધો છે, તેથી તે બીકનો માર્યો વિવેકહીન બની ત્યાંથી નાસવા માંડ્યો. ૧૫૪

તે દોડાદોડ કરીને ત્રણ દિવસમાં અઠાવીશ યોજન ચાલી પછી મણિવાળી ગાંઠ છોડી જોવા લાગ્યો તો તેણે તેમાં પથરનો કટકો જોયો. ૧૫૫

ત્યારે તે હાય હાય કરી મૂર્છિત થઇ જમીનપર પડ્યો, અને પાછો શુદ્ધીમાં આવતાં અનેક પ્રલાપ કરવા લાગ્યો. ૧૫૬

તેણે વિચાર્યું કે હજુ પણ ત્યાં જઇને તે રત્ન લાવું; તેથી તે મનમાં વારંવાર શોક કરતો થકો સ્વદેશ તરફ પાછો વળ્યો. ૧૫૭

એટલામાં દેવને નમીને જિન મંદિરથી કુમાર બાહેર નીકળ્યો; ત્યાં તેણે મિત્રને નહિ જોયાથી વન વગેરે સ્થળે તેની શોધ કરી. ૧૫૮

બધા સ્થળે તે નહિ દેખાયાથી કુમારે ચારે દિશામાં પોતાના માણસો મોકલાવ્યા; તેટલામાં વામદેવ ત્યાં આવી પહોચતાં તેને કુમારના કેટ-

अद्धासणे निवेसिय, पुठो कुमरेण कहसु मे मित्त,
जं अणुभूयं तुमए, सुहदुक्खं सोवि इय आह. १६०

तइया जिणनमणत्थं, चेइगिहंतो गओ तुमं कुमर,
जिणभवण दारदेसे, अहयं पुण जाव चिठामि. १६१

ताव सहस त्ति पत्ता, एगा खयरी य कड्ढियकिवाणा,
सरिरंसाए तीए, गयणे उप्पाडिओ य अहं. १६२

नीओ य दूरदेसे, इत्तो अन्नावि आगया खयरी,
सा मह रूवविमूढा, उद्दालेउं समाढत्ता. १६३

ताणं जुज्झंतीणं, पडिओ हं महियले तओ नठो,
पत्तो य तुह नरेहिं, मिवनंदण तं च मिलिओ सि. १६४

લાક માણુસો ત્યાં લઈ આવ્યા; ત્યારે કુમારે તેને અર્ધાસનપર બેસાડી કહ્યું કે, હે મિત્ર, તેં જે સુખ દુઃખ અનુભવ્યું હોય તે મને કહે. ત્યારે વામદેવ આ પ્રમાણે બોલ્યો. ૧૫૯–૧૬૦

હે કુમાર, તમે જ્યારે જિનને નમવા દેરાસરની અંદર ગયા, અને હું તેના દરવાજે ઊભો હતો, ત્યારે ત્યાં ઓચિંતી એક ઊઘાડી તરવારવાળી વિદ્યાધરી આવી, તેણીએ મારી સાથે રમવા ખાતર મને આકાશમાં ઊંચકયો. ૧૬૧–૧૬૨

તે વિદ્યાધરી મને બહુ લાંબે લઈ ગઈ એટલામાં બીજી વિદ્યાધરી ત્યાં આવી. તે પણ મારા રૂપથી મોહિત થઈ મને ઊપાડી જવા તૈયાર થઈ. ૧૬૩

તેથી તે બે વિદ્યાધરીઓ લડવા લાગી, તેથી હું જમીનપર પડી ગયો, એટલે નાશી છૂટયો અને તારા માણુસોને આવી મળ્યો, અને તમને પણ મળ્યો છું. ૧૬૪

तेण निदंसिय ससिणेह, वयण रयणाइ रंजिओ कुमरो,
पभणइ रुइरं जायं, जं दिठीए तुमं दिठो. १६५

इत्थंतरंमि वामो, अक्कंतो इव महामहिधरेण,
दलिओ विव वज्जेणं, पडिओ वेयण समुग्घाए. १६६

तथाहि

उप्पन्ना सिरवियणा, गलंति अंगाइं पचलिया दसणा,
संजाय मुयरसूलं, भग्गं तारायणं सहसा. १६७

तो आदन्नो विमलो, गुरूओ हाहारवो समुच्छलिओ,
पत्तो धवलनरिंदो, किं किं ति जणो वहू मिलिओ. १६८

आहूया वरविज्जा, तेहि पउत्ताउ विविहकिरियाओ,
नय जाओ कोवि गुणो, सरियं विमलेण अह रयणं. १६९

આ રીતે તેણે બતાવેલ સ્નેહવાળી વચન રચનાથી કુમાર રંજિત થઇ બોલ્યો કે સારૂં થયું કે, તને હું નજરે જોઇ શક્યો છું. ૧૬૫

એટલામાં તે વામદેવ જાણે મોટા પર્વતથી દબાયો હોય અથવા વજ્રથી ભેદાયો હોય તેવી વેદનાથી વ્યાકુળ થઇ પડયો. ૧૬૬

(તે આ રીતે કે)

તેનું માથું દૂખવા માંડયું, અંગ ભાંગવા લાગ્યાં, દાંત હીલવા લાગ્યા, પેટમાં શૂળ થવા લાગ્યું, અને ઓચિંતી આંખોની કીકીઓ ઉંચે ચડી ગઇ. ૧૬૭

ત્યારે વિમળ કુમાર પણ આકુળ થયો અને ત્યાં ભારે હાહાકાર વર્ત્તાઇ રહ્યો, તેથી ત્યાં ધવલ નરેંદ્ર પણ આવી પહોંચ્યો, અને બહુ માણસો ભેગા થયા. ૧૬૮

સારા વૈદ્યો બોલાવ્યા, તેમણે અનેક ઉપચાર કર્યા, પણ કશો ગુણ ન થયો, તેવામાં વિમળ કુમારને રત્નની વાત યાદ આવી. ૧૬૯

तं सव्वरोग हरणं ति, तत्थ गंतूण पिच्छए जाव,
त मदठुं च विसन्नो, मित्तसमीवं पुणो पत्तो. १७०

अह एगा वुढित्थी, वियंभिया मोडियं नियं अंगं,
उव्विल्लियं भुयजुयं, केसा वि हु मुकली हूया. १७१

मुक्का सिक्काररवा, अइ विगरालं पयासियं रुवं,
भीओ जणो य पुच्छइ, हे भयवइ कहसु का सि तुमं. १७२

सा आह अहं वण देवय म्हि एसो मए कओ एवं,
जं इमिणा पावेणं, सरलो वि पवंचिओ विमलो. १७३

इय रइय मालजालं, तं रयणं विणिहियं अमुगदेसे,
ता चूरिस्सं सज्जण, जणवामं वामदेवं तिं. १७४

કારણ કે તે સર્વ રોગને હરનાર હતું એમ ધારી ત્યાં જઈ કુમારે તે જોયું, પણ તે તેના જોવામાં ન આવ્યું તેથી તે દિલગીર થઈ મિત્ર પાસે પાછો આવ્યો. ૧૭૦

એટલામાં એક બુઢી સ્ત્રીને બગાસાં આવવા માંડયાં, તેણીએ પોતાનું અંગ મરડયું, બાંહ્યો ઊંચી કરી અને કેશ છૂટા મેલ્યા. ૧૭૧

તેણીએ ચીસો પાડી વિકરાળરૂપ ધારણ કર્યું. તે જોઈ લોકો ડરીને પૂછવા લાગ્યા કે હે ભગવતી, તું કોણ છે તે કહે. ૧૭૨

તે બોલી કે હું વનદેવતા છું અને મેં આ વામદેવને આવો કર્યો છે, કારણ કે એ પાપિએ વિમળ જેવા સરળ મિત્ર સાથે પણ દગો કર્યો છે. ૧૭૩

તેણે આવું આવું કપટ કરીને તે રત્ન અમુક પ્રદેશમાં છુપાવ્યું છે, માટે સજ્જન જનોના સાથે ઊંધું ચાલનાર આ વામદેવના હું ચૂરેચૂરા કરીશ. ૧૭૪

तो विमलेणं देविं, अब्भत्थिय मोइओ निययमित्तो,
सो धिद्धिकारहओ, जाओ वहुओ तणाओ वि. १७५

तहविहु विमल कुमारो, गंभीरिम विजिय अंतिम समुद्दो,
पुव्वंपि व तं पिच्छइ, नहु दंसइ कत्थइ वियारं. १७६

अन्नदिणंमि समित्तो, कुमरो पत्तो जिणिंदभवणंमि,
पूइत्तु रिसहनाहं, एवं थुणिउं समाढत्तो. १७७

सिरि रिसहनाह तुह पय, नहकंतीओ जयंतु तिजयस्स,
जंतीउ वज्जपिंजर, भावं भावारिभीयस्स. १७८

तुह कमकमलं विमलं, दट्ठुं दूराउ देव पइदिवसं,
धन्ना कलिमलमुक्का, रायमरालु व्व धावंति. १७९

असरिस भवदुह दंदोलि, घोलियाणं जियाण जयनाह,
तं चिय एक्को सरणं, सीयत्ताणं व दिणनाहो. १८०

ત્યારે વિમળે દેવીની પ્રાર્થના કરીને પોતાના મિત્રને મૂકાવ્યો—એ વેળા તે ફિટકારો પામી તણખલાથી પણ હલકો પડ્યો. ૧૭૫

તેમ છતાં વિમળ કુમાર ગાંભીર્ય ગુણથી સ્વયંભૂરમણ સમુદ્રને પણ જીતનાર હોઈ પ્રથમના માફકજ તેના તરફ જોતો રહી કોઇ વાતે પણ ગુસ્સે નહિ થયો. ૧૭૬

એક દિવસે કુમાર મિત્રના સાથે જિન મંદિરમાં જઈ ઋષભદેવ સ્વામિની પૂજા કરી તેમની આ રીતે સ્તુતિ કરવા લાગ્યો. ૧૭૭

હે શ્રી ઋષભનાથ, તારા પગના નખની કાંતિ જયવાન્ રહો કે જે ભાવ શત્રુથી બીધેલા ત્રણે જગતના જીવોને વજ્રપિંજરની માફક બચાવે છે. ૧૭૮

હે દેવ, તારા નિર્મળ ચરણકમળને જોવા માટે દરરોજ દૂર દેશથી કલેશકંકાસ છોડીને રાજહંસની માફક ભાગ્યશાળી જનો દોડતા આવે છે. ૧૭૯

હે જગન્નાથ, ભારે ભવદુઃખની જંજાળથી ઘેરાયલા જીવોને તુંજ એક શરણ છે, જેમ તાઢથી પીડાતા જનોને સૂર્યજ શરણ છે. ૧૮૦

तिहुयणपहु अमयंपि व, सम्मं तुह पवयणे परिणयंमि,
अजरामरभावं खलु, लहंति लहु लहुयकम्माणो. १८१

देव वरनाण दंसण, दुहावि तुह दंसणेण देहीणं,
नीरेण सवराण व, खणेण खय मेइ मालिन्नं. १८२

तुह समरणेण सामिय, किलिठ कम्मोविं सिज्झए जीवो,
किं नहु जायइ कणगं, लोहंपिं रसस्स फरिसेणं. १८३

पहु तुह गुण थुणणेणं विसुद्धचित्ताण भवियसत्ताण,
घणनीरेण व जंबू, फलाइं विगलंति पावाइं. १८४

दंसण पवणे नयणे भालं मालं हवेइ तुह नमणे,
ता पच्चक्खीभावं, लहु मह तिजईस वियरेसु. १८५

इय संथुओ सि देविंद विंद वंदिय जुगाइ जिणचंद,
महदेसु निप्पकंपं, भवे भवे नियपए भत्तिं. १८६

હે ત્રિભુવનના પ્રભુ, અમૃતના માફક તારૂં પ્રવચન સમ્યક્પણે પરણમતાં લઘુકર્મી જીવો થોડાજ વખતમાં અજરામરપદ પામે છે. ૧૮૧

હે ઉત્તમ જ્ઞાનદર્શનવાળા દેવ, પાણીથી જેમ વસ્ત્રનું મેલ ધોવાય તેમ દ્રવ્ય તથા ભાવથી તારા દર્શન કરતાં પ્રાણિઓનું પાપ મેલ નાશ પામે છે. ૧૮૨

હે સ્વામિન્ તારૂં સ્મરણ કરવાથી કિલષ્ટકર્મી જીવ પણ સિદ્ધ થાય છે. કેમકે રસાયનના સ્પર્શથી લોહ પણ સુવર્ણપણું શું નથી પામતું કે? ૧૮૩

હે પ્રભુ, તારા ગુણ સ્તવવાથી નિર્મળ ચિત્તવાળા ભવ્ય પ્રાણિઓના પાપ ગળે છે, જેમકે વરસાદના પાણીથી જાંબૂના ફળો ગળે છે. ૧૮૪

હે ત્રિજગતના ઇશ, મારા નેત્ર તને જોવા આતુર છે, અને મારૂં ભાલ તને નમવા તૈયાર છે માટે તું મને જલદી પ્રત્યક્ષ થા. ૧૮૫

હે દેવેંદ્રના સમૂહથી વાંદેલા યુગાદિ જિનેશ્વર, હું તારી આ રીતે સ્તુતિ કરૂં છું, તેથી ભવોભવ તારા પગોની અવિચળ ભક્તિ આપ. ૧૮૬

एवं जा धवलनरिंद, नंदणो थुणिय पढमजिणचंदं,
चंदु व्व विमललेसो, पंचंगं कुणइ पणिवायं. १८७

ता तव्वेलं पत्तो, बहुखेयर परिगओ रयणचूडो,
तं सुणिय विमल विहियं, थयं पहिठो भणइ एवं. १८८

भो साहु साहु सुपुरिस, नित्थिन्नो ते भवोयही एस,
जस्से रिसा जिणिंदे, भत्ती विप्फुरइ अकलंका. १८९

तत्तो नमित्तु देवं, परुप्परं वंदणाइयं काउं,
मणिपीढियाइ बाहिं, हिठा ते दोवि उवविठा. १९०

अह पुच्छिय तणुकुसलं, खयरिंदो भणइ भो महाभाग,
जं मह काल विलंबो, जाओ हेउं सुणसु तत्थ. १९१

तइया तुम्ह सयासा, पत्तो सपुरंमि पणमिया पियरो,
अभिनंदिओ य तेहिं, हरिसं सुयपुन्न नयणेहिं. १९२

આ રીતે ધવલ રાજાના કુમારે ચંદ્રના માફક નિર્મળ લેશ્યાવાન્ થઇ આદીશ્વરની સ્તુતિ કરી પંચાંગ નમસ્કાર કર્યો. તેટલામાં તેજ અવસરે ત્યાં ઘણા વિદ્યાધરોની સાથે રત્નચૂડ આવી પહોંચ્યો, તેણે વિમળે કરેલો સ્તવ સાંભળ્યો, તેથી તે હર્ષ પામી આ રીતે બોલ્યો. ૧૮૭–૧૮૮

હે સત્પુરૂષ, તેં બહુ સારૂં કર્યું, તારા સંસાર સમુદ્રનો છેડો આવ્યો છે કે જેના ચિત્તમાં જિનેશ્વર ઉપર આવી અકલંક ભક્તિ ઉલ્લસી રહી છે. ૧૮૯

પછી દેવને નમીને તે અરસપરસ પ્રણામાદિક કરી બાહેરની મણિપીઠિકાપર હર્ષિત થયા થકા તે બન્ને જણ બેઠા. ૧૯૦

હવે શરીર સંબંધી સુખસાતા પૂછી વિદ્યાધરેંદ્ર બોલ્યો કે હે મહાભાગ, મને આટલો કાળ વિલંબ કેમ થયો તેનું કારણ સાંભળ. ૧૯૧

ત્યારે તારી પાસેથી રવાને થઇ હું મારા નગરમાં ગયો અને માબાપને પગે પડયો એટલે તેમણે આંખમાં હર્ષનાં આંસુ લાવી આશીષ આપી. ૧૯૨

अक्कंते तंमि दिणे, मह सयणगयस्स सरियजिणगुरूणो,
निद्दा गया निसाए य, दव्वओ भावओ नउण. १९३

भो भुवणे सरभत्तय, उठसु एवं सुणंतओ वयणं,
बुद्धो निएमि पुरओ, रोहिणिं पमुहाउ विज्जाओ. १९४

तुह धीर धम्मथिरभाव, रंजिया पुन्नपेरिया अम्हे,
सिद्धाउ त्ति भणित्ता, मह अंगे अणुपविठाओ. १९५

तो सयल खेयरेहिं, विहिओ मे खयरचक्कि अभिसेओ,
वोलीणा केवि दिणा, नवरज्जं संठवंतरस. १९६

सुमरिय तुह आएसं, परिभामिओ भूरिमंडलेसु अहं,
दिठो एगत्थ मए, बुहसूरी भूरिसीस जुओ. १९७

कहिओ तुह वुत्तंतो, सयलो वि हू तस्स समणसीहस्स,
तुम्हाण लुग्गहठा, अइरा इह सो पहू एइ. १९८

બાદ તે દિવસ પસાર થતાં રાતે હું દેવગુરૂ સંભારી બિછાનામાં સૂતો એટલે દ્રવ્યથી નિદ્રા આવી, પણ ભાવથી નહિ. ૧૯૩

ઊંઘમાં મેં સાંભળ્યું કે મને કોઈ કહે છે કે હે જિનેશ્વરના ભક્ત ઊઠ ઊઠ, તે સાંભળી હું જાગીને જોવા લાગ્યો તો, રોહિણી પ્રમુખ વિદ્યાઓ મારા સામે ઊભેલી દેખાઈ. ૧૯૪

તેઓ બોલી કે, તારી ધર્મમાં દૃઢતા જોઈ અમે રંજિત થઇ તારા પુણ્યે પ્રેરી થકી તને સિદ્ધ થઈ છીયે; એમ કહી તે મારા શરીરમાં પેઠી. ૧૯૫

ત્યારે બધા વિદ્યાધરોએ મને વિદ્યાધર ચક્રવર્ત્તિપણાનો અભિષેક કર્યો, તેથી નવું રાજ્ય સ્થાપન કરતાં આટલા દિવસ પસાર થયા છે. ૧૯૬

એટલામાં તારી ફરમાસ મને યાદ આવી, તેથી ઘણા દેશોમાં હું ફર્યો, ત્યારે એક ઠેકાણે મેં બુધસૂરિને ઘણા શિષ્યોથી પરિવરેલા જોયા. ૧૯૭

તેમને મેં તારો સઘળો વૃત્તાંત કહ્યો, તેથી તારાપર અનુગ્રહ લાવી તે પ્રભુ ઇહાં જલદી આવે છે. ૧૯૮

इय कारणाउ अहयं, कालविलंवेण कुमर इह पत्तो,
इह जा कहेइ खयरो, ता पत्तो तत्थ सो भयवं. १९९

उज्जाण पालएहिं, तुरियं वद्धाविओ धवलराओ,
विमल खयराइ सहिओ, पत्तो गुरुचरण नमणत्थं. २००

तिपयाहिणी करेउं, सपरियणो पणमिऊण गुरूपाए,
भत्तिभरपुल इयंगो, उवविठो उचिय देसंमि. २०१

अथ राजा गुरो रूपं, भुवनानंद दायकं,
साक्षा निरीक्ष्य निर्व्याजं, व्याजहार सविस्मयः २०२

भगव न्नीदशे रूपे, राजभारो चितेपि हिं,
कुतो वैराग्यतः पूज्यै, र्जगृहे दुष्करं व्रतं. २०३

अवबुध्य तत स्तेषां, प्रतिबोधं विशेषतः,
वाचस्पतिमति र्वाच, मुत्राचे ति यतिप्रभुः. २०४

આ કારણે હે કુમાર, મને કાળ વિલંબ થયો છે, એમ તે વિદ્યાધર કહી રહ્યો એટલામાં તો તે ભગવાન્ આવી પહોંચ્યા. ૧૯૯

ત્યારે ઉદ્યાન પાળકોએ ધવલ રાજાને તરત વધામણી આપી, તેથી તે વિમળ તથા વિદ્યાધર વગેરેને સાથે લઈ ગુરૂને નમવા આવ્યો. ૨૦૦

તે ત્રણ પ્રદક્ષિણા આપી પરિજન સાથે ભક્તિથી રોમાંચિત અંગવાળો થઈ ગુરૂના પગે લાગી ઉચિત દેશમાં બેઠો. ૨૦૧

હવે રાજા ગુરૂનું જગતને આનંદકારી રૂપ જોઇને વિસ્મય પામી નિષ્કપટથી બોલ્યો કે હે ભગવન્-આવું રાજપદ યોગ્યરૂપ છતાં તમે શા વૈરાગ્યથી આ દુષ્કર વ્રત લીધું છે? ૨૦૨-૨૦૩

ત્યારે વૃહસ્પતિ તુલ્ય બુદ્ધિવાળા યતીશ્વર તે વાતથી તેમને વિશેષે પ્રતિબોધ થશે એમ ધારી આ રીતે બોલ્યાઃ—૨૦૪

राजन् राजकराकार, जैन मंदिर सुंदरं,
प्रभूत द्दत्त वृत्तांतं, पुर मस्ति धरातलं. २०५

राजा शुभविपाकाख्य, स्तत्र शत्रु वनानलः,
सदानभोगा देवी व, तद्देवी निज साधुता. २०६

क्रमात् तयोः समुद्भूतः सद्भूतगुणमंदिरं,
केतकीपत्र पावित्र, चरित्र स्तनयो बुधः २०७

शुभाभिप्राय भूपस्य, पुत्रिकां धिषणाभिधां,
गृहे स्वयंवरायाता, मुपायंस्त स यौवने. २०८

तथाऽशुभ विपाको, स्ति, भ्राता तस्यैव भूपतेः
भार्या परिणति स्तस्य, तथा मंदाव्हयः सुतः २०९

अन्योन्य दृढसौहार्दौ, बुधमंदौ महामुदा,
एकदा निजकक्षेत्रे, परिक्रीडितु मीयतूः २१०

હે રાજન્, ચંદ્રકિરણ સમાન (ધોળા) જિન મંદિરોથી શોભતું અને અનેક બનાવોનું ધામ ધરાતલ નામે નગર છે. ૨૦૫

ત્યાં શત્રુરૂપ વનને બાળવા અગ્નિ સમાન શુભવિપાક નામે રાજા છે, અને તેની સદાનભોગા (હમેશાં આકાશગામિની) દેવી માફક સદાનભોગા (દાનભોગ કરનારી) નિજસાધુતા નામે રાણી છે. ૨૦૬

તેમને ખરો ગુણશાળી અને કેતકીના પાન માફક પવિત્ર ચારિત્ર્યવાળો બુધ નામે પુત્ર થયો. ૨૦૭

તે યૌવન પામતાં શુભાભિપ્રાય રાજાની ધિષણા નામની પુત્રી કે જે સ્વયંવરથી તેના ઘરે આવી હતી, તેને પરણ્યો. ૨૦૮

હવે તે રાજાનો અશુભવિપાક નામનો બીજો ભાઇ હતો, તેની પરિણતિ નામે સ્રી હતી અને મંદ નામે તેમનો પુત્ર હતો. ૨૦૯

બુધ અને મંદની એક બીજામાં મજબૂત દોસ્તી બંધાઇ, તેથી તેઓ મોટા હર્ષથી પોતાના ક્ષેત્રમાં એક વેળા રમવા આવ્યા. ૨૧૦

तस्यां ते ददृशे ताभ्यां, विशालो भालपर्वतः,
रोलंबनीलकेशालि, वनराजी विराजितः २११

अधस्ता द्भालशैलस्य, वरापवरकद्वया,
ददृशे तः स्फुरध्ध्वांता, नासिकानामिका गुहा. २१२

तद्गुहाश्रयिणा घ्राणा, भिधेन शिशुना समं,
शिश्व्या भुजंगतानाम्न्या, मंदो मैत्रीं मुदाकरोत. २१३

दध्यौ बुध स्तु शुद्धात्मा, सता मन्यस्त्रिया सह,
आलापोपि न युक्तः स्या, न्मित्रताया स्तु का कथा. २१४

तनू मे भुजंगता ह्येषा, हेया घ्राण स्त्वसौ ध्रुवं,
स्वक्षेत्राद्रिगुहामध्य, वास्तव्यो हंति पालनं. २१५

एवं ध्यात्वा बुधः कृत्वा, घ्राणेन सह मैत्रिकां,
उभाभ्या मपि मंद स्तु, स्वस्वसद्म समेयतुः २१६

તે ક્ષેત્રના છેડે તેમણે એક મોટો ભાલ નામનો પર્વત જોયો, કે જે ભમરા જેવા કાળા કેશની શ્રેણિરૂપ વનસ્પતિથી શોભિત હતો. ૨૧૧

ભાલ પર્વતની નીચે બે ઓરડાવાળી અને અંદર અંધારાવાળી નાસિકા નામે ગુફા તેમણે જોઈ. ૨૧૨

તે ગુફામાં વસતા ઘ્રાણ નામના બાળક સાથે તથા ભુજંગતા નામની બાળિકા સાથે મંદ કુમારે દોસ્તી બાંધી. ૨૧૩

બુધ કુમાર શુદ્ધ મનવાળો હોવાથી વિચારવા લાગ્યો કે, સજ્જનોને પરાઈ સ્ત્રી સાથે બોલવું પણ યુક્ત નથી, તો મિત્રતાની વાત કેમ ઘટે? ૨૧૪

માટે મારે આ ભુજંગતા વર્જ્ય છે. બાકી ઘ્રાણ તો પોતાના ક્ષેત્રની ગુફામાં રહેનાર હોવાથી પાળન કરવા યોગ્ય છે. ૨૧૫

એમ ચિંતવી બુધે ફક્ત ઘ્રાણના સાથેજ દોસ્તી કરી, અને મંદે બન્ને સાથે કરી. બાદ તેઓ પોતપોતાના ઘરે આવ્યા. ૨૧૬

अथो भुजंगतादोषात्, सुगंधाघ्राणलंपटः,
अमंदमंदधी र्मंदः, प्राप दुःखं पदेपदे. २१७

इतश्च यौवनारूढो विचारो बुधदारकः,
कथंचि न्निरगाद् गेहाद्, देशदर्शन काम्यया. २१८

बहिरंगांतरंगेषु, भूरिदेशेषु भूरिशः,
स भूरिकौतुको भ्रांत्वा, तदागा न्निजमंदिरे. २१९

अथ तस्मिन् समायाते, मुदितौ धिषणाबुद्धौ,
संतुष्टं राजकं सर्वं, भृश मानंदितं पुरं. २२०

वृत्ते महाविमर्देन, तत आगमनोत्सवे,
सा साथि मैत्रिकातेन, घ्राणेन बुधमंदयोः २२१

ततः पितर मेकांते, विचारः प्रोचिवा निति,
तात घ्राणेन ते मैत्री, न भव्या शृणु कारणं. २२२

હવે ભુજંગતાના દોષથી ભારે મંદ બુદ્ધિવાળો મંદ સુગંધ સૂંઘવામાં લંપટ થઇ પગલે પગલે દુઃખી થવા માંડ્યો. ૨૧૭

આણીમેર બુધનો પુત્ર વિચાર યૌવન પામ્યો થકો દેશાંતરો જોવાની ઇચ્છાથી ઘરથી જેમ તેમ કરી બાહેર નીકળી પડ્યો. ૨૧૮

તે ભારે કૌતુકી હોવાથી બાહેરના અને અંદરના ઘણા દેશોમાં ઘણીવાર ભમીને આખરે પોતાના ઘરે આવી પહોંચ્યો. ૨૧૯

તે ઘરે આવતાં ધિષણા અને બુધ રાજી થયા, બધા સરદારો રાજી થયા અને નગર પણ આનંદિત થયું. ૨૨૦

તે વખતે ભારે ભીડથી તેનો આગમનોત્સવ કરવામાં આવ્યો અને તેણે ઘ્રાણ સાથે બુધ અને મંદની તે મૈત્રી જાણી લીધી. ૨૧૧

ત્યારે પિતાને એકાંતમાં વિચારે કહ્યું કે, હે તાત, ઘ્રાણ સાથે તમારે મૈત્રી રાખવી સારી નથી. તેનું કારણ સાંભળો. ૨૨૨

तदा हं तात मेवां चा, ना पृच्छय निरगां ग्रहात्,
देशान् दिदृक्षु रभ्राम्यं, तात देशेषु भूरिषु. २२३

अन्यदा भवचक्राख्ये, संप्राप्तो हं महापुरे,
तत्र राजपथे पश्य, मेकां प्रवरसुंदरीं. २२४

तां दृष्ट्वा तात जातो हं, प्रमोदपुलकांकितः
चित्त मार्द्री भवेद् दृष्टे, ह्यविज्ञातेपि सज्जने. २२५

सापि मां वीक्ष्य संजज्ञे, क्षिप्ते व सुखसागरे,
सिक्तेवा मृतसेकेन, प्राप्तराज्ये व हर्षभाक्. २२६

ततः कृतप्रणामो हं, प्रोक्तो दत्ताशिषा तया,
क स्त्वं वत्स, मया प्युक्तं, धिषणाबुधभू रहं. २२७

अपृष्ट्वा पितरौ मात, देशकालिकया गतः,
अथो सा मां परिष्वज्य, प्रोचे हर्षाश्रुपूर्णदृक्. २२८

તે વખતે હું તમોને તથા મારી માતાને પૂછ્યા વગર ઘરથી નીકળી ગયો, તે દેશોને જોવા માટે ઘણા દેશોમાં ફર્યો. ૨૨૩

હવે એક વખતે હું ભવચક્ર નામના મહાનગરમાં આવી પહોંચ્યો, ત્યાં રાજમાર્ગમાં મેં એક ઉત્તમ સ્ત્રી જોઈ. ૨૨૪

તેને જોઇને હું પ્રમોદથી રોમાંચિત થયો, કેમકે અજાણ્યા પણ સારા માણસને જોઇને ચિત્તમાં પ્રેમ આવે છે. ૨૨૫

તે સ્ત્રી પણ મને જોઇને જાણે સુખસાગરમાં પડી હોય, અથવા અમૃતથી સિંચાઈ હોય, અથવા તો રાજ્ય પામી હોય, તેમ હર્ષિત થઈ. ૨૨૬

બાદ મેં પ્રણામ કર્યો એટલે તેણીએ આશીષ આપી અને પૂછ્યું કે, તું કોણ છે, ત્યારે મેં પણ કહ્યું કે, હું ધિષણા અને બુધનો પુત્ર છું. ૨૨૭

હે માતા, હું માબાપને પૂછ્યા વગર દેશ જોવાની ઇચ્છાથી ઈહાં આવ્યો છું. ત્યારે તે મને ભેટીને આંખમાં હર્ષનાં આંસુ ભરી કહેવા લાગી. ૨૨૮

धन्या स्मि कृतकृत्या स्मि, यद् दृष्टस्त्वं मया नघ,
त्वं न जानासि मां वत्स, लघु मुक्तो सि य त्तदा. २२९

अहं हि बुधराजस्य, सर्वकार्येषु संमता,
धिषणाया वयस्या स्मि, नाम्ना मार्गानुसारिता. २३०

अतो मे भागिनेय स्त्वं, सुंदरं कृतवान सि,
यद् देशदर्शनाकांक्षी, नगरे त्र समागमः २३१

येने दं नगरं दृष्टं, भूरिवृत्तांतसंयुतं,
तेन वत्से क्षितं सर्वं, भुवनं सचराचरं. २३२

मयो क्त मेव यद्येवं, त न्मे संदर्शया धुना,
पुर मेत त्तथैवां बा, मम सर्वं मदीदृशत्. २३३

अथै कत्र मया दृष्टं, पुरं तत्र महागिरिः
तच्छिखरे तिरम्यं च, निविष्ट मपरं पुरं. २३४

હે નિર્મલ કુમાર, હું ધન્ય અને કૃતકૃત્ય છું, કે તને મેં નજરે દીઠો, કેમકે હે વત્સ! તું મને નથી ઓળખતો તે કેમજે તું નાનો હતો ત્યારે હું તને મૂકીને ગએલ છું. ૨૨૯

પણ હું બુધ રાજાની સર્વ કામોમાં માનીતી અને ધિષણાની સખી છું. મારૂં નામ માર્ગાનુસારિતા છે, માટે તું મારો ભાણેજ થાય, તેં સુંદર કર્યું કે દેશ જોવાની ઇચ્છાથી આ નગરમાં આવી ચડયો. ૨૩૦–૨૩૧

જેણે આ ઘણા બનાવોથી ભરપૂર નગર જોયું, તેણે હે વત્સ, તમામ ચરાચર વિશ્વ જોયું જાણવું. ૨૩૨

મેં કહ્યું કે, હે માતા, જો એમ હોય તો, મને હવે આખું નગર બતાવ, ત્યારે તેણીએ બધું મને બતાવ્યું. ૨૩૩

ત્યાં જોતાં જોતાં એક ઠેકાણે મેં ત્યાં એક બીજું પુર (પરૂં) જોયું, ત્યાં વળી મોહોટો પર્વત જોયો અને તેની ટોચે વળી બીજું પુર જોયું. ૨૩૪

मयो क्त मंब किंनाम, पुर मेत दवांतरं,
किंनामा यं गिरिः किंच शिखरे दृश्यते पुरं. २३५

अंबा जगाद् वत्से दं, पुरं सात्विक मानसं,
विवेको यं गिरिः शृंग, मप्रमत्तत्व मि त्यदः २३६

इदं तु भुवनख्यातं, वत्स जैनं महापुरं,
तव विज्ञात सारस्य, कथं प्रष्टव्यतां गतं. २३७

याव त्सा कथयत्ये वं, तात मह्यं स्फुटाक्षरं,
ताव ज्जातोऽपर स्तत्र, वृत्तांतः श्रूयतां सतु. २३८

गाढं प्रहारनिर्भिन्नो, नीयमानः सुविह्वलः,
पुरुषै र्वेष्टितो व्यैक्षि, मयै को राजदारकः २३९

मयोक्तं दारकः कोयं, किंवा गाढप्रहारितः,
कुत्र वा नीयते लग्नाः, केचामी परिचारकाः २४०

ત્યારે મેં કહ્યું હે માતા, આ અંદરના પુરનું શું નામ છે તથા આ પર્વત અને તેના ટોચે દેખાતા પુરનું શું નામ છે? ૨૩૫

તે માતા બોલી કે હે વત્સ, આ સાત્વિકમાનસ નામે પુર છે અને તેમાં આ વિવેક નામે પર્વત છે, અને તેનું આ અપ્રમત્તત્વ નામે ટુંક છે. ૨૩૬

આ એ જગદ્વિખ્યાત જૈન નામનું મહાનગર છે, તું તો તમામ સાર સમજે છે, માટે કેમ પૂછે છે? ૨૩૭

આ રીતે હે તાત, તે ખુલ્લી વાણીથી મને કહેવા લાગી તેટલામાં ત્યાં એક બીજો બનાવ બન્યો તે સાંભળો. ૨૩૮

મેં એક રાજબાળક સખત પ્રહારથી મરાયલો અને કેદ કરીને લઇ જવાતો હોવાથી વિહ્વળ બનેલો અને લોકોના ટોળાથી વીંટાયલો જોયો. ૨૩૯

મેં કહ્યું કે આ બાળક કોણ છે, શામાટે તેને સખત માર મારવામાં આવ્યો છે ક્યાં લઇ જવાય છે અને તેના પડખે ચાલનારા કોણ છે? ૨૪૦

अंबिका स्माह हे वत्स, विद्यते त्र महागिरौ,
राजा चारित्र धर्माख्यो, यति धर्म श्च तत्सुतः २४१

तस्या यं संयमो नाम, पुरुषः प्रौढ पौरुषः,
एकाकी च क्वचिद् दृष्टो, महामोहादिशत्रुभिः २४२

बहुत्वा दथ शत्रुणां, प्रहारै र्जर्जरीकृतः,
अयं निःसारितो वत्स, रणभूमेः पदातिभिः २४३

प्रक्षिप्य दोलिकायां च, नीयते सौ स्वमंदिरे,
अस्य चा त्र पुरे जैने, सर्वे तिष्टंति बांधवाः २४४

ततो हं कौतुकाक्षिप्त, स्तात मात्रासमं क्षणात्,
तेषा मणु समारूढो विवेक गिरिमस्तके. २४५

अथ तत्र पुरे जैने, राजमंडल मध्यगः,
दृष्ट श्चित्तसमाधाने, मंडपे स महानृपः २४६

તે માતા બોલી કે હે વત્સ, આ મહાપર્વતમાં ચારિત્રધર્મ નામે રાજા છે તેનો યતિધર્મ નામે પુત્ર છે. ૨૪૧

તે યતિધર્મનો આ સંયમ નામે ભારે બળવાન્ પુરૂષ છે, તેને મહામોહ વગેરે શત્રુઓએ કોઇક વેળા એકલો જોયો. ૨૪૨

તે શત્રુઓ સંખ્યામાં ઘણા હોવાથી તેમણે એને ઘા મારી જર્જર કરી નાખ્યો તેથી પાયદળ સૈનિકોએ તેને રણભૂમિથી બહાર આણ્યો છે. ૨૪૩

તેને ડોળીમાં નાંખીને તેના ઘરે લઇ જાય છે કેમકે આ જૈનપુરમાં તેના ઘણા બાંધવો રહેલા છે. ૨૪૪

ત્યારે હું કૌતુકથી હે તાત, તે માતાની સાથે તરત તેમની પાછળ વિવેક પર્વતની ટોચે ચડી ગયો, ત્યાં મેં ચિત્ત સમાધાન નામના મંડપમાં રાજમંડળની વચ્ચે તે મહારાજાને બેઠેલો જોયો. ૨૪૫-૨૪૬

सत्यशौच तपस्त्याग, ब्रह्माकिंचनतादयः,
अन्येपि मंडलाधीशा अंवया दर्शिता मम. २४७

इतश्च तै नरै स्तूर्णं, समानीतः स संयमः,
दर्शितोस्य नरेंद्रस्य, वृत्तांत श्च निवेदितः २४८

तद्धेतुक स्तत स्तात, मोहचारित्रभूभुजोः
तदा महाहवो जज्ञे, विश्वस्यापि भयंकरः २४९

क्षणा च्चारित्र भूपालः, सबलो बलशालिना,
जिग्ये मोहनरेंद्रेण, नष्ठा स्वस्थान माश्रयत्. २५०

ततः परिणतं राज्यं, महामोह महीपतेः,
चारित्र धर्मराज स्तु, निरूद्धो भ्यंतरे स्थितः २५१,

मार्गानुसारिता वादीत्, दृष्टं वत्स कुतूहलं,
स्पष्टं दृष्टं मया प्युक्त, मंबिकायाः प्रसादतः २५२

સત્ય, શૌચ, તપ, ત્યાગ, બ્રહ્મ, અને અકિંચનતા વગેરે બીજા માંડળિક રાજાઓ પણ મને તે માતાએ બતાવ્યા. ૨૪૭

આણીમેર તે માણસોએ આણેલો સંયમ તે રાજાને બતાવવામાં આવ્યો અને સઘળો વૃત્તાંત તેને કહેવામાં આવ્યો તેથી તે કારણે મોહ અને ચારિત્ર રાજાનો તે વખતે જગતને પણ ભય પમાડનાર મહા યુદ્ધ થયું. ૨૪૮–૨૪૯

થોડી વારમાં સેના સહિત ચારિત્ર રાજા બળવાન્ મોહ રાજાએ હરાવ્યો એટલે તે નાશી પોતાના કિલ્લામાં ભરાયો. ૨૫૦

ત્યારે મોહ રાજાનું રાજ્ય સ્થપાયું અને ચારિત્રધર્મ રાજા જે અંદર ભરાઇ બેઠો હતો તેનાપર ઘેરો ઘાલવામાં આવ્યો. ૨૫૧

માર્ગાનુસારિતા માતા બોલી કે હે વત્સ, તેં આ કુતૂહળ જોયું? ત્યારે મેં કહ્યું કે હા. તમારી મેહેરબાનીથી બરોબર જોયું. ૨૫૨

केवलं कलहस्या स्य, मूल मंव परिस्फुटं,
अहं विज्ञा तु मिच्छामि, प्रोचें वा मूण पुत्रक. २५३

रागकेशरि राजस्य, मंत्री प्रोत्साह साहसः
त्रैलोक्या मपि विषया, भिलाष इति विश्रुतः २५४

अनेन मंत्रिणा पूर्वं, विश्वसाधन हेतवे,
मानुषाणि प्रयुक्तानि, पंचा त्मीयानि सर्वतः. २५५

स्पर्शनं रसना घ्राणं, दृक् श्रोत्र मिति नामतः,
जगज्जय प्रवीणानि, विश्वाद्वैतबलानि च. २५६

क्वापि तान्य भिभूतानि, संतोषेण पुरा किल,
चारित्रधर्म राजस्य, मंत्रपालेन लीलया. २५७

तन्निमित्तः समस्तो यं, जातो मीषां परस्परं,
कलहो वत्स साटोप, मंतरंगमहीभुजां. २५८

પણ હે માતા, આ કજીયાનું મૂળ શું છે તે ખુલ્લી રીતે હું જાણવા ઇચ્છું છું. ત્યારે માતા બોલી કે હે પુત્ર, સાંભળ. ૨૫૩

રાગકેશરિ રાજાનો ભારે સાહસિક અને ત્રણે જગત્માં પ્રસિદ્ધ વિષયાભિલાષ નામે મંત્રી છે. ૨૫૪

એ મંત્રિએ પહેલાં જગત્‌ને સાધવા માટે પોતાના પાંચ માણુસોને જાસુસ તરીકે સર્વ સ્થળે મોકલાવ્યા. ૨૫૫

તેમનાં નામ આ પ્રમાણે છેઃ—સ્પર્શન, રસના, ઘ્રાણ, દૃક્, અને શ્રોત્ર એ પાંચે જગત્‌ને જીતવામાં પ્રવીણ અને અનુપમ બળવાળા છે. ૨૫૬

તે પાંચે જણને કોઈક સ્થળે ચારિત્રધર્મ રાજાના સંતોષ નામના મંત્રિએ પૂર્વે રમતમાં અપમાનિત કર્યા. ૨૫૭

તેના કારણે એ અંતરંગ રાજાઓનો પરસ્પર આ જોસવાળો કલહ ઊભો થયો છે. ૨૫૮

मया वाच्य थ पूर्ण मे, देश दर्शन कौतुकं,
सांप्रतं तातपादानां, समीपे गंतु मुत्सुकः २५९

मात्रो क्तं गम्यतां वत्स, निरूप्य जनचेष्टितं,
अह मप्या गमिष्यामि, तत्रैव तव सन्निधौ. २६०

ततो ह मागमं क्षिप्रं, निश्चित्ये दं प्रयोजनं,
तत स्तात मुना मैत्री, घ्राणेन न तवो चिता. २६१

याव न्निवेदय त्येवं, विचारो निजवीजिने,
मार्गानुसारिता ताव, दागाद् धवलभूपते. २६२

समर्थितं तया सर्वं, विचारकथितं वचः,
त्यजामि घ्राण मित्येवं बुधस्यापि हृदिं स्थितं. २६३

इतो भुजंगतायुक्तो, घ्राण लालन लालसः,
मंदः सुगंधि गंधानां, सदान्वेषण तत्परः २६४

હું બોલ્યો કે દેશો જોવાનું મારૂં કૌતુક હવે પૂર્ણ થયું, હવે હું મારા બાપના પાસે જવા ઉત્સુક થયો છું. ૨૫૯

માતા બોલી કે હે પુત્ર, ખુશીથી જા. હું પણ આ લોકો શું કરે છે તે જોઇને ત્યાંજ તારી પાસે આવનાર છું. ૨૬૦

ત્યારબાદ હું તરતજ આ પ્રયોજન નક્કી કરીને ઇહાં આવ્યો છું, માટે હે તાત, આ ઘ્રાણ સાથે તમારે મૈત્રી રાખવી ઉચિત નથી. ૨૬૧

આ રીતે વિચાર પોતાના બાપને કહેતો હતો એટલામાં તો ત્યાં હે ધવલ રાજન્, માર્ગાનુસારિતા આવી પહોંચી. ૨૬૨

તેણે વિચારની કહેલી સઘળી વાત ફરીને કહી મજબૂત કરી. ત્યારે બુધના મનમાં આવ્યું કે ઘ્રાણને છોડી દઉં. ૨૬૩

આણીમેર મંદ કુમાર ભુજંગતાવાળો થઈ ઘ્રાણને લાડ લડાવવામાં મશગુલ થયો થકો અને સુગંધિ ગંધોને હમેશાં શોધતો થકો તેજ નગરમાં

तत्रैव नगरे भ्राम्यन्, लीलावत्या निजस्वसुः
देवराजस्य भार्याया, ययौ गेहे कदाचन. २६५

सपत्नी पुत्र घातार्थं तस्मि न्नेव क्षणे तया,
आप्तो डोंबकराद् गंध, संयोगो मारणात्मकः २६६

तां गंधपुटिकां द्वारे मुक्त्वा लीलावती गृहे,
प्रविवेश स च प्राप्तो मंदः सा तेन वीक्षिता. २६७

ततो भुजंगता दोषात्, छोटयित्वा पुटी मसौ,
तान् गंधान् सहसा जिघ्रत्, प्राणै श्च मुमुचे क्षणात् २६८

तं मंदं घ्राणदोषेण, विपन्नं वीक्ष्य शुद्धधीः,
विरक्तः प्राव्रजत् धर्म, घोषाचार्यांतिकं बुधः. २६९

स क्रमेण समस्तांगो, पांगपूर्व विशारदः,
अनेकलब्धिवार्यब्धिः, संप्राप्त सूरि वैभवः २७०

ભમતો રહી પોતાની બેન લીલાવતી કે જે દેવરાજની ભાર્યા થઇ હતી તેના ઘરે કોઈ વેળા ગયો. ૨૬૪–૨૬૫

તે અવસરે તેણીએ ત્યાં પોતાની સોકયના પુત્રને મારવા માટે કોઇ ચાંડાળના હાથે સુંઘવાથી મારી નાખનાર ગંધસંયોગ આણી રખાવ્યો હતો. ૨૬૬

હવે તે ગંધપુટિકાને દરવાજાપર મેલી લીલાવતી ઘરમાં ગએલી હતી, તેટલામાં તે આવેલો અને તેણે તે ગંધની પુડી જોઇ. ૨૬૭

ત્યારે ભુજંગતાના (શોકીનપણાના) દોષે કરીને તે તેને છોડીને તેમાંના ગંધદ્રવ્યને ઝટ દઈ સુંઘતો થકો તરત મરણ પામ્યો. ૨૬૮

તે મંદને ઘ્રાણના દોષથી મરેલો જોઇને શુદ્ધ બુદ્ધિવાન્ બુધ વૈરાગ્ય પામી ધર્મઘોષ સૂરિ પાસે દીક્ષિત થયો. ૨૬૯

તે અનુક્રમે બધા અંગ–ઉપાંગ અને પૂર્વ ભણી હુશીયાર થયો, અને અનેક લબ્ધિઓ મેળવી સૂરિપદને પામ્યો. ૨૭૦

विहर न्नत्र संप्राप्तः, स एषो हं नरेश्वर,
व्रतहेतुः पुन जंज्ञे, तन् मे मंदस्य चेष्टितं. २७१

तत् श्रुत्वा विस्मयस्मेर. लोचनो धवलो नृपः,
विमलाद्या जनाः सर्वे, कृतांजलय ऊचिरे. २७२

अहो भगवतां रूप, महो मधुरिमा गिरां,
अहो परोपकारित्व महो बोधन चातुरी. २७३

अहो सदा स्वयंबोध, बंधुरैक धुरीणता,
यद्वा भगवतो मुष्य, चरित्रं सर्व मप्यहो. २७४

अह सविसेसं राया, संवेगगओ पयंपए कुमरं,
तं वच्छ गिण्ह रज्जं, वयं तू दिक्खं गहिस्सामो. २७५

भणइ कुमारो किं ताय, तुह अहं इह अणिठओ तणओ,
रज्जपयाण मिसेणं, जेण मिमं खिवसि भवअवडे. २७६

તે વિચરતો થકો ઈહાં આવેલો આ હું પોતે છું, માટે હે નરેશ્વર! મારે વ્રત લેવાનો હેતુ એ મંદનો બનાવ છે. ૨૭૧

તે સાંભળીને ધવલ રાજા વિસ્મયથી આંખો વિકસિત કરવા લાગ્યો, અને વિમળ વગેરે સર્વે જનો અંજળિ કરીને નીચે મુજબ બોલવા લાગ્યાઃ-

અહો આ પૂજ્ય આચાર્યનું કેવું સુંદર રૂપ છે! કેવી વાણીની મીઠાશ છે! કેવું પરોપકારિપણું છે! કેવી પ્રતિબોધ આપવાની કળા છે! અને કેવી હમેશાં પોતાનેજ સમજાવવામાં તત્પરતા છે! અથવા તો આ પૂજ્ય મહાત્માનું સઘળું ચરિત્રજ કેવું ભવ્ય છે? ૨૭૨-૨૭૩-૨૭૪

હવે રાજા વિશેષ સંવેગ પામીને કુમારને કહેવા લાગ્યો કે હે વત્સ, તું રાજ્ય સંભાળ, અને અમે દીક્ષા લેશું. ૨૭૫

કુમાર બોલ્યો કે તાત, શું હું તમારો અનિષ્ટ પુત્ર છું કે રાજ્ય દેવાની મિષે કરીને મને ભવરૂપ કૂવામાં નાખો છો? ૨૭૬

तं सुणिय मणे तुठो, धवलो विमलस्स डहरयं बंधुं,
कमलं कयलदलक्खं, नियरज्जभरंमि संठवइ. २७७

विमल कुमारेण समं, अंतेउर पउरमंति माइ जुओ,
सिरि बुहसूरिसयासे, गिण्हइ दिक्खं धवलराओ. २७८

इत्थंतरंमि नठो, मुठी बंधित्तु वामदेवो सो.
मा हु कुमारो दिक्खं, वलावि मं गाहइस्स त्ति. २७९

कुमर मुणिणावि किमिणं ति पुच्छिओ जंपए समणसीहो,
विमल अनिम्मल चरिएणिमिणा किं पुच्छिएणं ते. २८०

नियकज्ज विग्घजणगे, इमस्स चरिए वहीरणं कुणंसु,
इयरोवि आह एवं, जं पुज्जा आणवंति त्ति. २८१

अह कयकिच्चं अप्पं, मन्नंतो रयणचूड खयरिंदो,
नमिउं गुरुपयकमलं, संपत्तो नियनयरंमि. २८२

તે સાંભળી ધવલ રાજા મનમાં રાજી થઈને વિમળનો નાનો ભાઈ કમળ કે જે કમળદળ સમાન નેત્રવાળો હતો તેને રાજ્યનો ભાર સોંપતો હવો. ૨૭૭

પછી વિમળ કુમાર તથા રાણીઓ નગરજન અને મંત્રિઓ સાથે બુધ સૂરિના પાસે ધવલ રાજા દીક્ષા લેતો હવો. ૨૭૮

એ વખતે વામદેવ વિચારવા લાગ્યો કે રખેને કુમાર મને જોર કરી દીક્ષા અપાવે તેથી મૂઠો બાંધીને ત્યાંથી નાશી ગયો. ૨૭૯

કુમાર મુનિએ પણ આનું શું કારણ હશે તે ગુરૂને પૂછતાં તે બોલ્યા કે હે વિમળ! આ મલિન ચરિત્ર પૂછવાનું તારે શું કામ છે? ૨૮૦

પોતાના કામમાં વિઘ્ન કરનાર એના ચરિત્રનો તું દરકાર જ મકર, ત્યારે વિમળ બોલ્યો આપ પૂજ્યનું વચન મારે પ્રમાણ છે. ૨૮૧

હવે રત્નચૂડ વિદ્યાધર પોતાને કૃતકૃત્ય થયો માનીને ગુરૂના ચરણે નમીને પોતાના નગરે ગયો. ૨૮૨

चिंतइ कुमारसाहू, कयन्नुसिर सेहरो कयावि मणे,
परउव यारपरत्तं, अहो अहो रयणचूडस्स. २८३

पढमजिण नाहदंसण, पवर वरत्ताइ जेण पढमंपि,
भवभीम कूव कुहरे, निवडंतो रक्खिओ तइया. २८४

सिरि बुह मुणिंद दंसण, दंसण पायणेण पुण अहुणा,
अहयं तह एस जणो, सिद्धिपुरी संमुहो विहिओ. २८५

इय चिंततो निच्चं, कमेण निठविय अठकम्ममलो,
विमलो तह धवलनिवो, अइ विमलपयं समणुपत्तो. २८६

तइया स वामदेवो, दिक्खागाहण भया तया नठो,
कंचणपुरंमि पत्तो, ठिओ गिहे सरलसिठिस्स. २८७

सिठी सो य अपुत्तो, तं सव्वत्थवि गणेइ पुत्तं व,
अंतद्धणंपि दंसइ, अइसरलो तस्स कुडिलस्स. २८८

કુમાર સાધુ કૃતજ્ઞનો શિરોમણિ હોવાથી એક વખતે મનમાં વિચારવા લાગ્યો કે અહો રત્નચૂડના પરોપકારિપણાને રંગ છે. ૨૮૩

તેણે પૂર્વે મને પ્રથમ જિનેશ્વરના દર્શનરૂપ વરત્રા (દોરડી) થી સંસારરૂપી ભયંકર કૂવામાં પડતો બચાવ્યો. ૨૮૪

અને હમણા વળી બુધ મુનીશ્વરના દર્શન કરાવીને મને તથા આ બધા જનોને સિદ્ધિપુરીના સન્મુખ કર્યા. ૨૮૫

એમ નિત્ય વિચારતો થકો તે અને ધવલ રાજા અનુક્રમે આઠ કર્મ ખપાવીને અતિ નિર્મળ પદને પ્રાપ્ત થયા. ૨૮૬

હવે વામદેવ તે વેળા દીક્ષા લેવરાવવાના ભયથી નાઠો થકો કંચનપુરમાં ગયો, ત્યાં જઈ સરલ શેઠના ઘરે રહ્યો. ૨૮૭

તે શેઠ અપુત્ર હોવાથી તેને પોતાના પુત્ર તરીકે ગણવા લાગ્યો અને તે કપટીને પોતાનું દાટેલું ધન પણ તે સરલ શેઠે બતાવી દીધું. ૨૮૮

कइआवि सो निसाए, अंतद्धण मुक्खिणित्तु अन्नत्था,
हट्टाउ ठवइ छन्नं, वहेरिओ दंडपासीहिं. २८९

ता उग्गओ दिणयरो, मुठो मुठ त्ति तेण पुकारियं,
मिलिओ पभूयलोओ, सरलो जाओ विसन्नमणो. २९०

मा कुणसु सिठि खेयं, लद्धो चोरु त्ति भणिय पासीहिं,
बंधित्तु वामदेवो, नीओ नरनाह पासंमि. २९१

कुविएण तेण वज्झो, आणत्तो सरलसिठिणा तत्तो,
दाऊण पहूयधणं, कहकहमवि मोइओ एसो. २९२

तो निंदिज्जइ लोए, कयग्घ चूडामणी इमो पावो,
जेण नियजणयतुल्लो, वीससिओ वंचिओ सरलो. २९३

अन्नदिणे निवगेहं, भिन्नं केणावि सिद्धविज्जेण,
नय लक्खिओ य एसो, तो कुविओ नरवई वाढं. २९४

તેથી એક વેળા રાતે વામદેવે દાટેલું ધન ખોદી કાઢી હાટથી બાહેર છાનું સંતાડ્યું, તે ચોકીદારોના જોવામાં આવતાં તેમણે કાઢી લીધું. ૨૮૯

એટલામાં સૂરજ ઊગ્યો એટલે વામદેવે પોકાર પાડ્યો કે ખાતર પડ્યું ખાતર પડ્યું! તેથી ત્યાં ઘણા લોક મળ્યા અને સરલ પણ દિલગીર થયો. ૨૯૦

ત્યારે ચોકીદારોએ કહ્યું કે હે શેઠ દિલગીર નહિ થાઓ, ચોર અમે પકડ્યોજ છે, એમ કહી વામદેવને બાંધી તેઓ રાજા પાસે લઈ ગયા. ૨૯૧

રાજાએ કોપ કરી તેને મારવાનો હુકમ કર્યો, ત્યારે સરલ શેઠે વીનતી કરી બહુ ધન આપી જેમ તેમ કરીને તેને છોડવ્યો. ૨૯૨

ત્યારે તે લોકોમાં નિંદાવા લાગ્યો કે આ પાપી તો કૃતઘ્નનો સરદાર છે, કે જેણે પોતાના પિતા તુલ્ય વિશ્વાસી સરલ શેઠને ઠગ્યો. ૨૯૩

અન્ય દિવસે કોઈક વિદ્યાસિદ્ધ માણસે રાજાનું ઘર ફાડ્યું પણ તેનો પત્તો લાગ્યો નહિ, ત્યારે રાજા ભારે ગુસ્સે થયો. ૨૯૪

एयं तू वामदेवस्स, कम्म मियं जंपिउं तयं पावं,
ओबंधावइ सो वि हु, मरिउं पत्तो तमतमाए. २९५

तत्तो अणंतकालं, भमिय भवे कहवि लहिय नरजम्मं,
होउं कयन्नुपवरो, सिवं गओ वामदेवो वि. २९६

इत्येवं च कृतज्ञता गुणसुधां संतापनिर्व्यापिकां-
दुःप्रापा मजरामरास्पदकरीं प्रार्थ्यां बुधाना मपि,
पायं पाय मपायमुक्ततनवः स्फारीभवत्संमदा-
भो भव्या भवता निशं विमलवन् निःशेषतृष्णोज्झिताः २९७

इति विमलकुमार चरितं समाप्तं.

તે રાજાએ કહ્યું કે આ કામ વામદેવનુંજ છે, એમ કહી તે પાપિષ્ટને ફાંસીએ ચડાવ્યો, તેથી તે મરીને સાતમી તમતમા નારકીમાં ગયો. ૨૯૫

ત્યાંથી અનંતકાળ સૂધી સંસારમાં રઝળીને કોઈક પ્રકારે મનુષ્યભવ પામી કૃતજ્ઞ થઈ વામદેવ મુક્તિ પામ્યો. ૨૯૬

આ રીતે કૃતજ્ઞતા ગુણરૂપ સુધા કે જે સંતાપને ટાળનાર છે, દુર્લભ છે, અજરામરપદ આપનારી છે, બુધ જનોને પણ પ્રાર્થનીય છે, તેને પામીને અપાય કષ્ટથી નિરાળા રહી અને ભારે આનંદ પામીને હે ભવ્યો વિમળકુમારની માફક હમેશાં સંપૂર્ણપણે તૃષ્ણા રહિત રહો.

વિમળ કુમારનું ચરિત્ર સમાપ્ત થયું.

(વિંશતિતમો ગુણઃ)

उक्तः कृतज्ञ इत्येकोनविंशतितमो गुणः, संप्रति विंशतितम गुणः परहितार्थकारी, तत्स्वरुपं नामत एव सुगम-मत स्तस्य धर्मप्राप्तौ फल माह.

કૃતજ્ઞપણારૂપ એકવીશમો ગુણ કહ્યો, હવે પરહિતાર્થકારિપણારૂપ વીશમો ગુણ છે. તેનું સ્વરૂપ તેના નામથીજ જાણી શકાય તેમ છે, માટે ધર્મ પ્રાપ્તિની બાબતમાં તેનું ફળ કહે છે.

## ( मूळ गाथा. )

परहिय निरओ धन्नो-
सम्मं विन्नाय धम्म सब्भावो,
अन्नेवि ठवइ मग्गे-
निरीहचित्तो महासत्तो. २७

( મૂળ ગાથાનો અર્થ. )

પરનું હિત સાધવામાં તૈયાર રહેનાર ધન્ય પુરૂષ છે, કેમકે તે ધર્મના ખરા મતલબને બરોબર રીતે જાણનાર હોવાથી નિઃસ્પૃહ મહા સત્વવાન્ રહી બીજાઓને પણ માર્ગમાં સ્થાપે છે.

( ટીકા. )

योहि प्रकृत्यैव परेषां हितकरणे नितरां रतो भवति, स धन्यो धनार्हत्वात्.

જે સ્વભાવેજ બીજાઓનું હિત કરવામાં અતિશય રક્ત હોય, તે ધન્ય જાણવો અર્થાત્ તે ( ધર્મરૂપ ) ધનને પામવા યોગ્ય હોવાથી ધન્ય કહેવાય છે.

सम्यग्विज्ञात धर्म सद्भावो—यथावत् वुद्धधर्मतत्वो गीतार्थी भूत इतियावत् अनेना गीतार्थस्य परहितमपि चिकीर्षत स्तदसंभव माह.

સમ્યક્ રીતે ધર્મના સદ્ભાવને જાણનાર એટલે બરોબર રીતે ધર્મના તત્વને સમજનાર અર્થાત્ ગીતાર્થ થએલો એણે કરીને અગીતાર્થ જો પરહિત કરવા ઇચ્છતો હોય તોપણ તેનાથી તે થઇ શકે નહિ એમ જણાવ્યું.

तथा चा गमः

किं तो इत्तो कठयरं, जं सम्म मनाय समयसब्भावो,
अन्नं कुदेसणाए, कठयरागंमि पाडेइ. त्ति

જે માટે આગમમાં કહ્યું છે કે,

એનાથી બીજું દુઃખ ભરેલું શું છે કે જે શાસ્ત્રનો શો પરમાર્થ છે તે સમ્યક્ રીતે જાણ્યા વિના બીજાને ખોટો ઉપદેશ આપી ભારે કષ્ટમાં પાડે છે.

अन्यानपि अविज्ञात धर्मान् सद्गुरु पार्श्वे समाकर्णि तागम वचन रचना प्रपंचैः स्थापयति मवर्त्तयति, ज्ञातधर्मा श्च सीदतः स्थिरीकरोति मार्गे शुद्धधर्मे भीम कुमारवत्.

ગીતાર્થ થએલો પુરૂષ બીજા અજાણ જનોને સદ્ગુરૂ પાસે સાંભળેલ આગમના વચનોના પ્રપંચથી માર્ગમાં એટલે શુદ્ધ ધર્મમાં સ્થાપે છે એટલે પ્રવર્ત્તાવે છે, અને જાણકારોમાં જે સીદાતા હોય તેમને સ્થિર કરે છે. ભીમ કુમારના માફક.

अनेन यतिश्राद्ध साधारणेन परहितगुण व्याख्यानपदेन साधो रिव श्रावकस्यापि स्वभूमिकानुसारेण देशनायां व्याप्रियमाणस्या नुज्ञा माह.

આ સાધુ અને શ્રાવકને સરખી રીતે લાગુ પડતા પરહિત ગુણના વ્યાખ્યાનપદથી સાધુ માફક શ્રાવકને પણ પોતાની ભૂમિકાના અનુસારે દેશનામાં પ્રવર્ત્તવાની સંમતિ આપી છે.

तथाचोक्तं श्रीपंचमांग द्वितीयशत पंचमोद्देशके

तहारुवं नं भंते समणं वा माहणंवा पज्जुवासमाणस्स किंफला पज्जुवासणा? गोयमा, सवणफला. सेणं भंते सवणे किंफले? नाणफले. से णं भंते नाणे किंफले? विन्नाणफले. सेणं भंते विन्नाण किंफले? पच्चक्खाण

फले. सेणं भंते पच्चक्खाणे किंफले? संजमफले. सेणं भंते संजमे किंफले? अणण्हयफले. एवं अणण्हए तवफले. तवे वोदाण फले. वोदाणे अकिरिया फले. सेणं भंते अकिरिया किंफला? सिद्धि पज्जवसाण फला पन्नत्ता गोयमा.

જે માટે શ્રી પાંચમા અંગના બીજા શતકના પાંચમા ઉદ્દેશમાં કહ્યું છે કે,

હે પૂજ્ય, તેવા પ્રકારના શ્રમણ માહનની પર્યુપાસના કરતાં તેનું શું ફળ થાય? હે ગૌતમ, પર્યુપાસનાથી શ્રવણ થાય. શ્રવણથી શું થાય? જ્ઞાન થાય. જ્ઞાનથી શું થાય? વિજ્ઞાન થાય. વિજ્ઞાનથી શું થાય? પ્રત્યાખ્યાન થાય. પ્રત્યાખ્યાનથી શું થાય? સંયમ થાય. સંયમથી શું થાય? અનાશ્રવ થાય. અનાશ્રવથી તપ થાય. તપથી નિર્જરા થાય. નિર્જરાથી અક્રિયા થાય. અક્રિયાથી સિદ્ધિ થાય.

## गाहा.

सवणे नाणे य विन्नाणे
पच्चक्खाणे य संजमे,
अणण्हए तवे चेव,–
वोदाणे अकिरिया चेव.

ગાથાનો અર્થ.

શ્રવણ, જ્ઞાન, વિજ્ઞાન, પ્રત્યાખ્યાન, સંયમ, અનાશ્રવ, તપ, વ્યવદાન, અને અક્રિયા (એ એકએકના ફળ છે).

अस्य सूत्रस्य वृत्तिः

तहारूव मित्यादि तथारूप मुचितस्वभावं कंचन पुरुषं श्रमणं वा तपोयुक्तं उपलक्षणत्वा दस्यो त्तरगुणवंत मित्यर्थः–माहनं वा स्वयं हनन नि-

त्तरांत्वात् परं प्रति माहने तिवादिनं–उपलक्षणत्वा देव मूलगुण युक्त मिति-भावः–वाशब्दो त्र समुच्चये–अथवा श्रमणः साधुः माहनः श्रावकः–श्रवण फले ति सिद्धांत श्रवण फला–नाण फल त्ति श्रुतज्ञान फलं–श्रवणा द्धि श्रुतज्ञान मवाप्यते–विंन्नाणफल त्ति विशिष्ट ज्ञानफलं श्रुतज्ञाना द्धि हेयो-पादेय विवेककारि विज्ञान मुत्पद्यते एव–पच्चक्खाण त्ति विनिवृत्ति फलं विशिष्ट ज्ञानो हि पापं प्रत्याख्याति–संजम फल त्ति कृत प्रत्याख्यानस्य हि संयमो भवत्येव–अणण्हयफल त्ति अनाश्रव फल संयमवान् किल नवं कर्म नोपादत्ते–तवफल त्ति अनाश्रवो हि लघुकर्मत्वा त्तपस्यतीति–वोदाण फल त्ति व्यदानं कर्म निर्जरणं तपसा हि पुरातनं कर्म निर्जरयति–अकिरिया फल त्ति योग निरोधफलं कर्म निर्जरातो हि योगनिरोधं कुरुते–सिद्धि प-ज्जवसाण फल त्ति सिद्धिलक्षणं पर्यवसानफलं सकलफल पर्यंतवर्त्ति फलं यस्याः सा तथा–गाह त्ति संग्रह गाथा–एतल्लक्षणं चैतत्–विषमाक्षरपादं चे–त्यादिछंदःशास्त्र प्रसिद्ध मिति.

## આ સૂત્રની વૃત્તિનો અર્થ.

તથારૂપ એટલે યોગ્ય સ્વભાવવાળા કોઇ પુરૂષને–શ્રમણ એટલે તપ-સ્વિને–એ ઓળખ બતાવનાર પદ હોવાથી એનો એ પરમાર્થ નીકળે છે કે ઉત્તર ગુણવાન્‌ને, માહન એટલે પોતે હણવાથી નિવર્ત્તેલ હોવાથી બીજાને માહન (મ હણ) એમ બોલનારને, એ પદ પણ ઉપલક્ષણ વાચી હોવાથી તેનો એ પરમાર્થ નીકળે છે કે મૂળ ગુણવાળાને–વા શબ્દ સમુચ્ચયાર્થે છે. અથવા શ્રમણ એટલે સાધુ અને માહન એટલે શ્રાવક જાણવો. તેની પર્યુપાસના શ્ર-વણફળા એટલે સિદ્ધાંત શ્રવણના ફળવાળી છે. શ્રવણ જ્ઞાનફળવાળું છે એટલે શ્રુતજ્ઞાનના ફળવાળું છે. કેમકે શ્રવણથી શ્રુતજ્ઞાન થાય છે. તેનાથી વિજ્ઞાન એટલે વિશિષ્ટ જ્ઞાન થાય છે, કેમકે શ્રુતજ્ઞાનથી હેય અને ઉપાદેયનો વિવેક કરાવનાર વિજ્ઞાન ઉત્પન્ન થાય છે. તેનાથી પ્રત્યાખ્યાન એટલે નિવૃત્તિ થાય

છે, કેમકે વિશિષ્ટ જ્ઞાનવાન્ પુરૂષ પાપનું વર્જન કરે છે. તેનાથી સંયમ થાય છે, કેમકે પ્રત્યાખ્યાન કરનારને સંયમ હોય છેજ. તેનાથી અનાશ્રવ થાય છે, જે માટે સંયમવાળો પુરૂષ નવાં કર્મ બાંધતો નથી. તેનાથી તપ કરી શકાય છે, કેમકે અનાશ્રવી હોય તે લઘુકર્મી હોવાથી તપ કરવા સમર્થ થાય છે. તપથી વ્યવદાન એટલે કર્મની નિર્જરા થાય છે, કેમકે તપથી જુના કર્મ ક્ષય પમાડાય છે. તેનાથી અક્રિયા એટલે યોગનિરોધ થાય છે, કેમકે કર્મની નિર્જરાથી યોગનિરોધ કરી શકાય છે. અને તેનાથી સિદ્ધિરૂપ છેલ્લું ફળ એટલે કે બધા ફળના અંતે રહેલું ફળ મળે છે.

ગાથા એટલે સંગ્રહ ગાથા છે. તેનું લક્ષણ વિષમ અક્ષર અને વિષમ ચરણવાળું ઇત્યાદિ છંદ શાસ્ત્રમાં પાધરૂં છે.

**श्री धर्म दासगणि पूज्यै रुपदेश मालाया मप्युक्तं.**

**वंदइ पडिपुच्छइ पज्जुवासए साहुणो सययमेव,**
**पढइ सुणेइ गुणेइय, जणस्स धम्मं परिकहेइ. त्ति.**

**શ્રી ધર્મ દાસ ગણિ પૂજ્યે પણ ઉપદેશમાળામાં કહ્યું છે કે,**

શ્રાવક હમેશાં સાધુઓને વાંદે, પૂછે, તેમની પર્યુપાસના કરે, ભણે, સાંભળે, ચિંતવે, અને બીજા જનને ધર્મ કહે પણ ખરો.

**किंविशिष्टः स न्नित्याह–निरीहचित्तो निःस्पृहमनाः, सस्पृहो हि शुद्धमार्गोपदेष्टापि न प्रशस्यते.**

કેવો હોઇને તે કહે છે–નિરીહચિત્ત એટલે નિઃસ્પૃહ મનવાળો હોઇને, કેમકે સસ્પૃહ હોઈ શુદ્ધ માર્ગનો ઉપદેશ કરે તોપણ પ્રશંસાતો નથી.

**तथाचोक्तं**

**परलोकातिगं धाम, तपः श्रुत मिति द्वयं,**
**तदेवा र्थित्वनिर्लुप्त, सारं तृण लवायते.**

જે માટે કહ્યું છે કે,

તપ અને શ્રુત એ બે પરલોકથી પણ અધિક તેજવાળા છે, પણ તેજ સ્વાર્થી બનેલા માણસના પાસે હોય તો નિઃસાર થઇ તણખલા તુલ્ય થાય છે.

किमित्येवंविध इत्याह–महासत्त्व इति कृत्वा, यतः सत्त्ववता मेवामी गुणाः संभवंति, तथाहि—

परोपकारै करोति निरीहता,
विनीतता सत्य मतुच्छ चित्तता,
विद्या विनोदो नु दिनं न दीनता,
गुणा इमे सत्त्ववतां भवंति—इति.

એવો કેમ હોય તે માટે કહે છે કે મહા સત્ત્વવાન્ હોય છે, તેથી કરીને, કારણ કે સત્ત્વવાન્ જનોમાંજ આવા ગુણો હોય છે. જેવા કેઃ-

પરોપકાર તત્પરતા, નિઃસ્પૃહતા, વિનીતતા, સત્યતા, ઉદારતા, વિદ્યા વિનોદિતા–અને હમેશાં અદીનતા, એ ગુણો સત્વવાન્ પુરૂષમાંજ હોય છે.

भीमकुमार कथा चेयं.

कपि शीर्ष कदल कलितं, जिन भुवन सुकेशरं श्रिया श्लिष्टं,
किंतु जडसंग मुक्कं, इह त्थि कमलं व कमलपुरं. १

तत्रा भव दरिपार्थिव, करटि घटावि घटन प्रकटवीर्यः,
णयकाणण कयवासो, हरि व्व हरिवाहणो राया. २

ભીમ કુમારની કથા આ પ્રમાણે છે.

કાંગરારૂપ પત્રદળથી શોભતું, જિન મંદિરરૂપ કેશરાવાળું લક્ષ્મીથી સેવાયલું છતાં જડના સંગથી રહિત એવું કમળના જેવું કમળપુર નામે ઇહાં નગર હતું. ૧

ત્યાં દુશ્મન રાજાઓના હાથીઓની ઘટાને તોડવામાં બળવાન્ અને નીતિરૂપ વનમાં વસનાર સિંહના જેવો હરિવાહન નામે રાજા હતો. ૨

प्राणेशा तस्य बभूव, मालती मालती सुरभिशीला,
निस्सीम अभीमपरो, वयारसारो सुओ भीमो. ३

अति शुद्ध बुद्धि बुद्धिल, मंत्रिसुतः प्रेमवारि वारिनिधिः
भीम कुमरस्स जाओ, वरमित्तो बुद्धि मयरहरो. ४

अन्येद्युः स वयस्यः, प्रशस्यविनयो नयोज्वलः स्वगृहात्,
कुमरो पभाय समए, संपत्तो रायपयमूले. ५

अनम न्नृपपद कमलं, तेन निजांके क्षणं परिष्वज्य,
संठविओ पच्छा पुण, उववि़ठो उचिय ठाणंमि. ६

नरनाथ चरण युगलं, सप्रणयं निजक मंक मारोप्य,
संवाहइ गयवाहं, नीलुप्पल कोमल करेहिं. ७

भक्ति भर निर्भरांगः, शृणोति जनकस्य शासनं यावत्,
उज्जाण पालगेणं, ता विन्नत्तो निवो एवं. ८

તેની માલતીના ફૂલ જેવા સુગંધી શીળવાળી માલતી નામે રાણી હતી, તેનો અગણિત કરૂણામય ઉપકારમાં પરાયણ ભીમ નામે કુમાર હતો. ૩

તે ભીમ કુમારને અતિ પવિત્ર બુદ્ધિશાળી બુદ્ધિલ નામના મંત્રીનો બુદ્ધિમકરધ્વજ નામે પ્રેમ પરિપૂર્ણ પુત્ર મિત્ર હતો. ૪

એક દિવસે મિત્રને સાથે લઈ ઉત્તમ વિનયવાળો અને નીતિનિપુણ કુમાર પોતાના ઘરથી પ્રભાતે નીકળી રાજાના પાસે આવ્યો. ૫

ત્યાં આવી તે રાજાના પગે પડયો એટલે રાજાએ તેને ખોળામાં બેસાડી ક્ષણભર ભેટીને પછી નીચે ઉતાર્યો એટલે ઉચિત આસનપર બેઠો. ૬

પછી તે પોતાના નીલકમલ જેવા કોમળ હાથોવડે પ્રીતિપૂર્વક રાજાના ચરણ કમળને પોતાના ખોળામાં લઈ તેમની ચંપી કરવા લાગ્યો. ૭

આ રીતે ભક્તિ કરતો થકો તે રાજાનો હુકમ સાંભળતો હતો, તેવામાં ઉદ્યાનપાળકે આવી રાજાને નીચે મુજબ વધામણી આપી. ૮

देव नृप देववंदित, पदारविंदोऽरविंद मुनिराजः,
भूरि विणय समेओ, पत्तो कुसुमाकरुज्जाणे. ९

तत् श्रुत्वा भूभर्त्ता, दत्वा दानं महन्‌ मुदा तस्मै,
बहुमंति कुमार जुओ, पत्तो गुरूचरण नमणत्थं. १०

विधिना व्रीतततिसहितं, यतिपति मभिवंद्य नृपति रासीनः,
दुंदुभि उद्दामसरं, गुरुवि एवं कहइ धम्मं. ११

विफलं पशो रिवायु, र्नरस्य नित्यं त्रिवर्गशून्यस्य,
तत्रापि वरो धर्मो, य त्तमृते स्तो न कामार्थौ. १२

स रजः कनक स्थाले, क्षिपति स कुरुतेऽमृतेन पदशौचं,
गृण्हाति काच शकलं, चिंतारत्नं स विक्रीय. १३

वाहयति जंभशुंभन, कुंभिन मिंधनभरं स मूढात्मा,
स्थूलामल मूक्ताफल, मालां विदलयति सूत्रार्थं. १४

હે દેવ, રાજા અને દેવોથી વંદાયલા છે પાદારવિંદ જેના એવા અરવિંદ નામે મુનીશ્વર ઘણા શિષ્યો સાથે કુસુમાકર ઉદ્યાનમાં પધાર્યા છે. ૯

તે સાંભળીને રાજા હર્ષથી તેને મોટું દાન આપી ઘણા મંત્રિ તથા કુમારને સાથે લઈ ગુરૂના ચરણે નમવા આવ્યો. ૧૦

ત્યાં તે ઘણા યતિઓથી પરિવરેલા તે યતીશ્વરને વિધિથી વાંદીને બેઠો, એટલે ગુરૂએ દુંદુભિ જેવા ઊંચા સ્વરે આ રીતે ધર્મ સંભળાવ્યો. ૧૧

જે માણસ હમેશાં ત્રિવર્ગ શૂન્ય રહેતો હોય તેનું આયુષ્ય પશુ માફક નિષ્ફળ છે. તે ત્રણ વર્ગમાં પણ ધર્મ સાધવો મુખ્ય છે, જે માટે તેના શિવાય કામ અને અર્થ થતા નથી. ૧૨

જે માણસ ધર્મથી વેગળો રહી મનુષ્ય જન્મને ફક્ત કામ અને અર્થમાં પૂરૂં કરે છે, તે મૂઢ સોનાના થાળમાં ધૂળ નાખે છે, અમૃતથી પગ પખાળે છે, ચિંતામણિને સાટે કાચનો કટકો ખરીદે છે, અંબાડીથી શોભતા હાથી પાસેથી લાકડાંના બોજા ઊપડાવે છે, સૂતરના તાંતણા માટે મોટા નિ-

उन्मूल्य स कल्पतरूं, धत्तूरं वपति निजगृहेऽल्पमतिः,
नावं स जलधिमध्ये, भिनत्ति किल लोहकीलाय. १५

भस्मकृते स दहति चारु, चंदनं, यो मनुष्य जन्मेदं,
कामार्थार्थे नयते, सततं सद्धर्म परिमुक्तः १६

(चतुर्भिः कलापकं.)

सत्संगत्या[1] जिनपति, नत्या[2] गुरूसेवया[3] सदा दयया[4],
तपसा[5] दानेन[6] तथा, तत् सफलं तद् बुद्धैः कार्यं. १७

यतः

पुष्णाति गुणं मुष्णाति दुषणं सन्मतं प्रबोधयति,
शोधयते पापरजः, सत्संगति रंगिनां सततं. १८

सद्यः फलंति कामा, वामाः कामा भयाय न यतंते,
न भवति भवभीती ति, जिनपति नतिमतिमतः पुंसः १९

મૂળ મોતીની માળા તોડે છે, તે ટુંક બુદ્ધિ ઘરમાં ઊગેલા કલ્પવૃક્ષને ઊખેડી ત્યાં ધત્તૂરાને વાવે છે, તે ખરેખર લોહના ખીલા માટે ભર દરિયે નાવને ફોડે છે, અને તે ભસ્મના અર્થે ઉત્તમ ચંદનને બાળે છે. ૧૩–૧૪–૧૫–૧૬

(ચાર શ્લોકનો સાથે સંબંધ છે.)

તે માટે પંડિતોએ તે મનુષ્ય જન્મને સત્પુરૂષોની સંગતિથી, જિનેશ્વરની પ્રણુતિથી, ગુરૂની સેવાથી, હમેશાં દયા ધરવાથી, તપથી અને દાનથી સફળ કરવું જોઇયે. ૧૭

જે માટે કહ્યું છે કે,

સત્પુરૂષની સંગતિ હમેશાં જીવોના ગુણને વધારે છે, દૂષણને હરે છે, સારો મત જણાવે છે અને પાપપંકને શોધે છે. ૧૮

જિનેશ્વરને નમવાની બુદ્ધિ રાખનાર પુરૂષના મનોરથ તરત સિદ્ધ થાય છે, વિરૂદ્ધ ઇચ્છાઓ પરાભવ નથી કરતી, અને સંસારના ભયની પીડા નથી થતી. ૧૯

गुरुसेवा करणपरो, नरो न रोगै रभिद्रुतो भवति,
ज्ञान सुदर्शन चरणै, राद्रियते सद्गुण गणै श्च. २०

प्रौढस्फूर्ति र्निरुपममूर्त्तिः शरदिंदु कुंद समकीर्त्तिः,
भवति शिवसौख्यभागी, सदा दयालंकृतः पुरुषः २१

जल मिव दहनं स्थल मिव, जलधि र्मृग इव मृगाधिप स्तस्य,
इह भवति येन सततं, निजशक्त्या तप्यते सुतपः २२

तं परिहरति भवार्त्तिः, स्पृहयति सुगति र्विमुंचते कुगतिः,
यः पात्रत्रा कुरूते, निजकं न्यायार्जितं वित्तं. २३

इति गुरूवचनं श्रुत्वा, नरनाथः प्रमुदितः सुतादियुतः,
गिण्हइ गिहत्थधम्मं, सम्मं संमत्त संजुत्तं. २४

शमिनां स्वामिन मानम्य, मेदिनीशो जगाम निजधाम,
भवियजण बोहणत्थं, गुरूवि अन्नत्थ विहरेइ. २५

ગુરૂની સેવામાં પરાયણ પુરૂષ રોગોથી પીડાતો નથી અને જ્ઞાનદર્શન ચારિત્રરૂપ સદ્ગુણોથી શણગારાય છે. ૨૦

હમેશાં દયાથી શોભતો પુરૂષ ભારે સ્ફૂર્ત્તિવાળો, નિરૂપમ આકારવાળો, શરદપૂનમના ચંદ્ર જેવી કીર્ત્તિવાળો અને મુક્તિ સુખને પામનાર થાય છે. ૨૧

જે પુરૂષ પોતાની શક્તિના અનુસારે હમેશાં સારૂં તપ તપ્યા કરે, તેના આગળ અગ્નિ પાણી માફક, દરિયો સ્થળની માફક અને સિંહ હરણના માફક થઇ રહે છે. ૨૨

જે પુરૂષ પોતાના ન્યાય પ્રાપ્ત ધનને પાત્રમાં વાપરે છે, તેને ભવની પીડા નડતી નથી, સુગતિ નજીક થાય છે અને કુગતિ દૂર રહે છે. ૨૩

આ રીતે ગુરૂનાં વચન સાંભળી રાજા રાજી થઇને કુમાર વગેરેની સાથે સમ્યકત્વ સહિત ગૃહસ્થ ધર્મ સ્વીકારતો હવો. ૨૪

પછી તે રાજા તે યતીશ્વરને નમીને સ્વસ્થાને ગયો અને ભવ્ય જનોને બોધવા માટે ગુરૂ પણ બીજા સ્થળે વિચરવા લાગ્યા. ૨૫

आसन्ना सीनसखं, निज भवनस्थं कुमार मन्येद्युः,
सूरिगुणे वन्नंतं, नमिउं विन्नवइ इय वित्ती. २६

देव नरखंडमाला, कलितः कापालिको बलिष्टांगः,
तुह दंसण मीहइ तो, कुमरेणं मुंच इय भणिए. २७

तेनासौ परिमुक्तो, दत्वा शीर्वाद मुचित मासीनः,
पत्थावं लहिय भणेइ, देहि मह कुमर झत्ति रहं. २८

तदनु भ्रूक्षेपवशा, दूरस्थे परिजने जगौ योगी,
भुवनक्खो हिणिनामा, कुमार मह अत्थि वरविज्जा. २९

तस्या श्च पूर्वसेवां, द्वादशवर्षा ण्यकार्ष मधुना तु,
तं कसिण चउदसिदिणे, साहिउ मिच्छामि पेयवणे. ३०

उत्तर साधकभात्रं, त्वं देहि विधेहि मे श्रमं सफलं,
आमं ति भणइ कुमरो, परोवयारिक्क रसियमणो ३१

હવે એક વેળા કુમાર પોતાને ઘરે મિત્રના સાથે બેઠો થકો સૂરિના ગુણ વર્ણવતો હતો તેવામાં છડીદાર તેને નમન કરી આ રીતે વીનતિ કરી. ૨૬

હે દેવ, કોઇક માણસની ખોપરીઓની માળા ધારણ કરનાર મજબૂત બાંધાવાળો કાપાળિક તમારી મુલાકાત લેવા આવ્યો છે. કુમારે કહ્યું તેને અંદર આવવા દો, એટલે તેણે તેને અંદર મોકલાવ્યો. તે યોગી આશીર્વાદ આપીને ઉચિત સ્થળે બેશી અવસર પામી બોલ્યો કે હે કુમર! મને જલદી એકાંતે મુલાકાત આપો. ૨૭–૨૮

ત્યારે રાજાએ કટાક્ષની નિશાનીથી ચાકરોને દૂર કરતાં યોગી બોલ્યો કે હે કુમાર, ભુવનક્ષોભિની નામે એક ઉત્તમ વિદ્યા મારી પાસે છે. ૨૯

તેની મેં બાર વર્ષ લગી પૂર્વ સેવા કરી છે, હવે કાળીચૌદશના દિને મશાણમાં તેને સાધવા ઇચ્છું છું. ૩૦

તેથી તું મારો ઉત્તર સાધક થઇ મારી મહેનત સફળ કર. ત્યારે કુમાર પરોપકાર કરવામાં આસક્ત હોવાથી તે વાત સ્વીકારતો હવો. ૩૧

अद्य दिना दशमदिने, सा रजनी भाविनी ततो भद्र,
गच्छ तुमं सठाणं, इय भणिओ सो कुमारेण. ३२

योग्यू चे तव पार्श्वे, स्थास्यामि कुमार आख्य दित्यस्तु,
तो अणुदिणं स कुमरस्स, अंतिए कुणइ सयणाई. ३३

तद्वीक्ष्य सचिवसूतुः प्रोचे पाषंडि संस्तववशेन,
मित्त नियं संमत्तं, करेसि किं साइयारं ति. ३४

तत आह नृपतितनय, स्त्वये द मावेदि सत्यमेव सखे,
किंतू मए दक्खिन्ना, एरिस मेयस्स पडिवन्नं. ३५

प्रतिपन्ने निर्वहणं, सत्पुरुषाणां महाव्रतं ह्येयत,
किं मुयइ ससी ससयं, नियदेह कलंककारिं पि. ३६

પછી કુમારે તે યોગીને કહ્યું કે, તે રાત તો આજથી દશમે દિવસે આવનાર છે, માટે તમે તમારા સ્થાને જાઓ. ૩૨

યોગિએ કહ્યું કે, હું તારી પાસેજ ત્યાં લગી રહીશ. એટલે કુમારે તે બાબત હા ભણી, તેથી તે યોગી દરરોજ કુમાર પાસેજ બેસતો સૂતો. ૩૩

તે જોઇને રાજકુમારને મંત્રિકુમાર કહેવા લાગ્યો કે હે મિત્ર, આ પાષંડિનો પરિચય કરી તું પોતાના સમ્યકત્વને શામાટે અતિચાર દૂષિત કરે છે? ૩૪

ત્યારે રાજકુમાર બોલ્યો કે, તું સાચી વાત કહે છે, પણ હું દાક્ષિણ્યતાથી એને એમ કરવા કબૂલ થયો છું. ૩૫

કબૂલ કરેલી વાતને પૂરી પાડવી એ સત્પુરૂષોનું મહાન્ વ્રત છે, કેમકે જુઓ, ચંદ્ર પોતાના દેહને કલંકિત કરનાર શશલાને પણ શું મૂકી આપે છે? ૩૬

किं कुरुते हि कुसंगो, नरस्य निजधर्म कर्म सुदृढस्य,
विसहर सिरेवि वसिओ, किं न मणी हरइ विसमविसं. ३७

इतरः स्माह यदि भवान्, प्रतिपन्नं सत्य मेव निर्वहति,
निव्वहउ तओ पुव्वं, गीकय सुविसुद्ध संमत्तं. ३८

अहिमणि रभावुकं द्रव्य, मत्र जीव स्तु भावुकं तस्माव,
चिंतिज्जंतो संमं, दिठंतो एस जंकिंचि. ३९

एवं सुयुक्त युक्तिभि, रुक्तोपि चतेन नृपति तनुजन्मा,
तं लिंगिं आलिंगिय, हियओ माणेण न चएइ. ४०

प्राप्ते च तत्र दिवसे, वंचित्वा परिजनं गृहीतासिः,
कावालिएण सह निसि, पत्तो कुमरो सुसाणंमि. ४१

आलिख्य मंडल मसा, वंचित्वा मंत्रदेवतां सम्यक्,
अह काउं सिहबंधं, कुमरस्स समुठिओ जाव. ४२

જે માણસ પોતાના ધર્મમાં બરોબર દૃઢ હોય તેને કુસંગ શું કરનાર છે? વિષધર (સર્પ) ના માથામાં વસેલો મણિ પણ શું વિષમ વિષને નથી હરતો? ૩૭

મંત્રિકુમાર બોલ્યો કે, જો તમે કબૂલેલાને બરોબર પાળતા હો તો, પૂર્વે અંગીકાર કરેલા નિર્મળ સમ્યકત્વનેજ પાલન કરો. વળી સર્પનો મણિ તો અભાવુક દ્રવ્ય છે અને ઈહાં જીવ તો ભાવુક દ્રવ્ય છે, માટે બરોબર વિચારતાં તમે આપેલો દ્રષ્ટાંત નકામો છે. ૩૮-૩૯

એમ યોગ્ય યુકિતઓથી તેણે સમજાવ્યા છત્તાં પણ રાજકુમાર તે લિંગિ-તરફ ખેંચાતો રહીને માનગુણથી તેને છોડતો ન હવો. ૪૦

તે દિવસ આવતાં કુમાર પોતાના ચાકરોની નજર ચુકવી તરવાર લઇને કાપાળિકની સાથે રાતે શ્મશાનમાં આવી પહોંચ્યો. ૪૧

હવે યોગી ત્યાં મંડળ ચિત્રીને મંત્રદેવતાને બરોબર પૂજીને કુમારનો શિખાબંધ કરવા ઊઠયો. ૪૨

तावदुवाच कुमारः, सत्वं निज मेव मे शिखावंधः
नियकज्जं चिय पकुणसु, मा धरसु मणे भयं ति तओ. ४३

तस्था वुद्यत खड्ग स्तत्पार्श्वे सौ कपाल्य थो दध्यौ,
कुमर सिहगहण सिहबंध, बहुलिया विहलिया ताव. ४४

त दमुष्य शिरो ग्राह्यं, स विक्रमेणै व मनसि कृत्वै वं,
गरूय गिरि सिहर लंघण, पवणं काउं नियं रुवं. ४५

कूप समकर्ण कुहर, स्तमाल दलकाल कर्तिकाहस्तः,
दिक्करडि रडियपडिमं, लग्गो धडहडिउ मइवियडं. ४६

तद्दुर्विलसित मिति वीक्ष्य, नृप सुतः केसरी व करियूथं,
अक्खुहिय मणो जा मंडलग्गमुग्गं स पउणेइ. ४७

ताव दुवाय स पापो, रे बालक तव शिरः सरोजेन,
पूइत्तु अज्ज नियगुत्त, देवयं होमि सुकयत्थो. ४८

ત્યારે કુમાર બોલ્યો કે મારો સત્વગુણજ મારો શિખાબંધ છે, માટે તું તારૂં કામ કર્યાકર, અને મનમાં જરાએ બીક રાખ માં. એમ કહી તે ઊંચે કરેલી તરવાર સાથે તેના પાસે ઊભો રહ્યો. ત્યારે કાપાલિક વિચારવા લાગ્યો કે કુમારનું માથું લેવા માટે શિખાબંધ બાંધવાનો ઢોંગ તો નિષ્ફળ ગયો. માટે હવે બળ વાપરીનેજ એનું માથું કાપવું, એમ મનમાં તાકીને તેણે મોટા પર્વતના ટોચને પણ ઉલ્લંઘી જાય એવું પોતાનું રૂપ કર્યું. ૪૩–૪૪–૪૫

તેણે કૂવા જેવા ઊંડા કાન કર્યા, અને હાથમાં તમાલના પાન જેવી કાળી કાતર લીધી, અને દિગ્ગજની માફક અતિ આકરો ધડહડાટ કરવા લાગ્યો. ૪૬

તેનું આવું તોફાન જોઇને હાથીને જોઈ જેમ સિંહ ઊછળી પડે તેમ બેધડક રહીને રાજકુમાર તરવારને તૈયાર કરવા લાગ્યો. ૪૭

તેટલામાં તે પાપી કાપાલિક બોલ્યો કે હે બાળક, તારા મસ્તક કમળવડે આજ મારી કુળદેવીની પૂજા કરી હું કૃતાર્થ થઇશ. ૪૮

तत आख्यत् क्षितिपसुतो, रे रे पापंडि पाश पापिष्ट,
चंडाल डुंब चिठिय, निठिय कल्लाण अन्नाण. ४९

विश्वसितानां येषां, त्वया कपाले विनिर्ममे माला,
ताणवि वइरं वालेमि, अज्ज गहिउं तुह कवालं. ५०

मुक्तो थ कर्त्तिकाया, घातः कुपितेन तेन भीमोपि,
तं खलिय खग्ग दंडेण, खिप्प मारुहइ तक्खंधं. ५१

दध्यौ च कमललावं, लुनामि किं मौलि मस्य खड्गेन,
सेत्र मिमं पडिवन्नं, हणेमि कह कइयवेण हवा ५२

यदि कथमपि जिनधर्मं, बहुशक्तियुक्तः प्रपद्यते चायं,
तो पवयणं पभावइ, इय हणइ सिरंसि मुठीहिं. ५३

याव त्तं हंतुमना, दोर्दंडाभ्यां ग्रहीष्यते योगी,
ता तस्सवणस्संतो, पविसइ करकलिय करवालो. ५४

ત્યારે રાજકુમાર બોલ્યો કે અરે પાપિષ્ટ, ચાંડાળ અને ડૂંબ જેવા ચેષ્ટિત કરનાર, અકલ્યાણી, અજ્ઞાની, નીચ, પાખંડી, તેં આજ સૂધી જે જે વિશ્વાસીઓને મારી નાખી તેમના કપાળની માળા કરી છે, તેનું વૈર પણ આજ હું તારૂં કપાળ લઇને વાળીશ. ૪૯–૫૦

ત્યારે તે કાપાલિકે ક્રોધ કરી કાતરનો ઘા કર્યો, તેને ભીમ કુમાર તરવારવડે ચુકાવીને તે કાપાલિકના ખાંધપર ચડી બેઠો. ૫૧

બાદ કુમાર વિચારવા લાગ્યો, કમળની માફક આનું માથું તરવારવડે કાપી લઉં કે કેમ, અથવા તો આ મને મસ્તકપર લઈ હવે મારો સેવક બન્યો છે તેને કપટથી કેમ મારૂં, અગર આ બહુ શક્તિવાળો હોઈ કોઈ રીતે જૈન ધર્મ પામે તો બહુ પ્રભાવના કરે એમ વિચારી તે તેના મસ્તકપર મૂઠીઓ મારવા લાગ્યો. ૫૨–૫૩

એટલામાં યોગી તેને પોતાની બાંહોથી પકડવા લાગ્યો તેટલામાં તે કુમાર તરવાર સાથે તેના ઊંડા કાનમાં પડી ગયો. ૫૪

तं भजहार कुमारः, खरनखरैः पोत्रवन् महीपीठं,
सो सुंडादंड पविठ, सरड करडिव्व कडु रडइ. ५५

कृच्छ्रेण कर्ण कुहरात्, करेण निःसार्य नृपचतं योगी,
धरिउं चरणे कंदुव्व, दूर मुच्छालए गयणे. ५६

स तु निपतन् गगनतलाद्, दैववशात् प्रापि यक्षिणीदेव्या,
कर सररुहसंपुडए, काउं नीओ य नियभवणे. ५७

वीक्ष्य च तत्रा त्मानं, मणिमयं सिंहासने समासीनं,
अहियं विम्हियहियओ, जाव किमेयं ति चिंतेइ. ५८

ताव घ्योजितहस्ता, तस्य पुरो भूय यक्षिणी प्राह,
भद्द इमो विंज्झगिरी, तन्नामेणं इमा अडवी. ५९

ત્યાં તેને કુમાર આખરા નખોવડે પોત્ર (પાવડું) જેમ જમીન વિદારે તેમ વિદારવા લાગ્યો. ત્યારે તે યોગી શૂંડમાં સરડો પેશી જવાથી રડતા હાથીના માફક રડવા લાગ્યો. ૫૫

ત્યારે જેમ તેમ કરીને યોગીએ પોતાના હાથોવડે રાજકુમારને કાનથી બાહેર કાઢ્યો, અને તેના પગ પકડીને દડાની માફક તેને આકાશમાં ઊછાળ્યો. ૫૬

તે કુમાર આકાશમાંથી પડતો થકો નશીબયોગે એક યક્ષિણીએ અધર ઝીલી લીધો અને તેને પોતાના કરકમળના સંપુટમાં ધરીને તેણી પોતાના ભુવનમાં લઇ ગઇ. ૫૭

ત્યાં તેણીએ તેને મણિમય સિંહાસનપર બેસાડ્યો તે જોઈ તે વિસ્મિત થઇ વિચારવા લાગ્યો કે આ તે શું છે? ૫૮

તેટલામાં તે યક્ષિણી તેના આગળ પ્રગટ થઇને હાથ જોડી તેને કહેવા લાગી કે હે ભદ્ર, આ વિંધ્ય પર્વત છે અને તેનાજ નામે આ અટવી છે એટલે કે વિંધ્યાટવી છે. ૫૯

विंध्याद्रिकंदरांत, र्गत मतिसंगत मिदं त्रिदशसदम,
अह मित्थ सामिणी, जक्खिणी य नामेण कमलक्खा. ६०

अद्या ष्टापदवलिता, कपालिनो त्क्षिप्त मंतरिक्षतलात्,
तं निवडंतं पिक्खिच्चु, धित्तु पत्ता इहं हिठा. ६१

संप्रति दुर्मथमन्मथ, शितशर निकरप्रहार विधुरांगी,
तुह सरण महं पत्ता, सुपुरिस मं रक्ख रक्ख तओ. ६२

तदनु विहस्य स ऊचे, हे विवुधे विबुध निंदिता नेतान्,
वंता सवे य पित्तासवे य तुच्छे अणिच्चे य. ६३

नरकपुर सरल सरणि, प्राया नायास निवह संसाध्यान्,
अंते कयरण रणए, जणए वहुदुक्खलक्खाणं. ६४

आपात मात्र मधुरान्, विषवत् परिणाम दारुणान् विषयान्,
भवतरु मूलसमाणे, माणेइ सचेयणो कोणु. ६५

વિંધ્ય પર્વતની ગુફાની અંદર આ અતિ સગવડવાળું દેવગૃહ છે, અને હું ઈહિાં એની માલેક કમળાક્ષા નામની યક્ષિણી છું. ૬૦

આજ હું અષ્ટાપદથી વળેલી છું, તે તને કપાળિએ ઊંચે ફેંકયાથી આકાશમાંથી પડતો જોઈને તને અધર ઝીલી લેવા હર્ષિત થઈ ઈહિાં આવી છું. ૬૧

હવે હું અસહ્ય કામના તીખા બાણુના પ્રહારથી વિંહ્વળ થઈ છું, અને તારે શરણે આવી છું માટે હે ભલા પુરૂષ મને તું તેથી બચાવ. ૬૨

ત્યારે હસીને તે બોલ્યો કે હે સમજુ યક્ષિણી, આ વિષયો સમજુ જનોને નિંદનીય છે, વમેલી મદિરા સમાન છે, વમેલા પિત્ત જેવા છે, તુચ્છ છે, અનિત્ય છે, નરકનગર જવાના સરલ માર્ગ જેવા છે, બહુ કષ્ટ સાધ્ય છે, અંતે દગો દઈ રડાવનાર છે, લાખો દુઃખના જનક છે, દેખીતાજ મીઠા લાગે છે પણ પરિણામે વિષની માફક ભયંકર છે, અને સંસારરૂપી ઝાડના મૂળ સમાન છે, માટે તેમને કોણુ ડાહ્યો માણસ ભોગવે. ૬૩-૬૪-૬૫

शाम्यंति नैव विषया हि सेवया प्रत्युत प्रवर्द्धते,
कररुह कंडुयणेणं, पामा इव पामर जियाणं. ६६

(उक्तंच)

न जातु कामः कामाना, मुपभोगेन शाम्यति,
हविषा कृष्णवर्त्मे व, भूय एवा भिवर्द्धते. ६७

तद् दुःख लक्षहेतुं, गृद्धिं विषयेषु मुंच भवभीरू,
सिरि जिणनाहे तद्देसयंमि भत्तिं सया कुणसु. ६८

इति तद्वचनामृत माप्य, यक्षिणी शांत विषय संतापा,
संजोडिय करकमला, कमलक्खा जंपए कुमरं. ६९

स्वामिं स्तव प्रसादात्, सुलभं खलु मे परत्र विशदपदं,
नीसेस दुहाभोए, भोए संमं चयंतीए. ७०

વિષયો સેવવાથી કંઈ શમતા નથી પણ ઉલટા વધે છે, જેમકે પામર જનોની પામા (ખસ) હાથની ખરજ કરવાથી ઉલટી વધે છે. ૬૬

જે માટે કહ્યું છે કે,

કામ કદાપિ તેના ઉપભોગથી શાંત પડતું નથી. તે તો ઘૃતના હોમથી જેમ અગ્નિ વધે છે તેમ વધ્યાજ કરે છે. ૬૭

માટે હે ભવભીરૂ, લાખો દુઃખની હેતુ આ વિષયગૃદ્ધિને તું છોડી દે. અને શ્રીજિનેશ્વર તથા તેના બતાવનાર (ગુરૂ) માં ભકિત કર. ૬૮

આવા તેના વચનામૃતથી યક્ષિણીનો વિષય સંતાપ ઠંડો પડયો, તેથી તે હસ્ત કમળ જોડીને કુમારને આ રીતે કહેવા લાગી. ૬૯

હે સ્વામિન્, તારા પ્રસાદથી મને પરભવમાં ઉત્તમ પદ મળવું સુલભ થયું છે. કેમકે હું સકળ દુઃખને બતાવનાર ભોગોને સમ્યક્ રીતે ત્યાગ કરવા સમર્થ થઇ છું. ૭૦

त्वयि सुदृढो भक्तिभरो, राग इव सुपाशिते शुके मे स्तु,
जो पुज्जो तुह वि सया, सो मह देवो जिणो होउ. ७१

इति यावद् गुरुभक्तिः, सा न्यदपि भणिष्यति स्फुटं किंचित्,
ता सुणिउं महुरझुणिं, कुमरो पुच्छइ तयं देविं. ७२

अति बंधुर बंधसमृद्ध, शुद्ध सिद्धांत सारवचनेन,
के इह कुणंति सज्झाय, मसरिसं सा तओ भणइ. ७३

संतीह गिरौ मुनयो, मास चतुष्काच्च पारयंति विभो,
तेसिं सज्झाय पराण, एस सुम्मइ महुरसद्दो. ७४

अथ नृपतिसूनु रुचे, हिमे शिखी शैष तमसि मणिदीपः,
जं इत्थवि पुन्नेहिं, सुसाहुसंगो महं जाओ. ७५

જેમ પંજરમાં રાખેલા શુક ઊપર રાગ રહે છે તેમ તારા વિષે મારો મજબૂત ભક્તિરાગ થાઓ, અને જે તારે પણ સદા પૂજ્ય છે તે જિનેશ્વર મારા દેવ થઓ. ૭૧

એમ તે ભારે ભક્તિવાળી દેવી જેવામાં કાંઈક કહેવા લાગી, તેટલામાં ત્યાં થતી મધુરધ્વનિને સાંભળી કુમાર દેવીને પૂછવા લાગ્યો. ૭૨

અતિ મનોહર બંધવાળા શુદ્ધ સિદ્ધાંતના વચનોવડે ઈહાં કોણ આવો ઉત્તમ સ્વાધ્યાય કરે છે ? ત્યારે તે દેવી બોલી. ૭૩

હે સ્વામિન્, આ પર્વતમાં ચોમાસીના પારણે આહાર કરનાર મહા મુનિઓ રહેલા છે, તેઓ સ્વાધ્યાય કરે છે, તેથી તેમનો આ મધુર શબ્દ સંભળાય છે. ૭૪

ત્યારે રાજકુમાર બોલ્યો કે આતો શીયાળામાં અગ્નિ મળે અથવા અંધારામાં દીવો મળે તેમ થયું કે ઈહાં પણ મને પુન્યયોગે સુસાધુની સોબત મળી. ૭૫

तदह मिदानीं रजनी, शेष ममीषां समीप मुपगम्य,
गमिहिं ति तओ नीओ, सो देवीए मुणीणंते. ७६

प्रातः सपरिजना हं मुनीन् प्रणंस्यामि से ति जल्पित्वा,
सठाणं संपत्ता, सुमरंती कुमर उवएसं. ७७

इतरोपि गुहाद्वार, प्रत्यासन्नस्थितं ननाम गुरूं,
उवलद्ध धम्मलाहो, उवविसए सुद्धमहिपीढे. ७८

विस्मितहृदयोऽपृच्छत्, भगवन् कथमिह सुभीषणे देशे,
तुब्मे चिठह अभया, असहाया निरसणा तिसिया. ७९

एवं कुमारपृष्टो, यावत् प्रतिभणति किंचन मुनीशः,
ता नियइ निवइतणओ, गयणे इंतं भुयं एगं. ८०

दीर्घतरा गवलरूचिः सा वतरंती नभोंगणा च्छुशुभे,
नहलच्छीए वेणिग्ग, लंबिरा लडहलावन्ना. ८१

માટે હું હવે બાકીની રાત એમના પાસે જઇને પસાર કરૂં, ત્યારે દેવી તેને મુનિઓ પાસે લઈ ગઈ. ૭૬

પછી દેવી બોલી કે હું પ્રભાતે મારા પરિજન સાથે મુનિઓને વાંદવા આવીશ એમ કહી કુમારનો ઉપદેશ સંભારતી થકી સ્વસ્થાને પ્રાપ્ત થઇ. ૭૭

હવે કુમાર ગુફાના દરવાજાની નજીકમાં બેઠેલા ગુરૂને નમ્યો એટલે તેમણે તેને ધર્મ લાભ આપ્યો. બાદ તે પવિત્ર જમીનપર બેઠો. ૭૮

પછી તે વિસ્મય પામી ગુરૂને પૂછવા લાગ્યો કે હે ભગવન્ તમે આવા ભયાનક પ્રદેશમાં કોઇના ટેકા વગર અને ભૂખ્યા તરસ્યા રહીને નિર્ભય કેમ રહી શકો છો. ૭૯

આ રીતે કુમારે પૂછતાં ગુરૂ જેવામાં જવાબ આપવા લાગ્યા તેવામાં કુમારે આકાશથી આવતી એક ભુજા જોઈ. ૮૦

તે ભુજા અતિ લાંબી અને કાળાશથી ઝગઝગતી હોઇ આકાશથી નીચે આવતી થકી શોભવા લાગી. તે આકાશ લક્ષ્મીની વેણી માફક મનોહર લાવણ્યવાળી હતી. ૮૧

तरलतर भीषणाकृति, रतिकठिना रक्तचंदनो लिप्ता,
भूमीए पडिलग्गा, जमस्स जीह व्व सा सहइ. ८२

अथ विस्मय भरजननी समागता झगिति तत्प्रदेशे सा,
भयरहियाणं ताणं, मुणिकुमराणं नियंताणं. ८३

आगम्य तदनु सहसा, क्षितिपति तनयस्य मंडलाग्रं सा,
मुठीइं गहिय सुदिढं, चलिया पच्छामुहं झत्ति. ८४

कस्य भुजे यं किंवा, करिष्यते नेन मम कृपाणेन,
पिच्छामि सयं गंतुं, इय कुमरो उठिओ सहसा. ८५

प्रणिपत्य सूरिचरणे, पंचास्य इवा तिकौ तुकवशेन,
उच्छलिउं छेयवरो, आरूढो तीइ बाहाए. ८६

हरगल गवल सुनीलिम, भुजाधिरूढो व्रजन् गगनमार्गे,
कालिय वुढारुढो, विण्हु व्व विरायए कुमरो. ८७

તે ચંચળ અને ભયાનક હતી, અતિ કઠિન હતી, અને રાતા ચંદનથી લીંપાયલી હતી તેથી જાણે જમીનપર પડેલી યમની જીભ હોય તેવી લાગતી. ૮૨

હવે તે વિસ્મય કરનારી ભુજા ઝટ તે પ્રદેશમાં આવી, ત્યારે મુનિઓ તથા કુમાર નિર્ભય રહી તેને જોતા રહ્યા. ૮૩

તે આવીને ઝટ કુમારની તરવારને મૂઠમાં મજબૂત લઇને ઝટ દઈ પાછી વળી. ૮૪

આ ભુજા કોની હશે, અથવા આ મારી તરવારને તે શું કરશે, એ હું જાતે જઈ જોઊં તો ઠીક એમ વિચારી કુમાર ઝટ ઊઠયો અને ગુરૂના પગે લાગીને અતિ કૌતુકના લીધે સિંહની માફક છેલાઇથી છલંગ મારીને તે બાહુપર ચડી બેઠો. ૮૫-૮૬

મહાદેવના ગળા જેવી કાળી ભુજા ઊપર ચડીને આકાશમાર્ગે જતો કુમાર કાળિકાસુર ઊપર ચડેલો વિષ્ણુ હોય તેમ શોભવા લાગ્યો. ૮૭

स्थूर स्थिरभुज फलको, परिस्थितो विपुल गगनजलराशिं,
वणिओ व्व भिन्नपोओ, तरमाणो सहइ निवइसुओ. ८८

बहुतर तरूवर गिरिगण, गिरिसरितो याति याव दभिपश्यन्,
भीमो अइसयभीमं, ता पिच्छइ कालिया भवणं. ८९

तदूगर्भगृहासीना, प्रहरणयुक् महिषवाहना सीना,
तेणं दिठा नररूंड, मंडिया कालिया पडिमा. ९०

तस्या श्रा ग्रे ददृशे, स पूर्व कापालिक स्तथा तेन,
वामकरेणं एगो, पुरिसो केसेसु परिगहिओ. ९१

यस्यां किल बाहाया, मागच्छति नृपसुतः समारूढः,
सा तस्स दुठजोगिस्स, संतिया दाहिणा बाहा. ९२

तं केशेषु गृहीतं, दृष्ट्वा परिचिंतितं कुमारेण,
किं एस कुपासंडी, काही एयस्स पुरिसस्स. ९३

જાડા અને સ્થિર ભુજારૂપ ફલક (પાટિયા) ઊપર રહ્યા થકો મોટા સમુદ્રને ઉલંઘતો થકો જાણે ભાગેલા વહાણનો વાણિયો તરતો હોય તેમ દેખાવા લાગ્યો. ૮૮

તે ઘણા ઝાડવાળા પર્વતો તથા નદીઓને જોતો થકો ચાલ્યો તેવામાં તેણે અતિશય ભયાનક કાળિકાનું મંદિર જોયું. ૮૯

તે મંદિરના ગર્ભગૃહમાં તેણે હથિયાર ધારણ કરનારી પાડા ઊપર ચડેલી અને મનુષ્યોની ખોપરીઓથી સણગારાયલી કાળિકાની મૂર્ત્તિ જોઇ. ૯૦

તે મૂર્ત્તિના આગળ તેણે તે પ્રથમનો કાપાલિક જોયો, અને તેણે પોતાના ડાબા હાથમાં કેશ પકડીને ધરી રાખેલો એક પુરૂષ જોયો. ૯૧

વળી જે ભુજા ઊપર રાજકુમાર ચડી બેઠેલો હતો તે તે દુષ્ટ યોગિની જમણી ભુજા હતી. ૯૨

વાળથી પકડેલા પુરૂષને જોઇને કુમાર ચિંતવવા લાગ્યો કે આ પુરૂષને આ કુપાખંડિ શું કરનાર છે, તે હું છાનો થઇને જોઉં, પછી જે કરવાનું હશે તે કરીશ. ૯૩

तव प्रच्छन्नो भूत्वा, तावत् पश्यामि चेष्टित ममुष्य,
पच्छा जं कायव्वं, तं काहं इय विचिंतेउं. ९४

तत्था वुत्तीर्य भुजा, निभृत स्तस्यैव योगिनः पश्चात्,
अप्पित्तु कुमरखग्गं, सठाणं सा भुया लग्गा. ९५

तं नर मथ योग्यू चे, स्मरे ष्टदेवं कुरूष्व भोः शरणं,
तूह सिर मिंमिणा असिणा, जं छित्तुं पूइहं देविं. ९६

स प्राह परम करुणा, रसनीरनिधि र्जिनेश्वरो देवः,
सव्वावत्थ गएणावि, सरियव्वो मज्झ नहु अन्नो. ९७

दृढ जिनधर्म धुरीणो, भीमाख्यो निजसखः कुलस्वामी,
केणवि कत्थविनीओ, कुलिंगिणा सो उ मे सरणं. ९८

योग्यू चे रे पूर्वं, स तव स्वामी भयेन मे नष्टः,
अन्नह सिरेण तस्सेव, कालियं देवि मच्चितो. ९९

એમ ચિંતવીને કુમાર બાહુથી ઊતરીને તેજ યોગિની પાછળ ગુપચુપ ઊભો રહ્યો. હવે પેલી ભુજા યોગિને કુમારનું ખડ્ગ આપીને સ્વસ્થાને વળગી. ૯૫

હવે યોગી તે માણસને કહેવા લાગ્યો કે તારા ઇષ્ટદેવને સંભાર અને તારે જેનું શરણ લેવું હોય તે લઇ લે, કેમકે હું તારૂં માથું આ તરવારથી કાપીને દેવીની પૂજા કરનાર છું. ૯૬

તે પુરૂષ બોલ્યો કે પરમકરૂણા જળના સમુદ્ર જિનેશ્વર ભગવાનજ મારા દેવ છે, તેથી સર્વ અવસ્થામાં મારે તેજ સ્મર્ત્તવ્ય છે, બીજો કોઈ નહિ. ૯૭

વળી જૈનધર્મનો મજબૂત હિમાયતી ભીમ નામે મારો મિત્ર અને કુળ સ્વામી જેને કોઇક કુલિંગી કયાંક લઇ ગએલ છે તેજ મને શરણ છે. ૯૮

યોગી બોલ્યો કે અરે તારો સ્વામી તો મારા ભયથી પહેલેથીજ નાશી ગયો છે, નહિ તો તેનાજ મસ્તકથી આ કાળિકા દેવીની હું પૂજા કરતે. ૯૯

तदभावे तत्पूजा, तव शिरसापि हि मया च कर्त्तव्या,
ता तूज्झ कहं सरणं, सो होही मूढ काउरिसो. १००

रे रे स तव स्वामी, ममा धुना शंसि कालिकादेव्या,
विंज्झ गुहा आसन्ने, पासे किर सेयभिक्खूणं. १०१

करवालो यं तस्यै व, निशित आनायितो मया पश्य,
इमिण च्चिय तुह सीसं, छिज्जिहिई इण्हि निब्भंतं. १०२

उभया लापान् श्रुत्वा, दध्यौ भीमः सदुःखसामर्षं,
हा कह पावोवि नडइ, मह मित्तं बुद्धिमयरहरं. १०३

हक्कयति स्म नत स्तं, रे योगिन्नुव भवा धुना पुरुषः,
गिण्हिचु तुज्झ मउलिं, मिउलेमि जयस्सवि दुहाइं. १०४

तं नर मपास्य योगी, कुमार मभिधावित स्तत स्तेन,
दारकवाड पहारेण, पाडिओ से कराउ असी. १०५

તે નહિ મળતાં હવે તારા માથાવડે પણ મારે તેની પૂજા કરવાની છે, માટે હે મૂઢ, તે કાપુરૂષ તને શું શરણ થઈ શકશે? ૧૦૦

અરે તારો તે સ્વામી તો હમણા વિંધ્યાચળની ગુફામાં રહેલા શ્વેતાંબર ભિક્ષુકોની પાસે છે એમ મને કાળિ દેવીએ જણાવ્યું છે. ૧૦૧

જો, આ તેનીજ તીક્ષ્ણ તરવાર મેં અણાવેલી છે અને એનાવડેજ હમણા તારૂં માથું બેશક કપાશે. ૧૦૨

આ રીતે બન્નેની વાતો સાંભળી કુમાર દિલગીરી અને ગુસ્સામાં ગરકાવ થઈ વિચારવા લાગ્યો કે અરે આ પાપી મારા મિત્ર બુદ્ધિમકરધરને પણ નડવા મંડયો છે. ૧૦૩

તેથી તે તેને હાક મારી કહેવા લાગ્યો કે અરે જોગટા, હવે પુરૂષ થઇ સામે ઊભો રહે, તારૂં માથું લઇ હું જગતભરના દુઃખ ટાળનાર છું. ૧૦૪

ત્યારે તે માણસને છોડીને યોગી કુમાર સામે દોડયો ત્યારે તેણે દરવાજાના કમાડના ધક્કાથી તેના હાથમાંની તરવાર પાડી નાખી. ૧૦૫

धृत्वा कचेषु भूमौ, निपात्य दत्वो रसि क्रमं भीमः,
जा लुणिही से सीसं, ता काली अंतरे होउं. १०६

भीता ह वीर मै नं, वधीहि मम वत्सलं छलितलोकं,
जो नरसिर कमलेहिं, करेइ मह पूय मइ भत्तो. १०७

भो अष्टशतं पूर्णं, मौलिनां मोलिना मुना घ स्याद्,
पायडिय नियरुवा, अहं च एयस्स सिज्झंती. १०८

तावत् त्व मसमकरूणा, पण्यापण आगमः क्षितिपतनय,
तूह पवरपवरिसेणं, तुठा मग्गसु वरं रूइयं. १०९

परहितमतिः स उचे, तूष्टा यदि मम ददासि वर मिष्टं,
तो तिगरण परिसुद्धं, जीववहं लहु विवज्जेहि. ११०

तव श्रुतपः शीलाभ्यां, विकलायाः का हि धर्मसंप्राप्तिः,
एसे व तुज्झ धम्मो चएसु तसजीववह मेयं. १११

પછી તેના કેશ પકડીને જમીનપર પટકી છાતીપર પગ-દઇને ભીમકુમાર જેવો તેનું મસ્તક કાપવા લાગ્યો તેવામાં કાળી દેવી આકાશમાં પ્રગટ થઈ. ૧૦૬

તે બોલી કે હે વીર, હું ખુશી થઈ છું. આ મારો ભક્ત જે લોકને છળીને તેમના મસ્તક કમળોથી મારી પૂજા કરતો રહે છે, તેને તું માર માં. ૧૦૭

હે કુમાર, આજે જો એ માથું કાપત તો તેવડે એકસો આઠ માથાં પૂરા થાત અને હું મારૂં રૂપ પ્રગટ કરી એને સિદ્ધ થાત. ૧૦૮

પણ તેટલામાં હે રાજકુમાર તું કરૂણાનો ભંડાર ઇહાં આવી પહોચ્યો છે. હવે હું તારા ભારે પરાક્રમથી તુષ્ટ થઈ છું, માટે જોઇતો વર માગ. ૧૦૯

પરહિતને ચાહનાર કુમાર બોલ્યો કે જો તું તુષ્ટ થઈ મને ઇષ્ટ વર દેતી હોય તો તું મન વચન કાયથી જીવ હિંસાને જલદી છોડી આપ. ૧૧૦

તું તપ અને શીળથી વિકળ છે, માટે તને ધર્મની પ્રાપ્તિ તે શી હોય, માટે આજ તારો ધર્મ છે કે આ ત્રસજીવનો વધ છોડી આપ. ૧૧૧

यह दिह नाम्मलाभं, लभते किल पादपो विनामूलं,
तह धम्मोवि जियाणं, न होइ नूणं दयाइ विणा. ११२

मा भद्रे स्वस्य पुरो, जीववध मचीकरः कदाचि दपि,
तह मा तूसस्तु भवदुह, पयाण सज्जेण मज्जेण. ११३

कारुण्यमयं सम्यक्, यद्य करिष्यः पुराहि जिनधर्मं,
तो नेवं पावंती, कुदेव जोणीइ देवत्तं. ११४

तत् त्यज जीववधं त्वं, तव भक्ता अपि भवंतु करूणार्द्राः,
पूयसु जिण पडिमाओ, धरसु जिणुत्तं च समत्तं. ११५

जिनमार्ग संस्थितानां, कुरु सांनिध्यं च सर्वकार्येषु,
जं लहिउं नरजम्मं, तं भद्दे लहिसि लहु सिद्धिं. ११६

अद्य प्रभृति समस्तान्, जीवा न्निजजीववन् निरीक्षिष्ये,
अहयं ति भणिय काली, सहसैव अदंसणं पत्ता. ११७

જેમ ઇહાં ઝાડ મૂળ વિના ઊગી શકતો નથી, તેમ જીવોને દયા વિના ધર્મ થતો નથી. ૧૧૨

માટે હે ભદ્રે, તારી આગળ કયારે પણ જીવહિંસા કરવા દે માં, તેમજ સંસારમાં દુઃખ દેવાને સજ્જ રહેલ મદ્યથી પણ તુષ્ટ થા માં. ૧૧૩

જો તેં પૂર્વે સમ્યક્ રીતે કરૂણામય જિનધર્મ કર્યો હોત તો આવી કુદેવ યોનિમાં દેવતા નહિ થાત. ૧૧૪

માટે તું જીવવધ છોડ, અને તારા ભકતો પણ કરૂણાવાળા થાઓ, તું જિન પ્રતિમાઓને પૂજ, અને જિનભાષિત સમ્યકત્વ ધારણ કર. ૧૧૫

વળી તું જિન માર્ગમાં રહેનાર જનોને સર્વ કાર્યોમાં મદદગાર થા, કે જેથી વળતો મનુષ્યભવ પામીને જલદી સિદ્ધિ પામીશ. ૧૧૬

ત્યારે કાલિકા બોલી કે હું આજથી માંડીને સર્વે જીવોને મારા જીવ સમાન જોઈશ, એમ કહીને તે ઝટ અલોપ થઈ. ૧૧૭

अथ मंत्रिसुतो भीमं, मणनामा लिंग्य सोपितं प्राह,
कह मित्त मुणंतो वि हु, गओ वस मिमस्स पावस्स. ११८

सचिवतनूजो प्यूचे, मित्र प्रथमे द्य यामिनीयामे,
वासगिहे तुग भज्जा, पत्ता अनिएवि नं तत्थ. ११९

संभ्रांत नयन युगला, सा पृच्छद् यामिकां स्तत स्तेपि,
पभणंति अहो छलिया, जग्गंता वि हु कहं अम्हे. १२०

सर्वत्र मार्गितोपि च, यदा न दृष्टो सि तदनु भूभर्त्तुः
कहियं केणवि हरिओ, कुमरो निसिं पढमजामंमि. १२१

श्रुत्वे दं तव जनको, जननी लोक श्च विलपितुं लग्नः,
अह ओयरिउं पत्ते, जंपइ कुलदेवया एवं. १२२

नृप सुस्थो भव तव सूनु, रपहृतो योगिना धमेन निशि,
उत्तर साहग मिसओ, कुमरस्स सिरं गहिस्स त्ति. १२३

હવે મંત્રિકુમાર ભીમને પગે પડયો ત્યારે કુમાર પણ તેને ભેટીને કહેવા લાગ્યો કે હે મિત્ર, તું જાણતાં છતાં પણ આ પાપિના હાથમાં કેમ સપડાયો. ૧૧૮

ત્યારે મંત્રિકુમાર બોલ્યો કે હે મિત્ર આજ રાત્રિના પહેલાં પહોરે વાસઘરમાં તારી સ્ત્રી ગઈ, તે તને ત્યાં નહિ જોવાથી ગભરાઈ. ૧૧૯

ત્યારે તે આંખો ફરકાવી પહોરેગિરોને પૂછવા લાગી ત્યારે તેઓ પણ બોલ્યા કે અરે અમો જાગતા છતાં અમને કુમાર છેતરી ચાલ્યો ગયો છે. ૧૨૦

મછી સઘળે શોધ કરતાં પણ તારો પત્તો ન લાગ્યો ત્યારે રાજાને કહેવરાવ્યું કે કુમારને રાતના પહેલા પહોરે કોઈક હરી ગયો છે. ૧૨૧

આ સાંભળીને તારો બાપ તથા માતાઓ વિલાપ કરવા લાગ્યા, ત્યારે કોઈકના અંગમાં કુળદેવતા ઊતરીને નીચે મુજબ કહેવા લાગી. ૧૨૨

હે રાજન્, ધીરા થાઓ, તમારા પુત્રને રાતે એક નીચ યોગિએ ઉત્તર સાધકના મિષે તેનું માથું લેવા હરેલ છે. ૧૨૩

यक्षिण्या निजगेहे, नीत श्चे त्यादि सस्फुटं प्रोच्य,
भणियं थोवदिणेहिं, इह एही गुरुविभूईए. १२४

अथ सा स्वस्थान मगात्, संवादयितुं वच स्त्वहं तस्याः
अवसोइ जोयणत्थं, विणिग्गओ नियय भवणाओ. १२५

तावत् सहसा केना, प्युक्तं पुरूषेण मुदित चित्तेन,
मणचिंतियत्थसिद्धी, तूह भद्द इमा हवउ सिग्घं. १२६

इत्येवं शुभशब्देन, रंजितो याव दस्मि चलितमनाः,
तो गयण गएणि मिणा, उक्खिविओ इत्थ आणीओ. १२७

पुण्यभर प्राप्याणां, भवता ममुनैव मेलितो स्मि ततः,
परमुव यारिस्स इमस्स, धम्म मुवइससु वरमित्त. १२८

प्रीतः प्राह स योग्यपि, यः काल्या शिश्रिये प्रवरधर्मः,
सो मह सरणं तद्देसओ य, देवो तह जिणु त्ति. १२९

પરંતુ તેને યક્ષિણી પોતાને ઘેર લઇ ગઈ છે ઇત્યાદિ સઘળું કહીને કહ્યું કે થોડા દિવસ પછી તે ઇહાં મોહોટી વિભૂતિ સાથ આવી પહોચશે. ૧૨૪

એમ કહીને તે કુળદેવતા સ્વસ્થાને ગઈ. હવે હું તેના વચનની ખાતરી મેળવવા માટે શકુન જોવા ખાતર મારા ઘરથી નીકળી પડયો. ૧૨૫

તેટલામાં ઓચિંતું કોઇક હર્ષિત ચિત્તવાળા પુરૂષે કહ્યું કે હે ભદ્ર આ તારી મનઇચ્છિત અર્થની સિદ્ધિ જલદી થઓ. ૧૨૬

આ રીતે શુભ શબ્દ થવાથી હું રંજિત થઈ ચાલવા તૈયાર થયો તેટલામાં આકાશમાં રહેલા આ યોગિએ મને ઊપાડી લીધો અને ઇહાં આણ્યો. ૧૨૭

માટે પુણ્યે તમારા દર્શન થાય તેમના સાથે એણે મને મેળવ્યો છે, માટે એ પરમ ઉપકારી છે, તેથી હે વરમિત્ર, એને ધર્મનો ઉપદેશ કર. ૧૨૮

હવે તે યોગી પણ ખુશી થઇ બોલ્યો કે જે ઉત્તમ ધર્મ કાળિ દેવીએ કબૂલ કર્યો તે મને શરણ થાઓ અને તેનો દેખાડનાર જિન મારો દેવ છે. ૧૨૯

(किंच)

अपकार्युपकारपरस्य, वुद्धि मकरगृह तव नतो स्मि पदौ,
गुण रयण रोहण गिरिं; सामि कुमारं च पडिवन्नो. १३०

इति याव त्ते मुदिता, जल्पंति हि तावं दुद्गते सूर्ये,
पत्तो तत्थ जवक्खो, हत्थी अइथोराथिरहत्थो. १३१

कृत्वा करेण भीमं, सचिवं चा स्थाप्य निजकपृष्टे सौ,
काली भवणाउ तओ, लहू नहमग्गे समुप्पइओ. १३२

अथ विस्मितः कुमारः, प्रोचे हे मित्र मनुजलोके त्र,
करिरयण मेरिसं किं, दीसइ किंवा समुप्पइ य. १३३

जिन वचन भावितमतिः स्पष्ट मभाषिष्ट मंत्रिसू र्मित्रं,
तं नत्थि संविहाणं, संसारे जं न संभवइ. १३४

किंतू तव पुण्यभार, प्रणोदितः कोपि सुरवरो ह्येषः,
ता जाउ जत्थ तत्थ व, इत्तो न मणंपि भय मत्थि. १३५

વળી અપકારિમાં ઉપકાર કરનાર હે બુદ્ધિમકરગૃહ તારા પગે નમું છું, ગુણરત્નના રોહિણાચળ સમાન આ રાજકુમારને માન આપું છું. એમ તેઓ હર્ષિત થઈ બોલતા હતા તેટલામાં સૂર્ય ઊગતાં ત્યાં એક જાડી અને સ્થિર શૂંઢવાળો જવાક્ષ નામે હાથી આવી પહોચ્યો. ૧૩૦-૧૩૧

તેણે સૂંઢવડે ભીમ અને મંત્રિકુમારને પોતાની પૂંઠે લઈને તે કાળી-ના મંદિરથી નીકળી જલદી આકાશમાં ઊડતો થયો. ૧૩૨

ત્યારે કુમાર વિસ્મિત થઈ બોલ્યો કે હે મિત્ર આ મનુષ્ય લોકમાં આવો કોઈ ઉત્તમ હાથી હશે અને તે વળી ઊડનાર હશે? ત્યારે જિનવચનથી ભાવિત બુદ્ધિવાળો મંત્રિકુમાર સ્પષ્ટ કહેવા લાગ્યો કે હે મિત્ર, એવો કોઈ બનાવજ નથી કે જે સંસારમાં નહિ સંભવે. ૧૩૩-૧૩૪

છતાં આ તો કોઈક તારા પુણ્યે પ્રેરેલો દેવતા લાગે છે, માટે તે ગમે ત્યાં જાઓ, એનાથી આપણને લગારે ભય થનાર નથી. ૧૩૫

इति जल्पतो स्तयोः स, क्षणेन नभसो वतीर्य शून्यपुरे,
एकंमि पउलिदारे, ते मुत्तु करी कहिंवि गओ. १३६

भीमो मित्रं मुक्त्वा, नगरस्य बहिः स्वयं विवेशै कः,
पुरमज्झे ता पिच्छइ, नरसिंह समागिइं जीवं. १३७

तेनच मुखे गृहीतः सुरूप एको नरो रसन् विरसं,
मा मम हरेसु पाणे, पुणो पुणो इय पयंपंतो. १३८

तं दृष्ट्वा क्षितिपतिभू, रहो इदं किमपि दारुणं कर्म,
इय चिंतिय तं सविणय, मिय पत्थइ मुंच पुरिस मिमं. १३९

उन्मीलिता क्षियुगलेन, तेन संवीक्ष्य नृपति सूतवदनं,
स नरो मुहाउ मुत्तं, सठविओ सुठु पयहिठे. १४०

स्मित्वे ति वाच मूचे, मुंचे कथ मेतकं प्रसन्न मुख,
जं अज्ज सए एसो, लद्धो छुहिएण भक्खं ति. १४१

એમ તે બે બોલતા હતા તેવામાં તે હાથી તરત આકાશથી ઊતરીને કોઈક શૂના નગરના દરવાજામાં તેમને મૂકીને પોતે કયાંક જતો રહ્યો. ૧૩૬

ત્યારે ભીમ કુમાર પોતાના મિત્રને બાહેર મેલીને પોતે એકલો નગરમાં પેઠો, તેણે નગરની વચ્ચે આવતાં એક નરસિંહના આકારવાળો એટલે કે નીચે સિંહ જેવો અને મુખમાં મનુષ્ય જેવો જીવ જોયો. ૧૩૭

અને તેણે મોઢામાં એક રૂપવાન્ પુરૂષને પકડયો હતો, તે પુરૂષ "મારા પ્રાણ હરણ મ કર" એમ વારંવાર બોલતો થકો રડતો હતો. ૧૩૮

તેને જોઈને રાજકુમારે વિચાર્યું કે અહો આ ભયંકર કર્મ શું છે? તેથી તે વિનયપૂર્વક પ્રાર્થના કરવા લાગ્યો કે આ પુરૂષને મૂક. ૧૩૯

ત્યારે તેણે બન્ને આંખો ઊઘાડી રાજકુમરને જોઈને તે માણસને મોંમાંથી કહાડી પોતાના પગ નીચે મેલીને લગાર હસીને કહ્યું કે હે પ્રસન્નમુખ, હું એને કેમ મૂકું, કેમકે આજ મેં પોતે ભૂખેલો થઈ આ ભક્ષ્ય મેળવ્યું છે. ૧૪૦-૧૪૧

आह कुमार स्त्वंकृतं, वैक्रियरूप इत्र लक्ष्यसे भद्र,
तो कह तुह भक्ख मिणं, ज मकवला हारिणो अमरा. १४२

अबुधो यद्वा तद्वा, करोति, युक्तं हि न पुन रेत त्तं,
सदुहं पलवंताणं, सत्ताणं घायणं वित्तुह. १४३

यः खलु यथातथा वा, देहभृतो हंति विरस मारसतः,
सो दुक्ख लक्ख रिंछोलि, कवलिओ भमइ भीमभवे. १४४

स प्राह सत्य मेतत्, किंत्व मुना दर्शि मम पुरा दुःखं,
तह जह सयसो हणिए, विमंमि नहु समइ मह कोहो. १४५

अतएव वहु कदर्थन पूर्व मिमं पूर्वशत्रु मितिदुःखं,
मारिस्सामि अहं अह, निवतणओ भणइ भो भद्द. १४६

अपकारिणि यदि कोपः, कोपे कोपं ततो न किं कुरुषे,
सयलपुरि सत्थहणए, जणए नीसेसदुक्खाण. १४७

કુમાર બોલ્યો કે હે ભદ્ર, આ તો તેં ઉત્તર વૈક્રિયરૂપ કર્યું લાગે છે, તો પછી તને આ ભક્ષ્ય શેનું હોય, કેમકે દેવતાને કવલાહાર છે નહિ. ૧૪૨

વળી જે અબુધ હોય તે તો જે તે કરે, પણ તું તો વિબુધ છે, માટે તને આવા દુઃખથી રડતા જીવોનો ઘાત કરવો યુક્ત નથી. ૧૪૩

કારણ કે જે રડતા પ્રાણિઓને જેમ તેમ કરીને મારી નાખે તે લાખો દુઃખની રૂંવાટીથી વીંટાઇને ભયંકર સંસારમાં ભમે છે. ૧૪૪

તે બોલ્યો કે એ વાત સાચી છે, પણ એણે પૂર્વે મને એવું દુઃખ આપ્યું છે કે જો એને સો વાર મારૂં તોપણ મારો ક્રોધ શમે નહિ. ૧૪૫

એથીજ આ પૂર્વના શત્રુને બહુ કદર્થનાપૂર્વક અતિ દુઃખ આપીને હું મારીશ. ત્યારે રાજકુમાર બોલ્યો કે હે ભદ્ર, ૧૪૬

જો તને અપકારિ ઉપર કોપ હોય તો કોપ ઉપર કોપ કેમ કરતો નથી, કેમકે કોપ તો સકળ પુરૂષાર્થને હણનાર અને સઘળાં દુઃખોને પેદા કરનાર છે. ૧૪૭

तन्मुंच दीन मेनं, करूणारस कारणं कुरू सुधर्मं,
मुक्खं दुक्ख विमुक्खं, लहेसि जं अन्नजम्मेविं. १४८.

इति बहु भणितोपि यदा, न मुंचते तं नरं स दुष्टात्मा,
चिंतेइ कुमारवरो, न सामसज्झो इमुत्ति तओ. १४९,

कोपाविष्टं धृष्टं, तं सहसा प्रेर्य नृपतितनु जन्मा,
नियपठीए ठावइ, तं पुरिसं सो तओ कुविओ. १५०

भीमं स भीममूर्त्ति, र्निगरीतु मधावत मसृतवदनः,
तं धरिय खुरे कुमरो, लग्गो भामेउ सिरउवरिं. १५१

तदनु स सूक्ष्मो भूत्वा, निर्गत्य कुमार हस्त मध्य तलात्,
कुमरगुण रंजियमणो, अदिस्सो ठाइ तत्थेव. १५२.

तस्मि न्नदृश्यमाने, नृपतनय स्तस्य नागरनरस्य,
बाहुविलग्गो कोउग, भरेण पविसेइ नियभवणे. १५३

માટે આ રાંકને મૂકી દે, અને કરૂણારસવાળા ધર્મને કર કે જેથી તું ભવાંતરે દુઃખ રહિત મોક્ષ પામી શકીશ. ૧૪૮

આ રીતે બહુ કહ્યા છતાં પણ તે દુષ્ટાત્મા તેને છોડવા તૈયાર ન થયો, ત્યારે કુમાર ચિંતવવા લાગ્યો કે આ કંઇ નરમાસથી સમજી શકે તેમ નથી. ૧૪૯

તે કોપે ચડેલા ધીઠને રાજકુમારે ધક્કો મારી તે પુરૂષને પોતાની પીઠે ઊપાડી લીધો તેથી તે કોપિત થઇ ભયંકર રૂપ ધરી મોં ફાડીને ભીમને ગળી જવા દોડયો, ત્યારે કુમાર તેને ખુરમાં પકડીને માથાપર ભમાવવા લાગ્યો. ૧૫૦–૧૫૧

ત્યારે તે સૂક્ષ્મ થઇને કુમારના હાથથી છૂટો થઇને કુમારના ગુણથી રંજિત થઇ ત્યાંજ અદ્રશ્ય થઇ ગયો. ૧૫૨

તેને અદ્રશ્ય થએલો જોઈ રાજકુમાર તે નાગરિક પુરૂષની બાહુ પકડીને કૌતુકથી રાજભુવનમાં આવ્યો. ૧૫૩

तत्रच सप्तमभूमि, स्तंभाश्रित सालभंजिकाभि रिदं,
जोडिय कराहि भणियं, सागय मिह भीमकुमरस्स. १५४

त्वरितं त्वरितं च ततः, स्तंभो परिभागतः समवतीर्य,
ताहिं बहूमाणेणं, दिन्नं कणगासणं तस्स. १५५

तेन पुरुषेण सार्द्धं नृपात्मज स्तत्र याव दासीनः,
ता मज्झण सामग्गी, सव्वा पत्ता नहाउ तहिं. १५६

पंचालिकाः प्रमुदिताः प्रोचुः परिधाय पोतिका मेनां,
अम्होवरि पसिउणं, करेउ न्हाणं कुमारवरो. १५७

धरणी धवभव ऊचे, मम मित्रं नगरपरिसरो द्याने,
चिठइ तं इक्कारह, आणीओ ताहिं लहु सोवि. १५८

ताभि र्मित्रसमेतो, भीमः संस्नाप्य भोजितो भक्त्या,
जा पल्लंके पल्लुक, विम्हओ चिठइ सुहेण. १५९

ત્યાં સાતમી ભૂમિના થાંભલીઓમાં રહેલી શાલિભંજિકાઓ (પૂતળીઓ) હાથ જોડીને ભીમકુમારની સ્વાગત બોલવા લાગી. ૧૫૪

પછી તે પૂતળીઓ ઝટપટ થાંભલાઓથી નીચે ઊતરી અને તેણીઓએ કુમારને સોનાનું આસન બેશવા આપ્યું. ૧૫૫

ત્યારે તે પુરૂષ સાથે રાજકુમાર ત્યાં બેઠો એટલામાં આકાશથી ત્યાં બધી ન્હાવાની સમાગ્રી આવી પહોંચી. ૧૫૬

ત્યારે પૂતળીઓ પ્રમુદિત થઈ બોલી કે આ પોતિકા વસ્ત્ર પહેરીને અમારાપર પ્રસાદ કરી તમો સ્નાન કરો. ૧૫૭

રાજકુમાર બોલ્યો કે મારો મિત્ર નગરના બાહેરના ઉદ્યાનમાં રહેલ છે, તેને બોલાવી લાવો, ત્યારે તેઓ તેને પણ ઝટ ત્યાં લઈ આવી. ૧૫૮

પછી તેઓએ મિત્ર સહિત ભીમકુમારને ન્હવરાવીને ભક્તિપૂર્વક જમાડ્યો. બાદ તે પલંગપર ક્ષણભર વિસ્મિત થઈને બેઠો. ૧૫૯

ताव दुवाच समक्षं, कृतांजलि र्निजरः कुमारवरं,
तुह असमविक्कमेणं, परितुठो हं वरेसु वरं १६०.

जगदे जगतीशभुवा, यदि तुष्ट स्त्व मसि मम ततः कथय,
को तं को उवयारो, किं पुर मिण सुन्वसं जायं. १६१

प्रोचे सुरः पुर मिदं, कनकपुरं कनकरथ नृपो ना भूत्,
जो रक्खिओ तए सो, अह मासि पुरोहिओ चंडो. १६२

सर्वस्य जनस्यो परि, सदापि चा स्थात् क्रुधा ज्वलं स्तदनु,
सव्वोवि जणो जाओ, मह वइरी कोवि नहु सुयणो. १६३

अय मपि नृपः प्रकृत्या, क्रूरमनाः कर्ण दुर्बलः प्रायः,
संकाइवि अवराहस्स, कारए दंड मइचंडं. १६४

केनचि दपरेद्यु र्मयि, मत्सरभर पूरितेन नृपपुरतः
अलियं कहिय मिणं जह, सह डुंबीए इमो वुत्थो. १६५

તેટલામાં દેવતા પ્રત્યક્ષ થઈ કુમારની સામે હાથ જોડીને બોલ્યો કે તારા પ્રબળ પરાક્રમથી હું તુષ્ટ થયો છું. માટે વર માગ. ૧૬૦

કુમાર બોલ્યો કે જો તું મારાપર તુષ્ટ થયો હોય તો કહે કે તું કોણ છે, શા માટે અમને આટલો ઉપચાર કરે છે અને આ નગર ઊજડ કેમ થયું છે? ૧૬૧

દેવતા બોલ્યો કે આ કનકપુર નામે નગર છે, તેમાં કનકરથ નામે રાજા હતો કે જેને તેં બચાવ્યો છે. અને હું તેનો ચંડ નામે પુરોહિત હતો. ૧૬૨

હું બધા લોકો ઊપર હમેશાં ગુસ્સે રહેતો તેથી બધા લોક મારા વૈરી થયા, કોઈ સુજન રહ્યો નહિ. ૧૬૩

આ રાજા પણ સ્વભાવે ક્રૂર અને પ્રાયે કાનનો કાચો હતો, તેથી અપરાધની ફક્ત શંકાથી પણ ભારે આકરી શિક્ષા કરાવતો. ૧૬૪

હવે એક દિવસે મારાપર મત્સરે ભરાઇને કોઇએ રાજાને એવું જૂઠું સમજાવ્યું કે આ પુરોહિત ચંડાળણી સાથે વસ્યો છે. ૧૬૫

कालं च मार्गय श्च ध्यविचार्य शिणेन वेष्टयित्वा हं,
छंटावेउं तिल्लेण, जालिओ णेण विरसंतो. १६६

तंदनु सदुःखं मृत्वा, जातो ह मकाम निर्जरावशतः,
नामेणं सव्वगिलु त्ति, रक्खसो सरिय अह वइरं. १६७

इहच समेत्य मया भोः सर्वोपि तिरोहितो नगरलोकः,
एस निवो संगहिओ, निम्मिय नरसिंघरूवेण. १६८

करूणालंकृत पौरूष, गुण मणिरत्नाकरेण मोचयता,
एवं तूमए सुमए, चमक्कियं मह मणं गाढं. १६९

एष समग्रोपि मया, तत्रो पचारो ह्यदृश्यरूपेण,
मज्जणमाई विहिओ, भत्तीए दिव्वसत्तीए. १७०

तव चरित मुदितमनसा, मकटीचक्रे मयैष पुरलोकः
अह नियइ वलियदिठी, कुमरो सयलं नयरलोयं. १७१

ત્યારે મેં તેની પૂરતી ખાતરી કરવા માટે કાળવિલંબ કરવાનું કહ્યાં છતાં પણ તેણે મને શણથી વીટાવી તેલ છંટાવીને રડતો રડતો જલાવ્યો. ૧૬૬

ત્યારે દુઃખી થઇ મરીને હું અકામનિર્જરાના યોગે સર્વગિલ નામે રાક્ષસ થયો. બાદ વૈર સંભારીને હું ઇહાં આવ્યો અને આ નગરના લોક મેં બધા અદ્રશ્ય કર્યા અને પછી આ રાજાને નરસિંહનું રૂપ કરીને પકડયો. ૧૬૭–૧૬૮

પણ કરૂણા યુક્ત પૌરૂષગુણ રૂપ મણિના સમુદ્ર એવા તમોએ તેને મૂકાવ્યો તેથી હે સુમતિવાન્, મારૂં મન બહુ ચમત્કૃત થયું છે. ૧૬૯

આ સ્નાનાદિક સઘળો તારો ઉપચાર મેં અદ્રશ્યરૂપે રહી ભક્તિથી દિવ્યશકિતવડે કર્યો છે. ૧૭૦

વળી તારા ચરિત્રથી ખુશી થઇને મેં આ નગરના લોકને પ્રકટ કર્યા છે. તે સાંભળી કુમારે નજર ફેરવી જોયું તો સઘળા લોક દેખાયા. ૧૭૧

अत्रांतरे कुमारः, प्रैक्षिष्ट विशिष्ट विबुध परिवारं,
इंतं गयणपहेणं, मोयरिउं चारण मुणिंदं. १७२

यत्र किल मंत्रिपुत्रः, कुमारमुक्तः स्थितो भव त्तत्र,
सुररइय कणय कमले, ठिओ गुरु कहइ धम्मकहं.. १७३

अथ भीम मेरणया, सर्वंगिलो मंत्रिसूनु कनकरथौ,
सव्वोवि नयरलोओ, पत्तो गुरुपाय नमणत्थं. १७४

क्षितितलविनिहित शिरसः, प्रमुदित मनसः प्रनष्ट वहुतमसः,
पणमेउं मुणिनाहं, सुणंति ते देसणं एयं. १७५

क्रोधः सुखत रूपरशुः, क्रोधो वैरानुबंध कंदघनः,
संता वकरो कोहो, कोहो तवनियम वणदहणो. १७६

कोपाटो पविसंस्थुल, देहो देही करोति विविधानि,
वहमारण अब्भक्खा, दाण माईणि पावाणि. १७७

એવામાં કુમારે વિશિષ્ટ પંડિતોથી પરિવરેલા ચારણ મુનીંદ્રને આકાશ માર્ગે ઊતરતા જોયા. ૧૭૨

તે આચાર્ય જ્યાં કુમાર મંત્રિ પુત્રને મેલી આવ્યો હતો ત્યાં દેવરચિત સુવર્ણ કમળપર બેશી ધર્મકથા કરવા લાગ્યા. ૧૭૩

હવે ભીમકુમારની પ્રેરણાથી સર્વંગિલ, મંત્રિકુમાર, કનકરથ, તથા તમામ નગરલોક ગુરૂને નમવા આવ્યા. ૧૭૪

તેઓ જમીનપર માથું અડાડી હર્ષિત મનથી પાપને દૂર કરતા થકા મુનીશ્વરને નમીને આ રીતે દેશના સાંભળવા લાગ્યા. ૧૭૫

ક્રોધ સુખરૂપ ઝાડને કાપવા પરશુ સમાન છે, વૈરાનુબંધરૂપ કંદને વધારવા મેઘ સમાન છે, સંતાપને ઊપજાવનાર છે અને તપનિયમરૂપ વનને બાળવા અગ્નિ સમાન છે. ૧૭૬

કોપના ભરાવથી ઊછળતા શરીરવાળો પ્રાણી વધ, મારણ, અભ્યાખ્યાન વગેરે અનેક પાપ કરે છે. ૧૭૭

तत उर्जस्वल मतिबहु, सुदारूणं कर्मजाल मर्जित्वा,
भमइ भवभीमरन्ने, निस्सामन्ने दुहकंतो. १७८

तदू भोभव्या भव्यं, पद मिच्छंतो विहाय कोपभरं,
पयडिय सिवपयसम्मे, जिणधम्मे उज्जमं कुणह. १७९

श्रुत्वे वं सर्वेगिलो, नत्वा मुनिपतिपदौ जगादे ति,
कोवो कणगरह निवे, अज्जप्पभिई मए मुक्को. १८०

अत्रच भीमकुमारे, धर्मगुरा विव ममा स्तु दृढभक्तिः,
अह तत्थ गडयडंतो, समागओ करिवरो एगो. १८१

तद्दर्शने च सहसा, सा पर्षदू भृश मुपागमत् क्षोभं,
तो कुमरो तं करिणं, वप्पुक्कारेउ धीरविओ. १८२

अविहस्तो निजहस्तं, हस्ती संकोच्य तदनु शांतमनाः
काउं पयाहिणं सपरिसस्स गुरूणो तओ नमइ. १८३

તેથી જોરવાળું અતિ ઘણું દારૂણ કર્મજાળ ઉપાર્જીને અનુપમ ભવરૂપ ભયંકર અરણ્યમાં દુઃખી થઇને ભટકે છે. ૧૭૮

માટે હે ભવ્યો, જો તમને ઉત્તમપદ મેળવવાની ઇચ્છા હોય તો કોપને મૂકીને શિવપદના સુખને પ્રગટાવનાર જિન ધર્મમાં ઉદ્યમ કરો. ૧૭૯

એમ સાંભળીને સર્વગિલ ગુરૂના પગે નમીને બોલ્યો કે કનકરથ રાજા ઊપરનો કોપ આજથી માંડીને હું છોડી દઊં છું. ૧૮૦

વળી આ ભીમકુમાર કે જે મારા ધર્મગુરૂ જેવો છે તેમાં મારી દૃઢ ભક્તિ થાઓ. એટલામાં ત્યાં ગડગડ કરતો એક મોટો હાથી આવી ચડ્યો. ૧૮૧

તેને ઓચિંતો આવતો જોઇને તે પર્ષદા અતિશય ક્ષોભ પામી, તેટલામાં કુમારે ધીરે રહીને તેને બાપુકાર્યો—એટલે હાથી પોતાની શૂંઢ સંકોચી શાંત થઈ પર્ષદા સહિત ગુરૂને પ્રદક્ષિણા કરી પગે લાગ્યો. ૧૮૨-૧૮૩

अथ यतिपतिना जगदे, मतंगजो रमा वहो महायक्षा,
भीमं अणुसरिय इहं, त मागओ कविवरो होउं. १८४

काली भवना द्रवता पूर्वं मसौ क्षितिपतनय आनिन्ये,
इहयं नियपडिपुत्तय, कणगरह नरिंदरक्खाए. १८५

संमति निजनगरं प्रति, नेतुं भीमं भृशं त्व मुन्सहसे,
तं आयन्निय करिवर, रूवं सो झत्ति संहरइ. १८६

भास्वदलंकृति युक्तं, प्रत्यक्षं यक्षरुप माधाय,
पभणइ नाण महोदहिं, मुणिंद एवंचिय इमं ति. १८७

विज्ञाप्यं किंत्वे तत्, पूर्वं कक्षीकृतेपि सम्यकत्वे,
मह मणभवणे लग्गा, कुलिंगि संसग्गओ अग्गी. १८८

तेना शु दारुदाहं, सा दाहि विशुद्ध दर्शन समृद्धिः,
तो हद्धी अप्पिद्धी, वणेसु जक्खो अहं जाओ. १८९

હવે યતીશ્વરે આ હાથીને કહ્યું કે હે મહા યક્ષ, તું ભીમને અનુસરીને ઈહાં હાથીરૂપે આવ્યો છે કે? ૧૮૪

વળી તેં કાળીના ભવનથકી આ રાજકુમારને પોતાના પૈત્ર કનકરથને બચાવવા માટે ઈહાં આણેલો છે. અને હવે તેને તારા પોતાના નગરપ્રતે લઈ જવા તું તૈયાર થયો છે ખરો કે ના? તે સાંભળીને તે હાથીના રૂપને સંહરવા લાગ્યો. ૧૮૫–૧૮૬

તે દેદીપ્યમાન અલંકારવાળું યક્ષનું રૂપ ધારણ કરી બોલ્યો કે હે જ્ઞાનસમુદ્ર મુનીશ્વર! તમારી વાત બરોબર છે. ૧૮૭

છતાં મારે જણાવવું જોઈયે કે પૂર્વે મેં સમ્યકત્વ અંગીકાર કર્યું હતું તે છતાં કુલિંગિના સંસર્ગથકી મારા મનરૂપ ભવનમાં આગ સળગી, તેથી મારી નિર્મળ સમ્યકત્વરૂપ સમૃદ્ધિ બળી ભસ્મ થઈ ગઈ, તેથી હું વનમાં આવો અલ્પ ઋદ્ધિવાન્ યક્ષ થયો છું. ૧૮૮–૧૮૯

तस्मात् प्रसद्य भगव, न्नारोपय मम विशुद्ध सम्यकत्वं,
कणग रह रक्खसाईहि, भणिय मम्हंपि इय होउ. १९०

अथ गुरुणा सम्यक्त्वं, दत्तं नृप यक्ष राक्षसादीनां,
कुमरो कुलिंगि संगा, इयार मालोयए गुरूणो. १९१

अति निर्मल सम्यक्त्वो, भीमो मुनिपुंगवं नमस्कृत्य,
कणगर हराय भवणे, रक्खसमाईहिं सह पत्तो. १९२

कनकरथोपि नरेंद्रः, प्रभूत सामंत मंत्रि परिकलितः,
नमिउं भणेइ कुमरं, सव्व मिणं तुह पसाउ त्ति. १९३

यज्जीव्यते यदेतद्, राज्यं प्राज्यं यदेष पुरलोकः,
जं एयस्स अतुच्छा, लच्छी किर जं च समत्तं. १९४

तदयं लोक स्तव नाथ, किंकरः समुचिते ततः कार्ये,
तह वावारेयव्वो, जह होइ भिसं अणुग्गहिओ. १९५

માટે હે ભગવન્, તમે પ્રસાદ કરીને મને વિશુદ્ધ સમ્યકત્વ આપો, ત્યારે કનકરથ તથા રાક્ષસ વગેરેએ પણ કહ્યું કે અમને પણ તે આપો. ૧૯૦

હવે ગુરૂએ તે બધાને સમ્યકત્વ આપ્યું, અને ભીમ કુમારે કુલિંગિના સંગનો અતિચાર આલોચ્યો. ૧૯૧

પછી તે અતિ નિર્મળ સમ્યકત્વવાન્ ભીમકુમાર મુનીશ્વરને નમીને રાક્ષસ વગેરેની સાથે કનકરથ રાજાના ઘરે આવ્યો. ૧૯૨

હવે કનકરથ રાજા ઘણા સામંત મંત્રિ વગેરેથી પરિવર્યો થકો કુમારને નમીને કહેવા લાગ્યો કે જે જીવીયે છીયે, જે આ મહાન્ રાજ્ય છે, જે આ નગર લોક છે, જે આ અમારી મોટી લક્ષ્મી છે, તથા જે સમ્યકત્વ મળ્યું તે બધો તારો પસાય છે. ૧૯૩–૧૯૪

તે માટે હે નાથ, અમે તારા કિંકર છીયે માટે યોગ્ય કામમાં અમને જોડવા કે જેથી તમારા વધુ આભારી થઇયે. ૧૯૫

स-भाह जननमरणे, अन्योन्य निबंधने यथा सुमतां,
तह संपयावयाओय, के इहं हेउणो अन्ने. १९६

एष पुन र्व्यापारो, भव्यानां सुकुल संभवानां वः,
जिणधम्मे अइदुलहे, नहु कायव्वो पमाओ त्ति. १९७

सोदरभावः साधर्मिकेषु, सेवासु साधुवर्गस्य,
परहिय करणे जत्तो, तुब्भेहिं सया विहेयव्वो. १९८

अथ विहितांजल स्ते, बभाषिरे नाथ कतिपयान् दिवसान्,
इह चिठसु जेण म्हवि, जिणधम्मे होइ कोसल्लं. १९९

इति तद्वचनं श्रुत्वा यावत् प्रतिवक्ति किंचि दपि भीमः,
ता डमडमंत डमरुय, सद्द समुत्त सियनिवलोया. २००

विंशतिबाहा काली, सा कापलिकयुता गम त्तत्र,
रायसुयं नमिऊणं, उवविठा कुमरनिदिठा. २०१

કુમાર બોલ્યો કે જેમ જીવોના જન્મ અને મરણ અરસપરસ હેતુભૂત છે તેમ સંપદા અને આપદાઓ પણ છે, તેમાં બીજા કોણ હેતુ જણાય. ૧૯૬

પણ તમો સુકુળમાં જન્મેલા અને ભવ્ય છો તો તેથી તમારી એ ફરજ છે કે આ અતિ દુર્લભ જિન ધર્મમાં તમારે પ્રમાદ નહિ કરવો. ૧૯૭

વળી સાધર્મિકોમાં બંધુભાવ રાખવો, સાધુ વર્ગની સેવામાં તથા પરહિત સાધવામાં હમેશાં તમારે યત્ન રાખવો. ૧૯૮

ત્યારે તેઓ હાથ જોડી બોલ્યા કે હે નાથ, તમે કેટલાક દિવસ ઇહિં રહો કે જેથી અમે પણ જિનધર્મમાં કુશળ થઈ શકીયે. ૧૯૯

આ રીતે તેમનું વચન સાંભળી જેવો ભીમકુમાર ઉત્તર વાળવા તૈયાર થયો કે તેવામાં ડમડમ કરતા ડમરૂકના શબ્દથી રાજા અને લોકોને બીવરાવતી વીશ બાહુવાળી તે કાળી દેવી કાપાલિકની સાથે ત્યાં આવી. ૨૦૦–૨૦૧

अभण च्च कुमार तदा, त्वयि करिणा नीयमान इह ससखे,
ओहीहि नाउ तुह हिय, मिय न चलिया पएयंपि. २०२

तव जनकः पुरलोकः, स्मृत्वा तव गुणगणं रूद न्नधुना,
कज्ज वसेणं तहियं गयाइ मे कहवि संठविउं. २०३

विदधे पुरत स्तेषां, मया प्रतिज्ञा यथा दिनयुगांते,
इह मे आणेयव्वो, भीमकुमारो समित्तजुओ. २०४

कथितं च यथा भीमो, स्थतिष्टपद् बहुजनं जिनेंद्रमते,
रक्खितथा बहुलोयं, मारिज्जंतं च गुरुकरुणो. २०५

अतिहित निजसख सहित, स्तिष्टति कुशलेन कनकपुर नगरे,
मा मो पमोयठाणे, माहु विसायं कुणह तुब्भे. २०६

श्रुत्वै व मुत्सुकमना, यावत् प्रस्थास्यते वरकुमारः,
ता गयणयले भेरी, भंभाइरवो समुच्छलिओ. २०७

તે બોલી કે હે કુમાર, તે વેળા તને તારા મિત્ર સહિત હાથી ઊપાડી ગયો ત્યારે હું અવધિથી તારૂં હિત થનાર છે એમ જોઈ એક પગ પણ ચાલી નહિ. ૨૦૨

પણ હમણાં તારો બાપ તથા નગર લોક તારા ગુણો સંભારીને રોવે છે, તે મેં કામના પ્રસંગે ત્યાં જતાં જોયા જેથી તેમને જેમ તેમ ધીરજ આપી તેમના આગળ એવી પ્રતિજ્ઞા લીધી કે, બે દિનના છેડે મારે ભીમકુમારને તેના મિત્ર સાથે ત્યાં લઇ આવવું. ૨૦૩-૨૦૪

વળી મેં કહ્યું કે ભીમકુમારે તો ઘણા જણને જૈન ધર્મમાં સ્થાપ્યા છે અને ભારે કરૂણા કરી ઘણા જણને મરતાં બચાવ્યા છે. ૨૦૫

તે પોતાના હિતચિંતકને મિત્રની સાથે કનકપુરમાં ક્ષેમકુશળતાએ રહેલ છે, માટે હર્ષના સ્થાને તમે વિષાદ મ કરો. ૨૦૬

આમ સાંભળી કુમાર ઉત્સુક થઈ ત્યાં જવા તૈયાર થયો તેટલામાં આકાશમાં ભેરી અને ભંભાનો અવાજ ઊછળવા લાગ્યો. ૨૦૭

चंचद्विमानमाला, मध्य विमानस्थिता कमलवदना,
दिठा एगा देवी, दसदिसि निन्नासियतमोहा. २०८

अथ किमिति भणन् रजनीचरः करे मुद्गरं दधद् यक्षः,
करकलिय दित्तकत्ती झत्ति समुठेइ काली वि. २०९

भीमो भीमव्व दभयो याव चिष्टति च ताव दित्युच्चैः,
जय जीव नंद नंदण, हरिवाहण निवइणो कुमर. २१०

इति जल्पंतो देवा, देव्य श्चागुः कुमारवरपार्श्वे,
साहंति जक्खिणीए, कमलक्खाए य आगमणं. २११

अथ सापि वरविमानं, मुक्त्वा मुदिता कुमारपदकमलं,
नमिऊण उचियठाणे, उवविठा विन्नवइ एवं. २१२

એવામાં વિમાનોની હારના વચ્ચોવચના વિમાનમાં રહેલી કમળ જેવા મુખવાળી એક દેવી દેખાઈ કે જેની કાંતિથી દશે દિશામાં અંધકાર દૂર થતું હતું. ૨૦૮

ત્યારે રાક્ષસ તથા હાથમાં મુદ્દગર ધરતો યક્ષ તથા હાથમાં રાખેલ દીપતી કાતરવાળી કાળી એ બધા ઝટ આ તે શું છે એમ કહી તૈયાર થયા. ૨૦૯

આ વખતે ભીમકુમાર તો ભીમની માફક નિર્ભય ઊભો રહ્યો તેવામાં દેવો અને દેવીઓ ઊંચે કુમાર પાસે આવી તેને વધાવવા લાગ્યા કે હે હરિવાહન રાજાના પુત્ર, તું જયવાન્ રહે, જીવતો રહે, આનંદમાં રહે એમ કહીને તેમણે કમળાક્ષા યક્ષિણીનું આગમન જણાવ્યું. ૨૧૦–૨૧૧

હવે તે યક્ષિણી પણ વિમાનથી ઊતરી કુમારને ચરણે નમી ઉચિતસ્થાને બેશી આ રીતે વીનવવા લાગી. ૨૧૨

सम्यक्त्वं मम दत्वा, विंध्यगुहायां तदा सुमुनिसविधे
तं सि ठिओ निसि गोसे सपरियणा तत्थ हं पत्ता. २१३

प्रणता मुनयो यूयं, न तत्र दृष्टा स्ततो मया वधिना,
कारिज्जंता मज्जणविहि मिह दिठा सुहिठाए २१४

अथ वलिंता हं स्खलिता, स्तोकं कालं च गुरूककार्येण,
संपइ तुमं महायस, दिठोसि सुपुन्नजोएण. २१५

यक्षेण विमान मथो विरचय्य क्षितिपसूनू रित्युक्तः,
आरूहह नाह सिग्घं, गंतव्वं कमल पुरनयरे. २१६

तत उत्तस्थौ भीमः, प्रीतं संबोध्य कनकरथराजं,
आरूढो य विमाणं, सह बुद्धिलमंति पुत्तेण. २१७

तस्य व्रजतो देवा, गायंतः केपि केपि नृत्यंतः,
गयगज्जि हयहेसिं, तप्पुरओ केवि कुव्वंता. २१८

હે કુમાર તું મને સમ્યકત્વ આપી વિંધ્ય પર્વતની ગુફામાં મુનિઓની પાસે રાતે રહ્યા. ત્યાં પ્રભાતે હું મારા પરિવાર સાથે આવી. ૨૧૩

હું મુનિઓને નમી પણ તમોને ત્યાં ન જોયા ત્યારે અવધિથી મેં જોયું તો ઈહાં તમોને સ્નાન કરતા જોયા તેથી હું રાજી થઇ. ૨૧૪

હવે હું ત્યાંથી વળતી થોડા વખત એક મોટા કામના લીધે અટકી ગઇ હતી પણ હમણાં હે મહાયશ, પુણ્યયોગે તારાં દર્શન થયાં છે. ૨૧૫

બાદ યક્ષે વિમાન રચાવીને રાજકુમારને કહ્યું કે હે નાથ! હવે જલદી ચડો કેમકે આપણને કનકપુર જવું છે. ૨૧૬

ત્યારે ભીમકુમાર ઊઠીને પ્રીતિવાળા કનકરથ રાજાને જેમ તેમ સમજાવી બુદ્ધિલ મંત્રિના પુત્ર સાથે વિમાનપર ચડયો. ૨૧૭

તેને ચાલતાં કોઈ દેવતા ગાવા લાગ્યા, કોઈ નાચવા લાગ્યા, અને કોઈ હાથીના જેવી ગર્જના કરવા લાગ્યા તો કોઈ ઘોડા માફક ખંખારવા લાગ્યા. ૨૧૮

भेरी भंभादिरवैः, समस्त मंबरतलं बधिरयंतः,
कुमरेण समं पत्ता, कंमलपुरासन्न गामंमि. २१९

तत्रच भीम श्चैत्ये, गमद् ततो यक्षराक्षसप्रमुखैः,
पणमेवि जिणवरिंदं, हिठो दावेइ स महूत्थं. २२०

अथ पटहभेरि झल्लरि, कंसालकमुख्य तूर्य शब्दौघः,
कमलपुरे अत्थाणठिएण सुणिओ नरिंदेण. २२१

तदनु नृपो मंत्रिजनं, पप्रच्छ किमद्य कस्यचन सुमुनेः,
वरनाणं उप्पन्नं, जं सुच्चइ अमरतूररवो. २२२

यावद् विमृश्य सम्यक्, मंत्रिजनः प्रतिवचः किमपि दत्ते,
तग्गा मसामिणे वं, राया वद्धाविओ ताव. २२३

बहूदेवी देवयुतः, प्राप कुमारः प्रभो मम ग्रामे,
तेणं जिणिंद भवणे, महूसवो एस पारद्धो. २२४

વળી ભેરી અને ભંભા વગેરેના નાદથી આકાશને બેહેરૂં કરતા થકા તેઓ બધા કુમારના સાથે કમળપુરના પાસેના ગામમાં આવી પહોંચ્યા. ૨૧૯

ત્યાં ભીમકુમાર જિન મંદિરમાં ગયો અને યક્ષ રાક્ષસ વગેરેની સાથે રહીને જિનેશ્વરને નમીને હર્ષિત થઈ સંગીતપૂર્વક મહોત્સવ કરાવવા લાગ્યો. ૨૨૦

હવે પડહ, ભેરી, ઝાલર, અને કાંસીયા વગેરે વાજાનો અવાજ કમળપુરમાં સભામાં બેઠેલા રાજાએ સાંભળ્યો. ૨૨૧

ત્યારે રાજાએ મંત્રિઓને પૂછ્યું કે આજ શું કોઇ મહામુનિને કેવળજ્ઞાન ઊપજ્યું છે કે જેથી દેવતાઓના વાજાંનો અવાજ સંભળાય છે? ૨૨૨

ત્યારે મંત્રિઓ વિચાર કરીને જેવું કંઇ ઉત્તર આપવા તૈયાર થયા કે તેવામાં તે ગામના સ્વામિએ રાજાને વધામણી આપી કે હે મહારાજ, ઘણા દેવદેવી સાથે તમારો કુમાર મારા ગામે આવી પહોંચ્યો છે અને તેણે જિન મંદિરમાં આ મહોત્સવ શરૂ કર્યો છે. ૨૨૩-૨૨૪

दत्वा निजांगलग्ना, मलंकृतिं मुकुटवर्जितां तस्मै,
वुत्तो वित्ती रन्ना, भणेसु सामंतमाइ जणं. २२५

संवहति येन सर्वः, प्रगे कुमारस्य संमुखं गंतुं,
कारेसु हठसोहं च, सोवि तह कारए सव्वं. २२६

प्रातश्च प्रीतमनाः, सपरिजनः संमुखं ययौ राजा,
आगच्छंतो कुमरो, दिठो गयणंमि इंदु व्व. २२७

उत्तीर्य वरविमाना, न्ननाम भीमो नृपस्य पदकमलं,
जणणी पमुह जणस्स य, अन्नाणवि कुणइ जहजुग्गं. २२८

जनकादेशात् करिवर, मध्यारूढो थ बुद्धिलसुतोपि,
नियनिय पिउ पमिईणं, जहोचियं कुणइ सव्वेसिं. २२९

हृष्टेन सचिवसूनु र्भीमेन स्वस्य पृष्टतो ध्यासि,
अह सह पिउणा पत्तो, धवलहरे भीमवर कुमरो. २३०

ત્યારે રાજાએ તેને પોતાના મુગટ શિવાય બાકીના અલંકાર દઇને પછી પોતાના છડીદારને કહ્યું કે, તું સામંત વગેરે લોકને કહે કે આવતી સવારે સર્વેને કુમારની સામે જવાનું બની શકે માટે હાટ સણગારાવી રાખો ત્યારે તેણે પણ જઈ તે પ્રમાણે કહીને તેમજ કરાવ્યું. ૨૨૫-૨૨૬

પ્રભાતે હર્ષિત થઈ રાજા સપરિવાર કુમારની સામે ગયો, ત્યારે આકાશમાં જાણે ચંદ્ર હોય તેમ કુમારને આકાશ માર્ગે સામે આવતો જોયો. ૨૨૭

પછી ભીમકુમાર વિમાનથી ઊતરી રાજાને પગે લાગ્યો તથા માતા પ્રમુખનું તથા બીજાઓનું પણ યથાયોગ્ય તેણે સાચવ્યું. ૨૨૮

બાદ પિતાના હુકમ પ્રમાણે તે હાથીપર બેઠો. તેમજ બુદ્ધિલ મંત્રિના કુમારે પણ પોતાના માબાપ વગેરે સર્વે જનનું યથોચિત સંભાળ્યું. ૨૨૯

ભીમકુમારે હર્ષિત થઇ તેને પોતાની પાછળ બેશાડયો. બાદ પિતા સાથે ભીમકુમાર ધવલ ઘરમાં પહોંચ્યો. ૨૩૦

भुक्तोतरं च राजा, भीमस्या प्रच्छि चरित मतिरूचिरं,
जं जह वित्तं तं तह, साहइ सव्वंपि मंतिसुओ. २३१

अत्रांतरे च कथितं, हरिवाहन नरपतेः कृतांजलिभिः,
उज्जाण पालएहिं, अरविंद मुणिंद आगमणं. २३२

अथ सपरिकरो राजा, तत्र ययौ प्रमुदितो गुरू नत्वा,
निसियइ उचियठाणे, तो धम्मं परिकहइ सूरी. २३३

भो भव्या एप भवः, श्मशान तुल्यः सदाप्य शुचिरूपः,
विलसिर मोहपिसाओ, परिभमिर कसाय गिद्धउलो. २३४

दुर्जय विभव पिपासा, परिसर्पत्सतत शाकिनी संघः,
अइ उग्गराग पावग, डज्झं तपभूय जणदेहो. २३५

दुर्द्धर मार विकार, ज्वालामाला कराल दिक्चक्रः,
पइ समय पसप्पिरगुरु, पओसधूमेण दुप्पिच्छो. २३६

જમ્યા બાદ રાજાએ મંત્રિકુમારને ભીમનું સઘળું ચરિત્ર પૂછ્યું, ત્યારે જે જેમ બન્યું હતું તે તેમ તેણે કહી સંભળાવ્યું. ૨૩૧

એવામાં હરિવાહન રાજાને ઉદ્યાનપાળકોએ આવી હાથ જોડી કહ્યું કે અરવિંદ મુનીશ્વર પધાર્યા છે. ૨૩૨

ત્યારે પરિવાર સહિત રાજા ત્યાં આવી હર્ષથી ગુરૂને નમીને ઉચિતસ્થાને બેઠો ત્યારે આચાર્ય ધર્મ કહેવા લાગ્યાઃ–૨૩૩

હે ભવ્યો, આ સંસાર મસાણ માફક હમેશાં અશુચિમય છે, તેમાં મોહરૂપી પિશાચ વિલાસ કરે છે અને કષાયરૂપ ગૃધ્રોનાં ટોળાં ભમે છે. ૨૩૪

તેમાં દુર્જય ધનતૃષ્ણારૂપ શાકિની હમેશ ફરે છે, અને અતિ આકરા રાગરૂપ અગ્નિમાં ઘણા જણનાં શરીરો બળે છે. ૨૩૫

દુર્દ્ધર કામવિકારની જ્વાળાઓથી તે ચારે બાજુથી ભયંકર લાગે છે, અને પ્રતિ સમયે ફેલાતા ભારે અદ્વેષરૂપ ધૂમથી તેમાં અંધારૂં છવાયેલ છે. ૨૩૬

मिथ्यात्व भुजगसंस्थिति, रशुभाध्य वसाय भीषण करंकः,
निहिय बहुनेह थंभा, भमंत सुमहंत भूयगणो. २३७

सर्वत्र लोक कलह, स्फुट दुच्चैः स्थालिका समूह ध,
मुव्वंन विविह उव्वेय, जणग कारुन्न रुन्नसरो. २३८

स्थान स्थान निवेशित, धनसंचय भस्मकूट संछन्नः,
किण्हाइ असुहलेसा, सुहगिद्धि सियालि विकराला. २३९

अति दुस्सह विविधाप, न्निपतद्वहु शकुनिकानिकररौद्रः,
निरूकर गरंत दुज्जण, रिठो अन्नाण मायंगो. २४०

विषय विषपंकमग्नः, प्राणिगण स्तद् भवश्मशाने त्र,
पडियाणं जीवाणं, कत्तो सुमिणेवि अत्थि सुहं. २४१

વળી એમાં મિથ્યાત્વરૂપ સર્પ રહે છે, તથા અશુભ અધ્યવસાયરૂપ ભયંકર કરંક (ઘોર ઓદિક) વસે છે, તેમજ સ્નેહરૂપ સ્તંભ લઇને એમાં ઘણા ભૂતો ફરતા રહે છે. ૨૩૭

વળી એમાં જ્યાં જુઓ ત્યાં કલહ કંકાસરૂપ થાળિઓનો ખડખડાટ થાય છે, અને અનેક જાતના ઉદ્વેગજનક કરૂણ રૂદનના સ્વર સંભળાય છે. ૨૩૮

તથા ઠેકાણે ઠેકાણે છુપાવેલા ધનના ભંડારરૂપ ભસ્મના ઢગલા રહેલા છે, અને કૃષ્ણાદિક અશુભ લેશ્યાવાળી સુખગૃદ્ધિરૂપ શિયાલણીથી એ વિકરાળ લાગે છે. ૨૩૯

અતિ દુઃસહ અનેક આપદાઓરૂપ શમડીઓથી એ બીહામણો છે, વળી એમાં કપટી દુર્જનરૂપ અરિષ્ટ (અશુભ સૂચક ચિન્હ) રહેલાં છે, તથા અજ્ઞાનરૂપ માતંગ (ચંડાળ) એમાં રહે છે. ૨૪૦

માટે આ સંસારરૂપ મશાણમાં પ્રાણિઓ વિષયરૂપ વિષમ કીચડમાં ખૂચી જાય છે, તેમને સ્વપ્નમાં પણ સુખ ક્યાંથી હોય? ૨૪૧

१ २ ३ ४

यदितु सुचरित्र सुतपो, ज्ञान सुदर्शन महाभटां श्चतुरः,
उत्तर साहग रूवेण, ठाविउं चउदिसिं कमसो. २४२

धृत्वा सुसाधुमुद्रां, जिनशासन मंडले समुपविश्य,
दाउ पयत्तेण दढं, दुभेय सिक्खा सिहाबंधं. २४३

मोह पिशाच प्रभृती, नपारय सवा नभीष्ट विघ्नकृतः,
अक्खुहिय माणसेहिं, निरूद्ध इंदिय पयारेहिं. २४४

अव्यग्रं प्रत्यग्रैः, सामाचारी वि चित्र कुसुमभरैः,
सिद्धंतमंतजावो, कीरइ विहिणा इहेव तओ. २४५

मन ईहिता न्यसुमतां, संपद्यंते समस्त सौख्यानि,
पगरि सपत्ते य जवे, सा लब्भइ निव्वुई परमा. २४६

इति हरिवाहन नृपति, र्भावार्थयुतं विबुध्य गुरूवचनं,
भीसण संसार सुहाण, वासओ सुवहु बीहंतो. २४७

બાકી જે જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપરૂપ સાર સુભટોને ચાર દિશામાં ઉત્તરસાધકરૂપે સ્થાપી સુસાધુની મુદ્રા ધરી જિન શાસનરૂપ મંડળમાં બેશી હિમ્મત રાખી બે પ્રકારની શિક્ષારૂપ શિખાબંધ દઈ મોહપિશાચ વગેરે ઈષ્ટમાં વિઘ્નકારીઓને દૂર કરી શાંત મન રાખી ઇંદ્રિયોનો પ્રચાર રોકી, ૨૪૨-૨૪૩-૨૪૪

એકાગ્રતાથી સામાચારીરૂપ નવા તરેહવાર પુષ્પોથી સિદ્ધાંતરૂપ મંત્રનો જાપ વિધિપૂર્વક કરવામાં આવે તો સઘળા મનઇચ્છિત સુખ પ્રાપ્ત થાય છે, અને તેનો જુસ્સો વધતાં વધતાં પરમ નિર્વૃત્તિ (મુક્તિ) મળે છે. ૨૪૫-૨૪૬

આ રીતના ભાવાર્થ ભરેલા ગુરૂવચન સાંભળીને હરિવાહન રાજા ભયંકર સંસારરૂપ મશાણમાં વસતાં બીહવા લાગ્યો. ૨૪૭

साम्राज्यं भीमसुते, विन्यस्या नेकलोक संयुक्तः
भव पेयवणुल्लंघण, पवणं दिक्खं पवज्जेइ. २४८
एकादशांगधारी, सुचिरं परिपालिता मलचरित्रः,
सो रायरिसी पत्तो, तिहुयण सिहरठियं ठाणं. २४९.
भीमनरेंद्रोपि चिरं कुर्वन् जिनशासनोन्नतीः शतशः,
परहिय.करणिक्करइ, नीईइ पसाहए रज्जं. २५०
अन्येद्यु र्भवकारा, गारा दुद्विग्न मानसः पुत्तं,
रज्जे ठवित्तु गिण्हिय, दिक्खं भीमो गओ मुक्खं. २५१

इति हि भीम कुमार सुवृत्तकं,
मनसि कृत्य चमत्कृति कारकं,
परहितार्थ कृतः कृतिनो मुदा,
भवत भावित जैन मताः सदा. २५२

(इति भीमकुमार कथा समाप्ता)

(छः)

તેથી તે ભીમકુમારને રાજ્ય સોંપી અનેક લોક સાથે સંસારરૂપ મસાણને ઉલ્લંઘવા સમર્થ દીક્ષાને લેતો હવો. ૨૪૮

તે અગીઆર અંગ શીખી ચિરંકાળ નિર્મળ ચારિત્ર પાળી તે રાજર્ષિ સિદ્ધિપદ પામ્યો. ૨૪૯

ભીમ રાજા પણ ચિરંકાળ સૂધી સેંકડો રીતે જિન શાસનની ઉન્નતિ કરતો થકો પરહિત કરવામાં તત્પર રહી નીતિથી રાજ્ય પાળવા લાગ્યો. ૨૫૦

તે આખરે સંસારરૂપ કેદખાનાથી ઉદ્વિગ્ન થઈ પુત્રને રાજ્યપર સ્થાપી દીક્ષા લઈ મુક્તિ પામ્યો. ૨૫૧

આ રીતે ભીમકુમારનું ચમત્કારી વૃત્તાંત સાંભળી હે પંડિતો, તમે હવેથી પરહિતાર્થ કરતા થકા હમેશાં જૈન મતથી ભાવિત રહો. ૨૫૨

(આ રીતે ભીમ કુમારની કથા પૂર્ણ થઈ છે)

## એકવિંશતિતમ ગુણ.

उक्तः परहितार्थकारीति विंशतितमो गुणः; सांप्रत मेकविंशतितमो लब्धलक्ष्य गुणः फलतो भिधीयते.

પરહિતાર્થકારી નામે વીશમો ગુણ કહ્યો, હવે એકવીશમો લબ્ધલક્ષ્ય ગુણ ફળથી વર્ણવીયે છીયે.

## ( मूळ गाथा. )

लक्खेइ लद्ध लक्खो-
सुहेण सयलंपि धम्मकरणिज्जं,
दक्खो सुसासणिज्जो-
तुरियं च सुसिक्खिओ होइ. २८

( મૂળ ગાથાનો અર્થ. )

લબ્ધલક્ષ્ય પુરૂષ સુખે કરીને સઘળું ધર્મ કર્તવ્ય જાણી શકે છે. તે ડાહ્યો હોવાથી જલદી કેળવાય છે. ૨૮

( ટીકા. )

लक्षयति जानाति-पतनुज्ञाना वरणत्वा ल्लब्ध मिव लब्धं लक्ष्यं शिक्षणीयानुष्ठानं येन स लब्धलक्ष्यः-सुखेना क्लेशेना-त्मनः शिक्षयितु श्च निर्वेद मनुत्पादय न्नित्यर्थः-सकलं समस्तमपि धर्म करणीयं चैत्यवंदन वंदनादिकं-अय मभिप्रायः-पूर्व भवाभ्यस्त मिव सकलं झटित्ये वा धिगच्छति.

લખે એટલે જાણે-હલકું જ્ઞાનાવરણી કર્મ હોવાથી પ્રાપ્ત થયાની માફક પ્રાપ્ત થયું છે લક્ષ્ય એટલે શીખવા લાયક અનુષ્ઠાન જેને તે લબ્ધ લક્ષ્ય પુરૂષ સુખે એટલે વગર કલેશે અર્થાત્ કંટાળો આપ્યા વગર-સકળ એટલે સમસ્ત ધર્મકૃત્ય ચૈત્યવંદન ગુરૂવંદન વગેરે-પૂર્વભવે શીખેલું હોય તેમ બધું જલદી જાણી શકે છે.

तथाचाह.

प्रतिजन्म यद् भ्यस्तं, जीवैः कर्म शुभाशुभं,
तेनै वा भ्यासयोगेन, तद्देवा भ्यस्यते सुख. (मिति)

જે માટે કહેલું છે કે,

હરેક જન્મમાં જીવોને જે કાંઇ શુભાશુભ કામનો અભ્યાસ કરેલ હોય છે, તે તેજ અભ્યાસના યોગે કરીને ઇહાં સુખે શીખી શકાય છે.

अतएव दक्षः क्षिप्रकारी, सुशासनीय, स्त्वरितं स्तोककालेन, चकारस्यो परियोगात् सुशिक्षा पारगामी च स्यात्. नागार्जुनवत्.

એથીજ દક્ષ એટલે ચાલાક હોવાથી સુશાસનીય (સુખે કેળવાય એવો) હોવાથી ત્વરિત એટલે થોડા કાળે કરી સુશિક્ષાનો પારગામી પણ થાય છે. નાગાર્જુન યોગી માફક.

---

तत्कथा चैवं.

पुर मत्थि पाडलिपुरं, गंधियहट्टं व सुरहि गंधट्टं,
तत्थ मुरुंडो निवई, ईसरसय सहस नमियकमो. १

कयमयण दमो बहूसुद्ध आगमो संगमु त्ति वरसूरी,
दूरी कय पावभरो, विहरंतो तत्थ संपत्तो. २

તે નાગાર્જુનની કથા આ પ્રમાણે છે.

ગાંધીના હાટની માફક સુગંધિ (સુયશવાળા) જનોવાળું પાટલિપુત્ર નામે નગર હતું, ત્યાં મુરુંડ નામે રાજા હતો, જેના ચરણ કમળમાં લાખો ઠાકોર નમતા હતા. ૧

ત્યાં કામને જીતનાર અને બહુ આગમને શુદ્ધ રીતે ભણેલા સંગમ નામે મહાન્ આચાર્ય પાપના સમૂહને દૂર કરતાથકા વિચરતાં વિચરતાં આવી પહોંચ્યા, ૨

गुण वुढि भाव कलिओ, सकिरिया लंकिओ रुइरसद्दो,
लक्खणगंथु व्व समत्थि, तस्स एगो पवरसीसो. ३

सो बालोवि अबाल, प्पइ भागुण रयण रोहण समाणो,
आणिय चउत्थ रसियं. कयावि इय कहइ गुरुपुरओ. ४

अंबं तंबच्छीए, अपुप्फियं पुप्फदंत पंतीए,
नवसा लिकंजियं नव, वहूइ कुडएण मे दिन्नं. ५

तो गुरुणा संलत्तो, वच्छ पलित्तो सि पढसि जं एवं,
सो आह मह विहिज्जउ, आयारेणं पसाउ त्ति. ६

तह विहिए गुरुणा तो, जणेण पालित्तओ त्ति सो वुत्तो,
बहुसिद्धिजुओ वाई, ठविओ सूरीहि नियपए. ७

તે આચાર્યને વ્યાકરણની* માફક ગુણવૃદ્ધિ ભાવવાળો (વધતા ગુણવાળો), સત્ક્રિયાથી શોભિત, અને રૂચિર શબ્દવાળો એક શિષ્ય હતો. ૩

તે બાળક છતાં પણ મોટાને છાજતી બુદ્ધિરૂપ ગુણરત્નનો રોહિણાચળ સમાન હતો. તે એક વખતે ચોથા રસવાળી એટલે ખાટી રાબ આણીને ગુરૂ પાસે આ રીતે બોલ્યો. ૪

તાંબા જેવી લાલ આંખવાળી અને પુષ્પ જેવા દાંતવાળી નવ જુવાન વધૂએ કડચ્છીવડે આ અણફૂલેલું (તાજું) અને નવા ચોખાની કાંજીનું આમ્લ (ખાટિશ) મને આપ્યું છે. ૫

ત્યારે ગુરૂએ કહ્યું કે હે વત્સ, તું આમ બોલે છે તેથી લાગે છે કે તું પલિત્ત (પ્રલિપ્ત ફસી પડેલો) બન્યો છે. ત્યારે તે બોલ્યો કે મને આચાર શીખવી મારાપર પ્રસાદ કરો. ૬

ગુરૂએ તેમ કર્યું—છતાં લોકોએ તેનું પાલિત્તક એવું નામ પાડી દીધું. તે બહુ સિદ્ધિવાળો અને વાદી થયો એટલે ગુરૂએ તેને પોતાના પદે સ્થાપ્યો. ૭

* વ્યાકરણમાં પણ ગુણ અને વૃદ્ધિ હોય છે. સારા ક્રિયાપદ હોય છે અને રૂચિર શબ્દો પણ હોય છે.

वइयावि वसहिबाहिं, वक्खित्तो सो कहिंचि कज्जंमि,
जा चिठइ ता तहियं, संपत्ता वाइणो केवि. ८

पुछंति सूरिनिलयं, कहइ इमो वंकदीहरपहेण,
काल विलंबकए लहु, वसहीई सयं पुणो पत्तो. ९

दाउ कवाडे कवडेण, सुवइ जा मुणिवरो तहिं ताव,
पत्ता वाई पुच्छंति, कत्थ पालित्तओ सूरी. १०

अह पभणंति विणेया, सुहंसुहेणं सुवंति किर गुरुणो,
उवहासकए विहिओ, कुक्कुडसद्दो तओ तेहिं. ११

गुरुणावि विरालीए, सद्दो विहिओ कहंति तो एवं,
लीलाइ तए जिणिया, अम्हे सव्वेवि मुणिनाह. १२

दिज्जउ दंसण मिण्हि, तो लहु उठइ सो तयं लहुयं,
दट्ठुं तज्जिणणत्थं, पवाइणो इय पयंपंति. १३

તે ક્યારેક કોઈ કામ સારૂ વસતિની બાહેર રોકાયો હતો તેવામાં ત્યાં કોઇક વાદીઓ આવી પહોંચ્યા. ૮

તેઓ તેને આચાર્યનું સ્થાન પૂછવા લાગ્યા ત્યારે એણે તેમને વાંકો અને લાંબો રસ્તો બતાવ્યો કે જેથી તે વિલંબે પહોંચે—અને પોતે તેમની અગાઉ વસતિમાં આવી પહોંચ્યો. ૯

તે વસતિમાં આવી કપટ કરી કમાડ બંધ કરીને સૂઈ રહ્યો, તેટલામાં તે વાદિઓ આવી પૂછવા લાગ્યા કે પાલિત્તક સૂરિ ક્યાં છે? ૧૦

ત્યારે શિષ્યો બોલ્યા કે ગુરૂ સુખે સૂતેલા છે. ત્યારે તેમણે ઉપહાસ કરવા માટે કૂકડાનો શબ્દ કર્યો. ૧૧

ત્યારે ગુરૂએ બિલાડીનો શબ્દ કર્યો ત્યારે તેઓ બોલ્યા કે હે મુનીશ્વર, તમે અમો બધાને લીલા બતાવીનેજ જીતી લીધા છે. ૧૨

માટે હવે દર્શન આપો, ત્યારે તે જલદી ઊઠ્યો. ત્યારે તેને બહુ નાનો જોઇને તેને જીતવા માટે તે વાદીઓ આ રીતે કહેવા લાગ્યા. ૧૩

पालित्तय कहसु फुडं, सयलं महिमंडलं भमंतेण,
दिठो कहवि सुओ वा, चंदण रससीयलो अग्गी. १४

श्रीकालः सूरिराजो नमि वि नमि कुलोत्तंसरत्नायमान-
स्तच्छिष्यो वृद्धवादी द्विजकुलतिलकः सिद्धसेनो बभूव;
बिभ्राणः कूटनिद्रां कपट इति जने विश्रुतो विश्वरूपः-
संजातः संगमो यं तदनुच गणभृत् पादलिप्त स्ततो हं. १५

इय जिणपवयण नहयल, ससिणो वरवाइणो महाकविणो,
कहिय नियपुव्व पुरिसे, भणियं पालित्तएणे यं. १६

अयसाभिवाय अभिदुंमियस्स पुरिसस्स सुद्धहियस्स,
होइ वहंतस्स पुणो, चंदणरस सीयलो अग्गी. १७

इय निज्जिणिया वाए, अप्पच्चवाएवि वाइणो गुरुणा,
नव रसतरंग लोला, तरंगलोला कहा य कया. १८

હે પાલિત્તક બોલ, આખી પૃથ્વી ફરતાં તેં અગ્નિને ચંદનના રસ જેવી શીતળ ક્યાં પણ દીઠી કે સાંભળી છે? ૧૪

શ્રી કાલિક નામે સૂરિ કે જે નમિ વિનમિના વંશમાં રત્ન સમાન થયા. ત્યાર પછી તેના શિષ્ય વૃદ્ધવાદી થયા ત્યાર કેડે તેના શિષ્ય સિદ્ધસેન થયા કે જે બ્રાહ્મણ કુળમાં તિલક તુલ્ય હતા અને હમણા કપટનિદ્રાને ધારણ કરવાથી ખરેખરા કપટરૂપે જગતમાં પાધરા થએલ આ સંગમસૂરિ થયા અને તેમનો શિષ્ય હું પાદલિપ્ત નામે થયો છું. ૧૫

આ રીતે જિન પ્રવચનરૂપ નભસ્તલમાં ચંદ્ર સમાન ઉત્તમ વાદિ અને કવિ એવા પોતાના પૂર્વ પુરૂષો વર્ણવીને તે પાદલિપ્ત બોલ્યા કે. ૧૬

અપયશનું આળ ચડવાથી દૂણાયલા શુદ્ધ મનવાળા પુરૂષને અગ્નિ ઊપાડતાં ચંદનના રસ જેવી શીતળ લાગે છે. ૧૭

આ રીતે વગર હરકતે વાદમાં વાદીઓને ગુરૂએ જીત્યા પછી તેમના આગળ નવ રસથી ભરપૂર અને તરંગ માફક આગળ વધતી કથા કહી સંભળાવી. ૧૮

समिया य सिरोवियणा. अट्टस्स मुरुंडराइणो तहय,
विहियं तं पहुसं जं, अज्जवि कइणो न पावंति. १९

तथाहि

दीहर फणिंद नाले, महिहर केसर दिसामुह दलिल्ले,
उअ पियइ कालभमरो, जणमयरंदं पुहइ पउमे. २०

जे लद्ध लक्ख भावेण, सूरिणा गूढ सुत्तमाईया,
नाया बहुयाभावा, वित्थरगंथाउ ते नेया. २१

अठमिमाईपव्व, पालित्तो लेविऊण नियचलणे,
रेवय विमल गिरीसु, वंदइ देवे नहपहेणं. २२

इत्तो सुरठविसए, अज्जुण रससिद्धि लद्धमाहप्पो,
सव्वत्थ लद्धलक्खो, जोगी नागज्जुणो अत्थि. २३

વળી મુરૂંડ રાજા માંદો પડતાં તેની મસ્તકની વેદના તે આચાર્યે શમાવી દીધી અને એવી કવિતા કરી છે કે જે આજ સૂધી પણ બીજા કવિઓ કરી શક્યા નથી. ૧૯

તે કવિતા આ રીતે છે.

લાંબા સર્પરૂપ નાળવાળા, પર્વતરૂપી કેશરાવાળા, અને દિશાનાં મુખરૂપ દળવાળા પૃથ્વીરૂપ પદ્મમાં કાળરૂપી ભમરો જુવો, જનરૂપ મકરંદ પીએ છે. ૨૦

વળી તે આચાર્યે લબ્ધલક્ષપણાથી જે ગૂઢ સૂત્ર વગેરે અનેક ભાવ જાણી લીધા છે તે મોટા ગ્રંથથી જાણી લેવા. ૨૧

તે પાદલિપ્ત સૂરિ આઠમ વગેરે પર્વોમાં પોતાના ચરણે લેપ કરી ગિરનાર અને શેત્રુંજાપર આકાશ માર્ગે દેવ વાંદવા જતા. ૨૨

આણીમેર સોરઠ દેશમાં સોનાસિદ્ધિથી પ્રખ્યાતિ પામેલો અને સર્વ બાબતોમાં ધ્યાન દેનાર નાગાર્જુન નામે યોગી હતો. ૨૩

सो दद्दु भणइ सूरिं, वियरसु नियपाय लेवसिद्धिं मे,
गिंण्हेसु मज्झ कंचण, सिद्धिं तो भणइ मुणिपवरो. २४

भो कंचण सिद्ध अकिंचणस्स मह कंचणस्स सिद्धीए,
किं कज्ज मवज्जाए, कंचण सिद्धावि किंव त्थि. २५

तुह पायलेव सिद्धिं, सावज्जं तेण नहु पयच्छेमि,
जं सावज्जुवएसो, मुणीण नो कप्पए भद्द. २६

तत्तो इमो विलक्खो, सुलद्धलक्खो लहुंपि सिक्खेइ,
समणो वासग किरियं, चिइवंदण वंदणाईयं. २७

तित्थागयाण सूरीण, वंदणं देइ चरण कमलेसु,
कुसलत्तणेण पुरओ ठाउं सव्वेसि सढाणं. २८

તે પાદલિપ્ત સૂરિને જોઈ બોલ્યો કે તમે મને તમારી પાદલેપની સિદ્ધિ બતાવો અને આ મારી સોનાસિદ્ધિ હું તમને આપું, ત્યારે સૂરિએ નીચે મુજબ તેને જવાબ વાળ્યો. ૨૪

હે કંચનસિદ્ધ યોગી, હું અકિંચન છું તો પછી આ પાપ ભરેલી સોનાસિદ્ધ સાથે મારે શું કરવાનું છે, અગર એનાથી શો ફાયદો છે. ૨૫

વળી તને પાદલેપની સિદ્ધિ આપવી એ સાવદ્ય કામ છે તેથી તે પણ હું આપી શકતો નથી. કેમકે હે ભદ્ર! મુનિઓને સાવદ્યનો ઉપદેશ પણ કલ્પે નહિ. ૨૬

ત્યારે તે યોગી દિલગીર થયો થકો પણ બરોબર લક્ષ્ય રાખીને શ્રાવકની ચૈત્યવંદન ગુરૂવંદન વગેરે ઘણી ક્રિયા શીખવા લાગ્યો. ૨૭

પછી તીર્થ વાંદવા આવેલા સૂરિના ચરણકમળમાં તે ચતુરાઇ વાપરી બધા શ્રાવકોના મોખરે રહીને વંદન કરવા લાગ્યો. ૨૮

गुरुचरणं तो काउं, नियमउलिं नवइ तयणु गंधेण,
लक्खइ स लद्धलक्खो, सत्तुत्तर ओसहीण सयं. २९

मेणं ओसहिनियरेण,- पायलेव सयं कुणइ एसो,
तव्वसओ गयणे कुक्कुडु व्व उप्पडइ पडइ पुणो. ३०

पुण रागएण गुरुणा दिठो पुठोय कहइ सो एवं,
पहु तुह पाय पसायं, गंधेण मए इम नायं. ३१

पहू पसिय कहसु सम्मं, जोगं जेणं हवेमि सुकयत्थो,
गुरुउवएसेण विणा, जम्हा न हवंति सिद्धीओ. ३२

तो चिंतइ मुणिनाहो, सुलद्ध लक्खत्तणं इमस्स अहो,
जं हेलाए नाओ, धम्मो तह ओसहिगणो य. ३३

त्यां गुरुना चरणमां पोतानुं माथुं धरी तेमने नमवा लाग्यो, एटले तेणे लक्ष्य राखी गंधवडे एकसो सात औषधि ओळखी लीधी. २९

पछी ते औषधिओवडे तेणे पोताना पगे लेप कर्यो, तेना योगे ते आकाशमां कूकडानी माफक ऊडतो अने पडतो थवा लाग्यो. ३०

एटलामां गुरु त्यां फरी आव्या तेमणे तेने तेम थतो जोइ पूछयुं त्यारे तेणे एवुं कह्युं के हे प्रभु! आ तमारा चरणनो पसाय छे, में तेनी गंध लइ आटलुं जाण्युं छे. ३१

पछी ते बोल्यो के हे प्रभु! प्रसाद करी मने सम्यक् योग बतावो के जेथी कृतार्थ थाउं, केमके गुरुना उपदेश विना सिद्धिओ प्राप्त थती नथी. ३२

त्यारे आचार्य विचारवा लाग्या के अहो आनुं लब्धलक्ष्यपणुं केवुं सरस छे के एणे धर्म तथा औषधिओ सहज सहज जाणी लीधी. ३३

अन्नंपि इमो नाही, सुहेण इय चिंतिउं भणइ सूरी,
जइ होसि मज्झ सीसो, कहेमि तो तुह अहं जोगं. ३४

सो आह नाह नाहं, सत्तो जइधम्म भार मुव्वहिउं,
किंतु पहु तवसमीवे, गिहत्थधम्मं पवज्जिस्सं. ३५

एवं करेसु इय भणिय, सूरिणा गाहिओ इमो सम्मं,
समत्तमूल ममलं, गिहिधम्मं पभणिओ य इमं. ३६

सठिय तंदुल सलिलेण, कुणसु तं पायलेव मेयं ति,
कुणइ तहच्चिय एसो, जाया नहगमणलद्धी से. ३७

तीए पभावओ सो, वंदइ उज्जिंतमाइसु जिणिंदे,
पालित्ताणं च पुरं, संठावइ सूरिनामेण. ३८

गिरिनार गिरिसमीवे, तुरगसुरंगा दसारमंडवओ,
चेई पमुहं विहियं, तेणं नेमिस्स भत्तीए. ३९

માટે એ બીજું પણ સુખે જાણી શકશે એમ વિચારી સૂરિ બોલ્યા કે જો તું મારો શિષ્ય થાય તો હું તને યોગ બતાવું. ૩૪

ત્યારે તે બોલ્યો કે હે નાથ, હું યતિધર્મના ભારને ઊપાડવા સમર્થ નથી, બાકી હે પ્રભુ તમારા પાસેથી ગૃહસ્થ ધર્મ અંગીકાર કરીશ. ૩૫

ઠીક તો એમ કર. એમ કહીને આચાર્યે તેને રૂડી રીતે સમ્યકત્વપૂર્વક નિર્મળ ગૃહસ્થ ધર્મ કબૂલાવ્યો અને પછી કહ્યું કે. ૩૬

સાઠી ચોખાના પાણીથી તું તારા પગે લેપ કર, તે સાંભળી તેણે તેમ કરતાં તેને આકાશમાં ગમન કરવાની લબ્ધિ પ્રાપ્ત થઇ. ૩૭

તે લબ્ધિના પ્રભાવે તે ગિરનાર વગેરે સ્થળે જઇ જિનેંદ્રના બિંબ વાંદતો તથા તેણે પાલિત્ત સૂરિના નામે પાલીતાણું નામે નગર વસાવ્યું. ૩૮

વળી ગિરનારની પાસે ઘોડો જઇ શકે એવી સુરંગ કરાવી તથા દશાર મંડપ નામે ચૈત્ય વગેરે નેમીશ્વર ભગવાન્‌ની ભક્તિથી તેણે કરાવ્યાં. ૩૯

एवं गिहत्थधम्मं, जिणसासण उन्नइं च काउणं,
इहपरलोए कल्लाण, भायणं एस संजाओ. ४०

नागार्जुनस्य ति फलं विशिष्टं, सलब्धलक्षस्य निशम्य सम्यक्,
गुणे त्र निःशेषगुणप्रधाने, कृतप्रयत्ना भविका भवंतु. ४१

(इति नागार्जुन कथा समाप्ता.)

(छ)

એ રીતે ગૃહસ્થ ધર્મ પાળી અને જિનશાસનની ઉન્નતિ કરીને તે આ લોક અને પરલોકના કલ્યાણનું પાત્ર થયો. ૪૦

આ રીતે લબ્ધલક્ષ ગુણવાળા નાગાર્જુન યોગિને પ્રાપ્ત થએલું ફળ રૂડી રીતે સાંભળીને બધા ગુણોમાં પ્રધાનભૂત રહેલા આ ગુણમાં ભવ્યજનો પ્રયત્ન કરતા થાઓ. ૪૧

(એમ નાગાર્જુનની કથા પૂરી થઇ છે.)

[નિગમન.]

उक्तो लब्धलक्ष्य इत्येकविंशो गुणः, सांप्रतं निगमय न्नाह.

લબ્ધલક્ષ્યપણારૂપ એકવીશમો ગુણ કહ્યો, હવે નિગમન કરે છે.

## (मूळ गाथा.)

एए इगवीस गुणा—
सुयाणुसारेण किंचि वक्खाया,
अरिहंति धम्म रयणं—
घित्तुं एएहि संपन्ना. २९

(મૂળ ગાથાનો અર્થ.)

એ એકવીશ ગુણો શાસ્ત્રના અનુસારે જરા વર્ણવ્યા (કેમકે) એ ગુણોએ કરી જે સહિત હોય તે ધર્મરત્ન ગ્રહણ કરવાને યોગ્ય થાય છે. ૨૯

(ટીકા.)

एते पूर्वोक्तस्वरुपा एकविंशतिसंख्या गुणाः–श्रुतानुसारेण शास्त्रांतरोपलंभद्वारेण–किंचि न्न सामस्त्येन–व्याख्याताः स्वरूपतः फलतश्च प्ररूपिताः, किमर्थ मित्याह, यतोऽर्हंति योग्यतासारं धर्मरत्नं गृहीतुं, न पुन र्वसंतनृपव द्राजलीला मिति भावः–के इत्याह–एभि रनंतरोक्तै गुणैः संपन्नाः संगताः संपूर्णा वे ति. (छ)

એ પૂર્વે કહેલ સ્વરૂપવાળા એકવીશ ગુણો શ્રુતાનુસારે એટલે શાસ્ત્રમાં જે રીતે મળી આવ્યા તે રીતે (સંપૂર્ણપણે તો નહિ પણ) કાંઇક સ્વરૂપે તથા ફળ બતાવીને પ્રરૂપ્યા. શા માટે તે કહે છે. જે માટે એ હમણાંજ કહેલા ગુણોથી જે સંપન્ન એટલે સહિત અથવા સંપૂર્ણ હોય તે યોગ્યતાપૂર્વક ધર્મરત્નને (પામવા) લાયક થાય છે. નહિ કે વસંત રાજાની માફક રાજલીલાનેજ પામે છે, એ ભાવ છે.

आह—किं मेकांतेनै तावद्गुणसंपन्ना धर्माधिकारिण उता पवादो प्य स्ती ति प्रश्ने सत्या ह. (छ)

શું એકાંતે એટલા ગુણે કરી સંપન્ન હોય તેઓજ ધર્મના અધિકારી છે કે કંઈ અપવાદ પણ છે? એ પ્રશ્નનું ઉત્તર કહે છે.

पायद्ध गुण विहीणा—
एएसिं मज्झिमा वरा नेया,
इत्तो परेण हीणा—
दरिद्दपाया मुणेयव्वा, ३०

એ ગુણોના ચોથા ભાગે હીન તે મધ્યમ જાણવા અને અર્ધા ભાગે હીન હોય તે જઘન્યપાત્ર જાણવા, પણ તેથી વધુ હીન હોય તે દરિદ્રપ્રાય અર્થાત્ અયોગ્ય સમજવા

ટીકા.

इहा धिकारिण स्त्रेधा चिंत्या—उत्तमा, मध्यमा, जघन्या श्च तत्रो त्तमाः संपूर्णगुणा एव. पाद श्चतुर्थांशोऽर्द्धं दलं-गुणशब्दस्य प्रत्येक मभि संबंधात् पादप्रमाणै रर्द्धप्रमाणै श्च गुणै र्ये विहीना विकला एतेषा मुक्त गुणानां मध्यात् ते यथाक्रमं मध्यमावरा ज्ञेया—श्चतूर्थांश विहीना मध्यमा, अर्द्धविहीना जघन्या इति भावः

ईहां અધિકારી ત્રણ પ્રકારના છેઃ—ઉત્તમ, મધ્યમ, અને જઘન્ય. ત્યાં પૂરા ગુણવાળા હોય તે ઉત્તમ જાણવા. પાદ એટલે ચોથો ભાગ અને અર્ધ એટલે અર્ધો ભાગ. ગુણ શબ્દ દરેકમાં લગાડવો. તેથી એ અર્થ છે કે ચોથા ભાગ જેટલા તથા અર્ધ જેટલા ગુણોએ કરી જે હીન એટલે વિકળ એ કહેલા ગુણોમાંથી હોય તે અનુક્રમે મધ્યમ અને અવર જાણવા. અર્થાત્ ચોથા ભાગે હીન તે મધ્યમ અને અર્ધ હીન તે જઘન્ય જાણવા.

तेभ्योपि हीनतरेषु का वार्त्ते त्याह. इत्तो परेणं त्ति—एभ्यो परेणा र्द्धा दप्य धिकै र्हीना रहिता दरिद्रप्राया अकिंचनजनकल्पा मुणितव्या वे-दितव्या—यथाहि दरिद्रा उदरकंदाभरण चिंता व्याकुलतया न रत्नक्रय मनोरथ मपि कुर्वंति, तथै तेपि न धर्माभिलाष मपि विदधती ति. (छ)

તેથી પણ જે વધુ હીન હોય તે કેવા ગણવા તે કહે છે. એથી વધારે એટલે અર્ધા ભાગથી પણ અધિક ગુણે કરીને જે હીન એટલે રહિત હોય તે દરિદ્રપ્રાય એટલે ભિખારી જન જેવા જાણવા. જેમ દરિદ્રીઓ પેટ ભરવાની ચિંતામાંજ વ્યાકુળ હોવાથી રત્ન ખરીદવાનો મનોરથ માત્ર પણ કરી શકતા નથી, તેમ એઓ પણ ધર્મની અભિલાષા પણ કરી શકતા નથી.

एवंच स्थिते य द्विधेयं तदाह.

धम्मरयणत्थिणा तो—
पढमं एयज्जणंमि जइयव्वं,
जं सुद्ध भूमिगाए—
रेहइ चित्तं पवित्तं पि. ३१

એમ છે ત્યારે શું કરવું તે કહે છે.

તે માટે ધર્મ રત્નના અર્થિએ પહેલાં એ ગુણો ઉપાર્જન કરવા યત્ન કરવો જોઇએ, જે માટે પવિત્ર ચિત્ર પણ શુદ્ધ ભૂમિકામાં જ શોભે છે. ૩૧

धर्मरत्न मुक्तस्वरुपं तदर्थिना तल्लिप्सुना तत स्तस्मात् कारणात् प्रथम मादा वेषां गुणाना मर्जने विढपने यतितव्यं—तदुपार्जनं प्रति यत्नो विधेय—स्तदविनाभावित्वा द्धर्मप्राप्ते—रत्रैव हेतु माह. यस्मात् कारणा च्छुद्धभूमिकायां प्रभास चित्रकरपरिकर्मितभूमा विवा कलंकाधारे रेहइ त्ति राजते चित्रं चित्रकर्म पवित्रमपि प्रशस्त मप्या लिखितं सदिति. (छ)

પૂર્વે કહેલ સ્વરૂપવાળું ધર્મરત્ન તેના અર્થિએ એટલે તેને મેળવવા ઇચ્છા રાખનારે તે કારણે પ્રથમ એટલે શરૂઆતમાં એ ગુણોના અર્જનમાં એટલે વધારવામાં યત્ન કરવો. કેમકે તેમ કર્યા વિના ધર્મપ્રાપ્તિ થતી નથી. ઇહાંજ હેતુ કહે છે. જે માટે શુદ્ધ ભૂમિકામાં એટલે કે પ્રભાસ નામના ચિતારાએ સુધારેલી ભૂમિના માફક નિર્મળ આધારમાંજ ચિત્ર એટલે ચીતરામણ સારૂં ચિતરેલું હોય તે પણ શોભી નીકળે છે.

---

पूर्व सूचित प्रभास चित्रकृत्कथा चैवं

विलसंत नागपुं नाग, संगयं पुर मिह त्थि साएयं,
कइ लाससिहर सिहरंव, किंतु बहु रूइरधवलहरं. १

ઇહાં જેમ નાગ અને પુન્નાગ નામના વૃક્ષોથી કૈલાસ પર્વતના શિખર શોભે છે, તેમ નાગ (હાથી) અને પુંનાગ (મોટા માણસો) થી શોભતું અને ઘણા મનોહર ધવલગૃહવાળું સાકેત નામે નગર હતું. ૧

राया महाबलो रिउ, रूक्खाण महाबलु व्व तत्थ त्थि,
सो अत्थःणु वत्तिठो. अन्नदिणे पुच्छए दूयं. २

भो मम रायंतरभाविं, रायलीलोचियं न किं अत्थि,
सो भणइ सामि सव्वंपि, अत्थि मुत्तूण चित्तसहं. ३

नयणमणो हारि विचित्त, चित्तअवलोअणेण रायाणो,
जं किर तीएवि फुडं, कुणंति चंकमणलीलाओ. ४

इय आयन्निय रन्ना, महल्ल कोहल्ल पूरिय मणेण,
आइठो वरमंती, तुरियं कारेसु चित्तसहं. ५

दीहर विसालसाला, बहूसउणालंकिया सुहच्छाया,
उज्जाण महि व्व लहुं, महासहा तेण निम्मविया. ६

ત્યાં દુશ્મનરૂપી ઝાડોને ઊખેડવા મહાબળ (પવન) સમાન મહાબળ નામે રાજા હતો. તે એક વેળા સભામાં બેઠો થકો દૂતને પૂછવા લાગ્યો. ૨

હે દૂત, મારા રાજ્યમાં રાજલીલાના બરનું શું કામ નથી? દૂત બોલ્યો કે હે સ્વામિ, એક ચિત્ર સભા શિવાય બીજું બધું છે. ૩

કેમકે આખને પ્રિય લાગતા અનેક ચિત્રો જોવાથી ત્યાં રાજાઓ ખુલ્લી રીતે હરફરની મઝા મેળવી શકે છે. ૪

એમ સાંભળી મોટા કુતૂહળી (શોકિન) રાજાએ મુખ્યમંત્રિને ફરમાવ્યું કે જલદી ચિત્રસભા ચણાવો. ૫

ત્યારે તેણે બહુ વિશાળ (મહાન) શાલ (વૃક્ષ) વાળી, બહુ શકુન (પક્ષિઓ) થી શોભતી, અને શુભ છાયાવાળી ઉદ્યાન ભૂમિના જેવી વિશાળ શાળા (ઓરડા) વાળી, બહુ શકુન (મગળ) થી અલંકૃત અને પવિત્ર છાય (છજા) વાળી મહા સભા તૈયાર કરાવી. ૬

आहूया नरवइणा, चित्तयरा चित्तकम्म कयकरणा,
विमल पहास भिहाणा, तत्तो तुरियं पुरपहाणा. ७

अद्धद्धविभाएणं, विभइत्ता अप्पिया सहा तेसिं,
दावितु अंतरा जवणियं च वुत्ता निवेणे वं. ८

भो तुब्भेहिं कम्मं, कयावि नहु पिच्छियव्व मन्नुन्नं,
नियनियमइइ निउणं, इह चित्तं चित्तियव्वं च ९.

विठी न मन्नियव्वा, जहविन्नाणं च कारिइ पसाओ,
अहमह मिगाइ तत्तो, सम्मं कम्मं कुणंति इमे. १०

जाव गया छम्मासा, तो पुठा ऊसुएण ते रन्ना,
विमलेण तओ भणियं, निप्पन्नो देव मह भागो. ११

मेरू व्व तयं भागं, सुवन्नरूइरं विचित्तभूभागं,
पिच्छित्तु निवो तुठो, महापसायं कुणइ तस्स. १२

પછી રાજાએ ચિત્રના કામમાં હુશિયાર ગણાતા નગરના મુખ્ય ચિતારા વિમળ અને પ્રભાસ નામે હતા તેમને બોલાવ્યા. ૭

તેમને અર્ધી અર્ધી સભા વેહેંચીને આપી અને વચ્ચમાં પડદો બંધાવી રાજાએ તેમને આ પ્રમાણે ફરમાવ્યું. ૮

જુવો, તમારે એક બીજાનું કામ કયારે પણ ન જોવું કિંતુ ઇહાં પોતપોતાની મતિથી બરોબર ચિત્ત ચીતરવાં. ૯

ચોવટચીરો નહિ માનતાં હું તમારી હુશિયારી પ્રમાણે તમને ઇનામ આપીશ એમ રાજાએ કહ્યાથી તેઓ સ્પર્ધા સ્પર્ધાથી ખંત લઈ કામ કરવા મંડયા. ૧૦

એમ કરતાં છ માસ પસાર થયા ત્યારે રાજાએ ઉત્સુક બની તેમને પૂછતાં વિમળ બોલ્યો કે હે દેવ! મારો ભાગ મેં તૈયાર કરી લીધો છે. ૧૧

ત્યારે મેરૂના માફક તે ભાગને સોનાથી શોભતો અને સરસ રીતે ચીતરેલો જોઇને રાજાએ ખુશી થઈ તેને મોટું ઇનામ આપ્યું. ૧૨

पुठो भणइ पहासो, चित्तारंभंपि देव न करेमि,
जं अज्जवि मे विहियं, भूमीए चेव परिकम्मं. १३

तं भूकम्मं नणु केरिसं ति भूवेण अवणिया जवणी,
ताव सविसेसरम्मं, सुचित्तकम्मं तहिं दिठं. १४

तो भणिओ सो रन्ना, रे किं अम्हेवि विप्पयारेसि,
अन्नोवि न वंचिज्जइ, किंपुण सामि त्ति सो आह. १५

पडिबिंब संकमो देव, एस इय भणिय तेण परियच्छी,
दिन्ना तओ निवेणं, सा दिठा केवला भूमी. १६

अह विम्हिएण रन्ना पुठं कीरइ कि मेरिसा भूमी,
सो भणइ देव एरिस, महीइ चित्तं हवइ सुथिरं. १७

પ્રભાસને પૂછતાં તે બોલ્યો કે મેં તો હજુ ચીત્ર કાઢવાની શરૂઆત પણ નથી કરી, કેમકે હજુ સૂધી તો મેં ભૂમીની સુધારણાજ કરી છે. ૧૩

રાજાએ કહ્યું એવું તે ભૂમિ કર્મ વળી કેવું છે એમ કહી પડદો ઊંચકર્યો એટલે ત્યાં તો વળી વધારે શોભતી ચિત્રામણ જોઈ. ૧૪

ત્યારે રાજાએ તેને કહ્યું કે અરે તું અમને પણ ઠગે છે કે? બીજાને પણ ઠગવું ન જોઈયે તો વળી ધણીને ઠગવું એ શું? ત્યારે તે બોલ્યો. ૧૫

હે દેવ, એ તો પ્રતિબિંબ સંક્રમ્યું છે, એમ કહી તેણે પડદો નીચે કર્યો કે રાજાએ ત્યાં સાદી ભૂમિજ જોઈ. ૧૬

ત્યારે વિસ્મય પામી રાજાએ પૂછયું કે આવી ભૂમિ શામાટે કરી છે? ત્યારે પ્રભાસ બોલ્યો કે હે દેવ, આવી ભૂમિમા એક તો ચિત્ર વધારે

वन्नाण फुरइ कंती, आहयं सोहं धरंति रुवाइं,
पिच्छंताण जणाणं, भावुल्लासो भिसं होइ. १८

तं सुणिउं तस्स विवेग, राइणा राइणा पहिठेण,
विउणो कओ पसाओ, सपसायं पभणियं चइयं. १९

एमेव इमं चिठउ, चित्तसहा मे चलंतचित्त जुया,
होउ अपुव्वपसिद्धि त्ति, एस पुण उवणओ इत्थ. २०

साएयं संसारो, राया सूरी सहा य मणुयगई,
चित्तयरो भवियजिओ, चित्तसहाभूसमो अप्पा. २१

भूपरिकम्मं सुगुणा, चित्तं धम्मो वयाइं रुवाइं,
वन्नसमा इह नियमा, जियविरियं भावउल्लासो. २२

ટકાઉ થાય છે, બીજું રંગોની કાંતિ વધુ સ્ફુરે છે, ત્રીજું ચિત્રેલા આકાર વધુ શોભે છે, અને ચોથું જોનારાઓને વધુ અને વધુ ભાવોલ્લાસ થાય છે. ૧૭–૧૮

તે સાંભળીને તેના વિવેક તરફ રાજી થએલા રાજાએ તેને બમણું ઇનામ આપ્યું અને તે સાથે વળી કહ્યું કે હવે આ મારી ચાલતા ચિત્રોવાળી આ ચિત્રસભા જેવી છે તેવીજ રહેવા દે કે જેથી એની સો કરતાં અપૂર્વ પ્રસિદ્ધિ થશે. આ વાતનો ઉપનય અહિં આ રીને છેઃ–૧૯–૨૦

સાકેતપુર તે સંસાર છે, રાજા તે આચાર્ય છે, સભા તે મનુષ્યગતિ છે, ચિત્રકર તે ભવ્ય જીવ છે, અને ચિત્રસભાની ભૂમિ તે આત્મા છે. ૨૧

તેમજ ભૂમિપરિકર્મ તે સદ્‌ગુણો છે, અને ત્યાં ચિત્ર તે ધર્મ છે, આકાર તે વ્રતો છે, રંગ તે નિયમો છે, અને ભાવોલ્લાસ તે જીવનું વીર્ય છે. ૨૨

एवं प्रभासाभिध चित्र कृदुवत्—
कार्या स्वभूमि विबुध विशुध्धा,
येनो ज्वलं धर्म विचित्र चित्रं—
शोभा मनन्य प्रतिमां दधीतां २३

इति प्रभासकथा

આ રીતે પ્રભાસ નામના ચીતારાની માફક પંડિતોએ પોતાની આત્મભૂમિ નિર્મળ કરવી કે જેથી ત્યાં ઉજવળ ધર્મરૂપી વિચિત્ર ચિત્રામણ અનુપમ શોભા પામી શકે. ૨૩

(આ રીતે પ્રભાસની કથા છે.)

ननु धर्मो द्विधा—श्रावकधर्मो यतिधर्म श्च—तत्रा द्योऽविरत विरत श्रावक-धर्मभेदात् द्विधा. तत्रा विरतश्रावकधर्मस्या न्यत्र

વારૂ, ધર્મ બે પ્રકારે છેઃ—શ્રાવકનો ધર્મ અને યતિનો ધર્મ. ત્યાં અવિરત અને વિરતભેદે કરી શ્રાવકધર્મ પાછો બે પ્રકારે છે. ત્યાં અવિરત શ્રાવક ધર્મનો અધિકારી ગ્રંથાંતરમાં આ રીતે કહેલ છે.

"तत्थ हिगारी अत्थी, समत्थओ जो न सुत्तपडिकुठो,
अत्थी उ जो विणीओ, समुठिओ पुच्छमाणो य." १

"ત્યાં જે અર્થી હોઈ સુત્રને અનુકૂળપણે સમર્થન કરનાર હોય, વળી અર્થી છતાં પણ વિનીત હોઈ સામે આવી પૂછનાર હોય તે અધિકારી જાણવો."

इत्यादिना धिकारी निरूपितः विरतश्रावक धर्मस्य तु

આ રીતે અધિકારી જણાવેલ છે. અને વિરત શ્રાવક ધર્મનો અધિકારી આ રીતે છેઃ—

"संपत्तदंसणाई, पइदियहं जइजणा सुणेई य,
सामायारिं परमं, जो खलु तं सावयं बिंति." २

तथा

परलोगहियं सम्मं, जो जिणवयणं सुणेइ उवउत्तो,
अइतिव्वकम्म विगमा, उक्कोसो सावगो इत्थं. ३

"જે સમ્યકત્વ પામી દરરોજ યતિજન પાસેથી ઉત્તમ સામાચારી સાંભળે તેનેંજ શ્રાવક કહે છે. તેમજ જે પરલોકમાં હિતકારિ એવા જિન વચનને જે સમ્યક્ રીતે ઉપયોગપૂર્વક સાંભળે તે અતિતીવ્ર કર્મના નાશ થવાથી ઉત્કૃષ્ટ શ્રાવક જાણવો."

इत्यादिभि रसाधारणैः श्रावकशब्दप्रवृत्तिहेतूभिः सूत्रै रधिकारित्व मुक्तं. यतिधर्माधिकारिणो प्यन्यत्रै व मुक्ता, स्तद्यथा,

"पव्वज्जाए अरिहा—आरियदेसंमि जे समुप्पन्ना," इत्यादि.
तदेभि रेकविंशत्या गुणैः कतमस्य धर्मस्या धिकारित्व मुक्त मिति. ?

ઇત્યાદિક ખાસ રીતે શ્રાવક શબ્દની પ્રવૃત્તિના હેતુરૂપ સૂત્રોવડે કરીને અધિકારિપણું જણાવેલું છે, અને યતિ ધર્મના અધિકારિઓ પણ બીજા સ્થળે આ રીતે કહેલા છે કે જે આર્ય દેશમાં સમુત્પન્ન થયા હોય ઇત્યાદિ લક્ષણવાળા હોય તે તેના અધિકારી છે. માટે આ એકવીશ ગુણોવડે તમે કયા ધર્મનું અધિકારિપણું કહો છો ?

अत्रोच्यते

एतानि सर्वाण्यपि शास्त्रांतरीयाणि लक्षणानि प्रायेण तत्तद्गुणस्यां गभूतानि वर्त्तंते, चित्रस्य वर्णकशुद्धि—विचित्रवर्णता—सरेखाशुद्धि—नानाभाव प्रतीतिवत्. प्रकृतगुणाः पुनः सर्वधर्माणां साधारणा भूमिकेव चित्रप्रकाराणा मिति सूक्ष्मबुद्ध्या परिभावनीयं.

ઇહાં જવાબ કહીયે છીયે.

એ બધાં શાસ્ત્રાંતરમાં કહેલાં લક્ષણો પ્રાયે તે તે ગુણના અંગભૂતજ છે. જેમકે ચિત્ર એક છતાં તેમાં વિચિત્ર વાના, વિચિત્ર રંગ, અને વિચિત્ર રેખાઓ દેખાય છે તેમ. અને આ ચાલતા ગુણો તો સર્વે ધર્મોની સાધારણ ભૂમિ જેવા છે, જેમ જૂદી જૂદી ચિત્રામણની પણ જગ્યા તો એકજ હોય છે. એ વાત ઊંડી બુદ્ધિથી વિચારી લેવા જેવી છે.

वक्ष्यति च,

दुविहंपि धम्मरयणं, तरइ नरो घित्तु मविगलं सो उ,
जस्से गवीसगुणरयण, संपया सुत्थिया अत्थि. (त्ति)

વળી આજ ગ્રંથમાં કહેનાર છે કે

બે પ્રકારનું પણ ધર્મરત્ન પૂરેપૂરૂં ગ્રહણ કરવા તેજ સમર્થ થાય છે કે જેના પાસે આ એકવીશ ગુણરૂપ રત્નની ઋદ્ધિ કાયમ હોય છે.

अतएवाह.

सइ एयंमि गुणोहे—
संजायइ भावसावगत्तं पि,
तस्स पुण लक्खणाइं—
एयाइं भणंति सुहगुरुणो. ३२

એથી ઇહાં કહે છે કે

ભાવ શ્રાવકપણું પણ એ ગુણસમૂહ હોય તોજ પ્રાપ્ત થાય છે. તે ભાવ શ્રાવકપણાના લક્ષણો શુભગુરૂ આ રીતે કહે છે. ૩૨

ટીકા.

सति विद्यमाने एतस्मि न्ननंतरोक्ते गुणौघे संजायते संभवति भाव श्रावकत्वमपि—दूरे तावद् भावयतित्व मि त्यपे रर्थः

ભાવશ્રાવકપણું પણ ભાવયતિપણું તો દૂર રહો (એ અપિ શબ્દનો અર્થ છે) એ અનંતર કહેલો ગુણ સમૂહ છતાં એટલે વિદ્યમાન હોય તોજ સંભવે.

आह,

किं मन्यदपि श्रावकत्व मस्ति, येनै व मुच्यते भावश्रावकत्व मिति?

શંકા.

શું શ્રાવકપણું બીજી રીતે પણ હોય છે કે જેથી એમ કહો છો કે ભાવ શ્રાવકપણું?

सत्यं,

इह जिनागमे सर्वेपि भावा श्चतुर्विधा एव. "नाम स्थापना द्रव्यभावै स्तन्न्यास" इतिवचनात.

(ઉત્તર) હા.

અહીં જિનાગમમાં બધા પદાર્થ ચાર પ્રકારનાજ છે. જે માટે કહેલું છે કે "નામ, સ્થાપના, દ્રવ્ય, અને ભાવથી દરેક પદાર્થનો ન્યાસ થાય છે."

तथाहि

नामश्रावकः सचेतनाचेतनस्य पदार्थस्य यत् श्रावक इति नाम क्रियते. स्थापनाश्रावक श्चित्रपुस्तकर्मादिगतः.

તે આ રીતે.

નામ શ્રાવક એટલે કોઈપણ સચેતન અચેતન પદાર્થનું શ્રાવક એવું નામ પાડવું તે.

સ્થાપના શ્રાવક તે ચિત્રમાં કે પુસ્તકમાં રહેલો છે.

द्रव्यश्रावको ज्ञशरीरभव्यशरीरव्यतिरिक्तो देवगुरुतत्त्वादिश्रद्धानवि-कल स्तथाविधाजीविकाहेतोः श्रावकाकारधारक श्च.

દ્રવ્ય શ્રાવક તે જ્ઞશરીર ભવ્ય શરીર વ્યતિરિક્ત ગણિયે તો જે દેવગુરૂની શ્રદ્ધાથી રહિત હોય તે અથવા આ જીવિકાઅર્થે શ્રાવકનો આકાર ધારણ કારનાર હોય તે.

भावश्रावक स्तु

श्रद्धालुतां श्राति शृणोति शासनं,
दीनं वपे दाशु वृणोति दर्शनं,
कृंतत्य पुण्यानि करोति संयमं,
तं श्रावकं प्राहु रमी विचक्षणाः

ભાવ શ્રાવક તો

"શ્રા એટલે જે શ્રદ્ધાળુપણું રાખે કે શાસ્ત્ર સાંભળે, વ એટલે પાત્રમાં વાવે કે દર્શનને વરે, ક એટલે પાપ કાપે કે સંયમ કરે તેને વિચક્ષણ જનો શ્રાવક કહે છે."

इत्यादि श्रावक शब्दार्थधारी यथाविधि श्रावको चित व्यापार प-रायणो वक्ष्यमाणः-सचेहा धिकृतः-शेषत्रयस्य रथाकथंचिदेव भावा दिति.

ઈત્યાદિ શ્રાવક શબ્દના અર્થને ધરનાર અને વિધિ પ્રમાણે શ્રાવકને લાયક વ્યાપારમાં તત્પર રહેનાર આજ ગ્રંથમાં અગાડી વર્ણવવામાં આવશે તે જાણવો. અને તેનોજ ઇહાં અધિકાર છે. બાકી બીજા ત્રણ તો જેમ તેમ રહેલા છે (મતલબ કે ઇહાં કામના નથી)

ननु

आगमे न्यथा श्रावकभेदाः श्रूयंते—यदुक्तं श्री स्थानांगे,

શંકા.

આગમમાં તો શ્રાવકના ભેદ બીજી રીતે કહેલા છે, જે માટે શ્રી સ્થાનાંગસૂત્રમાં કહ્યું છે કેઃ—

"चउव्विहा समणो वासगा पन्नता, तंजहा, अम्मापिइ समाणे, भायसमाणे, मित्तसमाणे, सवत्तिसमाणे, अहवा चउव्विहा समणोवासगा पन्नत्ता–तंजहा–अभ्यंससमाणे, पडागसमाणे, खाणुसमाणे, खरंटसमाणे."

શ્રમણોપાસક ચાર પ્રકારના કહ્યા છે–તે આ રીતે–માબાપ સમાન, ભાઈ સમાન, મિત્ર સમાન અને સોક સમાન. અથવા બીજી રીતે ચાર પ્રકાર છે તે આ રીતે કે આરીસા જેવા ધજા જેવા, સ્થાણુ જેવા, અને ખરંટ જેવા.

एतेच साधू न्नाश्रित्य द्रष्टव्याः तेचा मीषां चतुर्णां मध्ये कस्मिन्नवतरंतीति ?

આ બધા ભેદ સાધુને આશ્રી શ્રાવકો કેવા તે માટે કહેલા છે.

હવે આ બધા ભેદ અહીં કહેલા ચાર ભેદમાં કયા ભેદમાં ઊતરે ?

उच्यते.

व्यवहारनयमतेन भावश्रावका एवै ते—तथा व्यवह्रियमाणत्वात्.

निश्चयनयमतेन पुनः सपत्नीखरंटसमानौ मिथ्यादृष्टिप्रायौ द्रव्यश्रावकौ, शेषा स्तु भावश्रावका—स्तथाहि—तेषां स्वरूप मेव मागमे व्याख्यायते.

ઉત્તર

વ્યવહારનયે એ સર્વે ભાવશ્રાવક છે, કેમકે વ્યવહાર તેમ કરાય છે.

નિશ્ચયનયનામતે સોક અને ખરંટ જેવા મિથ્યા દૃષ્ટિપ્રાય જે હોય તે દ્રવ્ય શ્રાવક જાણવા અને બાકીના ભાવ શ્રાવક છે. કારણ કે એ આઠે ભેદનું સ્વરૂપ આગમમાં આ રીતે વ્યાખ્યાત કર્યું છે.

चिंतइ जइकज्जाइं, न दिठखलिओवि होइ निन्नेहो,
एगंतवच्छलो जइजणस्स, जणणी समो सढो. १

हियए ससिणेहो च्चिय, मुणीण मंदायरो विणयकम्मे,
भाइसमो साहूणं, पराभवे होइ सुसहाओ. २

मित्तसमाणो माणा, ईसिं रूसइ अपुच्छिओ कज्जे,
मन्नंतो अप्पाणं, मुणीण सयणाउ अब्भहियं. ३

थद्धो छिद्दप्पेही, पमायखलियाणि निच्च मुच्चरइ,
सढो सवत्तिकप्पो, साहुजणं तणसमं गणइ. ४

तथा द्वितीयचतुष्के

गुरूभणियो सुतत्थो, विंविज्जइ अवितहो मणे जस्स,
सो आयंससमाणो, सुसावओ वन्निओ समए १

જે યતિના કામની સંભાળ લ્યે, ભુલ દેખે તોપણ પ્રીતિ ન મૂકે અને યતિજનો એકાંત ભક્ત હોય તે માતાસમાન શ્રાવક જાણવો. ૧

જે હૃદયમાં સ્નેહવાન્ છતાં મુનિઓના વિનય કર્મમાં ઓછા આદર વાળો હોય તે ભાઇ સમાન જાણવો, તે મુનિને પરાભવ થતાં તરત સહાયકારી થાય છે. ૨

જે માનગુણી હોઈ કાર્યમાં નહિ પૂછાતાં જરા રીસ ધરે અને પોતાને મુનિઓનો ખરેખરો સગો કરી ગણે તે મિત્ર સમાન જાણવો. ૩

જે સ્તબ્ધ હોઇ છિદ્ર જોતો રહે, ભુલચૂક વારંવાર ગાયા કરે, તે સોક સમાન શ્રાવક જાણવો. તે સાધુઓને તૃણ તુલ્ય ગણે છે. ૪

વળી બીજી ચોકડીમાં કહ્યું છે કે

ગુરૂનો કહેલ સૂત્રાર્થ જેના મનમાં ખરેખરો પેસી જાય તે આરીસા સમાન સુશ્રાવક શાસ્ત્રમાં કહેલ છે. ૧

पवणेण पडागा इव, भामिज्जइ जो जणेण मूढेण,
अविणिच्छिय गुरूवयणो, सो होइ पडाइयातुल्लो. २

पडिवन्न मसग्गाहं, न मुयइ गीयत्थसमणुसिठोवि,
थाणुसमाणो एसो, अपओसी मुणिजणे नवरं. ३

उम्मगदेसओ निन्हवो सि मूढो सि मंदधम्मो सि,
इह सम्मंपि कहंतं, खरंटए सो खरंटसमो. ४

जह सिढिल मशुइदव्वं, छुप्पंतंपि हु नरं खरंटेइ,
एव मणुसासगंपि हु, दूसंतो भन्नइ खरंटो. ५

निच्छयओ मिच्छती, खरंटतुल्लो सवतितुल्लोवि,
ववहारओ उ सढा, वयंति जं जिणगिहाईसु. ६

જે પવનથી હલતી ધજાની માફક મૂઢ જનોથી ભમાઈ જાય તે ગુરૂના વચનપર અપૂર્ણ નિશ્ચયવાળો હોવાથી પતાકા સમાન છે. ૨

જે ગીતાર્થે સમજાવ્યા છતાં પણ લીધેલા હઠને નહિ છોડે તે થાણુ સમાન જાણવો, પણ તે પણ મુનિજન પર અદ્વેશી હોય છે. ૩

જે ગુરૂએ સાચું કહ્યા છતાં પણ કહે કે તમે તો ઉન્માર્ગ બતાવો છો, નિન્હવ છો, મૂઢ છો, મંદધર્મી છો એ રીતે ગુરૂને ખરડે તે ખરંટ સમાન શ્રાવક જાણવો. ૪

જેમ ગંદું અશુચિદ્રવ્ય તેને છુપનાર માણસને ખરડે છે, એમ જે શિક્ષા દેનારને પણ ખરડે તે ખરંટ કહેવાય. ૫

ખરંટ સમાન અને સોક સમાન શ્રાવક નિશ્ચય થકી તો મિથ્યાત્વી છે, તોપણ વ્યવહારથી શ્રાવક ગણાય છે, કેમકે તે જિનમંદિર વગેરેમાં આવે જાય છે. ૬

इत्यल मतिप्रसंगेन.

तस्य पुन र्भावश्रावकस्य लक्षणानि चिन्हा न्येतानि वक्ष्यमाणानि भणंत्य भिदधति—शुभगुरवः संविग्नसूरय इति. (छ)

આ બીજા પ્રસંગની વાત હવે બંધ કરીયે છીયે.

તે ભાવ શ્રાવકના લક્ષણો એટલે ચિન્હો શુભગુરૂ એટલે સંવિગ્ન આચાર્ય આ એટલે અગાઉ કહેવામાં આવશે તે કહે છે.

इति श्रीदेवेंद्रसूरि विरचितायां श्रीमच्चारित्र महाराज प्रसाद कल्पायां श्रीधर्मरत्न टीकायां पीठाधिकारः समाप्तः

આ રીતે શ્રી દેવેંદ્રસૂરિ વિરચિત અને ચારિત્ર ગુણરૂપ મહારાજની પ્રસાદીરૂપ શ્રી ધર્મરત્નની ટીકામાં પીઠાધિકાર સમાપ્ત થયો.



# शुद्धिपत्रक.



| अशुद्ध. | शुद्ध. | पत्र. | पंक्ति. |
|---|---|---|---|
| निर्डोषिता. | निर्दोषिता. | २ | १८ |
| तत्रा. | तत्रा. | ६ | ५ |
| चोतर. | चोत्तर. | ८ | ९ |
| निव्रत. | निवृत्त. | ८ | १६ |
| शुगतिमां. | सुगतिमां. | ९ | १ |
| श्रीमद. | श्रीमद्. | ११ | १ |
| सिधार्थ. | सिद्धार्थ. | ११ | १६ |
| ऽपायभुतं. | ऽपायभूतं. | १२ | १० |
| अनर्घ्यां. | अनर्घ्यां. | १७ | ११ |
| जंतुनां. | जंतूनां. | १७ | १९ |
| ह्रियंते. | न्हियते. | १७ | १६ |
| दातृलेन. | दातृत्वेन. | १७ | २० |
| दृष्टांत. | दृष्टांत. | १८ | ६ |
| त्वूचे. | वूचे. | २१ | १० |
| गृदसि. | गृहासि. | २४ | १ |
| शूचि. | शुचि. | २५ | ११ |
| स्थास्यति. | स्थास्यति. | २६ | १ |
| श्रृणु. | श्टणु. | २६ | २२ |
| मनवंछित. | मनवांछित. | २७ | ८ |
| रब्धा. | रब्धा. | २७ | १३ |
| विंना. | विना. | २७ | १३ |
| वऊ. | वउ. | २८ | १९ |
| गृहित्वा. | गृहीत्वा | २८ | २२ |
| परिणीयं. | परिणीय | ३८ | २३ |

| | | | |
|---|---|---|---|
| गुणवण. | गुणगण | २९ | २४ |
| અર્હતનાના: | અર્હતના | ३१ | १४ |
| तस्माद्द्वेतो | तस्माद्धेतो | ३१ | १८ |
| भीरू | भीरु | ३२ | २० |
| धर्मऽरत्न | धर्मरत्न | ३२ | १९ |
| कारिच | कारीच | ३३ | १६ |
| नुतान | नुत्तान | ३४ | ३ |
| भीलुकः | भीरुकः | ३५ | १ |
| दुष्टं | दृष्टं | ३९ | ८ |
| વિધાત | વિધાન | ३६ | १३ |
| तरुण्याः | तरुण्यः | ४० | १८ |
| दुखिता | दुःखिता | ४० | २१ |
| અવાચન. | અવાભન. | ४१ | १० |
| प्येवं | प्येवं | ४३ | १६ |
| श्रृणोति | श्टणोति | ४३ | १७ |
| निर्याति | निर्यांति | ४३ | १९ |
| निठुर | निट्ठुर | ४४ | २ |
| सगुण | सगुणः | ४४ | २५ |
| भणित्वा | भणिसा | ४८ | १७ |
| प्रसादे | प्रासादे | ४८ | २० |
| गृहीत्वा | गृहीत्वा | ५५ | १७ |
| गच्छत् | गच्छन् | ५६ | २० |
| झटितिं | झटिति | ५७ | २४ |
| दठुं | दट्ठुं | ५८ | ५ |
| હીરાના હાર | મોતીનાહાર | ५८ | १४ |
| वरकुमर | वरकुमार | ५८ | २० |
| महूसवं | महूस्सवं | ५९ | ६ |
| विज्ञप्त | विज्ञप्तः | ६० | १८ |

| | | | |
|---|---|---|---|
| धर्मकथं | धर्मकथां | ६१ | १ |
| क्नतेहिं | कचंतेहिं | ६५ | ८ |
| नुतानमति | नुत्तानमति | ६५ | १९ |
| व्रजभ्यां | व्रजद्भ्यां | ६५ | २२ |
| એક રૂપિઆના ફુલ | રૂપાના ફુલ | ६८ | ७ |
| लप्श्यते | लप्स्यते | ७० | २४ |
| सवणपुडेइ | सवणपुडेहिं | ७५ | ६ |
| प्रवर्त्तयत् | प्रवर्त्तयन् | ७५ | १७ |
| ललिएहिंयं | ललिएहिंय | ७६ | १ |
| हिर्गमेहिं | हियगमेहिं | ७६ | १ |
| चिठं | चिट्ठं | ७८ | ५ |
| दठं | दट्ठुं | ७८ | ५ |
| सोदठु | सोदट्ठुं | ८० | ३ |
| दूरिय | दूसिय | ८१ | ६ |
| जण | जिण | ८५ | ६ |
| वृंदेः | वृंदेन | ८५ | १८ |
| जिन | जनं | ८५ | २१ |
| मोचित | मोचितः | ८६ | २२ |
| थयो | थया | ८७ | १६ |
| अगृहीत्या | अगृहीत्वा | ८७ | २२ |
| नृपधुंघुमारः | नृपधुंधुमारः | ८९ | १८ |
| दठु | दट्ठुं | ९० | ७ |
| नम्मो | नमो | ९१ | १ |
| नमौ | नमो | ९१ | १९ |
| प्युपयुक्तः | प्युपयुक्तः | ९१ | १९ |
| वारत्तरूषिः | वारत्तार्षिः | ९१ | २१ |
| मनीद्दशानां | मनीद्दशानां | ९२ | १९ |
| पहाणणे | पहाणेण | ९३ | १४ |
| तत्त्ववुद्धा | तत्त्ववुद्ध्या | ९५ | १५ |

| | | | |
|---|---|---|---|
| ममं | मम | ९६ | १ |
| वादि | वारि | ९६ | ३ |
| खिवितु | खिवित्तु | ९६ | २ |
| कमाणं | कम्माणं | ९७ | २ |
| घितु | घित्तु | ९८ | ११ |
| निजगेहं | निजगेहं | ९८ | १८ |
| वराकयाः | वराकायाः | ९८ | २१ |
| उवरअेसुं | उवरएसु | ९९ | २ |
| प्रशमैकधने | प्रशमैकधनो | ९९ | २० |
| संपुट्गतं | संपुटगतं | १०० | ३ |
| ददंतं | ददतं | १०१ | १८ |
| कथंनुं | कथंनु | १०२ | १५ |
| तत्र | ततः | १०२ | १६ |
| विक्टावटे | विकटावटे | १०२ | १८ |
| त्वथापि | त्वयापि | १०२ | २० |
| वऊवर्षान् | वहुवर्षाणि | १०४ | १८ |
| लश्यते | लप्स्यते | १०४ | १९ |
| रूजु | ऋजु | १०५ | २२ |
| खरकामित्व | खरकार्मित्व | १०६ | १५ |
| विरति | विरतिं | १०६ | १५ |
| પાભી | પાપી | १०७ | १८ |
| गुरूजन | गुरुजन | ११० | १६ |
| कुलजन्माः | कुलजन्मानः | ११० | २१ |
| श्रीय | श्री | ११० | २२ |
| रूप | रूप | १११ | १९ |
| जीवस्येन | जीवस्येव | १११ | १६ |
| જીવના ભાફક | વૃહસ્પતિનીભાફક | १११ | ८ |
| प्रसाय | प्रत्याय्य | ११२ | १७ |
| उत्पादत | उत्पाद्य | ११२ | १७ |

| | | | |
|---|---|---|---|
| कथितव्यं | कथयितव्यं | ११५ | १७ |
| हदगेहे | हद्दगेहे | ११७ | ६ |
| हदगेहे | हद्दगेहे | ११७ | २१ |
| निरवद्यं | निरवद्य | ११८ | १९ |
| परूष | परुष | ११८ | १७ |
| लआरे | लगारे | ११९ | १५ |
| सुरूपं | सुरूपं | ११९ | १६ |
| रुपं | रूपं | ११९ | २० |
| कामपमानाः | कामयमानाः | १२० | १८ |
| जिणेहि | जिणेहिं | १२३ | ९ |
| रुजुः | ऋजुः | १२४ | १५ |
| समए | समये | १२५ | १६ |
| प्रवररुपाः | प्रवररूपाः | १२५ | १९ |
| प्रयोगेन | प्रयोगेण | १२९ | २० |
| विरुपाः | विरूपाः | १२९ | २० |
| कारूण्यादि | कारुण्यादि | १२६ | १८ |
| असनाधि | अशनादि | १२६ | २० |
| विद्ग्धाने | विंदूधाने | १२६ | २२ |
| उदघुष्टं | उद्घुष्टं | १२९ | १९ |
| रज्ज | रज्जं | १३१ | २ |
| गुरूचरण | गुरुचरण | १३१ | १५ |
| चतुर्भि | चतसृभि | १३१ | १८ |
| स्वशकत्या | स्वशक्त्या | १३१ | १९ |
| सदशा | सदृशा | १३४ | २० |
| युवगजा | युवराजः | १३४ | २२ |
| रत्नोम्नयं | रत्नोच्चयं | १३७ | १९ |
| मुतु | मुत्तु | १३८ | ४ |
| शकासात् | सकाशात् | १३९ | १६ |
| मुकत्ला | मुक्त्वा | १३९ | १८ |

| | | | |
|---|---|---|---|
| भ्रांत | भ्रांतः | १४० | २० |
| सिठिसुया | सिद्धिसुया | १४२ | २ |
| द्रव्यविणो | द्रविणो | १४४ | १६ |
| गृहित्वा | गृहीत्वा | १४४ | २० |
| गृहतिभांडो | गृहीतभांडो | १४६ | १६ |
| स्थिताश्व | स्थितश्व | १५२ | १८ |
| वि्वेग | विवेक | १५३ | १९ |
| गुरूभर | गुरुभर | १५३ | २१ |
| वऊशः | वहुशः | १५३ | २२ |
| क्रुरभार्वं | क्रूरभात्रं | १५३ | २५ |
| मुच्चैः | मुच्चैः | १५४ | ६ |
| धर्माहो | धर्माहों | १५६ | ६ |
| कुशस्थळ | कुशस्थळ | १५६ | १८ |
| वीयं | वीयं | १६६ | ९ |
| पारिग | परिग्ग | १६६ | ९ |
| ऊक्तो | उक्तो | १६९ | १६ |
| भायावि | मायात्री | १७० | ११ |
| मत्यस्थानं | मत्ययस्थानं | १७० | १४ |
| स्वचित | स्वचित्त | १७१ | १२ |
| दुःमाप | दुःमापं | १७१ | १२ |
| भुतले | भूतले | १७१ | १९ |
| खिवइ | खिव्वइ | १७४ | २ |
| विश्वषे | विश्वस्ते | १८५ | ७ |
| हिएण | ह्यिएण | १८६ | ९ |
| सधृणं | सघृणं | १८७ | ८ |
| परिष्फुरइ | पारिस्फुरइ | १८८ | ४ |
| अग्गिभुइ | अग्गिभृइ | १८८ | ५ |
| त्रिज्मकेऊ | विञ्झकेऊ | १८९ | ८ |
| पुरामिमुहं | पुराभिमुहं | १९५ | ९ |

| | | | |
|---|---|---|---|
| मुत्तो | मुच्चो | १९६ | ४ |
| धमेण | धम्मेण | १९९ | ६ |
| चविउण | चविऊण | २०० | ९ |
| सुदाक्षिण्: | सुदाक्षिण्य | २०५ | १२ |
| ऊपकरो | उपकरो | २०९ | १६ |
| यदिहि | यदिह | २०५ | १९ |
| ल्पोषणा | प्रोषणा | २११ | ६ |
| पुंडरीक | पुडरीक | २१४ | १२ |
| भिउडिनो | भिउडिणो | २२५ | ७ |
| मे भारा | भारा | २२६ | १७ |
| वुढवय | वुड्ढवय | २३२ | ५ |
| निर्वा | निवो | २३४ | ५ |
| सुर्द्रें | सुरेंद्र | २३८ | ५ |
| सुमणतं | सुमणत्तं | २३९ | ८ |
| अज्झः | अज्झ | २४७ | ७ |
| दुक्भीरू | दुरकभीरू | २५२ | ६ |
| पिठमय | मिठमय | २५४ | ४ |
| गलअगुठ | गलअंगुट्ठ | २५६ | ६ |
| मुणिपवरं | मुणिप्पवरं | २५९ | १० |
| भनवय | भनवचन | २६१ | १९ |
| कुव | कूप | २६३ | ५ |
| मणेहि | मणेहिं | २६३ | ११ |
| पित्राशुचि | मिवाशुचि | २७३ | २ |
| वृत्ति | वृत्तिं | २७३ | ८ |
| कूरतं | कूरत्तं | २७९ | १ |
| अखोह | अरक्रोह | २८० | २ |
| सौम्माच | सोम्याच | २८९ | १५ |
| भूतान | भूतान् | २९० | १० |
| मुघोस | सुघोष | ३०१ | २३ |

| | | | |
|---|---|---|---|
| प्यसंतो | प्यसंतो | ३०५ | १२ |
| तत्वंति | तन्वंति | ३०५ | १३ |
| वालवुढ | वालवृद्ध | ३११ | ८ |
| दतुच्छंपरिवार | दतुच्छपरिवारः | ३२६ | ६ |
| परिवर्जमितव्याः | परिवर्जयितव्याः | ३३२ | १२ |
| तेपांमप्येते | तेपामप्येते | ३३३ | ८ |
| गुरूणा | गुरुणा | ३३४ | १० |
| मुणंति | मनंति | ३३६ | ६ |
| श्रुण्वंति | शृण्वंति | ३३६ | ८ |
| तंत्रयुकत्या | तंत्रयुक्त्या | ३३७ | ३ |
| इयेवं | ह्येवं | ३३७ | ६ |
| सुगुरुणां | सुगुरूणां | ३३८ | ९ |
| खितु | खित्तु | ३४२ | ३ |
| वढइ | वड्ढइ | ३४२ | ६ |
| અવધાર | અવધારણ | ३४५ | २४ |
| रज्झं | रज्जं | ३४७ | १० |
| वंधुयुक्ता | वंधुरावंधुमुक्ता | ३५७ | १० |
| ऊंक्तः | उक्तः | ३६८ | २ |
| एजतत्थ | एजजत्थ | ३६७ | ६ |
| पत्तिओ य | पत्तिओरोइओय | ३६८ | १० |
| हइ | लूहइ | ३७३ | २ |
| सिंगाराण | सिंगाराणं | ३७३ | |
| हरिसियमणाण | हरिसियमणाणं | ३७३ | ११ |
| वुतुं | वुत्तुं | ३७५ | १० |
| शुपक्षः | सुपक्षः | ३७७ | ३ |
| विशेषण | विशेषणं | ३७८ | ७ |
| द्रष्टु | दृष्टु | ३७८ | ७ |
| वीया | वीया | ३८४ | १ |
| वुढिमाणेइ | वुड्ढिमाणेइ | ३८६ | १ |

| | | | |
|---|---|---|---|
| वृनकं | वृत्तकं | ३८९ | ५ |
| युक्तियत्र | युक्तियंत्र | ३९० | १३ |
| वस्तुनां | वस्तूनां | ३९० | २ |
| दुधि | दुद्दधि | ३९९ | ८ |
| निपकोद्भुतं | निकषोद्भूतं | ४०० | २१ |
| तरूणोपि | तरुणोऽपि | ४०१ | १२ |
| कत्वो | क्त्वो | ४०३ | १० |
| भकाष्ट | भूकाष्ट | ४०४ | ६ |
| चित्तं | चितं | ४०७ | १२ |
| स्फुर्जदू | स्फुर्जद् | ४०९ | ३ |
| घणघणारवा | घणघणारवाः | ४०७ | ३ |
| भूयाधिष्ठाना | भूपाधिष्ठाना | ४०७ | ४ |
| प्रसर्पद्र्प | प्रसर्पद्दर्प | ४०८ | १० |
| व्यजिज्ञयत् | व्यजिज्ञपत् | ४११ | १० |
| स्थितीपि | स्थित्वापि | ४११ | १ |
| किलं | किल | ४११ | १२ |
| लंध यं | लंध्येयं | ४१२ | ८ |
| पूज्यामास | पूजयामास | ४१३ | ४ |
| उचैसौ | ऊचेऽसौ | ४१४ | १ |
| प्युच्चरितुं | प्युच्चरितुं | ४१४ | २ |
| तजज्ञात्वा | तज्ज्ञात्वा | ४१६ | ४ |
| विश्वंभ | विश्रंभ | ४१६ | ६ |
| आकार्यं | अकार्यं | ४१६ | १० |
| रुपाख्या | रूपाख्या | ४१७ | ३ |
| स्नस्या | स्तस्या | ४१७ | ४ |
| कार्यद्दये | कार्यद्वये | ४१८ | ८ |
| पत्नय | पत्न्य | ४१८ | ११ |
| धूना | धुना | ४२३ | ५ |
| गुरूः | गुरुः | ४२३ | ८ |

| | | | |
|---|---|---|---|
| महात्म्यात् | माहात्म्यात् | ४२३ | ६ |
| डिंभ | डिंभं | ४२४ | ५ |
| निर्यये | निर्ययौ | ४२४ | ५ |
| डिभरूप | डिभरूप | ४२४ | ६ |
| शुक्लरूपं | शुक्लरूपं | ४२६ | ८ |
| तश्याहो | तस्याहो | ४२६ | ९ |
| यें: | यैः | ४२६ | ६ |
| व्रतं | व्रत | ४२६ | ६ |
| प्रापतं | प्रापतां | ४२७ | २ |
| सर्वगाभेषु | सर्वगात्रेषु | ४२९ | ८ |
| तप्पसे | तप्यसे | ४३१ | १ |
| पाश्रयत् | माश्रयत् | ४३१ | ४ |
| बालो | वालो | ४३१ | ८ |
| कारूण्यात् | कारुण्यात् | ४३३ | १० |
| वराक: | वराकः | ४३४ | ११ |
| गुरूत्राणीव | गुरुत्राणीव | ४३७ | ४ |
| मत्युश्वैः | मत्युच्चैः | ४३७ | १० |
| गुणलक्ष्मी | गुणलक्ष्मीं | ४३७ | १२ |
| भराकस्य | वराकस्य | ४४१ | ४ |
| चूर्णे | चूर्ण | ४४१ | ६ |
| पुद्रकं | पुंड्रकं | ४४१ | ६ |
| यष्ठया | यस्या | ४४१ | १० |
| मुद्वंध्य | मुद्वध्य | ४४१ | १२ |
| पार्श्वे | पार्श्व | ४४३ | ४ |
| गुरुंश्चापि | गुरूंश्चापि | ४४३ | ७ |
| वाह्यंति | वाहयंति | ४४७ | १० |
| कृतस्तान | कृतस्नान | ४४८ | ११ |
| वीजयमान | वीज्यमान | ४४९ | ३ |
| कर्मकल्पप | धर्मकल्पद्रु | ४५० | १ |

| | | | |
|---|---|---|---|
| न्वशिष्यतं | न्वशिष्यत | ४५१ | ४ |
| अष्टादशः | अष्टादश | ४५३ | १ |
| ऊपचारिक | औपचारिक | ४५४ | ४ |
| मज्ञान | सद्ज्ञान | ४५६ | १६ |
| पुणोविनयरंमि | पुणरविनरएतिरिएपुणो विनयरंमि | ४६५ | ३ |
| मविस्मृत्या | मविस्मृत्य | ४६८ | १२ |
| सहस्रेणं | सहस्रेण | ४७६ | १३ |
| ખરેખરૂં | ખરેખરો | ४७६ | २८ |
| ठाणठाणे | ठाणे ठाणे | ४८१ | ९ |
| મેરૂનું | મેરૂની | ४८२ | १८ |
| अरूण | अरुण | ४८६ | १० |
| महानस्र | महानस | ४९० | २० |
| सूत्रार्थने | सूत्रार्थने | ४९३ | १३ |
| तत्थु | तत्थ | ४९७ | ६ |
| संठविउ | संठविओ | ४९८ | ११ |
| साक्षा निरीक्ष्य | साक्षान्निरीक्ष्य | ५०७ | ८ |
| स्रीदशे | स्रीदशे | ५०७ | ६ |
| हिं | हि | ५०७ | ६ |
| वियाकाख्य | विपाकाख्य | ५०८ | ३ |
| तनूमे | तन्मे | ५०९ | ९ |
| वुद्धौ | वुधौ | ५१० | ७ |
| तहा | तदा | ५११ | १ |
| ग्रहात् | गृहात् | ५११ | १ |
| शत्रुणां | शत्रूणां | ५१४ | ५ |
| मणु | मनु | ५१४ | १० |
| दृष्ट्र | दृष्ट | ५१४ | १२ |
| निरूद्धो | निरुद्धो | ५१५ | १० |

| | | | |
|---|---|---|---|
| कवापि | क्वापि | ५१६ | ९ |
| तत्स्वरुपं | तत्स्वरूपं | ५२३ | २१ |
| प्रत्याह्यास्य | प्रत्याख्यानस्य | ५२७ | ६ |
| नोपादते | नोपादत्ते | ५२७ | ८ |
| कुरूते | कुरुते | ५३१ | ६ |
| बुद्धैः | बुधैः | ५३२ | ७ |
| भवमिति | भवमिति | ५३२ | ८ |
| दुपणं | दूषणं | ५३२ | ११ |
| कुरूते | कुरुते | ५३३ | ८ |
| सचिवसुतुः | सचिवसूनुः | ५३५ | ५ |
| दोडंडाभ्यां | दोर्दंडाभ्यां | ५३८ | ११ |
| ग्रहीष्यते | गृहीष्यते | ५३८ | ११ |
| नृपचतं | नृपसुतं | ५३६ | ३ |
| त्रिदशसदम | त्रिदशसदनं | ५४० | १ |
| रुचे | रूचे | ५४२ | ६ |
| शौप | सैप | ५४२ | ६ |
| गुरूं | गुरु | ५४३ | ५ |
| तरूवर | तरुवर | ५४५ | ३ |
| कुरूष्व | कुरुष्व | ५४६ | ५ |
| करूणा | करुणा | ५४८ | ७ |
| तृष्टा | तुष्टा | ५४८ | ६ |
| किंतू | किंतु | ५५२ | ११ |
| दारूणं | दारुणं | ५५३ | ७ |
| सूनवदनं | सुनवदनं | ५५३ | ६ |
| वैक्रिवरुप | वैक्रियरूप | ५५४ | १ |
| करूणा | करुणा | ५५५ | १ |
| कुरु | कुरु | ५५५ | १ |
| समाग्री | सामग्री | ५५६ | १८ |
| बहूतमसः | बहुतमसः | ५५६ | ७ |

| | | | |
|---|---|---|---|
| सूदारूणं | सुदारुणं | ५६० | १ |
| स्मावहो | सावहो | ५६१ | १ |
| महायक्षा | महायक्ष | ५६१ | १ |
| मुन्सहूमे | मुत्सहसे | ५६१ | ६ |
| विहितांजलस्ते | विहितांजलयस्ते | ५६३ | ७ |
| विंशातिवाहा | विंशतिबाहु | ५६३ | ११ |
| रूदन्नधुना | रुदन्नधुना | ५६४ | ३ |
| मूक्त्वा | मुक्त्वा | ५६५ | ६ |
| गुरूक | गुरुक | ५६६ | ५ |
| कस्ययन | कस्यचन | ५६७ | ७ |
| वहूदेवी | बहुदेवी | ५६७ | ११ |
| न्हृप्टेन | हृष्टेन | ५६८ | ११ |
| मुक्तोचरं | मुक्तोत्तरं | ५६९ | १ |
| मतिरूचिरं | मतिरुचिरं | ५६९ | १ |
| गुरूवचनं | गुरुवचनं | ५७१ | ११ |
| नागार्जुनस्पति | नागार्जुनस्येति | ५८२ | ३ |
| श्वतूर्थांश | श्वतुर्थांश | ५८४ | ८ |
| चित्रं | चित्र | ५८० | १ |
| विलुधत्रि | विबुधैर्वि | ५९० | २ |
| दधीतां | दधीत | ५९० | ४ |
| हेतूभिः | हेतुभिः | ५९१ | १० |
| પુસ્તકમાં રહેલો છે | ભીણાકારીમાં રહેલો છે | ૫૯૩ | ૨૧ |
| रथाकथं | यथाकथं | ५९४ | १६ |
| અદ્વેશી | અદ્વેષી | ૫૯૭ | ૧૪ |

# विशेष सूचना.

पृष्ट ४२९ मां श्लोक १५४

बालः किं चिरयत्येष इति मध्यम बुद्धिकः ।
प्राविशत्कामधामांतस्तदवस्थं ददर्श तं ॥ १५८ ॥

અંદર ગયેલાં તેને વિલંબ કેમ થયો હશે ? એમ ધારી મધ્યમ બુદ્ધિવાલો તે કુમાર કામદેવના ઘરની અંદર પેઠો ત્યાં કુમારને તેવી અવસ્થાવાલો જોયો.

पृष्ट ४३० मां अर्द्धश्लोक १५५

उत्थापितस्ततोऽनेन यावदाह न किंचन ॥

તેણે કુમારને ઉઠાડવા માંડયો પણ તે કાંઈ બોલ્યો નહીં.

पृष्ट ४६४ गाथा ३७ मीनो भावार्थ.

પછી બધાનો ઘાત કરવાને જલની અંદર વિષ ભેલી દીધું અને પોતે આ લોક અને પરલોકથી ભય પામી એક દિશા તરફ નાશી ગયો. ૩૭

आ ग्रंथमां मागधी गाथाओमां ज्यां " ठ " एवा अक्षरो आवे छे त्यां " ट्ठ " आवा अक्षरो प्राये करीने जाणवा.

